# ગુજરાતના ઐતિહાસિક લેખો

## પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંત

**ભાગ – 2**


સંગ્રહકર્તા

**આચાર્ય ગિરજાશંકર વલ્લભજી**



1935

**ધી ફાર્બસ ગુજરાતી સભા**

મુંબઈ

શ્રી ફાર્બસ ગુજરાતી સભા-ગ્રન્થાવલિ ૧૫

# ગુજરાતના ઐતિહાસિક લેખો

## પ્રાચીન યુગથી વાઘેલા વંશની સમાપ્તિ પર્યંતના

## ભાગ ૨ જો

સંગ્રહ કરનાર

આચાર્ય ગિરજાશંકર વલ્લભજી બી. એ; એમ. આર. એ. એસ.

ક્યુરેટર આર્કીઓલોજીકલ સેકશન, પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝિયમ, મુંબઈ.

પ્રકાશક :

શ્રી ફાર્બસ ગુજરાતી સભા, મુંબઇ

નંબર ૩૬૫ ગિરગામ બેકરોડ, મુંબઇ નં ૪

[વિ. સં. ૧૯૯૨] કિંમત રૂ. ૪-૮-૦ [ઇ. સ. ૧૯૩૫

# શ્રી ફાર્બસ ગુજરાતી સભા-મુંબઈ

### શાળા-પાઠશાળાઓને ઇનામ માટે તેમ પુસ્તકાલયોના
### સંગ્રહ માટે અરધી કિમ્મતની ગોઠવણ

## સાહિત્યપ્રચારને ઉત્તેજનની યોજના

શ્રી ફાર્બસ ગુજરાતી સભાએ મુંબઈ ઇલાકાનાં, સરકારી, દેશી રાજ્યોનાં તેમ જ મ્યુનિસિપાલીટીઓ અને લોકલ બોર્ડોનાં કેળવણી ખાતાંઓ અભ્યાસ તથા વાંચનપ્રસાર દ્વારા તથા વિદ્યાર્થીઓને અપાતાં ઇનામો દ્વારા, તેમ જ તેમના હસ્તકની નિશાળોની તથા સાર્વજનિક લાઇબ્રેરીઓ અને પુસ્તકાલયોમાં ગુજરાતી સાહિત્યનો પ્રસાર બહોળા પ્રમાણમાં સહેલાઇથી ઓછા ખરચે થઈ શકે તે માટે પોતાની માલીકીનાં નીચે જણાવેલાં પહેલાં, દશ સુધીના આંકવાળાં પુસ્તકો ( રાસમાળા ભાગ ૧-૨ સિવાય ) અર્ધી કિમ્મતે ઉપલી સંસ્થાઓને વેચાતાં લઈ શકવાની અનુકૂળતા કરી આપવાની યોજના કરી છે.

રાસમાળા ભાગ ૧-૨ ( સચિત્ર ) ઉપલી સંસ્થાઓને ૧૨॥ ટકા કમીશનથી વેચાતી મળશે.

આ યોજનાનો લાભ લેવા તે તે કેળવણી ખાતાં અને સંસ્થાઓ પ્રેરાય તે માટે પોતાની માલીકીનાં પુસ્તકોનો પરિચય તૈયાર કરી પ્રકટ કરેલો છે. જેને તે જોઇતો હશે તેને મંગાવ્યેથી મફત મોકલવામાં આવશે.

આ પુસ્તકો અરધી કિમ્મતે વેચાતાં લેવા ઇચ્છતી સંસ્થાએ નીચેને શિરનામે પત્રવ્યવહાર કરવો.

**રા. રા. અંબાલાલ બુલાખીરામ જાની**, બી. એ.

સહાયક મંત્રી, શ્રી ફાર્બસ ગુજરાતી સભા.

૩૬૫ ગિરગામ, શ્રીફાર્બસ ગુજરાતી સભામંદિર

લેમીંગ્ટન રોડની બાજુમાં કોંગ્રેસ સ્ટ્રીટ, મુંબઈ નં. ૪

# પ્રસ્તાવના

—:*:—

"ગુજરાતના ઐતિહાસિક લેખો" ભાગ બીજામાં ગુર્જર વંશના લેખોથી શરૂ કરી ચૌલુક્ય વંશના અંત સુધીના લેખો દાખલ કરવામાં આવેલ છે. સભાનો વિચાર બે ભાગમાં બધા લેખોનો સમાવેશ કરવાનો હતો પણ તેમ કરવાથી બીજા ભાગનું કદ બહુ વધી જશે એમ જણાયાથી બીજો ભાગ આંહીજ બંધ કરી વાઘેલા વંશના તેમજ પ્રકીર્ણ લેખો ત્રીજા ભાગમાં આપવાનો નિશ્ચય કરવો પડયો. ઉપરાંત મુસ્લિમ કાળના લેખો પણ સંગ્રહીત કરવાની યોજના વિચારાય છે અને તે અમલમાં મુકવાની સગવડતા થશે તો આ લેખમાલા આગળ ચાલુ રહેશે.

બધા લેખોનો સંગ્રહ એકી વખતે તૈયાર કરી સોંપી દેવામાં આવેલ તેથી સંગ્રહ તેમ જ સંકલનાની પદ્ધતિ અગર નિયમો સંબંધી પ્રથમ વિભાગની પ્રસ્તાવનામાં નોંધ કરી છે, તેથી વિશેષ કાંઈ કહેવાનું રહેતું નથી.

પહેલા ભાગ માટે અભિપ્રાયો તેમ જ અવલોકનો જુદાં જુદાં છાપાં તેમ જ માસિકોમાં છપાયાં છે. તેમાં ઉત્તેજક તેમજ સ્તુત્યાત્મક ઉદ્‌ગારો તેમ જ સુધારા વધારા અને ઉણપો સંબંધી સહૃદય અને રચનાત્મક સુચનાઓ કરવામાં આવેલ છે. તેવી સૂચનાઓમાંથી બની શકે તેવી અને તેટલી ગ્રહણ કરવી અને ન બની શકે તેવી સૂચના માટે કાંઇક ખુલાસો કરવો આવશ્યક ગણાય.

આ કાર્ય કાંઈપણ ઉત્સાહ કે રસવિના સાવ યંત્રવત્ થએલું છે એવો અસંતોષ જાહેર થયેલ છે. નવલકથામાં આગળ પાછળનો સંબંધ જાળવવા માટે તેમ જ તેને રસિક બનાવવાના હેતુથી જે કલ્પનાના ઘોડા દોડાવવામાં આવે છે, તેવી ઘટના આવા સંગ્રહાત્મક ગ્રંથમાં થઈ શકે નહીં. જુદાં જુદાં સ્થળે અને જુદા જુદા પ્રસંગે લખાએલા અગર કોતરાવેલા લેખોમાં રસપ્રવાહ ચાલુ રહે તેવો ઉત્તરોત્તર સંબંધ શી રીતે સંભવે ? તેવા લેખોને કાળક્રમ અનુસાર ગોઠવીને જ સંતોષ માનવો રહ્યો. આવી ઐતિહાસિક સામગ્રી ઉપરથી જે ઈતિહાસ લખવામાં આવે તે રસિક બનાવી શકાય પણ આવા સંગ્રહ તો તેમાં રસ લઈ શકે તેવી કોટિએ નહીં પહોંચેલી વ્યક્તિઓને શુષ્ક જ રહેવાના.

સ્વ. ભાઈ રણજીતરામે આ કાર્ય આરંભેલું ત્યારે એમની મુરાદ હતી તે પાર નથી પડી એમ પણ ફરીયાદ રજુ થઈ છે અને સ્વ. ભાઈ રણજીતરામે કરેલું કામ કેટલું હતું અને સંપાદકે કરેલું નવું કેટલું છે તે જાણવાની જીજ્ઞાસા બતાવવામાં આવેલ છે. આ બન્ને બાબતો માટે ગ્રંથ ૧લાની પ્રસ્તાવનાના પહેલા ત્રણ પારીગ્રાફમાં બધા ખુલાસા મળી શકે તેમ છે તેથી આંહી ફરી તે વિષય ચર્ચવાની જરૂર જોતો નથી. વિશેષ બારીક સરખામણી માટે બન્ને સંગ્રહો સભાના પુસ્તકાલયમાં મોજુદછે તે જોવાની ભળામણ કરી શકાય.

આ ગ્રંથના સંબંધમાં એક સર્વસામાન્ય અભિલાષા દર્શાવવામાં આવી છે કે લેખના સંગ્રહ માટેનું ક્ષેત્ર વધુ વિશાળ થવું જોઇએ, એટલે કે કુમારપાલ અને સિદ્ધરાજ જેવા રાજાઓ જેની

ગુજરાત બહાર માળવા મેવાડ ઉપર આણુ ફરતી તેવાઓએ પોતે કે તેના સામંતોએ ત્યાં લખાવેલા લેખો પણ આમાં સંગ્રહિત થવા જોઈએ. તેમજ દક્ષિણના રાષ્ટ્રકૂટો અને કનોજના પ્રતિહારોની અમુક વખત ગુજરાત ઉપર સત્તા હતી તેઓના લેખોનો અને ગુજરાત બહારના પણ પ્રસંગોપાત ગુજરાતને લગતા લેખોનો પણ આમાં સમાવેશ કરવો જોઈએ. આ સંબંધમાં મારે જણાવવું જોઈએ કે કુમારપાળ અને સિદ્ધરાજ વિગેરેના ગુજરાત બહારના ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી લાગ્યાતેવા લેખોનો પ્રથમથી જ આ બીજા ગ્રન્થમાં સમાવેશ કરવામાં આવેલ છે. તેમ જ દક્ષિણના રાષ્ટ્રકૂટો એ ગુજરાતમાં આપેલાં દાનસંબંધી લેખો તેમ જ ગુજરાત શાખાના રાષ્ટ્રકૂટોના બધા લેખો આમાં સંગ્રહિત કરેલાજ છે. ગુજરાત બહારના પણ ગુજરાતના ઈતિહાસને ઉપયોગી થાય તેવા લેખોનું પત્રક તૈયાર કરી ત્રીજા ગ્રંથની અંતમાં છાપવાનો પણ સભાએ હમણાં ઠરાવ કર્યો છે.

વલભીનાં બધાં તામ્રપત્રો ન છાપવાની ભલામણ માટે મેં મારો અભિપ્રાય ગ્રંથ ૧ લાની પ્રસ્તાવનાના પારીગ્રાફ પાંચમામાં રજુ કરેલ છે તેથી વિશેષ કહેવાનું રહેતું નથી. આમાં બધા લેખો આખા છાપવાથી અગવડતા થવાને બદલે સગવડતા વધે છે તેથી ખાસ બચાવ કરવાની પણ જરૂરીયાત લાગતી નથી.

પૂ. મહામહોપાધ્યાય પં. ગૌરીશંકર ઓઝા, શાસ્ત્રી દુર્ગાશંકરજી તેમ જ પ્રોફેસર એમ. એસ. કોમીસેરીએટ ઈત્યાદિ શુભેચ્છકોએ ગ્રંથ ૧ લા માટે જે સંતોષ પ્રદર્શિત કરતા અભિપ્રાયો મોકલ્યા છે તે ટાંકવામાં આડમ્બર તથા આત્મ સ્તુતિનો આભાસ આવે તેથી આંહી રજુ કરેલ નથી. પ્રો. કોમીસેરીએટે તો આની અંગ્રેજી આવૃત્તિ થાય તો ઇષ્ટ છે, એમ પણ ઇચ્છા પ્રદર્શિત કરી છે. તે બધાઓનો આભાર માનવાની આ તક લઉં છઉં.

આ. ગિ. વ.

# સંગ્રહીત લેખોની અનુક્રમણિકા.

## ગુર્જર વંશી

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૦૮ | દદ્દ ૧ લાનું સંખેડામાંથી મળેલું પતરૂં બીજું | ચેદી સં. ૩૪૬ ઇ. સ. ૫૯૫–૯૬ | એ. ઈ. વો. ૨ પા. ૧૯ | — | ૩ |
| ૧૦૯ | દદ્દ ૨ જાનાં કાવીનાં તામ્રપત્રો. | ચે. સં. ૩૮૦ કા. સુ. ૧૫ | ઇ. એ. વો. ૧૩ પા. ૮૧ | — | ૪ |
| ૧૧૦ | દદ્દ ૨ જાનાં કાવીનાં તામ્રપત્રો. | ચે. સં. ૩૮૫ કા. સુ. ૧૫ | ઇ. એ. વો. ૧૩ પા. ૮૮ | — | ૧૩ |
| ૧૧૧ | સંખેડામાંથી મળેલું રણગ્રહનું પતરૂં બીજું | ચે. સં. ૩૯૧ વૈ. વ. ૧૫ | એ. ઇ. વો. ૨ પા. ૨૦ | — | ૧૮ |
| ૧૧૨ ૧૧૩ | દદ્દ ૨ જો અથવા પ્રશાન્તરાગનાં બે દાનપત્રો સંખેડામાંથી મળેલાં | ચે. સં. ૩૯૨ વૈ. સુ. ૧૫ | એ. ઇ. વો. ૫ પા. ૩૭ | — | ૨૦ |
| ૧૧૪ | દદ્દ ૨ જાના ઉમેટાનાં તામ્રપત્રો(બનાવટી) | શક સં ૪૦૦ વૈ. સુ. ૧૫ | ઇ. એ. વો. ૭ પા. ૬૧ | — | ૨૪ |
| ૧૧૫ | દદ્દ ૨ જાનાં બગુમરામાંથી મળેલાં તામ્રપત્રો( બનાવટી) | શ. સં. ૪૧૫ જ્યે. વ. ૧૫ | ઇ. એ. વો. ૧૭ પા. ૧૮૩ | — | ૩૦ |
| ૧૧૬ | દદ્દ ૨ જાનાં ઇલાવમાંથી મળેલાં તામ્રપત્રો(બનાવટી) | શ. સં. ૪૧૭ જ્યે. વ. ૧૫ ઇ. સ. ૪૯૫–૬ | ઇ. એ. વો. ૧૩ પા. ૧૧૫ | પ્રિ. ઓ. વે. મ્યુ. બો. | ૩૪ |
| ૧૧૭ | જયભટ ૨ જાનાં તામ્રપત્રો નવસારીમાંથી મળેલાં | ચે. સં. ૪૫૬ માઘ. સુ. ૧૫ ઇ. સ. ૭૦૬ | ઇ. એ. વો. ૧૩ પા. ૭૦ | — | ૪૦ |
| ૧૧૮ | જયભટ ૩ જાનાં કાવીમાંથી મળેલાં તામ્રપત્રો | ચે. સં. ૪૮૬ આષા. સુ. ૧૦ ઇ. સ. ૭૩૬ | ઇ. એ. વો. ૫ પા. ૧૦૯ | — | ૪૭ |
| ૧૧૯ | જયભટ ૩ જાનાં તામ્રપત્રો | ચે. સં. ૪૮૬ આશ્વિન. વ. ૧૫ ઇ. સ. ૭૩૬ | અપ્રસિદ્ધ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૫૩ |

## રાષ્ટ્રકૂટ વંશી

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૨૦ | કક્ક ૨ જાનાં આંત્રોલી છારોલીનાં તામ્રપત્રો. | શ. સં. ૬૭૯ આશ્વિ. સુ. ૭ | જ. બોં. બ્રે. રો. એ. સો. વો. ૧૬ પા. ૧૦૫ | | ૩ |
| ૧૨૧ | ગોવિંદ ૩ જાનાં વણીનાં તામ્રપત્રો | શ. સં. ૭૩૦ વૈ. સુ. ૧૫ | ઇ. એ. વો. ૧૧ પા. ૧૫૬ | પ્રિ. ઓ. વે. મ્યુ. બો. | ૯ |
| ૧૨૨ | ગોવિંદ ૩ જાનાં રાધ-નપુરનાં પતરાં | શ. સં. ૭૩૦ શ્રા. વ. ૧૫ | એ. ઇ. વો. ૬ પા. ૨૩૯ | | ૧૮ |
| ૧૨૩ | કર્ક ૨ જાનું દાનપત્ર | શ. સં. ૭૩૪ વૈ. સુ. ૧૫ ઇ. સ. ૮૧૨–૧૩ | ઇ. એ. વો. ૧૨ પા. ૧૫૬ | પ્રિ. મ્યુ. | ૨૭ |
| ૧૨૪ | ગોવિંદનાં તોરખેડેનાં તામ્રપત્રો | શ. સં. ૭૩૫ પૌ. સુ. ૭ ઇ. સ. ૮૧૨ | એ. ઇ. વો. ૩ પા. ૫૩ | | ૩૭ |
| ૧૨૫ | કક ૨ જાનાં નવસારીનાં તામ્રપત્રો | શ. સં. ૭૩૮ માઘ. સુ. ૧૫ | જ. બોં. બ્રે. રો. એ. સો. વો. ૨૦ પા. ૧૩૧ | પ્રિ. ઓ. વે. મ્યુ. બોં. | ૪૧ |
| ૧૨૬ | ગોવિંદ રાજનું કાવીનું દાનપત્ર | શ. સં. ૭૪૯ વૈ. સુ. ૧૫ | ઇ. એ. વો. ૫ પા. ૧૪૪ | | ૫૩ |
| ૧૨૭ | ધ્રુવ ૨ જાનાં વડોદરાનાં તામ્રપત્રો | શ. સં. ૭૫૭ કા. સુ. ૧૫ | ઇં. એ. વો. ૧૪ પા. ૧૯૬ | | ૬૫ |
| ૧૨૮ | દન્તિવર્માનાં તામ્રપત્રો | શ. સં. ૭૮૯ પૌ. વ. ૯ | એ. ઇ. વો. ૬ પા. ૨૮૫ | | ૭૩ |
| ૧૨૯ | ધ્રુવ ૩ જાનું ભરૂચનું દાનપત્ર | શ. સં. ૭૮૯ જ્યે. વ. ૧૫ | ઇ. એ. વો. ૧૨ પા. ૧૭૪ | | ૮૧ |
| ૧૩૦ | અમોઘવર્ષ ૧ લાનાં સંજાનનાં તામ્રપત્રો | શ. સં. ૭૯૩ પૌ. | એ. ઇ. વો. ૧૮ પા. ૨૩૫ | | ૯૪ |
| ૧૩૧ | કૃષ્ણ ૨ જાનું અંકુલેશ્વરનું દાનપત્ર | શ. સં. ૮૧૦ ચૈ. વ. ૧૫ ઇ. સ. ૮૮૮ | ઇ. એ. વો. ૧૩ પા. ૬૫ | વિ. ઓ. મ્યુ. | ૧૦૫ |
| ૧૩૨ | કૃષ્ણ ૨ જાનું કપડ-વંજનું દાનપત્ર | શ. સં. ૮૩૨ વૈ. સુ. ૧૫ ઇ. સ. ૯૧૦–૧૧ | એ. ઇ. વો. ૧ પા. ૫૨ | પ્રિ. ઓ. વે.૧૧૪ મ્યુ બો. | |
| ૧૩૩ } ૧૩૪ } | ઇન્દ્રરાજ ૩ જાનાં બે દાનપત્રો | શ. સં. ૮૩૬ ફા. સુ. ૭ | એ. ઇ. વો. ૯ પા. ૨૪ | | ૧૨૨ |
| ૧૩૫ | ગોવિંદ ૪ થાનાં ખભાતનાં તામ્રપત્રો | શ. સં. ૮૫૨ જ્યે. સુ. ૧૦ | એ. ઇ. વો. ૭ પા. ૨૬ | | ૧૩૭ |

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૩૬ | ગોવિંદ ૫ માનાં સાંગલીનાં તામ્રપત્રો | શ. સં. ૮૫૫ શ્રા. સુ. ૧૫ ઈ. સ. ૯૩૩-૩૪ | ઇ. એ. વો. ૧૨ પા. ૨૪૭ | | ૧૪૬ |

## ચૌલુક્ય વંશી

| | | | | | |
|---|---|---|---|---|---|
| ૧૩૭ | મૂલરાજનું દાનપત્ર કડીમાંથી મળેલું | વિ. સં. ૧૦૪૩ માઘ. વ. ૧૫ | ઇ. એ. વો. ૬ પા. ૧૮૦ | કડી ( વડોદરા સ્ટેટ )ની કચેરી ? | ૩ |
| ૧૩૮ | મૂલરાજનાં બાલેરાનાં પતરાં | વિ. સ. ૧૦૫૧ માઘ. સુ. ૧૫ | એ. ઇ. વો. ૧૦ પા. ૭૬ | બાલેરાના બ્રાહ્મણ દેવરામ પાસે. | ૧૨ |
| ૧૩૯ | ભીમદેવનું દાનપત્ર રાધનપુરમાંથી મળેલું. | વિ. સં. ૧૦૮૬ કા. સુ. ૧૫ | ઇ. એ. વો. ૬ પા. ૧૯૩ | — | ૧૫ |
| ૧૪૦ | ભીમદેવનાં તામ્રપત્રો | વિ. સં. ૧૦૮૬ વૈ. સુ. ૧૫ | જ. બો. બ્રે. રો. એ. સો. વધારાનો અંક " મુંબઇની ઉત્પત્તિ " વો. ૨૦ પા. ૪૯ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૧૭ |
| ૧૪૧ ૧૪૨ | કર્ણદેવના સમયનાં નવસારી માંથી મળેલાં બે દાનપત્રો | શ. સં. ૯૯૬ માર્ગ. સુ. ૧૧ | જ. બો. બ્રે. રો.— એ.સો. વો.૨૬ પા.૨૫૦ | | ૧૮ |
| ૧૪૩ | કર્ણ ૧ લાનું સૂનકનું દાનપત્ર | વિ. સ. ૧૧૪૮ વૈ. સુ. ૧૫ | એ. ઇ. વો. ૧ પા. ૩૧૬ | સિધપુરપાટણના રહીશ મી. નારાયણ ભારતી પાસે. | ૨૫ |
| ૧૪૪ | સિદ્ધરાજ જયસિંહનો ગાળાનો શિલાલેખ | વિ. સ. ૧૧૯૩ વૈ. વ. ૧૪ | જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૨૫ પા. ૩૨૪ | મંદિરમાંજ | ૨૮ |
| ૧૪૫ | માંગરોળમાંની સોઢડી વાવ-માંનો શિલાલેખ | વિ. સં. ૧૨૦૨ આશ્વિ. વ. ૧૩ | ભા. પ્રા. સં. ઈ. પા. ૧૫૮ | તેજ વાવની દિવાલમાં | ૩૦ |
| ૧૪૬ | કુમારપાળનો ચિતોડગઢનો શિલાલેખ | વિ. સં. ૧૨૦૭ | એ. ઇ. વો. ૨ પા. ૪૨૧ | મંદિરમાં | ૩૪ |
| ૧૪૭ | કુમારપાળના રાજ્યની વડનગર પ્રશસ્તિ | વિ. સં. ૧૨૦૮ આશ્વિ. સુ. ૫ | એ. ઇ. વો. ૧ પા. ૨૯૩ | અર્જુનબારીના પત્થરમાં | ૩૮ |
| ૧૪૮ | કુમારપાળના સમયનો મારવાડમાં કેરાડુ ગામનો શિલાલેખ | વિ. સં. ૧૨૦૯ માઘ. વ. ૧૪ | ભા. પ્રા. સં. ઇ. પા. ૧૭૨ | ગામ પાસેના એક ખંડેરમાં | ૪૮ |

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૪૯ | ગિરનારના લેખો નં.૧૬ | વિ. સં. ૧૨૧૫ ચૈ. સુ. ૮ | રી. લી. એ. રી. બો. પ્રો. પા. ૩૫૬ | નેમિનાથ અને ઘડિઘટુકાના મંદિર વચ્ચેના દરવાજાની ભીંત ઉપર. | ૫૧ |
| ૧૫૦ | ગ્વાલીયરના ઉદેપુરમાંથી મળેલા ત્રણ લેખો એ. | વિ. સં. ૧૨૨૦ | ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૧ | મોટા મંદિરના પૂર્વતરફના પ્રવેશ દ્વાર અંદર | ૫૨ |
| ૧૫૧ | ,, બી. | વિ. સં. ૧૨૨૨ | ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૩ | ,, દક્ષિણબાજુએ | ૫૫ |
| ૧૫૨ | ગિરનારના લેખો નં. ૨૭ | વિ. સં. ૧૨૨૨ | રી. લી. એ. રી. બો. પ્રે. પા. ૩૫૯ | રસ્તાની ઉત્તર બાજુની દિવાલ ઉપર | ૫૬ |
| ૧૫૩ | ,, ,, નં. ૩૦ | વિ. સં. ૧૨૨૩ | ,, | ખબુત્રીખાણમાં | ,, |
| ૧૫૪ | જુનાગઢના ભૂતનાથના મંદિરમાંનો કુમારપાલના સમયનો શિલાલેખ | વલભી. સં. ૮૫૦ વિ. સ. ૧૨૨૫ ઇ. સ. ૧૧૬૯ | ભા. પ્રા. સં. ઇ. પા. ૧૮૪ | ગામમાં ભૂતનાથનું મંદિર છે તેમાં | ૫૭ |
| ૧૫૫ | પ્રભાસપાટણમાં ભદ્રકાળીના મંદિરમાં કુમારપાલના સમયનો શિલાલેખ | વલભી સં.૮૫૦ વિ. સં. ૧૨૨૫ | ભા. પ્રા. સં. ઇ. પા. ૧૮૬ | મંદિરના પ્રવેશ દ્વારની જમણી બાજુએ. | ૬૦ |
| ૧૫૬ | ગ્વાલીયરના ઉદેપુરમાંથી મળેલા ત્રણ લેખો— 'સી' અજયપાલદેવનો | વિ. સં. ૧૨૨૯ | ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૪ | મંદિરમાં જ | ૬૯ |
| ૧૫૭ | અજયપાલનાં તામ્રપત્રો | વિ. સં. ૧૨૩૧ કા. સુ. ૧૧ | ઇ. એ. વો. ૧૮ પા. ૮૦ | | ૭૩ |
| ૧૫૮ | ભીમદેવ ૨ જાનું દાનપત્ર પાટણમાંથી મળેલું. | વિ. સં. ૧૨૫૬ ભા. વ. ૧૫ ઇ. સ. ૧૧૯૮ | ઇ. એ. વો. ૧૧ પા. ૭૧ | | ૭૮ |
| ૧૫૯ | ભીમદેવ ૨ જાનું દાનપત્ર | સિંહ સં. ૯૩ | ઇ. એ. વો. ૧૮ પા. ૧૦૮ | પ્રિ. ઓ. વે. મ્યુ. મું. | ૮૧ |
| ૧૬૦ | ભીમદેવનું દાનપત્ર ચૌલુક્યોનાં અગીયાર દાનપત્રો પૈકી નં. ૩ કડીમાંથી મળેલું | વિ. સં.૧૨૬૩ શ્રા. સુ. ૨ ઇ. સં. ૧૨૦૬ | ઇ. એ. વો. ૬ પા. ૧૯૪ | — | ૮૫ |
| ૧૬૧ | ભીમદેવ ૨ જાના સમયનો આબુનો લેખ | વિ. સં.૧૨૬૫ વૈ. સુ. ૧૫ ઇ. સં. ૧૨૦૯ | ઇ. એ. વો. ૧૧ પા. ૨૨૦ | તેજ સ્થળે | ૮૯ |

| અ. નં. | લેખની વિગત | સાલ | ક્યાં પ્રસિદ્ધ | હાલ ક્યાં છે | પૃષ્ઠ |
|---|---|---|---|---|---|
| ૧૮૮ થી ૧૯૨ | આબુગિરિના જૈન લેખો લેખ નં. ૧૯ થી ૨૩ | વિ. સં. ૧૨૯૦ | એ. ઇ. વો. ૮ પા. ૨૨૬ | તેજ સ્થળે | ૧૫૫ |
| ૧૯૩ થી ૨૦૦ | આબુગિરિના જૈન લેખો લેખ નં. ૨૪ થી ૩૧ | વિ. સં. ૧૨૯૩ ચૈ. વ.૭ તથા ૮ | એ. ઇ. વો. ૮ પા. ૨૨૭ | તેજ સ્થળે | ૧૫૬ |
| ૨૦૧ | ભીમદેવ ૨ જાનું દાનપત્ર કડીમાંથી મળેલું | વિ. સં. ૧૨૯૫ માર્ગ. સુ. ૧૪ | ઇ. એ. વો. ૬ પા. ૨૦૫ | — | ૧૫૯ |
| ૨૦૨ | ભીમદેવ ૨ જાનું દાનપત્ર કડીમાંથી મળેલું | વિ. સં. ૧૨૯૬ માર્ગ. વ. ૧૪ ઇ. સ. ૧૨૩૮ | ઇ. એ. વો. ૬ પા. ૨૦૬ | — | ૧૬૨ |
| ૨૦૩ | આબુગિરિના જૈન લેખો લેખ નં. ૩૨ | વિ. સં. ૧૨૯૭ વૈ. વ. ૧૪ | એ. ઇ. વો. ૮ પા. ૨૨૯ | તેજ સ્થળે | ૧૬૫ |
| ૨૦૪ | વેરાવળમાં ભીમદેવ ૨ જાનો શિલાલેખ | | ભા. પ્રા. સં. ઇ. પ. ૨૦૮ | ફોજદારના મકાનમાં | ૧૬૬ |
| ૨૦૬ | ત્રિભુવનપાલનું દાનપત્ર કડીમાંથી મળેલું. | વિ. સં. ૧૨૯૯ ચૈ. સુ.૬ | ઇ. એ, વો: ૬ પા. ૨૦૮ | — | ૧૭૧ |



# ગુર્જર વંશના લેખો

નં. ૧૦૮

## દદ્દ ૧ લાનું સંખેડામાંથી મળેલું પતરૂં બીજું×

ચે. સં. ૩૪૬ ( ઈ. સ. ૫૯૫–૯૬ )

આ લેખનું બીજું જ પતરૂં મળ્યું છે. તેનું માપ ૮" × ૩¾" છે અને તે સુરક્ષિત છે. આમાંની દશ લીટીમાં રાજાનું કે દાતાનું કે દેય પદાર્થનું વર્ણનાદિ નથી, પણ માત્ર દાનશાસન અવિચ્છિન્ન કાયમ રાખવા માટેના સ્મૃતિઓમાંના સાધારણ રીતે આપવામાં આવતા આદેશો આપેલ છે. પરંતુ દાતાને ઓળખવા માટે પૂરતાં સાધનો આપણી પાસે છે. લેખક તરીકે સાન્ધિવિગ્રહિક આદિત્યભોગિકનું નામ આપેલ છે. ડૉ. બુલર જણાવે છે કે ભોગિક એક નાનો માણસ અગર એક અગર થોડાં ગામડાંનો ઠાકોર હોવો જોઈએ. કારણ વખતો વખત હુકમ કરવામાં આવે છે એવાં માણસોની સાથે તે શબ્દ લગાડેલો જોવામાં આવે છે. જેમ કે જયભટ્ટનું કાવિમાંથી મળેલું તામ્રપત્ર (ઇ. ઍ. વો. ૫ પા. ૧૧૦) દેશી કોષમાં તે શબ્દના પ્રાકૃત રૂપ ભોઈઓનો અર્થ ગ્રામપ્રધાન એવો કર્યો છે અને તેવો માણસ મ્હોટો રાજા હોઈ શકે નહીં. આ પતરાનો ગુર્જર વંશ સાથેનો સંબંધ પૂરવાર કરવા માટે બીજું કાંઈ ન હોય તો પણ એક ભોગિક શબ્દ કે જે સાન્ધિવિગ્રહિક આદિત્યને લગાડવામાં આવ્યો છે તે બસ છે. કારણ કે બીજા કોઈ પણ વંશનાં દાનશાસનોમાં તે શબ્દ વપરાયો જોવામાં આવતો નથી. વળી આ લેખની લિપિ પણ રણગ્રહના સંવત્ ૩૯૧ ના તામ્રપત્ર તેમ જ તે જ વંશનાં પ્રસિદ્ધ થએલાં બીજાં તામ્રપત્રોની લિપિ સાથે એટલી બધી મળતી આવે છે કે તેમાં શંકાને લેશ પણ અવકાશ નથી.

દાનની સાલ શબ્દમાં તેમ જ આંકડામાં આપવામાં આવી છે અને તે ૩૪૬ ની છે. સાધારણ રિવાજ મુજબ આંકડામાં ૩૦૦, ૪૦ અને ૬ નાં ચિહ્નો નથી, પણ અર્વાચીન ઢબ પ્રમાણે ૩, ૪ અને ૬ એમ આંકડા લખેલા છે. છેવટના ગુર્જર રાજાઓ ચેદી સંવત્નો ઉપયોગ કરતા, તેથી ૩૪૬ તે ઈ. સ. ૫૯૫–૯૬ લગભગ આવે છે. આ સાલ દદ્દ ત્રીજાની ડૉ. બુલરે આપેલી* સાલની સાથે બરોબર બંધબેસતી આવે છે. આ રાજાનો બીજો લેખ અગર તામ્રપત્ર હજુ સુધી પ્રાપ્ત નથી, તેથી આ તામ્રપત્ર ઉપયોગી ગણી શકાય.

### अक्षरान्तर

१ आचन्द्रार्काणर्णवक्षितिस्थितिसमकालीनं पुत्रपौत्रान्वयभोज्यमुदळातिसर्गेण

२ प्रतिपादितं मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये अतोस्य ब्रह्मदेयस्थित्या क्रिषत×करि

३ षापयंतो वा न कैश्चिद्व्याषेधे वर्त्तितव्यमागामिराजभिरस्मद्वङ्शैर्व्वा सामान्यं भूमि-

४ दानफलमवेत्यायमस्मद्दायोनुमन्तव्यः पालयितव्यश्चेत्युक्तं च भगवता व्या-

५ सेन ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सागरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य

६ तदा फलं ॥ षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे मोदति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्ये-

७ व नरके वेसे ॥ विन्ध्याहवीष्वतोयासु शुष्ककोटरवासिनः कृष्णसर्प्पाभिजायन्ते

८ ब्रह्मदेयापहारका[ः] यानीह दत्तानि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्मार्त्थयशस्कराणि-

९ निर्म्माल्यवान्प्रतिमानि तानि को नाम साधु×पुनराददीत॥लिखितं चात्र सन्धिविग्रहिकेना

१० दित्यभोगिकेन संवत्सरशतत्रैयं षट्चत्वारिङ्शोत्तरके ॥ ३४६

---

× એ. ઇ. વો. ૨ પા. ૧૯ એચ. એચ. ધ્રુવ બી. એ. એલએલ બી. * ઇ. એ. વો. ૧૭ પા. ૧૯૧

૧ વાંચો कृषतः ૨ વાંચો कर्षयतो ૩ વાંચો स्यैरन्यैर्वा ૪ વાંચો सगरादिभिः ૫ વાંચો वसेत् ૬ વાંચો हि जायन्ते ૭ વાંચો त्रये ૮ વાંચો रिंशदुत्तरके

## નં. ૧૦૯

# દદ્ ૨ જાનાં કાવીનાં તામ્રપત્રો*

### ચે. સ. ૩૮૦ કાર્તિક સુ. ૧૫

ગુજર વંશના ત્રણ લેખો આ માસિકમાં પ્રકાશિત થયા છે:— ડોકટર બુલર દ્વારા (૧) શકે ૪૦૦ ના વૈશાખ[1] સુદ ૧૫ નું દદ્ બીજાનું ઉમેટાનું દાનપત્ર, (૨) અવ્યક્ત સંવત ૪૮૬ ના આષાઢ[2] સુદ ૧૦ રવિવારનું જયભટ ત્રીજાનું કાવીનું દાનપત્ર, અને (૩) પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી દ્વારા અવ્યક્ત સંવત ૪૫૬ ના માઘ માસની પૂર્ણિમા મંગળવારે[3] ચન્દ્રગ્રહણસમયે અપાએલું જયભટ ૩ જાનું નવસારીનું દાનપત્ર.

અને તે જ વંશના બીજા ત્રણ લેખ અન્યત્ર પ્રસિદ્ધ થયા છે. તે પૈકી દદ્ બીજાનાં બે દાનપત્ર જે અનુક્રમે અવ્યક્ત સંવત્ ૩૮૦ ના કાર્તિક શુકલ પૂર્ણિમા અને તેવા જ સંવત્ ૩૮૫ ની કાર્તિક શુકલ પૂર્ણિમાનાં[4] છે. તે પ્રોફેસર જે. ડૉસને પ્રકાશિત કર્યાં. ત્રીજો લેખ પ્રોફેસર આર. જી. ભંડારકરે પ્રકશિત કર્યો. તે શકે ૪૧૭ ના વૈશાખની[5] અમાવાસ્યા સહ પ્રતિપદાના સૂર્યગ્રહણસમયનાં તે જ વ્યક્તિનાં આપેલાં ઈલાઓનાં દાનપત્ર વિષે છે.

ચાલુક્યવંશના[6] વિજયરાજ અથવા વિજયવર્માના દાનપત્ર તથા એક બીજા દાનપત્ર સાથે (જેની વિગત આપી નથી) દદ્ બીજાનાં ખેડાનાં બે દાનપત્રો લગભગ ઈ. સ. ૧૮૨૭ માં મળી આવ્યાં હતાં. ખેડાના કોટની વાયવ્ય બાજુમાં નજીક જ વત્રુઆ નદી વહે છે. ત્યાંની ભીંત તથા જમીન ધોવાઈ જવાથી આ શોધ થઈ શકી હતી. અસલ પતરાં બધાં ડૉ. એ. બર્ન્સે રોયલ એશિયાટિક સોસાયટીને ભેટ તરીકે આપ્યાં હોય એમ જણાય છે. પરંતુ તે પૈકી કેવળ વિજયરાજ-નું દાનપત્ર હાલ ઉપલબ્ધ છે. તેથી ગુર્જરનાં આ બે દાનપત્રો પ્રોફેસર ડૉસનના લેખ સાથે પ્રસિદ્ધ થએલી પ્રતિકૃતિઓ ઉપરથી ફરીથી હું પ્રકાશિત કરૂં છું.

આ પ્રતિકૃતિઓમાંની પહેલીમાં બે પતરાં બતાવ્યાં છે. તે દરેક ૧૧$\frac{3}{4}$" લાંબું અને ૯$\frac{1}{2}$" પહોળુ છે. લખાણના રક્ષણ માટે આ પતરાંના કાંઠા જાડા અથવા વાળેલા હતા કે નહીં તે જાણી શકાતું નથી. પહેલા પતરાની નીચેની જમણી બાજુના ખૂણાનો મોટો ભાગ ભાગી ગયો છે અને બીજા પતરાનો ઉપરનો ડાબી બાજુના ખૂણાનો એક ન્હાનો કટકો ભાગી ગયો છે; તે સિવાય પતરાં સુરક્ષિત છે અને લેખ બહુ સહેલાઈથી વાંચી શકાય તેવો છે. પ્રતિકૃતિ સારી છે, પણ તેમાં ઘણા લોપો અને પુષ્કળ ભૂલો છે. આ ભૂલો અસલની કે લીથોગ્રાફની અપૂર્ણતાની પણ હોઈ શકે, પણ તેનાં કારણો વિષે શંકા હોવાથી તે અસલની જ ભૂલો મેં માની છે. સાધારણ રીતે,

---

* ઈ. એ. વો. ૧૩ પા. ૮૧-૮૭ જે. એફ ફલીટ.

૧ જ. કનીંગહામની ગણત્રી પ્રમાણે આ તારીખ ૩ જી એપ્રીલ ઈ. સ. ૪૭૮ ને સોમવારને મળતી આવે છે. (ઈ. એ. વો. ૭ પા. ૬૧) ૨ (ઈ. એ. વો. ૫ પા. ૧૦૯)—ઈ. એ. વો. ૧૨, પા. ૨૯૨-૯૩ માં પ્રસિદ્ધ કરેલા મારા 'રિમાર્કો' સંબંધી, પંડિત ભગવાનલાલ ઈન્દ્રજીએ પોતાની જાતની પતરાની પરીક્ષા ઉપરથી મને ખાત્રી આપી છે કે બીજું સંખ્યાવાચક ચિહ્ન ચોકકસપણે ૮૦ છે અને ૯૦ નથી. ૩ જુઓ. ઈ. એ. વો. ૧૩ પા. ૭૦ ૪ જ. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૨૪૭—આ બન્ને દાનપત્રનું ભેળસેળ અક્ષરાન્તર આ પહેલાં, જ. બે. એસ. સો. વો. ૭ પા. ૯૦૮ માં મી. જેમ્સ પ્રિન્સપે પ્રસિદ્ધ કર્યું હતું. પંક્તિ ૨૪ સુધીનું અક્ષરાન્તર ૩૮૦ ના દાનપત્ર-માંથી તેણે લીધું તે અને પંક્તિ ૨૫ થી અંત સુધીનું અક્ષરાન્તર ૩૮૫ ના દાનપત્રમાંનું છે, સિવાય કે તારીખ ૩૮૫ ને બદલે ૩૮૦ આપેલી છે. ૫ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧૦ પા. ૧૯ ૬ ઈ. એ. વો. ૭ પા. ૨૪૧

પતરાંઓમાં કડી માટે બે કાણાં હોય છે, પણ પ્રતિકૃતિમાં એક જ કડી બતાવી છે. તે આશરે ⅜" જાડી અને વલ્લભીવંશના દાનપત્રોની કડી જેવી બેડોળ છે. કડી ઉપરની મુદ્રા ગોળ છે. તેનો વ્યાસ લગભગ ૧⅜" છે. તેની બિંબાકાર સપાટી પર ઉપસેલું એક સાંકેતિક ચિત્ર પણ છે, જેનો અર્થ જાણી શકાતો નથી, પણ તે કદાચ સૂર્યપૂજાનું કંઈક ચિહ્ન હશે. તેની નીચે સામન્ત દદ્દ એ પ્રમાણેનો લેખ દાનપત્રની લિપિમાં[1] જ છે. આદ્યોપાન્ત ભાષા સંસ્કૃત છે.

લેખ દદ્દ બીજો જેને પ્રશાન્તરાગ પણ કહ્યો છે તેના સમયનો છે. તેની ઉપર તારીખ શબ્દ અને અંક બન્નેમાં લખી છે. તે અવ્યક્ત સંવત્ ૩૮૦ ની પૂર્ણિમા છે. આ દાનપત્ર નાંદિપુરી-માંથી અપાયું છે. તે સ્થળને ડૉ. બ્હુલર ભરૂચ[2]ની પૂર્વે જડેશ્વરના દરવાજાની બહાર આવેલા તે જ નામના એક જૂના કિલ્લા તરીકે ઓળખાવે છે. પરંતુ પંડિત ભગવાનલાલ ઇન્દ્રજી તેને રાજ-પીપળા સ્ટેટના હાલના નાંદોદ તરીકે ગણવાનું વધારે ઉચિત ધારે છે. તેમાં અક્રૂરેશ્વરના પ્રાન્ત કે વિષયમાં શિરીષ પદ્રક ગામનું દાન અપાયાનું લખાણ છે. ડૉ. બુલર અક્રૂરેશ્વરને ભરૂચ[3] જીલ્લાના દક્ષિણ ભાગમાં આવેલા અંકલેશ્વર તાલુકાનું મુખ્ય શહેર અંકલેશ્વર અથવા અંકુલેશ્વર ગણે[4] છે. અને શિરીષપદ્રક અંકુલેશ્વર તાલુકાનું હાલનું સીસોદ્રા હશે, એમ લાગે છે.

---

૧ ઈલાવ દાનપત્રના પોતાના લેખમાં પ્રો. ભાંડારકર બે બેડા દાનપત્રની મુદ્રાઓની પ્રતિકૃતિઓ વિષે શંકા ઉઠાવે છે. કારણ કે તેમાં 'શ્રી' ના માનવંતા ઉપસર્ગ વિના 'સામન્ત દદ્દ' લેખ છે. પરંતુ આ પ્રમાણે શંકા ઉઠાવવાનું કાંઈ પણ કારણ નથી, કારણ કે તેવું જ વાંચન દદ્દ ૧ લાને વિષે એ બે દાનપત્રોનાં અક્ષરાન્તરની ચોથી પંક્તિમાં આવે છે. ૨ ઈ. એ. વો. ૭ પા. ૬૨ ૩ પા. ૭૩ જુઓ ઈ. એ. વો. ૧૩. ૪ ઈ. એ. વો. ૫ પા. ૧૧૩—ઈલાવ દાનપત્રની પં. ૧૪ માં અંકુલેશ્વર નામ આ જ જગ્યા બતાવતું આવે છે.

## अक्षरान्तर

### पतरूं पहेलुं.

१ ॐ स्वस्ति नान्दीपुरीतो[ । ]विविध विमलगुणरत्नसंपा[ प ]दुद्भासितसकलदि-
ङ्मुखे परित्राताश[ े ]षसपक्ष[ मह ]ामहीभृति

२ सततमविलङ्घितावधौ स्थैर्य्यगा[ ं ]भि[ भी ]र्य्य लावण्यवति महासत्वतयात्[ ि ]
दुरवगाहे गुर्ज्जरनृपति वंशामह[ ो ]दधा[ धौ ]श्रीसहजन्माकृ-

३ ष्णहृदयाहितास्पदः कौस्तुभमाणिरिव विमलयशोदीधितिनिकरविनिहतकलिति-
मिरनिचयः सत्पक्षो वैनतेयइवाकृष्टशत्रु-

४ नागकुलसंततिरुत्पत्तित एव दिनकरचरणकमलप्रणामापजीवाशेषदुरित निवहः
सामन्तदद्दः[ । ]प्रतिदिनमपेतशङ्कं येन-

५ स्थितमचलगुणनिकरकेसरिविरा[ ि ]जतवपुषा विनिहतारिगजकुम्भविगलितमुक्ता
फलो[ ल ]च्छलप्रणी[ की ]र्ण्णे विमलयशोवितानेन रूपानु-

६ रूपं सत्त्वमुद्वहताकेसरिकिशोरकेणेवोपरि क्षितिभृतां[ । ]यंचातिमलिनकलियुगति-
मिरचन्द्रमसमनुदिवसमन्य[ ो ]न्यस्पर्द्धय[ े ]वा-

७ ययुः कलासमूहादयो गुणा विक्रमानीतमदविलासालसगतयोरातिगजघटाः प्रम-
दाश्च[ । ]यस्यचाविरतदान-

८ प्रवाहप्रीणितार्थिमधुकरकुलस्य रुचिरकीर्त्तिवशासहायस्य सततमस्खलितपदं प्रस-
रतः सद्वंशाहितशोभागौरवस्य

९ भद्रमतंगजस्यवे करघाटविनिहतक्षितिभृदुन्नततनूरुहस्यरेवानिर्ज्झरसलिलप्रपात-
मधुरनिनदस्य भगोद्भ-

१० वाः समुन्नतपयोधराहितश्रियो दयिता इव मुदे विन्ध्यनगोपत्यका[ । ]यश्चोपमीयते
शशिनि सौम्यत्ववैमल्यशोभाकला-

११ भिर्न्न कलङ्केन श्रीनिकेतशोभासमुदयाधः कृतकुलकण्टकतया कमलाकरे न पङ्क-
जन्मवयासत्वोत्साहविक्रमैर्मृगाधिरा-

१२ जेन क्रू[ क्रू ]राशयतया लावण्यस्थैर्य्य ग[ ा ]-भीर्य्यस्थित्यनुपालनतयामहोदधो-
[ धौ ]नव्यालाश्रयतया सत्कटकसमुन्नतविद्याधरावा-

१३ सतया हिम[ मा ]चले न खष[ शे ]परिवारतया[ । ]यस्य च सद्भा[ भो ]गः शे-
षोरगस्येव विमलकिरणमणिशताविष्कृतगौरवः सकलजगत्साधार-

१४ णो[ । ]यस्य प्रकाश्यते सत्कुलं शीलेन प्रभुत्वमाज्ञया शास्त्रमराति प्रणिपातेन कोपो-
निग्रहेण प्रसादः प्रदानैर्धर्म्मो देवद्विजातिगु

---

१ नं. ११० पंक्ति १३ मां पण 'खष' वांचन छे. प्रो. डॉसननी सूचनाथी सुधारेलुं वांचन मे लीधुं छे. २ आंहि अने पंक्ति २७ मां 'द्विज' शब्दमां 'आ' नो लीटो ज ना उपरना लीटा साथे अपूर्व रीते जोडेलो छे.

१५ रुजनसपर्य्ययेति[ । ]*तस्य सूण्ण[नु ]ः प्रतसरुचिरकनकावदातः कल्पतरुरिव[ ा ]-
विरतमभिक[ रु ]चित-फलप्रदः सततमृतुगणस्येव

१६ वसन्तसमयो वसन्तसमयस्य[ े ]व प्रविक[ ा ]सितानिबिडचूततरुवनाभोगः सरस-
इव कमलनिवहः कमलनिवहस्येव

१७ प्रबोधो महाविषधरस्येव मणिर्म्मणेरिव स्वच्छतारभावो महोदधेरिवामृतकलशो-
मृतकलशस्येवामरणदायित्व-

१८ प्रभावः करिणः इव मदः प्रमदाजनस्येव विलासो विभवस्येव सत्पात्रविनि-
योगो धर्म्मस्येव क्रतुः क्रतोरिव स्वद-

१९ क्षिणाकालः प्रेम्णा इव सद्भावः शशिना इवामलकलासमूहो नियतमलङ्कारभूतः
सकलनिशाकर[ ा ]भिरु[ रू ]प-

२० वदनः शक्तो वदान्यः प्रबलरिपुबलानीकसमरसमवाप्तविजयश्रीः श्री वीतरागा-
परनामा श्रीजयभटः[ । ]कलि-

२१ प्रतिपक्षभया[ च् ]चरणार्त्थिन इव यम[ ा ]श्रृ[ श्रि ]ताः सविनया गुणाः[ । ]
स्फुरितविमलकीर्त्तिसौदामणि[ नि ]ना येन सकलजीवलो[ का ]-

२२ नन्दकारिणा कालवलाहकेनेवावन्ध्ये[ न्ध्य ] फलं गर्ज्जता प्रणयिनामपनीता-
स्तृष्णासंतापदोषाः[ । ]यश्च शूरोपि[ सतत ]-

२३ मयशोभि[ भी ]रुरपगततृण्णो[ ष्णो ]पि गुणार्ज्जनाविच्छिन्नतर्षः सर्वप्रदान-
शीलोपि परयुवतिहृदयदानपर[ ा ]ङ्मुखः प[ टुरपिपर ]-

२४ परिवादाभिधानजडधीः[ । ]यस्य च न विरोधि रूपं शीलस्य यौवनं सद्वृत्तस्य
विभवः प्रदानस्य त्रृ[ त्रि ]वर्ग्गसेवा प[ रस्परापीडन ]

२५ स्य प्रभुत्वं क्ष[ ा ]न्तेः कलिकालो गुणानामिति[ ॥ ]तस्य सूनुः सजलघनपटल-
निर्ग्गतरजनिकरकरावबोधित कु[ उमुदधवल ]-

२६ यशः प्रतानास्थगितनभोमण्डलोनेकसमरसङ्कटप्रमुखागतानिहतशत्रुसामन्तकुल-
वधू द्र[ प्र ][ भातसम ]-

२७ यरुदितच्छलोद्गीयमानविमलनिस्त्रिंशप्रतापो देवद्विजातिगुरुचरण न[ क ]मलप्रणामो
[ द्घृष्टवज्र ]-

२८ मणिकोटिरुचिरदीधितिविराजितमुकुटोद्भासितशिरा दीनानाथातुराभ्यागतार्त्थि-
जनाक्लिष[ द् ]अ[ परिपूरि ]-

२९ तविभवमनोरथोपचीयमान त्रिविष्टपैकसहायधर्म्मस[ ंचयः ]प्रणयपरि[ कुपित ]-

३० मानिनीजनप्रणामपूर्वमधुरवचनोपपादितप्रसादप्रकाशीकृतविदग्धनागरक-

१ આહિ ' ડ 'નું ૩૫ પૂર્વે નહીં મળેલું એવું છે. નં. ૧૧૦માં તે ઉપલબ્ધ નથી.

## बीजुं पतरूं

३१ [ मृ ]वृ[ अ ]भाव[ ` ] [ ि ]वमलगुणकिरणपंजराक्षिप्तबहलकलितिमिरनिचयः समधिगतपञ्चमहाशब्द मी[ श्री ]दद्दः

३२ कुशली सर्व्वानेव राजसामन्तभोगिकविषयपतिराष्ट्रग्राममहत्तराधिकारिकादीन् समनुबोध-

३३ यत्यस्तु वो विदितमस्माभिरक्कू[ कू ]रेश्वरविषयान्तर्गत शिरीषपद्रकं[1] एष ग्रामः सोद्रङ्गः सोपरिकरः

३४ सर्वादानसंग्राह्यः सर्व्वदित्यविष्टिप्रातिभेदिकापरिहीणो भूमिच्छिद्रन्यायेनाचाटभट-प्रावेश्य आचन्द्रार्कार्ण्णव-

३५ क्षितिस्थितिसमकालीनः पुत्रपौत्रान्वयभोग्यो जम्बूसरोविनिर्गता कक्कू[ कूं ]रेश्वर-विषयान्तर्गत गि[ शि ]रीषपद्रकवासि बह्वृच व-

३६ त्ससगोत्राश्वलायनसब्रह्मचारिब्राह्मण भट्टाध्यापक । तथा गोपादित्य । तथाभट्टि-गण । विशाख । अग्निशर्म्म । द्रोण । काश्यपस-

३७ गोत्रभट्टिदाम । तथावत्र । अध्व[ र् ]य्युवाजसनेयदौण्डकीयसगोत्र-[2] । कण्वे-सब्रह्मचारि ब्राह्मणतापिश[ र् ]र्म्म । द्वितीयापिशर्म्म ।[3]

३८ दत्तस्वामि । भागिस्वामि । पितृशर्म्म । भट्टि । द्रोण । धूमृआ[ म्रा ]यणसगोत्र कर्णाध्यापक । आबुक । कौण्डिन्यसगोत्र वाटशर्म्म । शैल ।

३९ घोष । महादेव । नाव । माठरसगोत्र धर । विशाख । नन्दि । रामिल । हारितसगोत्र धर्म्मधर । च्छान्दोग्यभरद्वाजसगोत्रकौथुम-

४० सब्रह्मचारिब्राह्मणइन्द्रशर्म्म । आदित्यरवि । तापिशूर । इन्द्रशूर । ईश्वर धर । दामधर । द्वि ईश्वर । भरुकच्छविनिर्गत भेरज्जिका-

४१ निवासि अ[ आ ] थर्व्वण चौलिसगोत्र पिप्पलादसब्रह्मचारिब्राह्मणभद्र । बाबु-शर्म्म । द्रोणस्वामि । रुद्रादित्य । पूर्णस्वामि । एभ्यश्चतु-

४२ श्चरण ब्राह्मणेभ्यश्चतुर्विधपरिकल्पनापूर्व्वं बलिचरुवैश्वदेवाग्निहोत्रपञ्चमहायज्ञादि-क्रियोत्सर्प्पणार्त्थं मातापित्रोरात्मनश्च पु-

४३ ण्ययशोभिवृद्धये कार्त्तिक्य[ ा ]मुदकातिसर्गेणातिसृष्टो[ । ]यतोस्मद्वंश्यैरन्यै-र्वागामिभोगपतिभिः प्रबलपवनप्रेरितोदधिजलतरं-

४४ गचंचलं जीवलोकमभावानुगतानसारान्विभवान् दीर्घकालस्थेयसश्चगुणानाकलय्य सामान्यभोगभूप्रदानफलेप्सु

---

१ 'अनुस्वार' भूलथी लखायुं छे. २ आ विराम चिह्ननी कोई जरूर नथी. ३ द्वितीय नुं रूप छे.

४५ मिः शशिकररुचिरं यशश्चिराय चिचीषुभिरयमस्मद्दायोनुमन्तव्यः पालयितव्यश्च।
योवाज्ञानतिमिरपटलावृतमति-

४६ राच्छिन्द्याद्[ आच् ]छिद्यमानकं वानुमोदेत स पञ्चभिर्म्महापातकैः सोपपातकैः
संयुक्तः स्य[ ा ]दुक्तं च भगवता वेदव्यासेन

४७ व्यासेन ।। षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमन्ता च
तान्येव नरके वसेत् ।। विन्ध्याटवीष्वतोयासु

४८ शुष्ककोटरवासिनः कृष्णाहयो हि जायन्ते भूमिदायं हरन्ति ये ।। बहुभिर्व्वसुधा
भुक्ता राजभिः सगरादिभिः यस्य य-

४९ स्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ।। यानीह दत्तानि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्म-
[ ा ]र्थयशष्कराणि । निर्भुक्तमाल्यप्रतिमा-

५० नि तानि को नाम साधुः पुनराददीतेति ।। संवत्सरशतत्रये शीत्यधिके कार्त्तिक
शुद्ध पञ्चदश्यां लिखितं सन्धिविग्रहाधिकृ-

५१ रणाधिकृतरेवेण स्वमुखाज्ञयेति ।। सं ३०० ८० कार्त्तिक शु. १० ५ [ ।। ]

५२ दिनकरचरणार्च्चनरतस्य श्री वीतरागसूनोः स्वहस्तोयं प्रशान्तरागस्य ।।

ભાષાન્તર

ૐ ! સ્વસ્તિ ! નાન્દીપુરી( શહેર )માંથી[1]:—

( પંક્તિ ૧ ) વિવિધ વિમલ ગુણસંપદ્દથી સકલ દિશાઓનાં મુખ, રત્નોથી સાગર મંડિત કરે છે તેમ મંડિત કરનાર, સાગર તેના આશ્રયમાં આવેલા હોવાથી હજુ પણ પાંખ ( પક્ષ ) ધારણ કરતા પર્વતોની રક્ષા કરે છે તેમ તેના આશ્રયી સમસ્ત મહાન નૃપોને રક્ષનાર, સાગરની માફક અવધિ ન ઉલ્લંઘનાર, સ્થિરતાવાળો, ગંભીર, લાવણ્યમય અને મહા સત્વતાને લઈને ગહન માટે ( સાગર મહાસત્વો–પ્રાણીઓ–ને લઈને ગહન માટે કઠિણ છે તેમ ) કઠિણ તેવા ગુર્જ્જર નૃપતિઓના[2] મહોદધિ જેવા વંશમાં, શ્રીકૃષ્ણના હૃદય ઉપર રહેલી શ્રી( લક્ષ્મી ) સાથે જન્મેલા કૌસ્તુભમણિ માફક વિમલ યશનાં કિરણથી કલિયુગનાં તિમિર દૂર કરનાર, સત્પક્ષથી વૈનતેયની માફક શત્રુ નાગકુલની સંતતિ જડમૂળથી ઉખેડી નાંખનાર : દિનકરના કમળ જેવા ચરણને પ્રણામ કરીને જન્મથી જ સર્વ પાપો દૂર કરનાર સામન્ત શ્રી દદ્દ હતો— અચલ સદ્ગુણોના સમૂહથી આભૂષિત હોઈ, કેશવાળીથી વિરાજિત સિંહ જેવા— શરીરવાળો, શત્રુના સંહાર કરેલા ગજોના કુમ્ભમાંથી ઝરતા મુકતાફલ જેવા વિમલ યશવાળો, પર્વત પર જુવાન સિંહ પોતાનો પ્રભાવ જાળવે છે તેમ તેના રૂપને અનુકૂળ અન્ય નૃપો તરફ પ્રતાપ જાળવીને તે શંકારહિત ઉભો રહ્યો છે. પ્રતિદિન અન્યો અન્ય સ્પર્ધાથી કલા-સમૂહ આદિ ગુણો, તેના વિક્રમથી પ્રેરિત મદ વિલાસવાળી ગતિવાળી શત્રુની ગજઘટા અને ( તેમની ) પ્રમદાઓ તે અતિમલિન કલિયુગરૂપી તિમિરના ચંદ્ર સરખાની પાસે ગયાં. જે ઉત્તમ ગજના ચાલુ રહેતા મદ જેવા દાનપ્રવાહથી ભ્રમરનાં ( અરજદારોનાં ) જુથને આનન્દ આપતો, જે પોતાના ઉજ્જવળ યશથી તેના આશ્રિત ન હતા તેમને પણ નમાવતો, જે નિત્ય અસ્ખલિત ડગ ભરતો, જેની શોભા અને ગૌરવ તેના ઉત્તમ વંશથી જળવાતાં, જેનાં રૂવાં તેના હસ્તપ્રહારથી શત્રુ નૃપોના સંહારથી ઉત્પન્ન થએલા આનન્દથી ઉભાં થતાં, જેનો કંઠ ( અવાજ ) રેવા નદીના ધોધનાં પડતાં પાણીના અવાજ જેવો મધુર છે, તેના ઉપભોગ માટે, ઉન્નત પયોધર પર સૌંદર્ય ધારણ કરતી લગ્નસુખ દેનાર પત્ની જેવી વિંધ્યાદ્રિની નીચે આસપાસની ભૂમિ હતી. સૌમ્યત્વ, વિમલતા, શોભા અને કલામાં શશી સમાન, પણ કલંકમાં શશી સમાન ન હતો, શ્રીનું નિવાસસ્થાન બની, શોભાના મહાયશથી કુલકંટક દૂર કરનાર કમલ આકાર સમાન, પણ પંક( કાદવ )માં જન્મથી કમલની સમાનતા વગરનો હતો; સિંહ સમાન બલ, ઉત્સાહ અને વિક્રમમાં, પણ ક્રૂરતામાં નહીં હતો, સાગર સમાન લાવણ્ય, સ્થિરતા, ગાંભીર્ય, ધૈર્ય અને પાલન શક્તિમાં પણ સર્પ જેવા દુષ્ટોના આશ્રય સ્થાનમાં સમાન ન હતો; હિમાચલ સમો ઉન્નત કટક( મ્હોટાં શહેરો )થી અને વિદ્વાનના આવાસસ્થાનથી, પણ હિમાચલની આસપાસના પહાડી પ્રદેશ જેવા પડતી પામેલા યોદ્ધાઓથી આવૃત નહીં હોવાથી તેમાં હિમાચલ સમાન તે ન હતો. શેષનાગનાં ગુંચળાં માફક વિમલ કિરણવાળા અનેક ( સેંકડો ) મણિથી સ્પષ્ટ થતા ગૌરવવાળી તેની શ્રી ( લક્ષ્મી ) સકલ જગતને સામાન્ય હતી. તેના કુલનો મહિમા તેના શીલથી, તેનું પ્રભુત્વ ( તેની ) આજ્ઞાથી, તેનાં શસ્રો( નું જ્ઞાન ) ( તેના ) શત્રુ નમાવીને, તેનો કોપ ( તેના ) નિગ્રહથી, તેનો પ્રસાદ ( તેના ) દાનથી, તેની ધાર્મિકતા ( તેની ) દેવ, દ્વિજ અને ગુરૂ જનોની પૂજાથી પ્રકાશિત થએલાં હતાં.

( પંક્તિ ૧૫ ) તેનો પુત્ર, તપાવેલા ચળકતા સુવર્ણ જેવો શુદ્ધ, વસંતમાં પૂર્ણ ખીલેલી આમ્રઘટા જેવો, સરોવરનાં કમલમંડલ સરખો, કમલ મંડળનાં ખીલતા સૌંદર્ય જેવો, મહા વિષવાળા નાગના મણિ સરખો અને મણિમાં નિર્મલ સ્વચ્છતા જેવો, મહોદધિના અમૃત કળશ જેવો, અને અમૃત કળશના અમરતા દેનાર પ્રભાવ સરખો, ગજના મદ સમાન, પ્રમદાઓના

---

૧ આનો સંબંધ પંક્તિ ૩૧માં ''શ્રી દદ્દઃ કુશલી સર્વાન્'' સાથે લાગુ પડે છે. ૨ જુઓ ઈ. એ. વો. ૧૨ પા. ૧૫૭ નોટ ૭

વિલાસવૈભવ સરખો, સત્પાત્ર સાથે શ્રીના યોગ જેવો, ધર્મયજ્ઞ જેવો, યજ્ઞદાનના કાળ જેવો, પ્રેમના સદ્‌ગુણસમાન, શશીની નિર્મળ કલા જેવો, ( નિર્મળ કૃત્યોના સમૂહ જેવો ), નિત્ય અલંકારોથી ભૂષિત, પૂર્ણિમાના ચંદ્ર જેવા વદનવાળો, સ્નેહાળ, મૃદુવાણીવાળો, પ્રબળ શત્રુઓ સાથે યુદ્ધોમાં વિજયશ્રી પ્રાપ્ત કરનાર, અને શ્રી વીતરાગના અપર ( બીજા ) નામવાળો શ્રી જયભટ હતો. સદ્‌ગુણોએ પોતાના શત્રુ કલિયુગના ભયથી તેનું શરણ ઇચ્છતા હોય તેમ વિનયપૂર્વક તેનો આશ્રય લીધો. વિદ્યુત્ સમાન પ્રકાશિત કીર્તિવાળો, સકલ જીવલોકને આનન્દકારી, કાળા વાદળની માફક, અવન્ધ્ય ફલ વર્ષાવીને પ્રણયિ જનોની તૃષ્ણા અને સંતાપ દોષ તેણે દૂર કર્યા. તે શૂરવીર હોવા છતાં અપયશ લેવામાં ભીરૂ હતો ( અપયશથી ડરતો હતો ), તે તૃષ્ણારહિત હોવા છતાં ગુણપ્રાપ્તિનો નિત્ય તરસ્યો હતો, તે પરમ દાની હતો છતાં પર યુવતિઓનાં હૃદય ભંગ કરવામાં વિમુખ હતો. પટુ વાચાવાળો હોવા છતાં તે વાદવિવાદમાં શત્રુઓને દુર્વચનો આપવામાં જડબુદ્ધિ હતો. તેનું રૂપ શીલનું વિરોધી ન હતું. તેનું યૌવન સદ્‌વૃત્ત( સદાચાર )નું વિરોધી હતું નહીં. તેનો વૈભવ દાન સાથે વિરોધી ન હતો. તેની ત્રિવર્ગની સેવા, પરસ્પર ( ત્રિવર્ગની પરસ્પર ) કલેશ કરવાની નિષ્ફળતામાં વિરોધી ન હતી. તેનું પ્રભુત્વ શાન્તિનું વિરોધી ન હતું. કલિકાળ( માં તેનું જીવન ) ગુણો( ના સંચય )માં વિરોધી ન હતું.

( પંક્તિ ૨૫ ) તેનો પુત્ર, સજળ ઘન વાદળમાંથી બહાર નીકળતા શશીનાં કિરણથી જાગૃત થએલા શ્વેત કુમુદ જેવી યશની વેલી( લતા )થી નભમંડલ છાયી નાંખતો, અનેક સમર સંકટમાં તેની સામે આવી સંહાર થયેલા શત્રુ સામન્ત કુલની પત્નીઓના પ્રભાત સમયે રૂદનથી પોતાની અસિ( તલવાર )નો પ્રતાપ મોટેથી જાહેર કરનાર, દેવ, દ્વિજ અને ગુરૂઓનાં ચરણકમળને પ્રણામ કરતાં પંક્તિઓ પડેલા કોટી વજ્રમણિનાં ઉજ્જવળ કિરણોથી વિરાજિત મુગટથી મંડિત શિરવાળો, દીન, અનાથ, આજારી, અભ્યાગત, યાચક અને વિપત્તિવાળા જનોના વૈભવ મનોરથ પૂર્ણ કરવાથી વૃદ્ધિ પામતા, સ્વર્ગપ્રાપ્તિના એક જ સહાય ધર્મસંચયવાળો પૂર્વે પ્રણયથી કોપિત થએલી માનિની જનોના પ્રણામ પછી મધુર વચનથી ઉદ્‌ભવેલા પ્રસાદથી પ્રકાશિત થતા વિદગ્ધ અને નાગરક સ્વભાવવાળો, વિમલ ગુણનાં કિરણોના પિંજરમાં કલિનાં ઘન તિમિરને નાંખનાર, પંચમહાશબ્દ પ્રાપ્ત કરનાર શ્રી દદ્દ કુશળ હાલતમાં સમસ્ત રાજ, સામન્ત, ભોગિક, વિષયપતિ, રાષ્ટ્રમહત્તર, ગ્રામમહત્તર, આધિકારિક આદિને જાહેર કરે છે કે :—

( પંક્તિ ૩૩.) તમને જાહેર થાઓ કે અક્રૂરેશ્વર વિષયમાં આવેલું શિરીષપદ્રક ગામ ઉદ્રઙ્ગસહિત, ઉપરિકરસહિત ... ... ... ... ... કાપવાની સર્વ વસ્તુ, વિષ્ટિ, પ્રતિભેદિકાસહિત ભૂમિચ્છિદ્ર ન્યાયથી, સૈનિકોના પ્રવેશમુક્ત, ચંદ્ર, સૂર્ય, સાગર, પૃથ્વીના અસ્તિત્વકાળ સુધી પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે જમ્બુસરથી આવેલા અક્રૂરેશ્વર વિષયમાં શિરીષપદ્રકના નિવાસી, બહ્‌વૃચ શાખાના, વત્સ ગોત્રના, આશ્વલાયનસ સબ્રહ્મચારી, બ્રાહ્મણ ભટ્ટિ અધ્યાપક તથા ગોપાદિત્ય તથા ભટ્ટિગણ, વિશાખ, અગ્નિશર્મા અને દ્રોણ—કાશ્યપ ગોત્રના ભટ્ટિદામ તથા વત્ર, અધ્વર્યુ વાજસનેય શાખાના, ડૌન્ડકીય ગોત્રના, કણ્વ સબ્રહ્મચારી બ્રાહ્મણ તાપિશર્મ્મા અને બીજો તાપિશર્મ્મા, અને દત્તસ્વામી, અને ભાગિસ્વામી, અને પિતૃશર્મ્મા અને ભટ્ટિ અને દ્રોણ—ધૂમ્રાયણ ગોત્રના કર્ક્ક આધ્યાપક અને અલ્લૂક,—કૌણ્ડિન્ય ગોત્રના વાટશર્મા અને શૈલ અને ઘોષ અને મહાદેવ અને બાવ— માઠર ગોત્રના ધર અને વિશાખ અને નન્દિ અને રામિલ—હારિત ગોત્રના ધર્મ્મધર—-છાન્દોગ્ય ભરદ્વાજ ગોત્રના કૌથુમ સબ્રહ્મચારી બ્રાહ્મણ ઇન્દ્રશર્મા અને આદિત્યરવિ અને તાપિશૂર અને ઈન્દ્રશૂર અને ઈશ્વર અને ધર અને દામધર અને બીજો ઈશ્વર ભરૂકચ્છથી આવેલા ભેરજ્જિકામાં નિવાસ કરતા અથર્વ વેદમાં નિપુણ ચૌલી ગોત્રના પિપ્પલાદ સબ્રહ્મચારી બ્રાહ્મણ ભદ્ર અને વાયુશર્મ્મા અને દ્રોણસ્વામી અને રૂદ્રાદિત્ય

અને પૂર્ણસ્વામી, આ ચાર ચરણના બ્રાહ્મણોને ચતુર્વેદિ વર્ગનું પહેલાં પાલન કરી, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, પંચમહાયજ્ઞ આદિ અનુષ્ઠાન માટે, અને મારાં માતાપિતાના અને મારા પુણ્ય યશની વૃદ્ધિ માટે, કાર્તિક પૂર્ણિમાને દિને પુષ્કળ પાણીના અર્ઘ્ય સાથે અમે આપ્યું છે.

(પંક્તિ ૪૩) આથી અમારા વંશના કે અન્ય ભાવિ ભોગપતિઓએ, પ્રબળ પવનથી પ્રેરિત ઉદધિના જલતરંગ જેવો ચંચલ જીવલોક છે, વૈભવ અનિત્ય અને અસાર છે અને ગુણો દીર્ઘ કાળ સુધી ટકી રહે છે એમ મનમાં રાખીને, ભોગ અને ભૂમિદાનના સામાન્ય ફળની અભિલાષવાળા અને શશી જેવા ઉજ્જવળ ચિરકાળ સુધી રહેતા યશની પ્રાપ્તિની વાંછનાવાળાઓએ (ભોગપતિઓએ) આ અમારા દાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું જોઈએ. અજ્ઞાનના ઘન તિમિરથી આવૃત ચિત્તવાળો જે આ દાન જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચમહાપાપનો અને અન્ય નાનાં પાપનો દોષી થશે.

(પં. ૪૬) ભગવાન વેદવ્યાસે કહ્યું છે કેઃ—ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વરસ વાસ કરે છે પણ દાન જપ્ત કરનાર અથવા તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વરસ નરકમાં વસે છે. ભૂમિદાન જપ્ત કરનાર વિન્ધ્યાદ્રિના નિર્જલ વૃક્ષનાં શુષ્ક કોટરમાં વસતા કાળા નાગ જન્મે છે. સગરના સમયથી ભૂમિનો બહુ નૃપોએ ઉપભોગ કર્યો છે જે સમયે જે ભૂપતિ હશે તેને તે સમયે તેનું ફળ છે. અહીં પૂર્વ નૃપોએ કરેલાં ધર્મ, શ્રી, અને યશનાં ફળ દેનારાં દાન, ભોગ કરેલી માલા જેવાં છે. કયો સુજન તે પુનઃ પાછાં લઈ લેશે?

(પં. ૫૦) સંવત્સર ત્રણસો અધિક એંસી, કાર્તિક પૂર્ણિમાને દિને અમારી મુખઆજ્ઞાથી સંધિવિગ્રહાધિકરણાધિકૃત રેવથી લખાયું સંવત્ ૩૦૦ અને ૮૦. કાર્તિક શુ. ૧૦ અને ૫.

(પંક્તિ ૫૨) દિનકરના ચરણની પૂજામાં આનન્દ લેનાર શ્રીવીતરાગના પુત્ર પ્રશાન્તરાગના આ સ્વહસ્ત છે.

નં૦ ૧૧૦

# દદ્દ ૨ જાનાં કાવીનાં તામ્રપત્રો*

ચે. સં. ૩૮૫ કા. સુ. ૧૫

દદ્દ ૨ જાનાં ખેડાનાં દાનપત્રોની પ્રો. ડોસનની પ્રતિકૃતિઓમાંની બીજી પ્રતિકૃતિમાં બે પતરાં છે. તે દરેક ૧૦ ૧/૮" લાંબું અને ૭ ૧/૮" પોહોળું છે. પતરાંના કાંઠા લખાણના રક્ષણ માટે જાડા અગર વાળેલા હતા કે નહીં તે જાણી શકાતું નથી. પતરાં સુરક્ષિત છે, અને એકંદરે લખાણ સુવાચ્ય છે. લખાણની શુદ્ધિ સંબંધમાં નં૦ ૧૦૯ ના લેખ ઉપર આપેલી ટીકા[1] લાગુ પડે છે. પતરાંઓ ઉપર બે કડી માટે કાણાં છે, પણ પ્રતિકૃતિમાં એક જ કડી દેખાય છે. તે લગભગ ૧/૮" જાડી છે, અને વલભીનાં દાનપત્રોની કડી જેવી બેડોળ છે. કડી ઉપરની મુદ્રા લગભગ ગોળ છે. તેનો વ્યાસ ૧ ૩/૧૬" છે. અને તેના ઉપર નં૦ ૧૦૯ ની મુદ્રા જેવી જ ઉપસેલી આકૃતિ છે. તેની નીચે એવો જ "सामन्त–दद्द" લેખ છે. છેવટ સુધી ભાષા સંસ્કૃત છે. અને છેક ૩૧ મી પંક્તિ સુધી લેખ નં૦ ૧૦૯ ના લેખને અક્ષરશઃ મળતો આવે છે.

લેખ પ્રશાંતરાગના ઉપનામવાળા દદ્દ ૨ જાના સમયનો છે. તેના ઉપર તિથિ શબ્દ અને અંકોમાં લખી છે, તે અવ્યક્ત સંવત ૩૮૫ ના કાર્તિક માસની પૂર્ણિમા છે. ૧૦૯ નં૦ ની માફક આ દાનપત્ર પણ નાંદીપુરિમાંથી આપ્યું છે, અને અક્રૂરેશ્વર પ્રાંત અથવા વિષયમાંના તે જ શિરીષપદ્રક ગામ આપ્યાનું લખ્યું છે. પ્રથમના દાનપત્ર પછી ફક્ત પાંચ વર્ષે આપેલા આ બીજા દાનપત્રનો હેતુ જાણી શકાતો નથી.

પહેલું દાનપત્ર ૪૦ બ્રાહ્મણોને આપ્યું હતું. તેમાંથી ૩૨ નાં નામ આ દાનપત્રમાં ફરીથી આપ્યાં છે. આ દાનપત્રમાં નહિ આપેલાં નામો આ છેઃ– કૌણ્ડિન્ય ગોત્રના વાટશર્મા અને મહાદેવ ( નં૦ ૧૦૯ પંક્તિ ૩૮–૯ ) ભારદ્વાજ ગોત્રનો ઇન્દ્રશર્મા ( તેમાં જ પંક્તિ ૪૦ ), ચૌલી ગોત્રના ભદ્ર, વાયુશર્મા, દ્રોણસ્વામિ, રૂદ્રાદિત્ય, અને પુર્ણસ્વામિ ( તેમાં જ પંક્તિ ૪૧ ). અને બે નવાં નામ આપ્યાં છે, તે વત્સગોત્રનો વાડ ( પંકિત ૩૭ ) અને ધૂમ્રાયણ અથવા ધૌમ્રાયણ ગોત્રનો ઇન્દ્રશૂર ( પં. ૪૦ ), આ રીતે પંક્તિ ૪૦ માં લખ્યા મુજબ દાન મેળવનારની સંખ્યા ૩૪ થાય છે. નામો નં૦ ૧૦૯ની પેઠે ચરણો પ્રમાણે નહીં પણ ગોત્ર પ્રમાણે ગોઠવ્યાં છે, ત્રણ પુરુષો—ધર, ધાધર, અને બીજો ઈશ્વર—જે નં૦ ૧૦૯ ની પંક્તિ ૪૦ પ્રમાણે ભરદ્વાજ ગોત્રના લખાયા હતા, તે અહિં ( પંકિત ૩૮—૯ ) લાક્ષ્મણ્ય ગોત્રના હોવાનું જણાવ્યું છે, અને 'ग्रामनिःसृष्टपरिकल्पना—पूर्व्वम्' એ શબ્દો નં૦ ૧૦૯માં પંકિત ૪૨ માં આવે છે તે આ દાનપત્રમાં આપ્યા નથી. બીજી બાબતોમાં, આ દાનપત્ર નં૦ ૧૦૯માં લખેલાં દાનપત્રના જ માણસોને, તેમાં બતાવેલા હેતુ માટે, અને તેમાં બતાવેલી પરિસ્થિતિમાં જ અપાયું હતું.

---

* ઈ. એ. વો. ૧૩ પા. ૮૮ જે. એફ. ફ્લીટ ૧ ઈ. એ વો. ૧૩ પા. ૮૧ કે. ૪

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ॐ स्वस्ति नान्दीपुरीतो[ । ]विविधविमलगुणरत्नसम्पदुद्भासितसकलदिङ्मुखेपरि-
त्र[ ाता ]शेष सपक्षमहामहि[ ही ]भृतिसततम[ ि ]वलङ्घि-
२ त[ ा ]वधौ स्थैर्य्य गाम्भि[ म्भी ]र्य्यलावण्यवति महासत्वतयातिदुरवगाहेगुर्ज्जर
नृपतिवंशमहोदधौ श्रीसहजन्माकृष्णहृदयाहिता-
३ स्पदः [ कौ ]स्तुभमणिरिव विमलयशोदीधिति निकरदि[ वि ]निहत कलितिमि-
मिरनिचयः सत्पक्षो वैनतेय इवाकृष्टशत्र[ त्रु ]नागकुलसंत[ ि ]त-
४ रुत्पाचित एव दिनकरचरणकमलप्रणामापनि[ नी ]ताशेषदुरितनिवहस्सामन्त-
दद्दः[ । ]प्रतिदिनमप[ े ]त शङ्क[ ं ]येनस्थितमचल-
५ गुणनिकरकेसरिविराजितवपुषा विनिहतारिगजकुम्भविगलितमुक्ताफलच्छलप्रकी-
र्ण्णविमलयशोविताने[ ने ]रूपानुरू-
६ पं सत्वमुद्वहत[ ा ]केसरिकिशोरकेणेवोपरिक्षितिभृतां[ । ]याप्यातिमलिनकलियुगति-
मिरचन्द्रमसमनुदिवसमन्या[ न्यो ]न्यस्पर्द्धये-
७ वाययुः कलासमूहादयो गुणः विक्क[ क्र ]मानीतमद ति[ वि ]लासालसगत-
योरातिगजघटाः प्रमदाश्च[ । ]यस्य चाविरत-
८ [ दा ]नादि[ ? ]प्रवाह प्रीणितार्थिमधुकरकु[ र ]कुलस्य रुचिरकीर्त्तिवशासहायस्य
सततमस्खलितपदं प्रसरतः सद्वंशाहितशोभा-
९ गा[ गौ ]रवस्य भद्रमतङ्गस्येव करघाटविनिहतक्षितिभृदुन्नततनूरु[ रुस् ]य-
रेवानिर्झरसलिलप्रपातमधुरनिनादस्य
१० भगा[ गो ]द्भवास्समुन्नतपयोधराहितश्रियो दयिता इव मुदे विन्ध्यनगोपत्यका-
[ का ]: [ । ]यश्चोपमीयते शशिनि सौम्य[ त्व ] वैमल्यशोभाक-
११ लाभिर्न्न कलङ्केन श्रीनिकेतशोभासमुदयाधःकृतकुलकण्टकतया कमलाकरे न पङ्क-
जन्मतया । सत्वोत्साह विक्क[ क्र ]मैर्मृ[ म्मृ ]-
१२ गाधिराजेन क्रूराशयतया । लावण्यस्थैर्य्यगाम्भीर्य्यस्थित्यनुपालनतया महोदधौ न-
व्यालाश्रयतया । सत्कटक प[ स ]-
१३ मुन्नतविद्याधरावासतया हिमाद[ च ]लेन खष[ श ]य[ प ]रिवारतया । यस्य
च सद्भोगः शेषोरगस्येव विमलकिरणमणिशताविष्कृत-
१४ गौरवस्सकलजगत्सारा[ धा ]रणो । यस्य प्रकाश्यते सत्कुलं शि[ शी ]लेन । प्रभु-
त्वमाज्ञया । शत्रमरातिप्रणिपातेन । कोपा[ पो ]निग्रहेण ।
१५ प्रसादः प्रदानैर्द्धर्म्मो देवद्विजातिगुरुजनसपर्य्ययेति[ ॥ ]तस्य सूनुः प्रतप्तरुचिरक-
नकावदातः कल्पतरुरिवाविरतम-
१६ मिरुचितफलप्रदः सततमृतुगणस्येव वसन्तसमयो वसन्तसमयस्येव प्रविक[ ा ]-
सित निबिडचूततरुवनाभोगः सरस इव

१७ कमलनिवहः कमलनिवहस्येव प्रबोधो महाविषधरस्येवमणिम्मणेरिव स्वच्छतार-
भावो महोदधेरिवामृतकलशोमृतक-
१८ लशस्येवामरणदायित्वप्रशा[ भा ]वः करिण इव मदः प्रमचा[ दा ]जनस्येव वि-
लासी विभवस्येव सत्पात्रविनियोगो धर्म्म-
१९ स्येव क्रतुः क्रतोरिव स्वदक्षिणाकालः प्रेम्ण इव सद्भावः शशिनइवामलकला-
समूहो नियसमलङ्कारभूतः सकल-
२० निशाकराभिरूपवदनः शक्तो वदान्यः प्रबलरिपुबलानीकसमरसमवाप्तविजयश्रीः श्री-
वीतरागापरनामाश्रीजर[ य ]भ-
२१ ट[ ट ]:[ । ]कलिप्रतिपक्षभयाच्छरणार्त्थिन इव यमाश्रितः सविनया गुणाः[ । ]-
स्फुरितदि[ वि ]मलकीर्त्ति सौदामणि[ नि ]ना येन सकलजी-
२२ वलोकानन्दकारिणा कालवलाहकेनेवावन्ध्यफलं गर्ज्जता प्रणयिनामपह्री[ नी ]-
तास्तृष्णासन्तापदोषाः[ । ]यश्च गू[ शू ]रोपि सतत-
२३ मयशोभीरुरपगत तृष्णोपि गुणार्ज्जनाविच्छिन्नतर्षः सर्व्वप्रदानशीलोपि परयुवति-
हृदयदानपराङ्मुखः पटुरपि प-
२४ रपरिवादानि[ भि ]धान जडधीः[ । ]यस्य चन विरोधि रूप[ ं ]शीलस्य यौवनं
सद्वृत्तस्य दि[ वि ]भवः प्रदानस्य तृ[ त्रि ]वर्ग्गसेवापरस्परा-
२५ पीडनस्य प्रभुत्वं क्षान्तेः कलिकालेगुणानामिति[ ॥ ] तस्य सूनुः सजलघनपटल-
निर्ग्गतरजनिकरकरावबोधि
२६ तकुमुदधवलयशः प्रतानास्थगित नभोमण्डलो नेकसमरसंकटप्रमुखागतनिहत-
शत्रुसामन्त-
२७ कुलवधूप्रभातसमयरुदितच्छलोद्गीयमानविमलनिस्त्रिंशप्रतापो देव द्विजातिगुरु-

पतरूं बीजुं

२८ चरणकमलप्रणामोद्घृष्टवज्रमणि-[ कोटिरुचिर ]-दीधितिविराजितमुकुटोद्भासित-
[ ि ]शेरा-
२९ दि[ दी ]नानाथातुराभ्यागतार्त्थिजनाक्लिष्टप[ रिपूरित ]वि[ भव ]मनोरथोपचि-
[ ची ]यमानत्रिविष्टपैकस-
३० हायधर्म्मसञ्चयः प्रणयपरिकुपितमानिनिनि[ नी ][ जनप्रणा ]मपूर्व्वमधुरवचनोपपा-
दितप्रसादप्रकाशी-
३१ कृतविदग्धनागरकस्वभावो विमलगुणकिरणपञ्जर[ ा ] [ ि ]क्षप्तबहलकलिकाति-
मिरनिचयस्समधिगतपञ्च-
३२ महाशब्द[ : ] श्रीदद्दः कुशली सर्व्वानेव राजसामन्तभोगिकविस[ ष ]यपति-
राष्ट्रग्राममहत्तराधिकारिकादीन्स-
३३ मनुबोधयत्यस्तुवो विदितमस्माभि रक्र[ कू ]रेश्वरविषयान्तर्गत । शिरीषपद्रक ।
एषग्रामस्सोद्रङ्गः

३४ सोपरिकरः सर्व्वादानसंग्राह्य[ : ]सर्व्वदित्यविष्टिप्रातिभेदिक परिहि[ ही ]णो भूमि-
च्छिद्रन्यायेनाचाटभटप्रा-
३५ वेश्य आचन्द्रर्क्कार्ण्णद[ व ]क्षितिस्थितिसमकालीनः पुत्रपौत्रान्वयभोग्यो जम्बूस-
रोवास्तव्य भरद्वाजस-
३६ गोत्रकण्वसब्रह्मचारि ब्राह्मणादित्यरवि । तथा तापिशु[ शू ]र । इन्द्रशूर । ईश्वर ।
तथावत्ससगोत्र भट्[ ट्* ]यि[ य ]
३७ ध्यापक । गोपादित्य । वाड । विशाख । अग्निशर्म्म । भट्टिगण । द्रोण । माफ-
[ ठ ]रसगोत्रविशाख । धर । नन्दि ।
३८ राम । दौण्डगी[ ळी ] [ य ]सगोत्रतापिशर्म्म द्वितापिशर्म्र[ शर्म्म ] । द्रोण । भट्टि
पितृशर्म्म । भागिस्वामि । दत्तस्वामि । लाक्ष्म-
३९ ण्यसगोत्रधर । दामधर । ईश्वर । कोण्डिन्यसगोत्र बाव । घोष । शैल । काश्य-
पसगोत्र भट्टिदामि[ म ] । वा [ व ? ]त्र[ । ]-
४० हारीतसगोत्रधर्म्मधर । धौम्र[ ा ]यन[ ण ]सगोत्रकर्क्काध्यापक । आवुक । इन्द्र-
शूरादि ब्राह्मणेभ्यश्चतुस्त्रिंशद्भ्यो
४१ बलिचरुवैश्वदेवाग्निहोत्रपञ्चमहायज्ञादिक्कि[ क्रि ]योत्सर्प्पणार्त्थं माशा[ ता ]पि-
त्रोरात्मनश्चपुण्ययशोभि[ भि ]वृद्धये कार्त्ति-
४२ क्यामुदकातिसर्ग्गेणातिसृष्टो[ । ] यतोस्मद्वंश्यैरन्यैर्व्वागामिभोगपतिभिः प्रबलपवन-
प्रेरितोदधिजलतरंग-
४३ चञ्चलं जि[ जी ]वलोकमभावानुगतानसारान्विन[ भ ]वान् दीर्ग्घकालस्थेयसश्च-
गुणानाकलय्य सामान्यभोगभू-
४४ प्रदानफलेप्सुभिः शशिकररुचिरं यशश्चिराय चिचीषुभिरयमस्मद्दासो[ यो ]नुमन्त-
व्यः पालयितव्यश्च । यो वाज्ञा-
४५ नतिमिरपटलावृतमतिराच्छिन्द्यादाच्छिद्यमानकं वानुमोदेत सपञ्चभिर्म्महापातकै-
स्संयुक्तस्यादित्युक्तं च भग-
४६ वता वेदव्यासेन व्यासेन ॥ षष्टिं वर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठ[ त ]भूमिदः आच्छे-
त्ता चानुमन्ताच तान्येव नरके वसेत् [ ॥ ]
४७ विन्ध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः कृष्णाहयोहि जायन्त[ े ]भू[ म ]
द[ ा ]यं हरन्ति ये ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिस्स-
४८ गरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं । यानि[ नी ]ह द[ त्त ]ा
नि पुरा नरेन्द्रैर्द्दानानि धर्म्म[ ा ]र्त्थयशस्कराणि । निर्भुक्त-
४९ माल्यप्रतिमानि तानि को नाम साधुः पुनराददि[ दी ]त ॥ इति[ ॥ ]संवत्सर
शतत्रये पञ्चाशि[ शी ]त्य[ ध ]के कार्त्तिकपौर्ण्णमास्यां
५० लिखितं सन्धी[ न्धि ]विग्रहाधिकरणाधिकि[ कृ ]तरे[ व ]ेणस्त्रमुखाज्ञयेति[ ॥ ]
सं ३०० ८० ५ कार्त्तिक शु[ शु ]१० ५ [ ॥ ]दिनकरचरणा-
५१ र्च्चनरतस्य श्रीवीतरागसू[ नो ]ः स[ स्व ] [ हस्तोयं ] प्रशान्तरागस्य ॥

ભાષાન્તર

ॐ ! સ્વસ્તિ ! નાન્દીપુરી( શહેર )માંથીઃ—

( પં. ૧ ) વિવિધ ગુણસંપદથી સકલ દિશાઓનાં મુખ, રત્નોથી સાગર મંડિત કરે છે તેમ મંડિત કરનાર ( વગેરે વગેરે નં. ૧૦૯ પ્રમાણે ) મહોદધિ જેવા ગુર્જ્જર નૃપોના વંશમાં, શ્રી કૃષ્ણના હૃદય ઉપર રહેલી શ્રી( લક્ષ્મી )ની સાથે જન્મેલા કૌસ્તુભમણિ જેવા વિમલ યશનાં કિરણથી કલિયુગનાં તિમિર દૂર કરનાર, સત્પક્ષથી વૈનતેય માફક શત્રુ નાગકુલની સંતતિ જડમૂળથી ઉખેડી નાંખનાર ( વગેરે વગેરે નં. ૧૦૯ પ્રમાણે ) સામન્ત દદ્દ હતો.

( પં. ૧૫ ) તેને તપાવેલા ચળકતા સુવર્ણ જેવો શુદ્ધ ( વગેરે વગેરે નં. ૧૦૯ પ્રમાણે ) શ્રી વીતરાગના બીજા નામવાળો શ્રી જયભટ પુત્ર હતો.

( પં. ૨૫ ) તેનો પુત્ર, સજળ ઘન વાદળમાંથી બહાર નીકળતા શશીનાં કિરણથી જાગૃત થએલા શ્વેત કુમુદ જેવી યશની વેલીથી નભમંડળ છાયી નાંખતો ( વગેરે વગેરે નં. ૧૦૯ પ્રમાણે ) પંચમહાશબ્દ પ્રાપ્ત કરનાર, શ્રી દદ્દ કુશળ હાલતમાં સમસ્ત રાજ, સામન્ત, ભોગિક-વિષયપતિ, રાષ્ટ્રમહત્તર, ગ્રામ મહત્તર, આધિકારિક આદિને જાહેર કરે છેઃ—

( પં. ૩૩ )તમને જાહેર થાઓ કેઃ—અમારાથી, અકુરેશ્વર વિષયમાં આવેલું શિરીષપદ્રક ગામ ઉદ્રઙ્ગસહિત, ઉપરિકરસહિત ... ... કાપવાની સર્વ ચીજ, વિષ્ટિ, પ્રતિભેદિકાસહિત, ભૂમિ-ચ્છિદ્રના ન્યાયથી, સૈનિકોના પ્રવેશમુક્ત, ચંદ્ર, સૂરજ, સાગર, પૃથ્વીના અસ્તિત્વકાળ સુધી પુત્ર-પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે, જમ્બુસરમાં નિવાસ કરતા ભરદ્વાજ ગોત્રના, કણ્વ સબ્રહ્મચારી બ્રાહ્મણ આદિત્યરવિ તથા તાપિશૂર અને ઈન્દ્રશૂર અને ઈશ્વર—તથા વત્સગોત્રના ભટ્ટિ આધ્યાપક અને ગોપાદિત્ય અને વાડ અને વિશાખ અને અગ્નિશર્મ્મા, અને ભટ્ટિગણ અને દ્રોણ—માઠર ગોત્રના વિશાખ અને ધર અને નન્દી અને રામ કૌણ્ડકીય ગોત્રના તાપિશર્મ્મા અને બીજા તાપિશર્મ્મા, અને દ્રોણ અને ભટ્ટિ, અને પિતૃશર્મ્મા, અને ભાગિસ્વામિ અને દત્ત સ્વામિ—લક્ષ્મણ્ય ગોત્રના ધર અને દામધર અને ઈશ્વર—કૌણ્ડિન્ય ગોત્રના બાવ અને ઘોષ અને શૈલ—કાશ્યપ ગોત્રના ભટ્ટિદામા અને વાત્ર—હારિત ગોત્રના ધર્મધર ધૌમ્રાયણ ગોત્રના અધ્યાપક કર્ક અને આવુક અને ઇન્દ્રશૂર. આ ૩૪ બ્રાહ્મણોને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, પંચમહાયજ્ઞ આદિ અનુષ્ઠાન માટે તથા મારાં માતાપિતા અને મારા પુણ્યયશની વૃદ્ધિ માટે કાર્તિક પૂર્ણિમાને દિને પુષ્કળ પાણીના અર્ઘ્ય સાથે અપાયું છે.

( પં. ૪૨ ) અમારા વંશના કે અન્ય ભાવિ ભોગપતિઓએ ( વગેરે વગેરે નં.૧૦૯ પ્રમાણે) આ અમારા દાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું જોઈએ.

( પં. ૪૫ ) અને ભગવાન્ વેદવ્યાસે કહ્યું છે કેઃ—ભૂમિદાન દેનાર ( વગેરે વગેરે નં. ૧૦૯ પ્રમાણે ).

( પં. ૪૯ ) સંવત્સર ત્રણસો અધિક એંસી, કાર્તિક પૂર્ણિમાને દિને અમારી મુખઆજ્ઞાથી સંધિવિગ્રહાધિકરણાધિકૃત રેવથી લખાયું સંવત ૩૦૦ અને ૮૦ કાર્તિક શુ. ૧૦ અને ૫.

( પં. ૫૦ ) દિનકરના ચરણની પૂજામાં આનન્દ લેનાર શ્રીવીતરાગના પુત્ર પ્રશાન્તરાગના આ સ્વહસ્ત છે.

---

નં૦ ૧૧૧

# અંખેડામાંથી મળેલું રણગ્રહનું તામ્રપત્ર[1]

ચે. સંવત ૩૯૧ વૈશાખ વદ ૧૫ (અમાવાસ્યા)

પતરૂં બીજું.

આ પતરૂં ૯।। ઇંચ લાંબું અને ૪૬ ઇંચ પહોળું છે અને તેમાં ઉમેટા, ઈલાવ અને બગુમરા-માંથી મળેલાં ગુર્જર તામ્રપત્રોની લિપિમાં જ લખાએલો દશ લીટીનો સુરક્ષિત લેખ છે. ઉપરના ભાગમાં કડીઓની જગા બતાવનારાં કાણાં મોજુદ છે. લેખ અશુદ્ધ સંસ્કૃત ભાષામાં લખાએલો છે.

દાન લેનાર પુરૂષ (પં. ૧) બ્રાહ્મણ આદિત્યશર્મા છે, દૂતક (પં. ૯) ભોગિક પાલકદુજ્ઞાન છે. અને લેખક (પં. ૧૦) સંધિવિગ્રહાધિકૃત માત્રિભટ છે. (પં. ૯-૧૦) અનુસાર દાતા દિનકર કિરણા-ભ્યર્ચનરત અને શ્રી-દદ્દ-પાદાન્તર્જ્ઞાતિ (દિનકરનો ઉપાસક અને શ્રી દદ્દનો નિકટનો સગો) તરીકે જણાવેલો રણગ્રહ નામનો વીતરાગનો પુત્ર હોય તેમ જણાય છે, કારણ કે દાનપત્રમાં તેના જ હસ્તાક્ષર છે. તિથિ (પં. ૮) સં. ૩૯૧. વૈશાખ બહુલ. ૧૫. એટલે વૈશાખ-ની અમાસ છે.

દાતાના વંશની હકીકત ખોવાઈ છે, છતાં છેલ્લી બે હકીકતોથી આપણે જાણી શકીએ કે દદ્દ ૪ થો--ઉર્ફે પ્રશાન્તરાગ. ૨ જા[2]ના રાજ્યસમયમાં આ દાનપત્ર જાહેર થયું હતું અને દાતા દદ્દ ૪-પ્રશાન્તરાગ ૨ જાનો ભાઈ હતો. કારણ કે દદ્દ ૪ નાં બે ખેડાનાં દાનપત્ર સં. ૩૮૦ અને ૩૮૫[3] માં અપાએલાં તેથી સં. ૩૯૧ની નવી તિથિમાંથી એમ માલુમ પડે છે કે "શ્રી દદ્દ" એવા લખાણથી તે જ પુરૂષ આંહિ ધારેલો હોવો જોઈએ. વળી રણગ્રહને વીતરાગનો પુત્ર અને દદ્દનો બન્ધુજન એમ બન્ને કહ્યો છે. અને પાછળનો (દદ્દ) જયભટ ૨ જો--એટલે વીતરાગ ૧ લાનો પુત્ર હતો; તેથી રણગ્રહ દદ્દનો ભાઈ કે પીતરાઈ ભાઇ (કાકાનો દીકરો ભાઈ) હોવો જોઈએ. એટલે આપણા દાનપત્રથી જણાય છે કે દદ્દ ૪ નું રાજ્ય સં. ૩૯૧ સુધી અથવા ગુર્જરો ઈ. સ. ૨૪૯ ના ચેદિ સંવત્નો ઉપયોગ કરતા હતા તે પ્રમાણે ઈ. સ. ૬૪૦ સુધી ઓછામાં ઓછું ચાલ્યું જ હોવું જોઈએ.

---

૧ એ. ઈ. વો. ૨ પા. ૨૦ એચ. એચ. ધ્રુવ બી. એ. એલ એલ. બી. ૨ ઈ. એ. વો. ૧૭ પા. ૧૯૧
૩ ઈ. એ. વો. ૧૩ પા. ૮૧ જ. બે. એ. સો. વો. ૭ પા. ૯૦૮ જ. રો. એ. સો. ન્યુ. સી. વો. ૧ પા. ૨૪૭

## अक्षरान्तर

१ ब्राह्मणादित्यशर्म्मायां उदकातिसर्गेणोच्छिष्टं[1] यतोस्यास्मद्वंश्यैरन्यैर्व्वागामिभोग-पतिभि अय-[2]

२ मैस्मादायोनुमन्तव्यं पालयितव्यश्च यो वाज्ञनतिमिरपटला [3]व्रितराच्छिन्द्यादा-च्छिन्द्यमानं वा-

३ नुमोदेत स पञ्चभिर्म्महापातकै[ : ]संयुक्त[ : ]स्यींइत्युक्तञ्च भगवता वेदव्यासेन व्यासेन षष्टिवरिष-

४ सहस्राणि[4] स्वर्गे मोदति भूमिदं आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसे[11] विन्ध्याटवीष्वतोयासु शुष्क-

५ कोटरवासिन[ : ][12]क्रिष्णाहयो हि जायन्ते भूमिदानापहारका[ : ]यानीह दत्तानि पुरा नरेन्द्रैर्दानानि

६ धर्म्मार्त्थयशस्कराणि निर्भुक्तमाल्यप्रतिमानि तानि को णामं साधु[ : ]पुनराद-धीति स्वदत्तां परदत्तां वा

७ यत्नाद्रक्ष युधिष्टिरं[16] मही[17] महिमर्तां श्रेष्ठ दातातुच्छ्रेयोनुपालनमिति[18]

८ संवत्सरशतत्रये एकनवत्ये वैशाखबहुलपञ्चदश्यां सं. ३९२ वैशाख ब १५

९ दूतकोत्र भोगिकपालकटज्ञान[ : ]दिनकरकिरणाभ्यर्च्चनरतस्य स्वहस्तोयं श्रीवी-तरागसूनो

१० रणग्रहस्य श्रीदद्दपादान्तर्ज्ञाति[21] लिखितंमिदं सन्धिविग्रहाधिक्रित[22] मात्रिभटेन

---

वांचो १ शर्मणे २ णोत्सृष्टः ३ पतिभिरय ४ मस्मद्दायो ५ मन्तव्यः ६ श्रुतमतिरा ७ दाच्छिद्यमानं ८ स्यादि ९ षष्टि वर्ष १० भूमिदः ११ वसेत १२ कृष्णा १३ नाम १४ दधीत १५ दत्तां १६ युधिष्टिर १७ महीं १८ महीमतां १९ दानाच्छ्रेयो २० एकनवत्यां २१ र्ज्ञातिः २२ विग्रहाधिकृत.

# દદ્ ૨ જો અથવા પ્રશાન્તરાગનાં બે દાનપત્રો[1]

## ( ચેદી ) સંવત્ ૩૯૨ વૈશાખ સુદ ૧૫

દાનપત્રોનો આશય સૂર્ય બ્રાહ્મણને તેના યજ્ઞોના ખર્ચ માટે— સંગમખેટક વિષયમાં બે ખેતર, એક સુવર્ણારપલ્લિ ( નં. ૧ ) અને એક ક્ષીરસર( નં. ૨ )માં આપવાનો છે. આ લેખોમાંથી ભરૂચના ગુર્જરોના ઇતિહાસ માટે વસ્તુલાભ અલ્પમાત્ર છે. તેમની તિથિ ( ચેદિ ) સંવત ૩૯૨ વૈશાખ પૂર્ણિમા જણાવે છે કે દદ ૪. પ્રશાન્તરાગે ઈસ્વી સન ૬૪૧–૪૨ સુધી તો રાજ્ય કર્યું જ. અને મી. ધ્રુવની ધારણા પ્રમાણે ( ચેદિ ) સંવત ૩૯૧ નું સંખેડાનું દાનપત્ર[2] ખરેખર શ્રી દદ્દના રાજ્યમાં અપાયું હતું. તેનો દાતા રણગ્રહ, શ્રી વીતરાગનો પુત્ર, જેને મી. ધ્રુવ ખરી રીતે આપણા દદ્દનો ભાઈ લેખે છે, તે તેના ગરાસ તરીકે કેટલાંક ગામનો બહુધા માલિક હતો. વળી આ બે લેખો જણાવે છે કે ગુર્જરોનું રાજ્ય ખાનદેશ અને માલવાની સરહદ સુધી પ્રસરેલું હતું. જે નગરને પાછળ સંગમખેટક વિષય નામ અપાયું તે નગર નિઃસંશય હાલનું સંખેડા છે. શબ્દવ્યુત્પત્તિ પ્રમાણે સંગમખેટક એટલે બે નદીઓના સંગમ પરનું ગામ છે, અને ઉન્છ અને ઓર સંખેડા સમીપમાં મળે છે. સંગમખેટક વિષય કદાચ ગાયકવાડના તાબાનો સંખેડા પ્રાંત તથા હાલ પણ સંખેડા મેવાસ કહેવાતો રેવાકાંઠા એજન્સિનો નજીકનો ભાગ હોય. આ બે જીલ્લાના નામનું કંઈ અંશે મળતાપણું સૂચવે છે કે એક સમયે સંખેડા નામના રાજનગરવાળા એક મોટા પ્રાન્તમાં તેઓ હતા. આ જીલ્લાના ત્રિકોણમિતિ માપણીના નકશા મને મળે તેમ નથી, તેથી બે દાનપત્રમાં જણાવેલાં અટવીપાટક, કુક્કુટવલ્લિકા, ક્ષીરસર અને સુવર્ણારપલ્લિ ગામોના અભિજ્ઞાન( ઓળખ )થી મારો ઉપલો મત પૂર્ણ સાબિત કરવા અશક્ત છું. પણ મારી પાસે ગુજરાતનો જૂનો નકશો છે તે સૌકેરા( સંખેડા )ના અગ્નિકોણમાં કૂકેયલી ( કુકેલ્લી ) ગામ, જેનું નામ કુક્કુટવલ્લિ સાથે મળે છે તે બતાવે છે.

દાન લેનાર પુરૂષ બ્રાહ્મણ સૂર્ય, ક્ષીરસરમાં વસનાર, ભારદ્વાજ ગોત્રનો, શુક્લ યજુર્વેદના માધ્યન્દિન સબ્રહ્મચારી, દશપુર જે હાલનું પશ્ચિમ માલવાનું મન્દસોર છે ત્યાંથી આવેલો છે. દશપુરના ચતુર્વેદિઓનું મંડળ ધ્રુવસેન ૨ ના શક સંવત ૪૦૦ ના કૃત્રિમ[3] દાનપત્રમાં જણાવેલું છે અને દશપુરના બ્રાહ્મણ જ્ઞાતિના એક પુરૂષે મોકલ અને મેવાડના ચીતોડગઢ[4]ના લેખ રચ્યા છે. હાલમાં દશપુરીઆ બ્રાહ્મણો ગુજરાતમાં નજરે પડતા નથી.

દાનનો લેખક સાન્ધિવિગ્રહિક રેવ છે, જેને આપણે ખેડાનાં દાનપત્રો પરથી જાણીએ છીએ અને દૂતકનું નામ, કર્ક દાનપત્ર નં. ૨ પંક્તિ ૨૭ માં નવું છે. તેનો ભોગિક પાલકનો ખિતાબ જે શબ્દાર્થ પ્રમાણે ભોગિકોનો પાલક અથવા જેનો સાંકેતિક અર્થ મને જાણીતો નથી તે સંવત ૩૯૧ ના સંખેડા દાનપત્રમાં પણ આવે છે, જ્યાં પ્રતિકૃતિમાં પંક્તિ ૯ માં મી. ધ્રુવ વાંચે છે તેમ ભોગિક–પાલકટુ–જ્ઞાન નહીં, પણ દૂતકોત્ર ભોગિક–પાલક–દુજ્જાન છે.

---

૧ એ. ઈ. વો. ૫ પા. ૩૭–૪૧ ડૉ. બ્યુહ્‌લર  ૨ એ. ઇ. વો. ૨ પા. ૨૧  ૩ ઈ. એ. વો. ૧૦ પા. ૨૮૭
૪ એ. ઈ. વો. ૨ પા. ૪૨૦

ભાષાન્તર

સ્વસ્તિ ! કાયાવતાર નિવાસસ્થાનથીઃ—

( પં. ૧ )લક્ષ્મીનું અહર્નિશ નિવાસસ્થાન, તૃષ્ણાનો સંતાપ હરનાર ( શમાવનાર ), દીન અને અનાથને સહાય આપી મહિમામાં વૃદ્ધિ કરનાર, બ્રાહ્મણકુલોથી ઉપભોગ થતી લક્ષ્મી-સંપન્ન, મહાન કર્ણ નૃપના મહાન અન્વયમાં, કમલ મંડળમાં હંસ સમાન શ્રી દદ્દ હતો. તેનું પવિત્ર મન કલિયુગની અસર વિનાનું હતું અને તે પોતાનાં ઉમદા ડહાપણભર્યાં કૃત્યોથી સર્વ નૃપોને આશ્ચર્ય પમાડતો. તેનાપર પરમેશ્વર શ્રી હર્ષદેવથી પરાજય પામેલા વલભીનાથના રક્ષણ થી પ્રાપ્ત કરેલા શ્વેત વાદળ જેવા ઝઝુમતા યશનું છત્ર હતું.

( પં. ૫ ) તેનો પુત્ર, જેનું માનસિક સુખ તેની લક્ષ્મીના સંચયનો ઉપભોગ તેની પાસે ભય વગર આવનાર પ્રણયિજનો કરતા તેમ વૃદ્ધિ પામતું, જેના પ્રતાપનો અગ્નિ અનેક શત્રુ વંશને ભસ્મ કરવાની શક્તિવાળો હતો, અને જેણે દિગ્વધૂનાં વદનકમળ, તેની તીક્ષ્ણ અસિ-ધારાથી ભેદેલાં ગજોનાં કુમ્ભસ્થળોમાંથી નીકળતા મુક્તાફળ રૂપે ચળકતા શ્વેત યશના વસ્ત્રથી ઢાંકી દીધાં હતાં તે શ્રી જયભટ હતો.

( પં. ૭ ) તેનો પુત્ર, પંચમહાશબ્દ પ્રાપ્ત કરનાર, મહામુનિનાં રચેલાં શાસ્ત્રોમાં, સ્વધર્મ અનુષ્ઠાન અને વિવેકમાં નિપુણ, વર્ણ અને આશ્રમની સુવ્યવસ્થાથી કલિયુગની આણ નષ્ટ કર-નાર, અન્ય ભૂપોનો દાનનો મદ પ્રણયિઓની અભિલાષ પૂર્ણ કરવામાં વપરાતી લક્ષ્મી મેળવી નષ્ટ કરનાર, પોતાનું પ્રબળ હાથી પર આરોહન કરવાનું બળ મદથી ક્રોધિત બની અંકુશ સામે થતા અને નિરંકુશ ગજોને અંકુશમાં રાખી ખ્યાતિવાન કરનાર, વિપદ્‌માં આવેલા અનેક ભૂપતિ-ઓને સહાય આપ્યાથી સમસ્ત પ્રજામાં વિખ્યાત ઉદારતા વાળો, પૂર્વ અને પશ્ચિમના અનેક ( હજારો ) નૃપોને મહાસંગ્રામમાં આવૃત કરતી ગજસેના ભેદી પોતાનું બાહુબળ દેખાડી, બાહુ-સહાયના બીજા પ્રખ્યાત નામવાળો, મહેશ્વરનો પરમભક્ત શ્રી દદ્દ હતો.

( પં. ૧૩ ) તેનો પુત્ર, પંચમહાશબ્દ પ્રાપ્ત કરનાર, અનેક સંગ્રામમાં ઘન ગજસેના ભેદ-વામાં ચતુર; ક્લેશી જનોને દાવાનલ સમાન; દીન, અનાથ અને આજારી જનોનો મિત્ર; કમલ-મંડલ જેવા સ્વજન અને મિત્રોને ઈન્દુ સમાન, ભાગીરથી નદીના પ્રવાહની માફક શત્રુઓને ક્ષોભ પમાડે તેવી શક્તિવાળો,—શાન્તનું જેવો કલકલારવ કરતી મહાન સેનાનો નાથ, આદિ-વરાહ માફક પોતાના ભુજ બળના પરાક્રમથી ભૂમિને ( દુષ્ટ નૃપતિઓની સત્તામાંથી ) ઉદ્ધાર-નાર, અને મહેશ્વરનો પરમ ભક્ત શ્રી જયભટ કુશળ હાલતમાં સમસ્ત નૃપ, સામન્ત, ભોગિક વિષયપતિ, રાષ્ટ્રમહત્તર, ગ્રામમહત્તર, આધિકારિક આદિને અનુશાસન કરે છેઃ—

( પં. ૧૮ ) તમને જાહેર થાઓ કેઃ આ લોક તેમ જ પરલોકમાં મારાં માતાપિતા અને મારા પુણ્યયશની વૃદ્ધિ માટે, કોરિલ્લા પથકમાં આવેલા શમીપદ્રક ગામની ઈશાન સીમામાં ૬૪ ( ચોસઠ ) નિવર્તનનું ક્ષેત્ર—જેની સીમા— પૂર્વે ગોલિકા ગામની સીમા; દક્ષિણે યમલખ-લ્લર સરોવર અને મહત્તર મહેશ્વરનું ક્ષેત્ર અને દેવક હજામ( વાપિત )નું વાપક ક્ષેત્ર; પશ્ચિમે શમીપદ્રક ગામથી ધાહદ્ધ ગામ જતો માર્ગ અને ઉત્તરે બરૂટખલ્લર તડાગ અને કોરિલ્લા ગામમાં રહેતા બ્રાહ્મણ મર્મનું બ્રહ્મદાયનું ક્ષેત્ર. આ ચાર સીમાવાળું આ ક્ષેત્ર ઉદ્રઙ્ગ સહિત, અને ઉપરિકર સહિત અને ભૂતવાતપ્રત્યાય સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, દશઅપ-રાધના ગુન્હાના દંડની સત્તા સહિત, વેઠના હક સહિત, ઘરો, સ્થાવર અને જંગમ, શેરીઓ, પ્રવેશ અને નિર્ગમનનાં સ્થાન, સાગર ( ? ) ચતુષ્પદ પ્રચાર, વાપી, કૂપ, તડાગ અને ગામની હદ પર વસનાર સહિત, રાજપુરૂષોના હસ્તપ્રક્ષેપણમુક્ત, પૂર્વે કરેલાં દેવ અને બ્રાહ્મણોને કરેલાં દાનવર્જ કરી, ભૂમિચ્છિદ્રન્યાયથી, ચંદ્ર, સૂર્ય, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના

કે. ૧૨

અસ્તિત્વ કાળ સુધી, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે, આજે ચંદ્રગ્રહણના સમયે.—માઘ, શુદી ૧૫ ને દિને બ્રહ્મદાય તરીકે, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, અતિથિ, પંચમહાયજ્ઞના અનુષ્ઠાન અર્થે ગિરિનગર શહેરથી આવતા, ચતુર્વેદિ મધ્યેના, 'શ્રાવાયનસ ગોત્રના, વાજસનેય માધ્યનન્દિ સબ્રહ્મચારી, બ્રાહ્મણ દત્તના પુત્ર, અમારાથી કલ્લુમ્બર નામથી બોલાવાતા, બ્રાહ્મણ દેવસ્વામિને પાણીના અર્ધ્ય સાથે આપ્યું છે.

( પં. ૩૧ ) આથી તે બ્રહ્મદાયના નિયમ અનુસાર તેનો ઉપભોગ કરે, ખેતી, કરે, અથવા ખેતી કરાવે, કોઈને સોંપે ત્યારે કોઈએ પ્રતિબંધ કરવો નહિ. આ અમારા દાનને, અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું જોઈએ. જે અજ્ઞાનના તિમિરથી આવૃત થએલા ચિત્તવાળો આ દાન જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચમહાપાપ અને અન્ય ન્હાનાં પાપોનો દોષી થશે.

( પં. ૩૪ ) અને વેદ વ્યાસે કહ્યું છે કેઃ—ભૂમિ દાન દેનાર ૬૦ હજાર વર્ષ સ્વર્ગમાં વસે છે પણ તે જપ્ત કરનાર અથવા તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષો નરકમાં વાસ કરે છે. જે ભૂમિદાન જપ્ત કરે છે તે વિંધ્યાદ્રિના નિર્જલ વનમાં, વૃક્ષોના શુષ્ક પોલાણ( કોટર )માં વસતા કાળા સર્પનો જન્મ લેછે. સગરથી માંડીને બહુ ભૂપોએ ભૂમિનો ઉપભોગ કર્યો છે. જે જે સમયે જે ભૂપતિ હશે તેને તે સમયે આ હમણાં કરેલા દાનનું ફળ મળશે. સુવર્ણ અગ્નિનું પ્રથમ ( પહેલું ) બાળ છે; પૃથ્વી વિષ્ણુની છે; ગાયો સૂર્યની પુત્રીઓ છે. જે સુવર્ણ, ગાય, અને ભૂમિનું દાન કરે છે તે અખિલ ત્રણ ભુવન આપે છે. ધર્મ, અર્થ અને યશના ફળવાળાં પૂર્વેના નૃપોએ કરેલાં દાનો, ઉપભોગ કરેલી માલા જેવાં છે. કયો સુજન તે પુનઃ પાછાં લઈ લેશે ? પ્રજ્ઞોમાં શ્રેષ્ઠ ! ઓ યુધિષ્ઠિર તારાથી કે અન્યથી અપાયલી ભૂમિનું સંભાળ પૂર્વક રક્ષણ કર; દાનનું રક્ષણ દાન આપવા કરતાં વધારે સારૂં છે !

( પં. ૪૧ )સોગિકના પુત્ર મહાસેનાપતિ કેશવથી સંવત ૪૫૬ ના માઘ શુ, ૧૫ ને દિને લખાયું. દૂતક—સેના અધિકારી બાવુલ્લ છે. સંવત ૪૦૦ અને ૫૦ અને ૬ માં માઘ શુદિ ૧૦ અને ૫ ને સોમવારે તૈયાર કરવામાં આવ્યું તે આ મારા અર્થાત્ શ્રી જયભટના સ્વહસ્તે છે.

નં० ૧૧૮

# જયભટ ૩ જાનાં તામ્રપત્રો*

## ચે. સં. ૪૮૬ આષાઢ સુ. ૧૦

થોડા મહીનાઓ પહેલાં ભરૂચના ડેપ્યુટી એજ્યુકેશનલ ઈન્સ્પેકટર રાવસાહેબ ગોપાલજી જી. દેસાઈએ બે તામ્રપત્રોની છાપો મને મોકલી હતી. આ પતરાં એમને કાવીના પ્રાચીન શહેરમાંથી સરકારી કામે ગયા હતા ત્યારે થોડા વખત માટે મળ્યાં હતાં. કાવી શહેર મહી નદીની દક્ષિણે થોડા માઈલ ઉપર ખંભાતના અખાતની નજીક આવેલું છે.

આ પતરાંઓનો ઇતિહાસ નીચે મુજબ કહેવાય છેઃ— કાવીમાં ગંગેશ્વર મહાદેવના મંદિર પાછળના એક મકાનને જોડેલી એક પાણીની ટાંકી પાચ અગર છસો વર્ષ પહેલાં સાફ કરી હતી. તેના કચરામાંથી વળીએ પહેલાં સાત લખેલાં તામ્રપત્રો મળી આવ્યાં હતાં. કપિલોની જ્ઞાતિએ આ પોતાના કબજામાં લઈ લીધાં હતાં.

જયભટના દાનવાળા પતરામાં તેનો છેવટનો અર્ધો ભાગ આપ્યો છે. મૂળ તે પતરૂં ૧૦ ઉંચ ઉંચાઈ અને ૧૩ ઇંચ પોહોળાઈ વાળું હતું. પણ તેની ડાબી અને જમણી બાજુએથી મોટા ટુકડાઓ ભાંગી ગયા હોવાથી બાજુઓ અર્ધ ગોળાકારની થઈ ગઈ છે. સુભાગ્યે ભાંગી ગએલા ભાગોમાં દાતાના પ્રશંસાયુક્ત વિશેષણો, તથા દાન આપનારને આશીર્વાદ અને લઈ લેનારને શાપના મહાભારતના પ્રખ્યાત શ્લોકો હોવાથી મોટું નુકશાન થયું નથી. પરંતુ તારીખ, લેખકનું નામ તથા દાતાની સહિ એ બગડી ગયાં છે, એ શોચનીય છે. પતરાંમાં ઘણી ખાંચો પડેલી હોવાથી તે બેદરકારીનો ભોગ થયાં હોય એમ લાગે છે. ૨૦ મી અને ૨૨ મી પંક્તિઓના કેટલાક અક્ષરો એટલા બધા દાબીને કોતર્યા છે કે તે પતરાંની બીજી બાજુએ ઉઠયા છે. પાછળની બાજુએ થોડાક અસ્પષ્ટ અક્ષરોની થોડી પંક્તિઓ જણાય છે, તે ઉપરથી એમ લાગે છે કે કોતરનારે કદાચ એ બાજુએ પોતાનું કામ શરૂ કર્યું હતું, પણ પછી તે પ્રયાસ છોડી દીધો હતો. પતરાંને કાટ લાગ્યો નથી.

અક્ષરો છેવટના વલભી રાજાઓ, એટલે ધરસેન ૪ થાનાં દાનપત્રો અને પ્રોફેસર ડોસન અને ભાંડારકરે પ્રસિદ્ધ કરેલાં ગુર્જરનાં પતરાંઓની લિપિ સાથે મળતા આવે છે.

જયભટનું દાનપત્ર ભગ્નાવસ્થામાં હોવા છતાં પણ અત્યાર સુધીમાં મળી આવેલા લેખોમાં સૌથી વધારે મહત્વનું છે. કારણ કે, ગુર્જર વંશના આપણા જાણવામાં આવેલા બીજા રાજા વિષે સપ્રમાણ હકીકત આપવા ઉપરાંત તે ગુર્જર રાજ્યનો ઇતિહાસ વલભીના ઇતિહાસ સાથે જોડે છે. તેમાં ભૂગોળની જાણવાજોગ હકીકત આપી છે. તે વિક્રમાદિત્યના સંવત્ વિષેના કેટલાક તર્કો જે હાલના કેટલાક પ્રખ્યાત પુરાતન વસ્તુવિદ્યાના પ્રવીણો પણ કબૂલ કરે છે, તેને અસત્ય ઠરાવે છે, અને હિંદુસ્તાનના મૂળાક્ષરોના ઇતિહાસમાં તે ઉપયોગી ફાળો આપે છે.

પહેલા મુદ્દાની બાબતમાં હું ધારૂં છું કે ઇ. સ. ની પાંચમી સદીમાં ભરૂચ ઉપર રાજ્ય કરતા ગુર્જર વંશમાં જયભટ થયો હતો, એ વિષે શંકા નથી.

જયભટના લેખોની ભૌગોલિક હકીકતો તેના કાલક્રમની હકીકતો જેટલી જ જાણવા લાયક છે. પ્રોફેસર ભાંડારકરના દાનપત્રની જેમ આમાં બતાવેલાં લગભગ બધાં ગામડાં ઓળખાવી શકાય તેમ છે. કેમજ્જુ ગામ હાલનું કિમોજ અથવા કીમજ છે. કીમજથી સીધું પશ્ચિમ દિશામાં પાંચસે છસો વાર દૂર આસમેશ્વર, આપણાં દાનપત્રના આશ્રમદેવનું મંદિર છે. હાલનું મંદિર થોડાં વર્ષો પૂર્વે બંધાવેલું ઇંટનું ન્હાનું મકાન છે, પણ તેમાં એક પ્રાચીન લિઙ્ગ છે, અને તેની

* ઈ. એ. વો. ૫ પા. ૧૦૯ જી. બ્યુહ્લર

પાસે પૂર્વમાં એક જૂનો કૂવો તથા જમીનમાં ખાડો, જે એક ન્હાના તળાવનો અવશેષ જેવો જણાય છે તે છે. ગામની પશ્ચિમે સીગાળ અથવા શીગામ, દાનપત્રનું સીહુગ્રામ છે; નૈરૂત્ય દિશામાં જામડિ ગામ જે સામડી પણ કહેવાય છે તે જમ્બ્આને મળતું આવે છે, અને ઉત્તરે ગોલેલનાં ખંડેરો ( ટ્રીગ્નોમેટ્રિકલ નકશામાં ભૂલમાં ગલોલ કહ્યું છે ) છે–તે આપણા દાનપત્રમાં ગોલિઆવલિ કહ્યું છે. છીરકહ મળી શકતું નથી. તેને માટે કહેલી જગ્યામાં સોલેપુર સગરી છે. દાનપત્રમાં કહેલા જૂના રસ્તાઓ, અગર તેને બદલે કરેલા બીજા ( કારણ દરેક ચોમાસામાં તે તદ્દન ધોવાઈ જાય છે ) હજી મોજુદ છે, અને શાસનમાં મંદિરને દાનમાં આપેલાં ક્ષેત્રની સીમા શોધવી મુશ્કેલ નથી. ગોલેલ જે છોડી લોકો દેગામ વસ્યા છે તેમાં અને કાવી, રૂણાદ અને બીજાં ચાર ગામોમાં ખાસ વિશેષ પ્રકારની બાંધણીની ઇંટની વાવોના અવશેષ છે. આ ઈમારતો જેની વિશેષ નિશાનીઓ આગળની બેવડી ભીંતો અને તેના ઉપર લડતા સિંહો, હાથીઓ, મયૂરો વિગેરેની ચૂનાની આકૃતિઓ છે, તે ગામડાંઓની પૂર્વની મહુત્તા સાબીત કરે છે. લોકો કહે છે કે તે રાજા મૂંજ અથવા મુંજે બંધાવી છે. આખો પ્રદેશ પ્રાચીન મંદિરો, લિઙ્ગો, અને મૂર્તિઓથી ભરેલો છે, અને હું ધારૂં છે કે આપણા આર્કિઓલોજીકલ સર્વેયરને તે પ્રદેશમાં મુલાકાતનો બદલો જરૂર મળશે.

જયભટનાં દાનપત્ર ઉપરથી એ પણ જણાય છે કે, મહી સુધીનો આખો કાંઠાનો પ્રદેશ ગુર્જર રાજાઓના તાબામાં હતો, અને જેવી રીતે દક્ષિણ અંકુલેશ્વર અગર અક્રૂરેશ્વર વિષયમાં અંકલેશ્વર તાલુકો અને પેટા મહાલ હાંસોટ ( હંસપટ્ટક ) આવી જતા હતા, તેવી રીતે ભરૂકચ્છ વિષયમાં ભરૂચ, વાગ્રા, આમોદ, અને જંબુસર તાલુકાના બનેલા ભરૂચ જીલ્લાનો ઉત્તરતરફનો ભાગ આવી જતો હતો.

## अक्षरान्तर

१ .... .... द्र ... दलित द्विरदकुम्भस्थलशलितमुक्ताफलनिक.... ....

२ .... [ संग्रा ]मे चकितदक्षिणबाहुशिखरः पद्माकर इव प्रकटानेकलक्ष....

३ ... कर इव सकलकलापान्वितो न पुनर्दोषकर सागर इवान्तः प्रवेशितविपक्ष-भूभृन्मण्डल... ....

४ चणइव सुदर्शनचक्रक्षपितविपक्षो न पुनः कृष्णस्वभावः हर इवाङ्गीकृतभूति-निचयो.... ....

५ ... बालेन्दुबिम्बप्रतिमेन येन प्रवर्द्धमानस्वतनूदयेन प्रणामकामोल्पकरेण लोक-कृतांज[ लि ].... ....

६ .... कृतोस्ति असिधाराजलेन शमितप्रासभं वलभीपतेर्युदे यो नशेषलीकुसमा-पकला पदस्तार्थिकानल.... ...

७ [ फल ]द एष सविभियंति देववधूकदम्बकैन्नृपशतमकुटरत्नकिंकणावलिरंजित पादपङ्कजः समधिगतपंचम[ हाश ]

८ [ ब्दोम ]हासामन्ताधिपतिश्रीजयभटः कुशली सर्व्वानेव राजसामन्तभोगिकु विषयपतिराष्ट्रग्राममहत्तराधिकारिकाद[ ी ]

९ [ न ]नुदर्शयत्यस्तु वस्संविदितं यथा मया मातापित्रोकात्मनश्चैहिकामुष्मिकपुण्य यशोभिवृद्धये केमज्जुग्रा[ म ]

१० [ नि ]विष्टाश्रमदेवपादेभ्यः गन्धधूपपुष्पदीपप्रदान्तसंशीतकसत्रप्रवतन सत्माउर्ज-नोदयेन देवकुलस्य खण्डस्फुटि[ त ]

११ [ प ]तितनिसंस्कारनवकर्म्मात्क्ताद्युत्सर्पणार्त्थं श्रीभरुकच्छविषयान्तर्गतकेमज्जु-ग्रामे ग्रामक्यापरदक्षिणसीम्नि पञ्चाशन्निवर्त्तनप्रमा-

१२ णो भूखण्डः यस्य घाटनानि पूर्व्वटः छीरकहग्रामगामिपन्था दक्षिणतः जम्भाग्रा-मसीमासाब्धिः अपरतः जम्भाग्रामएगोलिअवली-

१३ ग्रामगामी पन्था उत्तरतः केमज्जुग्रामसीहुग्गाम क्तामीपन्था वटवापी च एवं चतु-राघाटनोपलक्षितं क्षेत्रं सोपरिकदर.... ....

१४ सभूतवातप्रत्यायं सधान्याहिरण्यादेयं सदशापरध सोत्पद्यमानविष्टिकं अचाटभट-प्रावेश्यं सर्वराजकीयनामहस्तप्र-

---

पंक्ति १ वांचो गलित पं.३–सकलकलाकलाप; दोषाकर; पं.५–लोकः पं.६ शमितं; युंद्धे, लोक.–र्त्थि અસ્પષ્ટ છે. पं. ७ वांचो सर्वैंगीयंते. कदम्बकै; मुकुट; किरण; रंजित; पं. ८–भोगिक;: पं. ९–पित्रोरा, पं. १०–प्रदानसं-गीत ... ... ... ... प्रवर्तनसंमार्जनो. पं. ११–पतितप्रतिसंस्कार; मस्या; पं. १२–यस्याघाट; पूर्वत;: मी; संधि; ग्रामात् गोलि. पं. १३–केमज्जुग्रमात्सीहुग्रामगामी पं. १४–सधान्यद्दि; दशापराधं; राजकीयानाम.

१५ क्षेपणीयं पूर्व्वापरदेवब्रह्मदायरहितं भूमिच्छिद्रन्यायेना चन्द्रार्कार्णवक्षितिसरित्पर्व्वे-
तसमकालीनमषाषाढशुद दशम

१६ कर्क्कटकरशौ सक्रान्ते रवौ पुण्यतिथावुदकातिसर्ग्गेण देवदयत्वेन प्रतिपादितं
यतोस्योचितया तपोवनाचारस्थित्या भुंजतः कृ-

१७ षतः कर्षयतः प्रतिदिशतो वा न कैश्चिद्व्यषेधे वार्चातव्यमागामिभिद्रनृपतिभिः
अस्मद्वंश्यैरन्यैर्व्वायमस्मद्दायोनुमन्तव्यः परिपा-

१८ लयितव्यश्च यश्चाज्ञानतिमिरपटलावृतमतिराच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदेत स
पञ्चभिर्म्महापातकैस्सोपपातकैः

१९ संयुतिस्स्यादित्युक्तं च भगवता वेदव्यासेन व्यासेन षष्टिवर्षसहस्राणि सर्ग्गे तिष्ठति
भूमिदः आच्छेत्ता चानुमं-

२० ता च तान्येव नरके वसेत् । विन्धयाटवीस्वतोयासुशुष्ककोटरवासिनः कृष्णा-
हयो हि जायन्ते भूमिदयं हरन्ति ये । बहुभि[ र्व्व-

२१ सुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं अग्ने-
रपत्यं प्रथमं सुव[ र्ण्णं भूर्वैष्ण ]

२२ [ वी सूर्य्यसुता ]श्च गावः लोकत्रयं तेन भवेद्धिदत्तं यः कांचनं गां च महीं च
दद्यात् यानीह दत्तानि पुरा नरे.... ....

२३ ... निर्भुक्तमाल्यप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत । स्वदत्तां परदत्तां
वा यत्ना.... ...

२४ ... ... नाछ्येयोनुपालनमिति ॥ श्रीकण्डकणकदूतकं ॥ संवत्सरे शतचतुष्टये ष

२५ .... ( ४८६ ) अषाढसुदि आदित्यवारे ॥ निबद्धं लिखितं चेतं ...

२६ .... ... स्वहस्तो मम श्रीजयभट[ दे ].... .... ...

---

पं. १५–कदाच शुद्ध हशे; दशमी अथवा मा होवानो संभव छे. पं. १६–राशौ संक्रा; देवदाय; पं. १७–व्यासेधे वर्तितव्य; गामिभिर्भद्र; पं. १९.–संयुत; वर्ष, स्वर्गे; पं. २०–विन्ध्याटवीष्वतो; भूमिदायं; पं. २३–निर्माल्यवान्त,

ભાષાન્તર

તેનો પુત્ર, મહાસામન્તોનો અધિપતિ જે ( તેના શત્રુઓના ) ગજોના ભેદેલા કુમ્ભમાંથી વરસતાં મૌક્તિકથી છવાઈ ગયો છે ... ... જેના ઉંચો કરેલો જમણો કર યુદ્ધમાં કંપે છે ... ... ... જે ખીલેલા ઘણા દશ હજાર ... ... ના કમળ સરોવર સમાન છે, જે સકલ કલા સંપન્ન પૂર્ણ ઈન્દુ સમાન છે પણ કલંકથી મુક્ત છે—વિપક્ષ ભૂભૃતોને રક્ષણ આપી, વિપક્ષ ભૂભૃતો( પાંખ વિનાના પર્વતો )ને રક્ષનાર સાગર સમાન—સુદર્શન ચક્રમાં મૂકેલા સૈન્યથી પોતાના શત્રુઓનો નાશ કરે છે તેથી યુદ્ધના સુદર્શન ચક્રથી શત્રુઓનો નાશ કરનાર કૃષ્ણ સમાન પણ કૃષ્ણસ્વભાવથી મુક્ત—ભૂતિનિચયથી ( અલંકારના મહાન સમૂહથી ) છવાઈ ભૂતિનિચય-( ભસ્મના મહાન સમૂહ )થી છવાએલા શિવ સમાન ... ... ... જેના અંગનો પ્રતાપ વૃદ્ધિ પામે છે ત્યારે અલ્પ કરથી અંજલી પ્રજાને પોતાની પૂજા કરતી બનાવે છે તેથી વૃદ્ધિ પામતા અલ્પ કર( મૃદુ કિરણ )થી જનો પાસે નમન કરાવતા નવ ઈન્દુ સમાન ... ... ॥ અને જેણે અસિધારા વડે વલભીનાથની ઉત્સુકતા શાંત કરી હતી—જે અખિલ જગતના મહાન પંડિતોના અભિલાષનો અનલ શાન્ત કરી અને ( અભિલાષનાં ફળ તેમને ) આપી દેવોની અંગનાઓના સમસ્ત મંડળથી ગીતમાં સ્તુતિ પામ્યો છે—જેના ચરણ કમળ અનેક નૃપોના મુગટના મણિના કિરણોથી રક્ત થયા છે—અને જેણે પંચમહા શબ્દ પ્રાપ્ત કર્યા છે, તે શ્રી જયભટ્ટ ... ... ... ... ... ... ... હતો.

તે કુશળ સ્થિતિમાં હતો ત્યારે સમસ્ત નૃપ, સામન્ત, ભોગિક, વિષયપતિ, રાષ્ટ્ર, ગામ, મહત્તર આધિકારિક આદિને આ શાસનો જાહેર કરે છેઃ—

તમને જાહેર થાઓ કે મારાં માતાપિતા અને મારા, આલોક તેમજ પરલોકમાં પુણ્ય-યશની વૃદ્ધિ માટે કેમજ્જુ ગામમાં સ્થાપેલા શ્રી આશ્રમદેવને, ગન્ધ, ધૂપ, પુષ્પ, દીપ, નિત્ય સંગીતસેવા, મંદિર સ્વચ્છ કરાવવા, ખંડિત, ફાટ પડેલા અને પડી ગએલા ભાગના સમારકામના ખર્ચ માટે, શ્રી ભરૂકચ્છ વિષયમાં કેમજ્જુ ગામમાં નૈઋત્ય સીમામાં ૫૦ ( પચાસ ) નિવર્તનના માપનો ભૂમિખંડ જેની સીમા—પૂર્વે છીરકહ ગામજતો માર્ગ, દક્ષિણે જમ્ભા ગામની સીમા; પશ્ચિમે જમ્ભાથી ગોલિઅવલિ ગામ જતો માર્ગઃ ઉત્તરે સીહુરગ્રામ જતો માર્ગ અને વડવૃક્ષની સમીપમાં વાપી; આ ચાર સીમાથી અંકિત ક્ષેત્ર, ભૂમિચ્છિદ્રના ન્યાય અનુસાર, ... ... સહિત, લીલી અને ( સુકી ) શુષ્ક ઉત્પન્ન સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, દશઅપરાધના દંડના હક સહિત, ઉદ્ભવતી વેઠના હક સહિત, સૈનિકોના પ્રવેશ મુક્ત, રાજ પુરૂષના હસ્ત-પ્રક્ષેપણ મુક્ત, પૂર્વે દેવો અને બ્રાહ્મણોને કરેલાં દાન વર્જ કરી, ચન્દ્ર, સૂર્ય, સાગર, પૃથ્વી, સરિતાઓ અને પર્વતોના અસ્તિત્વ કાળ સુધી, અષાડ શુદિ ૧૦ ને કર્કટક રાશિમાં રવિએ ગમન કર્યું તે શુભ દિને ( દાનને અનુમતિ માટે ) પાણીના અર્ઘથી મેં આપ્યું છે.

આથી જ્યારે આ તપોવન આચારની સ્થિતિ અનુસાર ઉચિત રીતે તેનો ઉપભોગ કરે, ખેતી કરે, ખેતી કરાવે; અથવા તે સંબંધી આદેશ કરે ત્યારે કોઈએ પણ નિષેધ કરવો નહિ.

અમારા વંશના કે અન્ય ભાવિ ભદ્ર નૃપોએ આ અમારા દાનને અનુમતિ આપવી અને રક્ષવું જોઈએ. અને જે અજ્ઞાનના તિમિર પટલથી આવૃત થએલા ચિત્તથી તે જપ્ત કરશે અથવા જપ્ત થવા દેશે તે પંચમહાપાપ અને અલ્પ પાપોનો દોષી થશે.

અને ભગવાન વેદવ્યાસે નીચે પ્રમાણે કહ્યું છેઃ—

“ ભૂમિદાન દેનાર ૬૦ હજાર વરસ સ્વર્ગમાં વસે છે પણ તે જપ્ત કરનાર અથવા તેમ અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વાસ કરે છે. ”

"ભૂમિદાન જપ્ત કરનાર વિંધ્યના નિર્જલ વનોમાં શુષ્ક કોટરમાં વસતા કાળા નાગ પુનઃ જન્મે છે."

"સગર આદિ બહુ નૃપોએ ભૂમિનો ઉપભોગ કર્યો છે. ભૂમિપતિને ભૂમિનું ફલ છે.

"અગ્નિનું પ્રથમ બાળ સુવર્ણ છે, (વિષ્ણુમાંથી પૃથ્વી આવે છે અને સૂર્યમાંથી) ધેનુઓ (જન્મે છે). ધેનુ કે ભૂમિનું દાન કરે છે તે ત્રણ ભુવન આપે છે"

"કયો સુજન પૂર્વેના નૃપોનાં દાન જે ... ... ... ... ... ... શેષ સમાન છે તે પુનઃ લઈ લેશે ?

"તેણે તેની શક્તિ પ્રમાણે પોતાનાથી કે અન્યથી થએલાં ભૂમિદાન રક્ષવાં જોઈએ ... ... ... ... ... ... ... ... દાનની રક્ષા દાન કરતાં અધિક છે."

દૂતક શ્રી ક્ન્ડકણુક. સંવત ચારસો છયાસી (૪૮૬) અષાઢ શુદિ રવિવારે. ... ... ... ... ... ...થી રચાયું અને લખાયું. મારા શ્રી જયભટ્ટ દેવના સ્વહસ્ત.

નં૦ ૧૧૯

# જયભટ ૩ જાનાં તામ્રપત્રો[1]

ચે. સં. ૪૮૬ આશ્વિન. વ. ૧૫

અપ્રસિદ્ધ—

આ તામ્રપત્રો બોંબે બ્રેન્ચ રોયલ એસિયાટિક સોસાઈટીના સંગ્રહમાંનાં છે અને હાલ તે પ્રિન્સ ઓફ વેલ્સ મ્યુઝીયમમાં છે. તેની બાબતમાં બીજી કાંઈ પણ માહિતી નથી. આ દાનપત્રનાં બે પતરાં છે અને તેનું માપ ૧૩ ઇંચ×૧૦॥ ઇંચ છે. બન્ને પતરાંના ડાબી બાજુના ઉપરના ખૂણાના ભાગ કપાઈ ગએલા છે. કડી કે સીલ ઉપલબ્ધ નથી. અમુક અમુક ભાગમાં પતરૂં કટાઈ ગએલું છે, તેમજ અમુક જગ્યાએ કાણાં પણ પડી ગએલાં તેથી લેખ વાંચવામાં મુશ્કેલી પડે તેવું છે. કોતરનારે ઘણી ભૂલો કરેલી છે અને એક જ અક્ષર જૂદી જૂદી ઢબથી કોતરેલો છે, તેથી વાંચનારને વધુ મુશ્કેલી નડે છે.

લિપિ ગુર્જર સમયના જેવી છે અને અક્ષરોનું સરેરાશ કદ $\frac{3}{4}$ ઇંચ જેટલું છે. ભાષા સંસ્કૃત છે અને છેવટના શાપાત્મક શ્લોકો શિવાય બધો ભાગ ગદ્યમાં છે.

જયભટ ૩ જાનું એક જ બીજું પતરૂં જાણવામાં છે અને તે સં. ૪૮૧ આષાઢ સુદિનું છે. કીલહોર્નના લીસ્ટ( એ. ઈ. વો. ૫ એપેન્ડીક્સ )માંનાં નં. ૪૦૨ વાળાં તામ્રપત્રો સં. ૪૫૬ નાં ને જયભટ ત્રીજાનાં લખ્યાં છે. પણ તે ખરેખર જયભટ ૨ જાનાં છે, જેથી જયભટ ત્રીજાનાં સંપૂર્ણ તામ્રપત્રો આ પ્રથમ જ જાણવામાં આવેલ છે. તેથી તેમ જ જયભટ ૨ જા પછીના રાજાઓની વંશાવળી મળે છે તેથી આ તામ્રપત્રો ઐતિહાસિક દૃષ્ટિએ બહુજ ઉપયોગી છે. વંશાવળી નીચે મુજબ તેમાંથી ઉપજાવી શકાય છે.

પં. ૪ દદ્દ ૧ લો

પં. ૭ જયભટ ૧ લો.

( પં. ૧૨ ) બાહુસહાય પરમમાહેશ્વર સમધિગત પંચમહાશબ્દ દદ્દ ૨ જો. તેનો દીકરો

( પં. ૧૫ ) ધરાધર પ. મા. સમધિગત પંચ. મ. મહાસામન્તાધિપતિ શ્રી જયભટ ૨ જો તેનો દીકરો

( પં. ૨૧ ) પ. મા. સમ. પં. મહા. મહાસા. શ્રીમદ્દ અનિરોલ તેનો દીકરો

પં ૨૩ સમ. પંચ. મહાસામન્તાધિપતિ શ્રી જયભટ ૩ જો. દાન દેનાર

પં. ૨૧ માં શ્રીમદ્દ અનિરોલના નામવાળી જગ્યાએ જરા અક્ષરો અસ્પષ્ટ છે, છતાં તે નામ નિઃશંક વાંચી શકાય છે. ગુર્જર વંશાવલિમાં આ નામ પ્રથમ જ જાણવામાં આવ્યું છે.

પં. ૩૫–૩૬ દાન જે બ્રાહ્મણને આપવામાં આવેલ છે તેની વિગત નીચે મુજબ છે. તે લોહિકક્ષ પથક આહારમાંથી નીકળી આવેલો હતો. તે કૌણ્ડિન્યગોત્રનો અને વાજિ માધ્યન્દિન શાખાનો બ્રહ્મચારિ હતો. તે આદિત્યનાગનો દીકરો હતો. તેનું નામ ચોક્કસ જાણી શકાતું નથી.

પં. ૩૭ બલિ, ચરૂ વિગેરે ક્રિયા કરવા માટે ભરૂચ જીલ્લામાં આવેલું મન્નાથ નામનું ગામ દાનમાં આપવામાં આવેલ છે.

પં. ૪૯–૫૦ દૂતકનું નામ ભટ્ટ શ્રી દેઈય—( પૂરૂં વંચાતું નથી ) છે.

સંવત ૪૮૬ આશ્વિન વ. ૧૫ એમ શબ્દ તેમ જ અંકમાં આપેલ છે.

પં. ૫૧ લેખકનું નામ અધૂરૂં—ગુલેન એમ વંચાય છે.

પં. ૫૨ માં સ્વહસ્તો મમ શ્રી જયભટસ્ય એટલા શબ્દો હસ્તાક્ષર સૂચક છે.

## अक्षरांतरमांथी अमुक भाग

પં. ૧—૧૪ માટે જુઓ. ઈ. એ. વૉ. પાનુ ૭૭ પં. ૧—૧૯

१५ पराक्रमोद्धत धराधरः परममाहेश्वर समधिगतपञ्चमहाशब्दमहासामन्ताधिपति श्रीजयभट्टस्तस्यसुतः शौर्य्य-

१६ द —— —— योत्तुंगोत्तमाङ्गाभूपालमौलिमालाचुम्बितचरणयुगलः सकलाभिगामिकादिगुणानुरागनिर्भ्भरम

१७ नमुस्वयमातो राजलक्ष्याकौमुदित्युदीधितिचक्रवालविमलयशः शेखरितमेरुशिखरो रणाङ्गणागतवरवै-

१८ रिवारणघटाकोटिक्रहाकदोर्द्दण्डश्चतुर्विद्याविगमोप ब्रज्हितप्रज्ञातिशयसम्यक्प्रवर्त्तितनीतिमार्गानुरंजितः

१९ प्रकृतिः प्रकृतिकल्याणाशयत्वादस्पृष्टः कलिकालकालिम्ना सन्निहितयौवनोपनतानन्तविषयापभोगसौख्यै

२० सहजशत्रुतया वशीकृतेन्द्रियः श्रामः षाड्गुण्यप्रयोगनिपुणः शक्तिर्ल्येयोपचितम- हिमा परममाहेश्वरः सम

२१ धिगतपञ्चमहाशब्दमहासामन्त[ ा ]धिपति श्रीमदनिरोलस्तस्य सकलभुवनातिलकस्यात्मजोनिजगुणगणमालालं

२२ कृतोनेकनरेन्द्रवृन्दारकवृन्दवन्दितचरणारविन्दद्वयः कुन्देन्दुसितसिन्दुवारकसमधवलयशः सुधाध-

२३ वलितसकलधरामण्डलप्रचण्डप्रतापानलकचलिताखिल जगद्युपप्लवो दुर्व्वारशरासारसमुसो ्कि

२४ सकलाराति चक्रवालः प्रधान[ प्र ]धन प्रधावितप्रकटकरि घटापाटनपटुः चटुलरणाङ्गणधङ्गणरट

२५ णतुङ्गतुरङ्गमसकरभङ्गभासुरो —तदालित द्विरद मुक्तमुक्ताफलनिर्करदनुरासिलतामरीचिनिचय

२६ मिचकितदक्षिणबाहुशिखरः पद्माकर इ[ व ] प्रकटाणकलक्षणेन पुन्यपलाशयः क्षपाकर इव पुन

२७ सकलकलापान्वितोनद्दोषकरः सागरइवान्तः प्रवेशितभू-

२८ भृकमण्डलो—कपुनः ग्राहाकुलः नारायण इव सुदर्शनचक्र

## पतरूं बीजुं

२९ ( क्षपित )विप[ क्षो ] [ नपु ]नः कृष्णस्वभावः हरइवाङ्गीकृत भूतिनिचयोनपु-
नर्भुजङ्गप

३० — — — बालेन्दुबिम्बप्रतिमेनयेन प्रवर्धमानस्वतनुदयेन प्रणामकामोल्प-
करेणलो-

३१ ककृतांजलिः कानिमता कृतायें[ स्ति ] असिधाराजलेन शमितः प्रसनवलभीपतेः
पुनर्येनाशेषलोकस

३२ — — कलापद्तर्ज्जकानलः जचाभसजलदंएषसविगीयति देववधुकदम्ब( नृ )-
पशतमकुटरत्नकिरणावलि

३३ ( र )ञ्जितपादपङ्कजः समधिगतपञ्चमहाशब्द महासामन्ताधिपतिश्रीजयभटः
कुशली सर्व्वानेव राज-

३४ मानविषयपतिराष्ट्रग्राममहत्तराधिकारिकादीन्समनुदर्शयत्यस्तु वः संविदितं यथा-
मयामातापित्रोः

३५ रात्मनश्चैहिकामुष्मिकपुण्ययशोभिवृद्धये लोहिकक्षपकथा[ थका ]हारविनिर्गततत्रै-
विद्यसामान्य कौण्डिन्यसगोत्र

३६ वाजिमाध्यन्दिनसब्रह्मचारि हेटावुक ब्राह्मणादित्यनाग पुत्र भट्टाचडाय बलिचरुवै-
श्वदवोग्निहोत्रातिथिपञ्च

३७ महायज्ञा[ ज्ञा ]दिक्रियोत्सर्प्र( र्प )णार्न्थ( र्थ ) श्रीभरुकच्छविषयान्तर्ग्गत मन्ना-
थग्रामः सोद्रङ्गः

४० .... .... .... क्यातिसर्ग्गेण ब्रह्मदायत्वे प्रतिपादितो यातो स्योचितया

४९ भट्टश्रीदेइय—दूतक ॥ संवत्सरशत चतुष्टये षडशीत्यधिके आश्वयुज बहुल पञ्चदश्यां

५० सं ४८६ आश्वयुज ब १५ लिखितश्चैतन्मया बलधिकृता — — तम — —

५१ - गुलेन

५२ स्वहस्तोमम श्रीजयभटस्य

# રાષ્ટ્રકૂટ વંશના લેખો

નં૦ ૧૨૦

## કક્ક ૨ જાનાં આંત્રોલી છારોલીનાં તામ્રપત્રો*

શ. સં. ૬૭૯ આશ્વયુજ સુ. ૭

સુરત પ્રગણાના ઓરપાડ તાલુકામાંના કારેલી ગામના પાટીલ ડાહ્યાભાઈ જગદીશ તેમાં શુ લખ્યું છે તે જાણવાની ઉત્કંઠાને લીધે આ પતરાં મારી પાસે લાવ્યા હતા. તેણે કહ્યું હતું કે સુરતથી ઈશાન ખૂણે આશરે દસ માઈલ છેટે છારોલી જે આંત્રોલી છારોલી તરીકે મશહુર છે તેમાં પાયો ખોદતાં આ પતરાં મળ્યાં હતાં.

પતરાં બે છે અને તે ૮ ૭/૮ ઈંચ ઉંચાં અને ૧૩ ઈંચ પહોળાં છે. બન્ને અંદરની બાજુએ જ કોતરેલાં છે અને બે કડી હોય એમ અનુમાન થાય છે, છતાં તેમાંની એક અત્યારે મળતી નથી. જે કડી મોજુદ છે તેના ઉપરની સીલમાં ગરૂડનું ચિત્ર ખંડિત દશામાં આપેલું છે, પતરાં સંભાળપૂર્વક કોતરવામાં આવ્યાં છે અને તે સુરક્ષિત છે. વલભી અને ચાલુકયનાં તે સમયનાં તામ્રપત્રોના જેવી લિપિ છે. ભાષા સંસ્કૃત છે અને વંશાવળી વિભાગ પદ્યમાં છે, જયારે બાકીનો ભાગ ગદ્યમાં છે. ભટ્ટ રેવિસર( અથવા રવીશ્વર )ના દીકરા કુકકેશ્વર દીક્ષિત જે જાંબુસર( ભરૂચ જીલ્લામાં હાલનું જંબુસર )નો રહેવાશી હતો તેને કાશકુલ વિષયમાં સ્થાવરપલ્લિકા નામનું ગામ દાનમાં આપ્યાની હકીકત આ તામ્રપત્રમાં છે. સ્થાવરપલ્લિકા તે હાલનું છારોલી જ હશે, એમ હું માનું છઉં. તેની સીમા નીચે મુજબ આપેલી છે. ખૈરોડાની પશ્ચિમે અને સ્હેજ દક્ષિણમાં, પિપ્પલાચ્છની ઉત્તરમાં અને કાષ્ટપુરી અને વટ્ટારની પૂર્વે.

દાન આપનાર રાષ્ટ્રકૂટ વંશનો કક્ક છે તેની વંશાવલી નીચે મુજબ આપેલી છે:

કક્ક ૧ લાને રાષ્ટ્રકૂટ કુળરૂપી કમળના જથ્થાના સૂર્યરૂપ કહ્યો છે. આવું વર્ણન તે કુટુંબમાં જનમ્યો હોય તેને જ લગાડી શકાય. ત્યાર પછીનો ધ્રુવ સ્પષ્ટ રીતે તેનો દીકરો હતો, એમ વર્ણવ્યું છે. ત્રીજો રાજા ગોવિંદને પણ સ્પષ્ટ રીતે ધ્રુવનો દીકરો કહેલ છે. આમાંના છેલ્લા રાજા કક્ક બીજાને તો નાગવર્માની દીકરીથી ગોવિંદના પુત્ર તરીકે લખ્યો છે

કક્ક
।
ધ્રુવ
।
ગોવિંદ
તે
નાગવર્માની દીકરીને પરણ્યો.
।
કક્ક
દાન આપનાર શ. સં. ૬૭૯

આ તામ્રપત્રોમાંના રાજાનાં નામો પ્રખ્યાત રાષ્ટ્રકૂટ વંશના રાજાઓની સાથે મળતાં આવે છે, પણ તે વંશની જે વંશાવળી પ્રસિદ્ધ થઈ છે ( ડીનેસ્ટીઝ ઓફ કેનેરીઝ ડીસ્ટ્રીકટ પા. ૩૨ ઈ. એ. વો. ૧૧ પા. ૧૦૯ અને ઈ. એ. વો. ૧૨ પા. ૧૫૯ ) તેની સાથે સરખાવતાં આ ચાર રાજાઓનાં નામ બંધ બેસતાં આવતાં નથી. કારણ કે આ દાનની તિથિમાં અને દન્તિદુર્ગ અથવા દન્તિવર્મા બીજાનાં સામનગઢનાં તામ્રપત્રની તિથિમાં ચાર વર્ષનો જ તફાવત છે. આપણે જો એમ અનુમાન કરીએ કક્ક ૧ લા ને ઇંદ્ર બીજા અને કૃષ્ણ ૧ લા ઉપરાંત ધ્રુવ નામે ત્રીજો દીકરો હતો તો કંઈક બંધબેસતું આવે તેમ છે.

વળી આ તામ્રપત્રને બનાવટી માનવાને કંઈ પણ કારણ નથી. લિપિ તે જ સમયની છે અને ગોવિંદની પત્ની તે નાગવર્માની દીકરી હતી તે હકીકત બનાવટી તામ્રપત્ર લખનાર ઉપજાવી શકે નહીં.

અત્યારે તો એમ સમાધાન થઈ શકે કે આ ચાર રાજામાંનો પહેલો કક્ક તે કક્ક ૧ લો માનવો, અને બાકીના રાજાઓ ઇંદ્ર ત્રીજાથી શરૂ થતી ગુજરાત શાખાના પૂર્વજ હોય બીજાં તામ્રપત્રોથી આ હકીકત પૂરવાર થાય ત્યાંસુધી આ એક અટકળ જ રહી શકે.

---

* જ. બો. બ્રૅ. રો. એ. સો. વો. ૧૬ પા. ૧૦૫ ડૉ. ભગવાનલાલ ઇંદ્રજી

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ श्रीमान्सदा जयति सिद्धसुरासुरेन्द्रवृन्दोचमौगमणिचुम्बितपादपद्मः शंभु[ भु ]: समाहितगुण-

२ त्रितयः प्रजानां सर्गस्थितिप्रलयकारणमादिदेवः । आसीदनेकसमराप्तजयः क्षितीशः श्रीराष्ट्र-

३ कूटकुलपंकजषण्डसूर्य्यः दुर्व्वारवैरिवनितावदनारविन्दहेमन्तकालपवनो भुवि कक्कराजः । तस्यामलस्य

४ नृपतेर्ध्रुवराजदेवो देव्या बभूव तनयोऽतुलवीर्य्यधामा येनोच्छ्रि[ च्छ्र ]तासि रिपुसैन्यबलं निहत्य नूनं यशो-

५ धवलयद्भुवनं समस्तं । निर्स्त्रिंशघातविदलत्करिकुम्भमुक्तमुक्ताफलप्रकरमण्डित-भूतलस्य आवेदयत्स-

६ मरमूर्द्धनि यस्य चित्रं लीलायितं मृगपतेरिव चेष्टितानि । निःप्रा[ प्र ]भयत्वम-तिचापलमुग्रभावं सार्घ्वं विरोध-

७ मुपशान्तिसरस्वतीभ्यां दोषा[ न् ]समाश्रयवशाद्गुणरत्नकाब्धेः पर्य्यत्यजत्सहजका-नपि यस्य लक्ष्मी[ क्ष्मीः ] । संत्य-

८ ज्य कातरतृणौघमरीभकुंभपीठस्थलोपलशिलाः शकलीविधाय प्राप्तोपि यस्य चतुर-ब्धिजलौ[ लो ]र्म्मिमा-

९ लां जज्वाल दग्धरिपुवंशवनः प्रतापः । लक्ष्मीसनाथवपुरब्जसुचक्रपाणिर्निर्व्वा-च्यविक्रमनिबध्धवलिं :

१० क्षितीशः गोविन्ददेव इव नुन्नभुजंगदर्प्पो गोविन्दराज इति तस्य सुतो बभूव । यस्याहवेषु धनगर्जितनाद-

११ धीरं मौर्व्वीनिनादमुपकर्ण्य निरस्तधैर्य्य[ : ] ॥[२] हंसा भुवनगतप[ व ]तीर [ म ]पि जीविताशां दुर्व्वारवैरिण इवामुमुचुः क्ष-

१२ णेन । कल्पद्रुमः प्रणयिषूदयशैलराजो मित्रेषु लोकनयनोत्पलकेषु चन्द्रः यः केसरीमदजलार्द्रकपो-

१३ लमिचिर्लि[ र्लि[३] ]नालिनादमुखरेषु मतंगजेषु । संग्राममध्य[ ध्य ]जितसंध्य[ य ]तभूभुजेन्द्रशिंजानिनादमुखरीकृतम-

---

१ आंहि विसर्ग भूलथी वपराया छे. २ पादपूर्तिना चिह्ननी जरूर नथी. ३ वांचो मिलितालीम

१४ न्दिरस्थं: अद्यापि यस्य हरशेखरचन्द्रखंडशुभ्रं यशः स्त्रि[ त्रि ]भुवनं विमली-
करोति । तस्मात्परास्तपरतारकमा-

१५ प्तशक्तिः[ क्तिं ]श्रीकक्कराजमनुरंजितसर्व्वलोकं शंभोः कुमारमिव भूधरराजपुत्री
श्रीनागवर्म्मदुहिता जनयांचका-

१६ र । भूभृच्छिखामणिकरंबितपादशोभो बालोपि लोकनयनोत्पलसौख्यहेतुः प्रध्वस्त-
वैरितिमिरो गगनं श-

१७ शीव यः सद्गुणैर्निजकुलं समलंचकार । संभ्रान्तमन्दरविलोडितदुग्धसिन्धुसंभूत-
फेणधव-

१८ लि[ ली ]कृताशं यस्य द्विशामचलकन्दरगभ्भे[ र्भ ]भाजामप्याननानि चरित
[ तं ]म[ लिनी ]चकार । सत्येन धर्म्म-

बीजुं पतरूं

१९ तनयं विदुरं च मत्या दानेन भास्करसुतं क्षमया सुमेरुं भीमं बलेन चरितेन-
च वासुदे-

२० वं रूपेण संरतिपतिं सममंस्त लोकः[ । ]सोऽयमनेकसमरसंघट्टपरगजघटाटोपवि-

२१ घटनप्रचण्डदोर्दण्डमण्डितविग्रहो मदनरिपुशिरः शतकशुभ्रयशः प्रवाहधवली-

२२ कृतदिङ्मुखोऽनेकसामन्तमौलिलालितचरणारविन्दयुगलः परममाहेश्वरः समधि-
गतपञ्चमहाश-

२३ ब्दपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरः श्रीकक्कराजः सर्व्वानेव स्वान्महासामन्त-
सेनाप-

२४ तिबलाधिकृतचोरोध्धरणिकभोगिकराजस्थानीयादीन्यवा [ था ] नियुक्तानन्यांश्च
समाज्ञामयत्यस्तुवः संविदितं य-

२५ था मया काशकुलविषयांतर्गतस्थावरपल्लिकाभिधानो ग्रामः खैरोदादपरतः पिप्पला-
च्छादुत्तरतः काष्टपुरि[ री ]वद्दारा-

२६ भ्यां पूर्व्वतः पुनः खैरोदसींध्या[ सीममध्या ]द्दक्षिणतः एवं चतुराघाटनविशुद्धो
जांबूसरस्थानवास्तव्यतचातुर्व्विद्यसामा-

२७ न्यवच्छ[ त्स ]सगोत्रकण्वसब्रह्मचारिभट्टरेविसरपुत्रायकुक्केश्वरदीक्षिताय बलिचरुवै-
श्वदेवाग्निहोत्रादिक्रियाणां

२८ समुत्सर्पणार्त्थं मातापित्रोरात्मनश्च पुण्यफलावाप्त्यर्थमाचन्द्रार्काण्णर्वसरित्पर्व्वत-
वसुन्धरासमकाली-

२९ नः पुत्रपौत्रान्वयोपभोग्योऽभ्यन्तरासिध्या[ ध्या ]भूमिच्छिद्रन्यायेन विषुवसंक्रान्ता-
वुदकातिसर्गेण प्रतिपादि-

---

૧ વિસર્ગ ભૂલથી વપરાયો છે.

के. १६

३० तो यतोऽस्यातः प्रबलानिलसमीरितोदधितरंगचञ्चलं जीवलोकमवगम्यानित्याश्च सा[ स ]र्व्वसंपदश्चेत्यवधा-

३१ र्य्यागामिभद्रनृ[ नृ ]पतिभिरस्मद्वशंजैश्च साधारणं भूमिदानफलमवगम्यानुमन्तव्यः प्रतिपालनीयश्च ।

३२ यतः प्रोक्तमेव भगवता वेदव्यासेन व्यासेन[ । ]स्वदत्ता[ त्तां ]परदत्तां वा यत्ना-द्रक्ष युधिष्ठिर मही[ हीं ]क्षितिभृतां श्रे-

३३ ष्ठ दानाच्छ्रेयोऽनुपालनं । षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमन्ता च तान्येव न

३४ रकं वसेत् । शंखः सिंघा[ हा ]सनं च्छत्रं व[ ा ]जिवारणयोषितः भूमिदानस्य महतः सर्व्वमेताद्विचेष्टितं । विन्ध्या-

३५ टवीष्वतोयो[ या ]सु शुष्ककोटरवासिनः कृष्णसर्पा हि जायंते ब्रह्मदायापहारकः [ । ]बहुभिर्व्वसुधा भुक्ता

३६ राजभिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं । शकन्नि [ नृ ]पकालातीतसंवत्सरशतषटके एकू[ को ]-

३७ नाशीत्यधिके आश्वयुजशुद्धा[ द्धां ]कते[ तोऽ ]पि सं ६७९ तिथि ७ [ । ][1] लिखितं च मया आदित्यवर्म्मराजदूतकं बलाधिकृत-

३८ श्रीतत्सूनुना श्री भो[ ? तो ]डल्लेनेति[ । ]

---

१ આ ચિહ્ન, ગુપ્ત '૯' ના ચિહ્નની સમાન હોવાથી '૯' ના આંકડા તરીકે વાંચી શકાય. પરંતુ તે પ્રમાણે વાંચવાને આપણને બાધ છે, કારણ કે વર્ષની સંખ્યામાં '૯' ને માટે આંહિ જૂદું જ ચિહ્ન આપણી પાસે છે, જેથી આ ચિહ્ન, ગુપ્ત અથવા વલભી '૭' નું અન્ય ચિહ્ન હશે, એમ જણાય છે.

ભાષાન્તર

જેનાં ચરણુ કમળ સિદ્ધો, સૂર અને અસુરના અધિપતિઓના મુગટમણિથી ચુંબિત છે, જે ( સત્વ, રજસ્ અને તમસ્ ના ) ત્રણુ ગુણુસંપન્ન છે અને જે પ્રાણીઓના સર્જન, પાલન અને પ્રલયના મુખ્ય કારણુ રૂપ છે તે શ્રીમાન્ શમ્ભુ સદા વિજયી છે !

( પંક્તિ ૨ ) અનેક યુદ્ધોમાં વિજય પ્રાપ્ત કરનાર, કમલવૃંદ જેવા શ્રી રાષ્ટ્રકૂટ કુલને સૂર્ય સમાન, અને અતિ પ્રબળ શત્રુઓની વનિતાના મુખકમળને શરદ પવન સમાન, ભૂમિ પર કક્કરાજ નૃપ હતો.

( પંક્તિ ૩ ) આ વિમળ નૃપને તેની રાણીથી ધ્રુવરાજ દેવ નામનો, અતુલ બળ અને પ્રભાવ-વાળો પુત્ર જન્મ્યો હતો. શત્રુનાં સૈન્યબળનો નાશ કર્યા પછી, અસિ ઉપર ઉન્નત થઈને તેના યશે સકળ ભુવનને શ્વેત બનાવ્યું. તેની અસિના પ્રહારથી ગજોનાં ભેદેલાં કુમ્ભમાંથી ઝરતાં મૌક્તિકથી ભૂમિ આભૂષિત કરતી તેની રણુક્ષેત્રની ચેષ્ટા સિંહનાં ચરિતનું સ્મરણ કરાવતી. લક્ષ્મીએ અવિવેક, ચપળતા, મુગ્ધભાવ, અને શાન્તિ અને સરસ્વતી સાથેના વિરોધના સ્વભાવિક દોષો તે ગુણુ રત્નસાગરનો આશ્રય લઈ, ત્યજી દીધા. રિપુના વંશનાં વન ભસ્મ કરી કાતર ( બળ-હીન ) તૃણ( બળહીન શત્રુ )ને ત્યજી, અને શત્રુઓના માતંગોની શિલા સમાન પ્રબળ પીઠ ભાંગી નાંખી, તેના પ્રતાપનો અગ્નિ ચાર સાગરનાં જળની ઉર્મિઓ( જળતા તરંગો )ની અવધિ સુધી પહોંચ્યો હતો છતાં શાન્ત થયો નહિ.

( પંક્તિ ૯ ) લક્ષ્મીસંપન્ન અંગવાળો, સારાં ચક્રનાં ચિહ્નોવાળા કરવાળો ( જેમ ગોવિંદ કરમાં ચક્ર અને કમળ ધારે છે ) અને પોતાના પ્રબળ નૃપોને અદોષિત વિક્રમથી નમન કરાવ-નાર ( જેમ અસુર બલિ નૃપને [ ત્રણ ] અદોષિત પદથી ગોવિંદે વશ કર્યો હતો ) અને પોતાના સહચરોનો દર્પ હણુનાર( જેમ ગોવિંદે સર્પ [ કાલિ ]ના મદને હણ્યો ) હોવાથી જે ખરેખર ગોવિંદ દેવ સમાન હતો તે ગોવિંદરાજ તેનો પુત્ર હતો. જેમ તેના અતિપ્રબળ શત્રુઓએ ખોયેલી ભૂમિ અને જીવનની સર્વ આશામૂકી દીધી, તેમ રણુક્ષેત્રમાં તેના ધનુષની દોરીનો મેઘના નાદ સમાન ગંભીર નાદ સાંભળી હંસોએ ( તેને સાચો મેઘનાદ જાણી ) પૃથ્વી અને આયુષ્યની કરમાતી આશા ત્યજી[1] દીધી. તે, પ્રણયિઓને કલ્પવરૂ સમાન હતો; મિત્રોને મહાન ઉદયગિરિ સમાન હતો; જનોનાં નેત્ર કમળને ઇન્દુ સમાન હતો; મદથી ભીના કુમ્ભ પર બેસતા ભ્રમ-રના ગુંજારવવાળા મસ્ત ગજો તરફ સિંહ સમાન હતો: જેનો મહેલ રણુક્ષેત્રમાં બન્ધીવાન કરેલા શત્રુપર નાંખેલી સાંકળોના અવાજથી ગાજતો હતો, તેનો હરના મસ્તક પરની નિર્મળ કળા સમાન યશ, હજી પણુ ત્રિભુવનમાં પ્રકાશે છે.

( પંક્તિ ૧૪ ) તેનાથી શ્રી નાગવર્માની પુત્રીએ, જેમ પાર્વતીએ શંભુથી પોતાના અરિ-તારક અસુરનો પરાજય કરનાર, શક્તિ ( શસ્ત્ર ) ધારનાર, સકળ જગને આનન્દ આપનાર કુમાર-ને જન્મ આપ્યો તેમ, પોતાના શત્રુઓના સામન્તોને હાંકી મૂકનાર બળવાન, અને સમસ્ત જનોને આનંદ આપનાર શ્રી કક્કરાજને જન્મ આપ્યો. મહાન પર્વતો પર કિરણો ફેંકતો નવો છતાં જનોનાં નેત્રકમળને આનન્દકારી અને પોતાના રિપુ, તિમિરને હણુનાર ઇન્દુ આકાશ શોભાવે છે તેમ, તેણે જે બાળ હતો છતાં, નૃપોના મુગટમણિમાં ભળતા રૂપ-વાળા ચરણુ સહિત, જનોના નેત્રકમળને આનન્દ આપનાર અને તિમિર સમાન શત્રુઓને હણુનાર હતો તેણે પોતાના કુળને સદ્ગુણોથી મંડિત કર્યું. તેના વિક્રમે ચલિત મન્દરગિરિથી મંથન

---

૧ હિન્દી કવિઓની માન્યતા છે કે વર્ષાકાળના આગમન સાથે જ પ્રથમ મેઘનાદ સાંભળતાં જીવનનો ભય ઉત્પન્ન થવાથી હંસો હિંદુસ્તાન છોડી હિમાદ્રમાં માનસ સરોવરમાં જઈ રહે છે. શ્લોકનું ખાસ તાત્પર્ય ધનુષનાદને મેઘ-નાદ સાથે સરખાવવાનો છે.

થયેલા પયોદધિના ફીણ સમાન શ્વેત... ... ... ...વડે દિશાઓ પ્રકાશિત કરે છે; તે સમયે, પર્વતોની ગુફાઓમાં આશ્રય લીધો હતો તે શત્રુઓનાં મુખ શ્યામ કરી નાંખ્યાં.[1] લોકથી તે સત્યતા માટે યુધિષ્ઠિર, મતિમાં વિદુર, દાનમાં ( સૂર્યનો પુત્ર ) કર્ણ, સ્થિરતામાં સુમેરૂ, બળમાં વાસુદેવ અને રૂપમાં કામદેવ સમાન ગણાયો હતો.

( પંક્તિ ૨૦ ) જેનું અંગ, શત્રુના ગજોની ઘટા ભેદવામાં પ્રબળ, દણ્ડ સમાન કરથી ભૂષિત છે, જેણે શિવના શિર પરની કળા સમાન શ્વેત યશના પ્રવાહથી સકળ દિશાઓ શ્વેત કરી દીધી છે, જેના ચરણની સેવા આશ્રિત નૃપમંડળથી થાય છે, જે પંચમહાશબ્દનો ઉપભોગ કરે છે તે ભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રીકક્કરાજ તેના સમસ્ત મહાસામન્ત, સેનાપતિ, બલાધિકૃત, ચોરોદ્ધરણિક, ભોગિક, રાજસ્થાનીય આદિને તેમના અધિકાર પ્રમાણે શાસન કરે છેઃ—

( પંક્તિ ૨૪ ) તમને જાહેર થાઓ કે, મારાં માતાપિતા અને મારા પુણ્ય યશ માટે કાશકુલ વિષયમાં આવેલું ઐરાડની પશ્ચિમે, પિપલાચલની ઉત્તરે, કાષ્ટપુરી અને વાટૂરની પૂર્વે અને ઐરાડની મધ્ય સીમાની દક્ષિણે આવેલું સ્થાવરપલ્લિકા ગામ, આ ચાર સીમાવાળું, જામ્બુસરવાસી, રેવિસર ( રવીશ્વર ) ભટ્ટના પુત્ર, ચાર વેદમાં નિપુણ, વત્સ ગોત્રના, અને કણ્વ શાખાના કુકકેશ્વર દીક્ષિતને, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર આદિ વિધિ અનુષ્ઠાન અર્થે, ચંદ્ર, સૂર્ય, સાગર, સરિતાઓ, પર્વતો, અને પૃથ્વીના અસ્તિત્વ કાળસુધી, પુત્ર, પૌત્ર, અને વંશજોના ઉપભોગ માટે અભ્યન્ત સિદ્ધિ અને ભૂમિચ્છિદ્ર[2]ના ન્યાય અનુસાર પાણીના અર્ઘ્યથી શરદ્-વિષુવ કાળમાં, મેં આપ્યું છે.

( પંક્તિ ૩૦ ) આથી ભાવિ ભદ્ર નૃપોએ અને મારા વંશજોએ ભૂમિદાનનું ફળ ( દેનાર અને રક્ષનારને ) સામાન્ય છે અને જગત પ્રબળ પવનથી હંકારાતા, સાગરના તરંગો સમાન ચંચળ અને લક્ષ્મી અનિત્ય છે, એમ માનીને આ દાનને અનુમતિ આપવી અને રક્ષવું.

( પંક્તિ ૩૨ ) અને ભગવાન વેદવ્યાસે કહ્યું છે કે, નૃપોમાં શ્રેષ્ઠ, હે યુધિષ્ઠિર ! ત્હારાથી અથવા અન્યથી દેવાયેલી ભૂમિનું તું સંભાળથી રક્ષણ કર દાનનું રક્ષણ દાન કરવા કરતાં અધિક છે ! ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે પણ ( ભૂમિદાન ) જપ્ત કરનાર અને જપ્તિમાં અનુમતિ આપનાર તેટલાંજ વર્ષ નરકમાં વાસ કરશે. શંખ, સિંહાસન, છત્ર, અશ્વો, ગજો, અને લલનાઓ ભૂમિ દાનના મહાન ફળની સરખામણીમાં ચેષ્ટા સમાન છે. ખરેખર, દ્વિજોને દેવાયેલાં ભૂમિ દાન હરનાર, વિંધ્યાચલના નિર્જળ વનનાં, શુષ્ક વૃક્ષોના કોટરમાં વસતા કાળા સર્પ જન્મે છે. સગર આદિ બહુ નૃપોએ ભૂમિ ભોગવી છે. જે સમયે જે ભૂમિપતિ તેને તે સમયે દાનનું ફળ છે.

( પંક્તિ ૩૬ ) શક નૃપના કાળ પછી સંવત છસેં ઓગણ્યાએંસી, આશ્વયુજ, શુક્રિમ અથવા સંખ્યામાં ૬૭૯. ૭ ને દિને.

( પંક્તિ ૩૭ ) આ દાન જેનો દૂતક નૃપ આદિત્યવર્મા છે, તે મારાથી, બલાધિકૃત શ્રી તત્તના પુત્ર શ્રી ભોદલ્લથી લખાયું છે.

---

[1] વિરોધાલંકાર બતાવે છે. [2] આનો અર્થ ' દાનમાં આપેલાં ગામની ભૂમિ અને આકાશ સહિત' એમ થાય છે.

નં૦ ૧૨૧

# ગોવિંદ ૩ જાનાં વણી( દિન્ડોરી તાલુકામાં )નાં તામ્રપત્રો[1]

શ. સં. ૭૩૦ વૈ. સુ. ૧૫

આ તામ્રપત્રો જ. રો. એ. સો. ( ઓ. સી. ) વો. ૫ પા. ૩૪૩ મે મી. ગ્રોધને પ્રસિદ્ધ કર્યાં છે. રો. એ. સો. ની મુંબઈ શાખામાં અસલ તામ્રપત્રો છે, તેના ઉપરથી હું ફરી પ્રસિદ્ધ કરૂં છઉં.

પતરાં ત્રણ છે અને ૧૦ ૩/૪" લાંબાં અને ૭ ૩/૪" પહોળાં છે. વચમાંથી તેનાથી જરા ઓછાં પહોળાં છે. કોર જરા જાડી રાખેલી છે અને પતરાં સુરક્ષિત છે. બીજા પતરાની બીજી બાજુએ મધ્ય ભાગમાં લેખ જરા ઘસાએલ છે. અંગ્રેજી પુસ્તકનાં પાનાંની માફક ફેરવીને વાંચી શકાય એવી રીતે પતરાં કોતરેલાં છે. કડી ૫/૧૬" ઇંચ જાડી ૪ ૧/૪" વ્યાસવાળી છે. તેના પરની સીલ ગોળ છે અને તેનો વ્યાસ ૨ ૧/૪ ઇંચ છે. દન્તિદુર્ગ અને ગોવિન્દ ત્રીજાનાં બીજાં પતરાંમાં હોય છે તેવી જ બેઠેલી શિવની મૂર્તિ સીલમાં કોતરેલી છે. ભાષા સંસ્કૃત જ છે.

આ પતરાંમાંના ૧૭ શ્લોકો રાધનપુરનાં પતરાંમાં પણ છે. ઉપરાંત આમાંના છઠ્ઠા અને સાતમા શ્લોકની વચમાં રાધનપુરનામાં એક શ્લોક વધુ છે. તે एकत्रात्मबलेनથી શરૂ થાય છે. અને તેમાં એક તરફ પોતાનું લશ્કર અને બીજી બાજુ સમુદ્ર વચ્ચે પલ્લવોને ઘોર અગર પ્રવે ઘેરી લીધાનું અને તેના હાથીઓ પડાવી લીધાનું વર્ણન છે. આમાંનો અગીયારમો શ્લોક પાંચ પાદવાળો હોઈને તેનો તરજુમો બરાબર થઈ શકતો નથી. તે રાધણુપુરનામાં ચાર ચાર પાદના બે શ્લોકમાં આપેલ છે. આમાંના ૧૨ મા અને ૧૩ મા શ્લોકની વચમાં રાધનપુરનામાં એક વધુ શ્લોક છે. તે संधायाशुशिलीमुखान् થી શરૂ થાય છે અને તેમાં ગોવિંદ ૩ જા પાસેથી ગુર્જર રાજા નાશી ગયાનું વર્ણન છે. આમાંના ૧૬ મા અને ૧૭ મા શ્લોકની વચમાં રાધનપુરનામાં लेखाहारથી શરૂ થતો એક વધુ શ્લોક છે. તેમાં ગોવિંદે મોકલેલા દૂતે અરધો સંદેશો આપ્યો ત્યાં તો વેંગીનો રાજા આવ્યો અને ગોવિંદ ૩ જાને માટે તેના નોકરની માફક વર્ત્યો અને કિલ્લાની દીવાલ બંધાવી દીધી.

ગુર્જર રાજા અને વેંગીપતિ એટલે કે પૂર્વના ચાલુક્ય રાજા વિજયાદિત ઉર્ફે નરેન્દ્રમૃગ રાજનું વર્ણન આમાં નથી, તેથી એમ અનુમાન થાય છે કે આ બે દાનપત્રોની તિથિઓની વચમાં ગોવિંદ ૩ જાએ તેઓને જિત્યા હશે.

આ દાન રાજધાની મયૂર ખણ્ડીમાંથી આપવામાં આવેલ છે. વણીની ઉત્તરમાંનો મોરખણ્ડનો ડુંગરી કિલ્લો તે મયૂરખણ્ડી હશે, એમ ડો. બુલર માને છે.

દાનની સાલ શ. સં. ૭૩૦ ( ઇ. સ. ૮૦૬–૭ ) છે અને વ્યય સંવત્સર આપેલ છે.

નાશિક દેશના વટનગર વિષયમાંનું અમ્બક ગ્રામ દાનમાં આપેલું છે. અમ્બક ગ્રામ તે વણીની દક્ષિણમાંનું હાલનું અમ્બે છે અને લેખમાંનું પુલિન્દા ઉપરનું વારિખેડ તે ઉનન્દા ઉપરનું હાલનું વરખેડ ધાર્યું છે. બીજાં સ્થળો ઓળખાયાં નથી. વટનગર તે કદાચ હાલનું વણી હોય.

---

૧ ઇ. એ. વો. ૧૧ પા. ૧૫૬ ડો. જે. એફ. ફ્લીટ
લે. ૧૭

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ स वोव्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं । हरश्च यस्य कान्तेन्दुकलया कमलं कृतं । ( ॥ ) भूपोभवद्गृहदुर[ :* ] स्थल-

२ राजमानश्रीकौस्तुभायतकरैरुपगूढकण्ठः सत्यान्वितो विपुलचक्रविनिर्जितारिच-क्रोप्यकृष्णचरितो

३ भुवि कृष्णराजः [ ॥* ] पक्षच्छेदनभयाशृ( श्रि )ताखिलमहाभूभृक्( त् )कुल भ्राजितादुर्लंध्यादपरैरनेकविमलभ्राजिष्णु-

४ रत्नान्वितात् यश्चालुक्यकुलादनूनविवु( बु )धमाताश्रयो वारिधे र्लक्ष्मीन्( म् )-मन्दरवत्सलीलमचिरादाकृ-

५ ष्टवां( न् )वल्लभः [॥*] तस्याभूत्तनयः प्रतापविसरैराक्रान्तदिङ्मंद( ड )लश्चंडा-[ं* ]शो[ :* ] सदृशोप्यं चंडकरताप्र-

६ ह्लादितक्ष्मातलः घोरो[1] धैर्यघनो विपक्षवनितावक्रांवु( बु )जश्रीहरो हारीकृत्य यशो यदीयमनि-

७ शं दिङ्नायिकाभि( र् * )र्धृतं [ ॥* ] ज्येष्ठोल्( लं* ) घनजातयाप्यमलया लक्ष्म्या समेतोपि सन्यो भूनिर्मलमंड-

८ लस्थि( स्थि )तियुतो दोषाकरो न क्वचित्कर्णाप[ :* ]स्थित दानसंततिभृतो यस्यान्यदानाधिकं दानं वी-

९ क्ष्य सुलज्जिता इव दिशां प्रान्ते स्थिता दिग्गजाः [ ॥* ] अन्यैर्ण्ण( न्न ) जातु विजितुं[ तं ]गुरुशक्तिसारमाक्रा-

१० न्तभूतलमनन्यसमानमानं येनेह व[ व ]द्धम[ व* ]लोक्य चिराय गंगं दूरं[3] स्वनिग्रहभिये-

११ व कलिः प्रयातः [ ॥* ] हेलास्वीकृतगौडराज्यकमलामत्तं प्रवेश्याचिराद्दुर्मा-र्गम्मरुम-

---

१ કોતરનારે ' અપિ ' નો ' ि ' કાપ શરૂ કરીને અધૂરો છોડી દીધો છે ૨ મી. વોધન, पौरो ' વાંચે છે. પરંતુ પ્રતિકૃતિ દર્શાવશે કે પ્રથમ પદ ચોકકસ પણે ' धो છે—જેવી રીતે ડૉ. બ્યુલ્હરના દાનપત્રમાં પાંચમી પંક્તિમાં છે તેમ—વળી, પંક્તિ ૩૯ માંના पौत्राय ના पौ સાથે સરખાવો અને જરા જૂદા પડતા पौत्र ના पौ ( પં. ૪૪ ) ની સાથે પણ સરખાવો ૩ મી. વોધન ' गाङ्ग पूरम् વાંચે છે. જ્યારે. ડૉ. બ્યુલ્હર તેના દાનપત્ર માં गङ्गपूरम् વાંચે છે, પરંતુ બન્ને દાનપત્રની પ્રતિકૃતિઓ સ્પષ્ટરીતે दूरम् વાંચે છે. ડૉ. બ્યુલ્હરના દાનપત્રમાં गङ्गना છેલ્લા અનુસ્વારનો લોપ થયો છે. આ દાનપત્રમાં બીજા ग ઉપર એક મીંડું તથા બીજું મીંડું ग પછી છે. તેમ જ લખાણની ઉપલી પંક્તિમાં પણ છે. આ બન્નેમાંનું એક કદાચ અનુસ્વાર માટેની નિશાની હોય. ૪ ડૉ.બ્યુલ્હરના દાનપત્રમાં આ શ્લોક પહેલાં एकत्रात्मावहेनથી શરૂ થતો અને पल्लव રાજાની જિત અને વાળે થવા વિષેના વર્ણનવાળો શ્લોક આવે છે.

१२ ध्यमप्रतिब( ब )लै[ र्* ]यो वत्सरो( रा )जं व( ब )लैः गौडीयं शरदिन्दुपादध-
वलं छ( च्छ )त्रद्वयं को( के )वलं तस्मान्नाहृत त-

१३ यशोपि ककुभां प्रान्ते स्थितं तत्क्षणात्[ ॥* ] लब्ध( ब्ध )प्रतिष्ठमचिराय कलिं
सुदूरमुत्सा[ र्* ]य शुद्धचरितैर्धरणी-

१४ तलस्य कृत्वा पुनः कृतयुग श्रृ( श्रि )यम[ प्य* ]शेषं चित्रं कथं निरुपमः कलि-
वल्लभोभूत्[ ॥* ] प्राभूद्वै[ र्* ]यवतस्ततो निरु

१५ पमादिन्दु[ र्* ]यथा बारिधेः शुद्धात्मा परमेश्वरोन्नतशिरः संसक्तपादः सुतः पद्मा-
नन्दकरः प्रता-

१६ [ प* ]सहितो नित्योदयः सोन्नतेः पूर्वाद्रेरिव भानुमानभिमतो गोविंदराजः सतां
[ ॥* ] यस्मिं( न् )सर्वगुणाश्र-

१७ ये क्षितिपतौ श्रीराष्ट्रकूटान्वयो जाते यादववंशवन्मधुरिपावासीदलंघ्यः परैः
दृष्टाशावध-

१८ यः कृता[ :* ] स्यु( सु )सदृशा दानेन येनोद्धता मुक्ताहारविभूषिता[ :* ]
स्फुटमिति प्रत्यर्थिनोप्यर्थिनां । ( ॥ )आस्सां[1]( आस्तां )

वीजुं पतरुं—प्रथम बाजु

१९ तात तवैतदप्रतिहता दत्ता त्वया कण्ठिका किं नाज्ञैव मया धृतेति पितरं युक्तं
वचो योभ्यधात्तस्मिं( न् ) स्वर्ग-

२० विभूषणाय जनके याते यशः शेषतामेकीभूय समुद्यतान्वसुमतीने( मे )कोपि यो
द्वादश ख्याता-

२१ नप्यधिक प्रताप विसरैस्संवर्तकोर्कानिव । ( ॥ ) येनात्यन्तदयालुनाथ निगडाक्ले-
शादपास्यायतास्त्व-

२२ न्देशं गमितोपि दर्प विसराद्यः प्रातिकूल्ये स्थितः यावन्न भृ( भ्रु )कुटीललाट
फलके यस्योन्नते लक्ष्यते विक्षे-

२३ पेण विजित्य तावदचिराद्व( ब )द्धः स गंगः पुनः [ ॥* ] यत्पादानतिमात्रकैक
शरणामालोक्य लक्ष्मीन्निजान्दू-

२४ रान्मालवनायकोनयपरो यत्प्राणमत्प्राञ्जलि[ :* ] को विद्वां( न् )व( ब ) लिना-
सहाल्पव( ब )लकः स्पर्द्धान् ( म् )विधत्ते

---

१ आहि अंत्य 'त्' नी, कोई चोक्कस निशानी होय एम जणाय छे. २ आ श्लोक पांच पादनो छे. आनी अंदर क्रियापदना अभावे तरजुमो करवो मुश्केल छे अने तेथी में डो. ब्युल्हर ना दानपत्रमांथी अर्थ पूर्ण कर्यो छे. ३ डो. ब्युल्हरना दानपत्रमां आ श्लोक पहेलां संधायागुणिलीमुखान् शब्दोथी शरू थतो श्लोक छे अने तेमां गुर्जर राजानी हारनुं वर्णन करेलुं छे.

२५ परां नीतेस्ताद्धि फलं[1] यदात्मपरयोराधिक्य संवेदनं । ( ॥ ) विन्ध्याद्रेः कटके निविष्टकट[ क* ][2] श्रुत्वा चैरे[ र्* ]य[ - ]

२६ निजैः स्वन्देशं समुपागतं ध्रुवमिव ज्ञात्वा भिया प्रेरितः माराशर्वमहीपतिर्द्रुत-मगादभ्रा-

२७ सपूर्वैः परैः यस्येच्छामनुकूलयं( न् )कुलधनैः पादौ प्रणामैरपि । ( ॥ ) नीत्वा श्रीभवने

२८ घनाघनघनव्याप्ताम्ब( म्ब )रां प्रावृषं तस्मादागतवां( न् )समं निज व( ब )लैरा तुंगभद्रा-

२९ तटं तत्रस्थः स्वकरस्थितामपि पुनर्नि[ :* ]शेषमाकृष्टवान्विक्षेपैरपि चित्रमो( ा ) नतरि-

३० पुः यः पल्लवाना[ -* ]शृ( श्रि )यं । ( ॥ ) सन्त्रासोत्परचक्रराजकमगात्तत्पूर्व-सेवाविधिर्( धि )व्याव( ब )द्धाञ्जलिशोभि-

३१ शोभि[3] तेन शरणं मूर्धना यदंत्र( घ्रि )द्वयं यद्यद्दत्तपरार्घ्यभूषणगनैर्नालंकृतं तत्तथा मा भैषीरिति सत्य-

३२ पालित यशः थि( स्थि )त्या यथा तद्गिरा । ( ॥ ) तेनेदमनिलविद्युच्चञ्चलमव-लोक्य जीवितमसारं क्षितिदान-

३३ परमपुण्यः प्रवर्तितो त्र( ब्र )ह्मदायोयं । ( ॥ ) सच परमभट्टारकमहाराजाधिरा-जपरमेश्वरश्रीम-

३४ द्धारावर्षदेवपादानुध्यात[ : ] परमभट्टारक महाराजाधिराजपरमेश्वर श्री प्रभूत

३५ वर्षदेवपृथ्वीवल्लभश्रीगोविंदराजदेवः कुशली सर्वानेव यथासम्ब( म्ब )ध्यमा-नकान्रा

३६ ष्ट्रपति विषयपतिग्रामकूटायुक्तकाधिकारिकमहत्तरादीं( न् )समादि-

---

१ कोतरनारे पहेलां य कोतरीने पछीथी ल कर्यो छे. २ डो. ब्युल्हरनां दानपत्रमां आ श्लोक पहेलां लेखाहार-मुखोदितार्घवचसा शब्दोथी शरू थतो अने वेंगिराजाए गोविंदराज माटे किल्लो बांधवाना वर्णनवाळो श्लोक छे. ३ शोभिनी पुनरुक्ति छे. ४ कोतरनारे पहेलां वि कोतरी पछी जीनो फेरफार कर्यो. पण 'ि' बराबर रद कर्यो नहीं. ५ आखो एक समास तरीके लई शकाय; परंतु विसर्गना उमेरा माटे कांइ वांधो न लइए तो चाले, कारण के तेथी एक घणा मोटा शब्दना सगवडथी भाग करी शकाय छे.

बीजुं पतरूं बीजी बाजु

३७ शत्यस्तुवः संविदितं यथा मयूरखण्डीसमावासितेन मया मातापित्रोरात्मनश्चै-
हिकामुष्मिक-

३८ पुण्ययशोभिवृध्धये । वेंगिं वास्तव्यतच्चातुर्विद्यसामान्यभारद्वाजसगोत्रतैत्
[ त्तिरी ]यसद्व[ ब्र ]ह्मचा-

३९ रिविष्णुभट्टपौत्राय दामोदरदु[ द्वि ]वेदिपुत्राय दामोदरचतुर्वेद( दि )भट्टाय
नासीकदेशीयवटनगरे

४० बिषयान्तरगतः अम्व[ म्ब ]कग्रामः तस्य चाघाटाः पूर्वतः वडवुरै ग्रामः
दक्षिणतः वारिखेडग्रामः

४१ पश्चिमतः पल्लितवाँडग्रामः पुलिन्दानदी च उत्तरतः पद्मनालग्रामः एवमयं
चतुराघा-

४२ टनोपलक्षितः सोद्रंगः स[ सो ]परिकरः सदंडदशापराधः सभूतोपात्तप्रत्यायः
सोत्पाद्यमा-

४३ नविष्टिकः सधान्यहिरण्यादेयः अचाटभटप्रवेश्य[ :* ]सर्व्वराजकीयानामह-

४४ स्तप्रक्षेपणीयः आचा( च )न्द्रार्कार्णवक्षितिसरित्पर्वतसमकालीन[ :* ]पुत्रपौत्रान्व-

४५ यक्रमोपभोग्यः पूर्व्वप्रदत्तदेवत्र( ब्र ) ह्मदायवर्जितोभ्यन्तरसिध्या भूमि

४६ ( छि च्छि )द्रन्यायेन शकनृपकालातीतसंवत्सरशतेषु सप्तसु तूं( त्रिं )शदधिके

४७ षु व्ययसंवत्सरे वैशाखसितपौर्णमासीसोमग्रहणमहापर्व्वणि व( ब )-

४८ लिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपंचमहायज्ञक( क्रि )योत्सर्पणार्थं स्नात्वाचोदकातिसर्गे-

४९ ण प्रतिपादितः[ । * ]यतोस्योचितया त्र( ब्र )ह्म( ह्+म )दायस्थित्या भुंजतो
भोजयतः कृषतः कर्ष-

५० यतः प्रतिदिशतो वा न कैश्चिदल्पापि परिप[ न्थ* ]थना कार्या[ ।* ]
तथागामिभद्रनृपतिभिरस्म-

५१ द्वंश्यैरन्यैर्व्वा सामान्यं भूमिदानफलमवेत्य विद्युल्लोलान्यनित्य्[ आन्य् ]
ऐश्वर्याणि तृणाग्रल-

५२ ग्नजलबिन्दु चंचं( च )लं च जीवितमाकलय्य स्वदायनिर्विशेषोयमस्मदा
[ द्दा ]योनुमन्त-

---

१ आंहि वेंशिं वांचे छे, पण बीजा पदनो व्यंजन स्पष्ट रीते ग ज वंचाय छे. अने आंही पहेला अक्षरनी साथे ते वांचवाथी एक समजी शकाय तेवुं अने जाणीतुं नाम आपणे जाणी शकीए छीए, तेथी एनाथी उलटुं वांचवानुं कारण नथी. २ मी. वोधन वण्णगर वांचे छे; परंतु प्रतिकृति प्रमाणे ते खोटुं छे. ३ मी. वोधन 'वडतुर' वांचे छे; परंतु छेल्ला बे अक्षरो चोककस पणे वुर छे. ४ मी. वोधन पल्लितवार वांचे छे; परंतु छेल्ला पदनो व्यंजन ड छे अने र नथी ५ मी. वाधन पद्मवाल वांचे छे, परंतु छेल्लो उपांत्य व्यंजन न छे.

त्रीजुं पतरूं

५३ व्यः प्रतिपालयितव्यश्च [ ।* ]यश्चाज्ञानतिमिरपटलावृतमतिराछि( च्छि ) द्यादाछि( च्छि )द्यमा-

५४ नकं वानुमोदेत स पंचभिर्महापातकैः सोपपातकैश्च संयुक्तः स्यात् [ ॥* ]इ-

५५ त्युक्तं च भगवता वेदव्यासेन[1] व्यासेन[ ।* ]षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः

५६ आछे( च्छे )त्ता चानुमन्ता च तान्येव नरके वसेत् [ ॥* ]व( ब )हुभिर्व-सुधा भुक्ता राजभि[ :* ]सगरादि-

५७ भिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं[ ॥* ] सर्व्वानेतां( न् )भाविनः पार्थिवे[ न्द्रा* ]न्द्रां( न् )भूयो

५८ भूयो याचते रामभद्रः सामान्योयं धर्म( र्म )सेतु[ र् ]नृपाणां काले काले पालनीयो

५९ भवद्भिः [ ॥* ] इति कमलदलांवु( बु )वि( विं )दुं ( दु )लोलां श्रि( श्रि )यम-नुचि( चिं )त्यं ( त्य )मनुष्य जीवितं च

६० अतिविमलमनो भिरात्मनैर्न हि पुरुषैः परकिर्त्तयोपि गोप्याः [ ॥* ]

६१ लिखितं श्रीमद् अरुणादित्येन वत्सराजपुत्रेण भूविराम दूतकं [ ॥* ]

---

१ आ अक्षर पहेलांनी नवी निशानी मात्र कोतरनारनी भूलथी ज छे.

ભાષાન્તર

જેના નાભિકમલમાં વેધસ્( બ્રહ્મા )નો વાસ છે તે અને હર જેનું મસ્તક ઇન્દુકલાથી મંડિત છે તે તમારૂં રક્ષણ કરો.

( પંક્તિ ૧ ) કૃષ્ણ જેના વિશાલ વક્ષઃસ્થલ પર ઝળહળતા શ્રી કૌસ્તુભ મણિનાં દૂર સુધી પહોંચતાં કિરણોથી કંઠ ઢંકાઇ ગયો છે, સત્યસંપન્ન છે, અને વિપુલ ( મોટા ) ચક્રથી શત્રુગણનો પરાજય કરેલો હોવા છતાં જે કાળાં કૃત્યોથી મુક્ત છે તે કૃષ્ણ સમાન પૃથ્વી પર તેના વક્ષઃસ્થલને આલિંગન દેતી લક્ષ્મી દેવીના કંઠ વેષ્ટિત આંગળીઓવાળા લંબાયેલા કરોથી ઢંકાએલા કંઠવાળો, સત્ય[1]સંપન્ન, અને શત્રુગણનો મહાન સેનાથી પરાજય કર્યો હતો છતાં કુકર્મો રહિત છે, તે કૃષ્ણરાજ ભૂપતિ હતો. પક્ષ છેદનના ભયથી આશ્રય લેનાર મહાન પર્વતોના સમૂહેથી પ્રભાવાળા, ઓળંગવો દુસ્તર છે તે, અને વિમલ દ્યુતિવાળાં અનેક રત્નોવાળા સાગરમાંથી, દેવોના આશ્રયસ્થાન મન્દરે લીલા સાથે ( સ્હેલથી ) અને ત્વરાથી લક્ષ્મી ખેંચી લીધી હતી તેવી રીતે સેનાનાશના ભયથી આશ્રય લેવાતા, દુર્વિજયી, પવિત્ર અને પ્રભાવાળા પુરૂષરત્નોથી મંડિત ચૌલુકય[2] અન્વય ( કુલ )માંથી, વિદ્વાનોના આશ્રયસ્થાન આ પૃથ્વીવલ્લભે[3] લીલાથી સત્વર લક્ષ્મી દેવી ખુંચવી લીધી.

( પંક્તિ ૫ ) તેને ધોર નામનો પુત્ર હતો જે ધૈર્યધનવાળો, શત્રુઓની વનિતાઓનાં મુખકમલની સુંદરતા નાશ કરનાર, અને અતિ ગરમી પ્રસારતા ચણ્ડ કિરણોવાળા સૂર્ય માફક સર્વ પ્રદેશોમાં પોતાનો પ્રતાપ પ્રસારતો હતો; સૂર્ય, કિરણોની ઉષ્ણતાથી, ત્રાસદાયક છે ત્યારે આ ( ધોર ) હલકા કર( વેરા )થી ભૂમિને પ્રસન્ન કરે છે અને જેના યશની માલા બનાવી દિગ્નાયિકાઓ નિત્ય ધારણ કરે છે. જેષ્ટાનું ઉલ્લંઘન કર્યાં છતાં વિમલ પ્રભાવાળા, જગતને નિષ્કલંક જણાતા બિંબ ( મંડલ )માં સ્થપાએલા અને હવે પછી અંધકાર ન કરનાર ઇન્દુ જેવા ( સમાન ) જેષ્ઠ બન્ધુનું ( ગાદી પર આવતાં ) ઉલ્લંઘન કર્યા છતાં, વિમલ શ્રી સંપન્ન જગતના ( ભૂમિના ) નિર્મલ મંડલમાં સ્થાપિત થએલો, તે કદિ દોષ કરતો નહીં. ફક્ત કર્ણના દાનથી જ ઉતરતા નિત્ય દાનવાળા પણ અન્ય કરતાં અધિક દાન કરતો તેને જોઈ કર્ણ ( કાન ) નીચેથી મદઝરતા દિગ્ગજો લજ્જાથી શરમાઇને દિશાઓના પ્રાન્તે ( કિનારે ) ઉભા રહ્યા. અન્યથી અજિત પ્રૌઢ પ્રતાપી, અખિલ ભૂતલના વિજયી, સર્વથી અધિક માનવાળા ગંગને અન્તે હરાવી બન્દીવાન કર્યો જોઈને કલિ કેદની શિક્ષાના ભયથી નાશી ગયો. અન્ય સેના ટક્કર ન લઈ શકે તેવી બલવાન સેનાથી, સ્હેલાઈથી પ્રાપ્ત કરેલા ગૌડ દેશની રાજ્યશ્રીના મદવાળા વત્સરાજને ત્વરાથી મેરૂ( નાં રણો ) મધ્યે કમ ભાગ્યના પંથ પર પ્રવેશ કરાવી તેણે તેની પાસેથી શરદેન્દુના કિરણ જેવા શ્વેત બન્ને અનુપમ રાજછત્રો હરી લીધાં, એટલુંજ નહિ પણ તેનો યશ જે દેશોના છેડાઓ પર પહોંચ્યો હતો તે પણ હરી લીધો. તેણે વિમલ કાર્યોથી પૃથ્વી પર સ્થપાઈ ગએલા કલિને હાંકી મૂકયો અને કૃતયુગનો મહિમા ફરીથી પૂર્ણ કર્યો હતો. આમ હોવાથી, નિરૂપમ ‘ કલિવલ્લભ ’ શાથી કહેવાયો, તે આશ્ચર્યભરેલું છે.

( પંક્તિ ૧૪ ) તે ધૈર્યસંપન્ન નિરૂપમથી સાગરમાંથી શુદ્ધ અને પરમેશ્વરના ઉચ્ચ મસ્તકને સ્પર્શ કરતાં કિરણોવાળો ઈન્દુ પ્રકટયો. તેમ સજ્જનોનાં માન પામેલો, શુદ્ધ આત્માવાળો તેને નમન કરતા રાજાઓનાં ઉન્મત્ત મસ્તકોથી સ્પર્શિત ચરણવાળો,—રાજ્યશ્રીને પ્રસન્ન કરનાર, મહિમા( પ્રતાપ )વાળો અને પૂર્વના ગિરિ પરથી દિવસમાં વિકાસતાં કમલને સુખકારી,

---

૧ લક્ષ્મી ૨ ચાલુકય વંશનો પુનઃ સ્થાપનાર તૈલ ૨ બીજા સુધી જે ‘ ચાલુકય ’ શબ્દ વપરાસમાં નહતો તે શબ્દ, રાધનપૂર દાનપત્રના તે જ શ્લોકમાં છે તેમ આંહિ પણ વપરાયો છે તે ખરખર વિચિત્ર છે. કારણ કે આ દાનપત્રની તારિખ પછી આશરે ૧૩૦ વર્ષ પછી ચાલુકય વંશની પુનઃ સ્થાપના થઈ હતી. ૩ વિશેષનામ તરીકે અથવા ઉપનામ તરીકે લઈ શકાય અથવા તો પૃથ્વીનો પ્રિયપતિ, મિત્ર યા વ્હાલો એટલે કે રાજા એમ અર્થ લઈ શકાય ...

ચણ્ડ પ્રતાપવાળા નિત્ય ઉદય પામતા સૂર્ય સમાન ગોવિંદરાજ પુત્ર ઉદ્ભવ્યોઃ. યદુકુળ મધુરિપુ[1]ના જન્મથી અજિત બન્યું તેમ તે ગુણી સ્થાનના જન્મથી શ્રી રાષ્ટ્રકૂટ કુલ ( અન્વય ) દુશ્મનોથી અજિત બન્યું. શત્રુઓને સ્પષ્ટ રીતે પોતાના અનુચરો જેવા જ કર્યા; કારણ કે શત્રુઓને મારથી હાંકી કાઢીને દેશની આશા ( હદ ) બનાવી અને તેમને અન્ન, આભૂષણોનો ત્યાગ કરાવ્યો, જ્યારે અનુચરોને, ઔદાર્યથી, અભિલાષની હદ બતાવીને ઉન્મત્ત બનાવ્યા અને મોતીના હારથી આભૂષિત કર્યા. [ કૃષ્ણ સમાન ત્રિભુવનને આપદ્‌માં રક્ષે તેવી શક્તિવાળું તેનું દૈવી રૂપ જોઈ તેનો પિતા તેને પૃથ્વી પર સંપૂર્ણ સત્તા અર્પતો હતો ત્યારે[2] ] તેણે તેના પિતાને આ યુક્ત વાણી કહીઃ " પિતા ! આ તમારે આધીન છે. ઉલ્લંઘન ન કરાય તેવી આજ્ઞા જેવો આ તમારો આપેલો કંઠિક[3] ( હાર ) મેં નથી લીધો ? " અને જ્યારે તેના આ પિતા સ્વર્ગવાસી થયા અને અહીં ફક્ત તેમની કીર્તિ જ રહી ત્યારે તેણે એકલાએ, અતિ વિખ્યાત પ્રતાપથી, પૃથ્વી પ્રલય કરનાર અતિ ઉષ્ણતા પ્રસરતો અગ્નિ બાર (૧૨) સૂર્યનું તેજ હરે છે તેમ પૃથ્વીનો નાશ કરવા તત્પર ભેગા મળેલા બાર (૧૨) પ્રસિદ્ધ નૃપોનું તેજ સત્વર હરી લીધું. અતિદયાથી લાંબી કેદમાંથી મુક્ત કરી, તેના પોતાના દેશમાં પાછો મોકલેલો ગંગ જ્યારે અતિ મદથી તેના સ્હામો થયો ત્યારે તેની ભવ્ય ભ્રમરોમાંથી ક્રોધ જણાય તે કરતાં પણ ટૂંક સમયમાં, તેણે બાણોના વિક્ષેપ[4] વરસાદ )થી તેનો સત્વર પરાજય કરી ફરીથી કેદ કર્યો. નયપરાયણ માલવાના નાયકે તેની સંપદ્ તેના ચરણને નમન કરવા ઉપર પૂર્ણ આધારી છે તેમ દૂરથી જોઈ, કરની અંજલિ કરી ( બે હાથ જોડી ) નમન કર્યું. કયો અલ્પશકિતવાળો પ્રજ્ઞજન, બલવાન પુરૂષ સાથે સ્પર્ધાના કિનારા પર પ્રવેશ કરે ? કારણ કે રાજનીતિ ( નય ) ના અધ્યયનનું ફલ, અધિકતા પોતાની કે પોતાના શત્રુની છે તે જાણવાની શકિત છે. વિંધ્યાદ્રિના ઢોળાવ પર તેણે છાવણી નાંખી છે એવું દૂતો પાસેથી સાંભળી અને પોતાના દેશમાં આવી પહોંચ્યો છે તેમ માની ભયભીત બનેલો મારાશર્વ રાજા તેની ઇચ્છાને અનુકૂળ કુલધનથી તેનો સદ્‌ભાવ પ્રાપ્ત કરવામાટે તેમ જ તેના ચરણની નમનથી પૂજા કરવા સત્વર ગયો. ઘનઘોર વાદળથી આવૃત્ત થએલા આકાશવાળી વર્ષા ઋતુ શ્રી ભવનમાં ગાળી, તે ત્યાંથી સેના સહિત તુંગભદ્રાને તીરે ગયો. અને ત્યાં રહી તેણે કે જેને બાણોના વરસાદ વડે શત્રુઓ નમતા તેણે પોતાના કરમાં હોવા છતાં પલ્લવલોકોની સર્વ લક્ષ્મીનું અદ્‌ભુત રીતે હરણ કર્યું. તેને નમન કરવા જોડેલી અંજલિથી શોભતા લલાટવાળા શત્રુઓએ, " ભય રાખશો નહીં " એ તેની વાણી, જે સત્યપણાથી તેની કીર્તિનું પાલન કરતી, તેનાથી જેટલા શોભતા તેટલા તેમણે ( શત્રુઓએ ) આપેલાં ઘણાં કિમતી રત્નોના ઢગથી પણ નહીં શોભતા તેના ચરણનો આશ્રય લીધો.

( પંક્તિ ૩૨ ) પવન અથવા તિ જેવું જીવિત ચંચલ અને અસાર જાણીને તેણે એક બ્રાહ્મણને પરમપુણ્ય ભૂમિદાન આપ્યું.

( પંક્તિ ૩૩ ) પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીધારાવર્ષદેવનો પાદાનુધ્યાત પ. મ. પ શ્રી પ્રભુતવર્ષ દેવ, પૃથ્વીવલ્લભ શ્રી ગોવિંદરાજ દેવ, કુશલ હાલતમાં, રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, આયુકતક, નિયુકતક, આધિકારિક, મહત્તર આદિને તેમના સંબંધ પ્રમાણે જાહેર કરે છેઃ—

---

૧ વિષ્ણુ અથવા કૃષ્ણ ૨ જુઓ ઉપર નોટ ૨ પા. ૧૧ મે ૩ યુવરાજની પદવીના ચિહ્નરૂપ આ ‘ કણ્ઠિક ’ હતો, એ ડૉ. બ્યુલ્હરની સૂચના સાચી જણાય છે. એક અપ્રસિદ્ધ પૂર્વ ચાલુકય દાનપત્રમાં નીચેનો ફકરો આવે છે કે—तत्सुतं विजयादित्यं कृतकण्ठिकापट्टबन्धाभिषेकम् ૪ વિક્ષેપનો અર્થ ડૉ. બ્યુલ્હરની સૂચના પ્રમાણેનો કર્યો છે અને એ અર્થ વ્યાજબી છે કારણ કે ‘ विक्षेप ’ ના અર્થો ‘ફેંકવું’ ‘મોકલવું’ "છોડવું" પાથરવું, વિગેરે થાય છે. અને વિ+क्षिप નો અર્થ ‘ બાણ છોડવું ’ એવો થાય છે. પરંતુ ડૉ. બ્યુલ્હરે દર્શાવ્યા પ્રમાણે કદાચ વિક્ષેપનો કોઈ પારિભાષિક અર્થ થતો હોય કે જે પારિભાષિક અર્થ હજુ સુધી નક્કી થયેલો નથી; કારણ કે ગુર્જર દાનપત્રોમાં विक्षेप અન્ય દાનપત્રોના શબ્દ ‘ [illegible]ावार ’ ને બદલે વપરાયો છે.

(પં. ૩૭) તમને જાહેર થાઓ કે મયૂરખણ્ડી શહેરમાં વાસ કરીને, આ લોક અને પરલોકમાં મારા અને મારાં માતપિતાના પુણ્ય યશ માટે શકરાજાના સમય પછી ૭૩૦ વર્ષ પછી, વ્યય સંવત્સરમાં, વૈશાખની પૂર્ણિમાને દિને ચંદ્રગ્રહણ વખતે નાસિકદેશના વટનગરવિષયમાં અમ્બકગ્રામ જેની સીમાઃ—

પૂર્વે વડવુર ગામ,

દક્ષિણે વારિખેડ ગામ,

પશ્ચિમે પલ્લિતવાડ ગામ અને પુલિન્દા નદી, અને ઉત્તરે પદ્મનાલ[1] ગામ—

આ સીમાવાળું ગામ, ઉદ્રઙ્ગ સહિત, ઉપરિક સહિત, દંડ અને દશ અપરાધની સત્તા સહિત, ભૂતોપાત્ત પ્રત્યાય સહિત, વેઠ કરાવવાના હક્ક સહિત, અન્ન સુવર્ણની આવક સહિત, સૈનિકોના પ્રવેશમુકત, રાજપુરૂષોની દખલગિરિ સિવાય ચંદ્ર, સૂરજ, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વ કાળ સુધી પુત્રો અને વંશજોના ઉપભોગ માટે, બ્રાહ્મણો અને દેવોને કરેલા પૂર્વેનાં દાન વર્જ્ય કરી, અભ્યન્તરસિદ્ધિના નિયમાનુસાર અને ભૂમિચ્છિદ્રન્યાય પ્રમાણે, આજે સ્નાન કરી, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિના પંચ મહાયજ્ઞની ક્રિયા ચાલુ રાખવા માટે દ્વિવેદી દામોદરના પુત્ર ચતુર્વેદી દામોદર ભટ્ટને અને વેંગિ શહેરના નિવાસી, ત્યાંના ચતુર્વેદી મંડલના, ભારદ્વાજ ગોત્રના, તૈત્તિરીય શાખાના બ્રહ્મચારી વિષ્ણુભટ્ટના પૌત્રોને, મેં પાણીના અર્ઘ્ય સાથે આપ્યું છે.

(પં. ૪૪) આથી જ્યારે તે બ્રહ્મદાય પ્રમાણે આ ગામનો ઉપભોગ કરે, કરાવે, ખેતી કરે, અથવા બીજાને સોંપે ત્યારે કોઇએ લેશમાત્ર પણ પ્રતિબંધ કરવો નહીં. આ મારા દાનને પોતે દાન કર્યું હોય તેમ ભાવિ પવિત્ર નૃપોએ અમારા વંશના કે અન્ય હોય તેમણે,—ભૂમિદાનનું ફ્લ દાન કરનારને અને તેની રક્ષા કરનાર સર્વેને સામાન્ય છે અને શ્રી વિદ્યુત જેવી ચંચલ અને અનિત્ય (નાશવંત) અને જીવિત તૃણના અગ્રેજલબિંદુ જેવું ચંચલ છે તેમ માની અનુમતિ આપવી અને રક્ષણ કરવું.

અજ્ઞાનના ઘનતિમિરથી આવૃત થએલા ચિત્તથી આ દાન જપ્ત કરે અથવા તેમાં અનુમતિ આપે તે પંચમહાપાપ અને અન્ય અલ્પ પાપોના દોષવાળો થશે.

(પં. ૫૪) વેદકર્તા વ્યાસે કહ્યું છે કેઃ—દાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વાસ કરે છે પણ તે જપ્ત કરનાર અથવા તેમાં અનુમતિ આપનાર તેટલાં જં વર્ષ નરકમાં વસે છે. રામભદ્ર ફરી ફરી ભાવિ નૃપોને તેની યાચના આમ કરે છે— " નૃપોનાં પુણ્ય કર્મનો સેતુ સર્વદા તમારે રક્ષવો જોઇએ " અને નિર્મલ ચિત્તવાળા અને આત્મલાભના વિચારવાળા જનોએ, શ્રી અને જીવિત કમળપત્ર પરના જલબિંદુ જેવું ચંચલ માનીને શું અન્ય જનોનો યશ પણ ન રક્ષવો જોઇએ ?

(પં. ૬૧) દાનપત્રનો લેખક વત્સરાજનો પુત્ર શ્રી અરૂણાદિત્યઃ દૂતક–ભૂવિરામ.

---

[1] અન્ય લેખોમાં આ નામ કોલ્હાપુર ઉપર પન્નાલ નામના પર્વતદુર્ગના સંસ્કૃત નામ તરીકે વપરાયું છે પરંતુ આ લેખમાં તે સ્થળ ધારવામાં આવી શકે નહીં.

નં૦ ૧૨૨

# રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ ૩ જાનાં રાધનપુરનાં પતરાં[1]

## શક. સંવત ૭૩૦ શ્રાવણ વદ અમાવાસ્યા

પ્રોફેસર બુલ્હરે આ લેખ ઇન્ડીયન એન્ટીક્વેરી, વો. ૬ પા. ૫૯ ઉપર પ્રસિદ્ધ કર્યો છે. એમને મુંબાઈ ઈલાકામાં પાલણપૂરના પોલિટિકલ સુપરિન્ટેન્ડન્ટની દેખરેખ તળે આવેલા રાધનપૂર સ્ટેટના અધિકારીઓ તરફથી તે લેખ આપવામાં આવ્યો હતો. આ લેખની ખરી પ્રતિકૃતિ પ્રસિદ્ધ કરવાની જરૂર જણાયાથી ડો. ફ્લીટે મારા ઉપયોગ માટે આપેલી, તે શાહિની છાપો ઉપરથી હું ફરીથી પ્રસિદ્ધ કરૂં છું. ડો. ફ્લીટે એ છાપો પાલણપૂરના પોલિટિકલ સુપરિન્ટેન્ડેન્ટ પાસેથી ૧૮૮૪ માં મેળવી હતી. પતરાં વાસ્તવિકરીતે કોનાં છે તે વિષે કંઈ માહીતિ મળતી નથી.

આ લેખ બે તામ્રપત્રો ઉપર છે. તેમાનું એક એક જ બાજુએ કોતરેલું છે. ત્રીજું પતરૂં ખોવાઈ ગએલું હોવાથી લેખ અધુરો છે. તે સાથેની કડી અને મુદ્રા પણ ખોવાઈ ગયાં છે. દરેક પતરૂં લગભગ ૧૧૩/૪" × ૭૫/૮" માપનું છે. લખાણના રક્ષણ માટે કાંઠા જાડા કરેલા છે. પણ સપાટી બહુ કટાઈ ગઈ છે,— આ હકીકત ઇ. સ. ૧૮૭૭ માં પ્રો. બુલ્હરના લેખ સાથે પ્રસિદ્ધ થએલા ફોટો લિથોગ્રાફમાં તદ્દન ઢંકાઈ ગઈ હતી— એટલે કેટલાક અક્ષરો અસ્પષ્ટ છે. બન્ને પતરાંનું વજન ૪ પૌંડ ૬૩/૪ ઔંસ છે. અક્ષરો પાછળના ભાગમાં ઝાંખા દેખાય છે, અને કોતરનારના હથીઆરની નિશાનીઓ પણ તેના ઉપર છે, અક્ષરનું કદ લગભગ ૩/૧૬" અને ૧/૪" વચ્ચે છે. લીપિ ઉત્તર તરફની છે.

રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદ[ ૩ ]ના એક દાનનો આ લેખ છે. 'ओं' પછીની શરૂવાતની ૧૯ પંક્તિઓમાં રાજા કૃષ્ણરાજ ( ૧ ) તેનો પુત્ર ઘોર ( ધ્રુવ ) નિરુપમ કલિ વલ્લભ અને તેનો પુત્ર તથા આ દાનના દાતા ગોવિંદરાજ( ૩ )નાં યશોગાન છે. આ લેખના શ્લોકો ૭, ૧૫ અને ૧૯ તથા ૧૨ માનો પ્રથમાર્ધ તથા ૧૩ માંના થોડા ભાગ સિવાય બધા શ્લોકો ડો. ફ્લીટે ઈ. એ. વો. ૧૧ પા. ૧૫૭ માં પ્રસિદ્ધ કરેલા વાણીના દાનપત્રમાં પણ આવે છે. અને બધા ૧૯ શ્લોકો—એપિ. ઇન્ડી. વો. ૪ પ્રસ્તાવના પા. ૫ માં બતાવેલા મણ્ણેના દાનપત્રમાં આપેલા છે, અને તેનો ફોટોગ્રાફ મી. રાઈસ પાસેથી મળેલો ડો. ફ્લીટે મને આપ્યો છે. ૯ મો શ્લોક પણ ઈ. એ. વો. ૧૨ પા. ૨૧૮ માં શિરૂરના લેખના પાઠની પંક્તિ ૨ અને ૩ માં આવે છે.

ઉપર કહેલી પ્રશસ્તિ, જેનું સંપૂર્ણ ભાષાંતર નીચે અપાશે, તેના પછી પતરાની ૩૮ મી પંક્તિમાં સાધારણ શ્લોક આવે છેઃ-

( શ્લોક ૨૧ ) "તેણે ( ગોવિંદ રાજે ) આ જીવિતને અનિલ વિદ્યુત માફક ચંચલ અને અસાર જોઈને જમીનનું દાન હોવાથી અતિ પુણ્યદાયી દાન એક બ્રાહ્મણને આપ્યું છે."

આ શ્લોક પછીના ગદ્યના ફકરામાં રાજા પ્રભૂતવર્ષ રાષ્ટ્રપતિઓ તથા અન્ય અધિકારીઓને હુકમ આપે છે કે, મયૂરખંડીમાં નિવાસ કરીને, એક સૂર્યગ્રહણને સમયે–જેની તારીખ નીચે આપવામાં આવશે'– રાસિયન ભુક્તિમાં આવેલું રંતજ્જુણ ( અથવા રત્તજ્જુણ ) ગામ પરમેશ્વર ભટ્ટ—ચંડિયમ્મગહિય સાહસનો પુત્ર અને નાગૈય્ય ભટ્ટનો પૌત્ર–જે ડિંગવિમાં રહેતો હતો, અને જે તે સ્થળની ત્રિવેદી જ્ઞાતિનો હતો, અને જે તૈત્તિરીય વેદનો શિષ્ય હતો અને ભારદ્વાજ ગોત્રનો હતો તેને પાંચ યજ્ઞો ચાલુ રાખવા માટે દાનમાં આપ્યું હતું.

---

૧ એ. ઈ. વો. ૬ પા. ૨૩૯ એફ. કીલ્હોર્ન

રત્તજ્જુણ ગામની સીમાઃ-- પૂર્વે સિંહા નદિ દક્ષિણે વવુલાલા; પશ્ચિમે મિરિયઠાણ; અને ઉત્તરે વરહગ્રામ. અને તે ગામના સંબંધમાં વધુ કહ્યું છે કે, તે કેટલાક બ્રાહ્મણોનું ગામ હતું–જેમાં મુખ્ય અનંતવિષ્ણુભટ્ટ, વિટહુદ્દુવે (જહ ?) વિગેરે હતા તે ચાળીસ મહાજનો ગાંહેલા હતા. આ હકીકત ઉપરથી જણાય છે કે નિર્દિષ્ટ લોકો ગામમાં સ્થાયી થયેલા હતા.

આમાં બતાવેલાં સ્થળોમાં રાસિયન એ પ્રો. બુલ્હરે અમદાવાદ જીલ્લાનું હાલનું રાસિન તરીકે ઓળખાવ્યું છે. તે ઈંડીયન એટલાસ શીટ નં૦ ૩૬માં લે.૧૮°૨૮' અને લેં ૭૪°૫૯' ઉપરનું 'રસીન' છે. દાનમાં આપેલું ગામ, રતજ્જુણ અથવા રત્તજ્જુણ એ ગેઝેટીઅર' ઓફ ધી બોમ્બે પ્રેસિડેંસી વો. ૧૭ પા. ૩૫૨ માં " રાટાજન ગામ તરીકે ઓળખાવ્યું છે. એ પોસ્ટલ ડીરેકટરીનું 'રાટંજન' અને ઇંડીયન એટલાસ, શીટ નં૦ ૩૯ માં 'રસીન' થી લગભગ ૨૪ માઈલ ઉત્તર ઈશાનમાં આવેલું 'રતુંજન' છે. તે 'સીના' એટલે દાનમાં આપેલી 'સિંહા' નદિના પશ્ચિમ કિનારા ઉપર આવેલું છે. તેની દક્ષિણમાં બરોબર ૩ માઇલ ઉપર 'બબૂલગામ' એટલે દાનનું 'વવુલાલા;' આવેલું છે; અને 'રતુંજુન' થી પશ્ચિમે બે મૈલ ઉપર 'મીરૂજગાંવ' છે, તે મિરિયઠાણ હોવું જોઇએ. છેવટે રત્તજ્જુણની ઉત્તરે આવેલા વરહ ગ્રામનું નામ 'વુરગાંવ' અને 'વુરગાંવ કોટ' એ નામોથી ચાલુ રહ્યું છે. તે ઈન્ડીયન એટલાસ શીટ નં૦ ૩૯ માં 'રતુંજુન' ની ઉત્તર પશ્ચિમે અનુક્રમે આઠ અને પાંચ મૈલ ઉપર આવેલાં છે. તિગવિ એ ડૉ. ફ્લીટ 'તુગાંવ' હોવાનું સૂચવે છે. તે ઇન્ડીયન એટલાસ શીટ ૩૮ માં આપેલાં 'સુંગુમ્નર,' સંગમ્નેરની ઈશાન ઉત્તરમાં આશરે ૮ મૈલ ઉપરનું ગામ છે. તે 'રતુંજુન' થી વાયવ્ય ઉત્તરમાં આશરે ૮૦ મૈલ દૂર હશે. મયૂરખણ્ડી જ્યાંથી દાન આપ્યું હતું, તેને માટે જુઓ ડૉ. ફ્લીટનું 'ડાઇનેસ્ટીઝ' પા. ૩૯૬.

આગળ કહ્યું છે તેમ આ દાન એક સૂર્યગ્રહણ સમયે અપાયું હતું, અને તે તિથિ શક સંવત ૭૩૦ (શબ્દમાં જ આપ્યું છે) અને સંવત સર્વજિતના શ્રાવણ કૃષ્ણ પક્ષ પડવાની છે. અગાઉ હું કહી ચૂકયો છું— (જુઓ. ઈ. એ. વો. ૨૩ પા. ૧૩૧, નં૦ ૧૦૮ અને સરખાવો વો. ૨૫ પા. ૨૬૭, ૨૬૯ અને ૨૯૨)—કે શક સંવત ૭૩૦ ગતની આ તારીખ ૨૭ મી જુલાઈ ઈ. સ. ૮૦૮, જે વખતે હિંદુસ્તાનમાં સંપૂર્ણ સૂર્યગ્રહણ દેખાયું હતું, તે દિવસને મળતી આવે છે. સર્વજિત સંવત તારીખ સાથે ઉત્તરની ગણત્રી પ્રમાણે જોડી શકાય છે, કારણ કે ચોક્કસ * સરેરાસ ગણત્રીની પદ્ધતિ મુજબ સર્વજીત ૨૬ મી મે, ઈ. સ ૮૦૮ને દિવસે પૂરૂં થયું હતું, અને દક્ષિણની રીતિ પ્રમાણે સર્વજિત શક-સંવત ૭૩૦ ચાલુની બરોબર થાય છે.

બીજા પતરામાં અન્તે હંમેશ મુજબની દાન મેળવનારને નિર્વિઘ્ને ઉપભોગ કરવા દેવાની આજ્ઞા છે. અને ખોવાઈ ગયેલા ત્રીજાં પતરામાં આવો કંઈ ઉલ્લેખ તથા આશીર્વાદ અને શાપના થોડા શ્લોકો હશે એવું માની શકાય.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ॐ[2] [ ॥* ] स वोव्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं [ ।* ]हरश्च यस्य कान्ते-
न्दुकलया कमलं कृतं [ ॥१* ][3]भूपोभवद्वृ [ वृ ]हदुरस्थलराज-
२ मान श्रीकौस्तुभायतकरैरुपगूढकण्ठः [ ।* ] सत्यान्वितो विपुलचक्रविनिर्जिता-
रिचक्रोप्यकृष्णचरितो भु-
३ वि कृष्णराजः [ ॥२* ] प[4]क्षच्छेदभयाश्र[ श्रि ]ताखिलमहाभूभृत्कुलभ्राजि-
तातुँ दुर्लंध्यादपरैरनेकविमलभ्राजिष्णु-
४ रत्नान्वितात् [ ।* ] यश्चालुक्यकुलादनूनविवु[ बु ]धव्राताश्रयो वारिधेर्ल-
क्ष्मीन् [ म् ]मन्दरवत्सलीलमचिरादाकृष्टवांन्वल्लभः [ ॥३* ]
५ तस्याभूत्तनयः प्रतापविसरैराक्रान्त दिग्मण्डलैः चंण्डांशोः सदृशोप्यचण्डकरता
प्रल्हादितक्षमातलः [ । ] धोरो
६ धैर्यघनो विपक्षवनितावक्त्राम्बु [ म्बु ] जश्रीहरोहारीकृत्य यश् [ ो ] यदीयम-
निशं दिग्नायिकाभिर्धृतं [ ॥४ ] ज्येष्ठो[ ल् ]लंघन-
७ जातयाप्यमलया लक्ष्म्या समेतोपि सं[10] योभून्निर्मलमण्डलस्थितियुतो दोषाकरो न
कचित् [ ।× ] कर्ण्णाधस्थितदानसं-
८ ततिभृतो यस्यान्यदानाधिकं दानं वीक्ष्य सुल[ ज् ]जिता इव दिशां प्रान्ते
स्थिता दिग्गजाः [ ॥५ ][11]अन्यैर्न जातु विजितं
९ गुरुशक्तिसारमाक्रान्तभूतलमनन्यसमानमानं [ । ] येने ह व[ ब ]द्धमव-
लोक्य चिराय गंग [ ं ]
१० दूरं स्वनिग्रहभियेव कलिः प्रयातः [ ॥६ ] ए[12]कत्रात्मव [ ब ]लेने[13] वा[ र् ]
इनिधिनाप्यन्यत्र रुध्वा घनं निष्कृष्टा [ सि ]-[14,15]
११ भटोद्धतेन विहरद्ग्राहातिभीमेन च [ । ] मातंगान्मदवारिनिर्ज्झरमुचः प्राप्या·
नतात्पल्लवात्
१२ तच्चित्रं मदलेशमप्यनुदिनं य स्पृष्टवां न[16] कचित् [ ॥७ ] [ हेला ] स्वी [ कृ ]
तगौड राज्यकमलामत्तं प्रवेश्याचिरात्[17] दु-

---

१ डो. फ्लीटे आपेली छाप उपरथी, २ चिह्नरूप दर्शावेल छे. ३ छंद श्लोक अनुष्टुप ४ छंदः वसंततिलका ५ क पहेलां अनुस्वारनी निशानी कोतरेली हती, पण पाछळथी भूंसी नांखवामां आवी छे. ६ श्लोक ३–५ छंदः शार्दूलविक्रीडित ७ वांचो भ्राजिताद् ८ वांचो ष्टवान् ९ वांचो लक्ष्णडांशोः १० वांचो सन् ११ छंद वसंततिलका १२ छंद श्लोक ७–८ शार्दूलविक्रीडित १३ आ पाठ तद्दन चोकस छे. प्रो. ब्युल्हर ब्लेन वांचे छे १४ वांचो ष्ठा १५ मळखे दानपत्रमां निष्कृष्टासि पाठ छे. प्रो. ब्युल्हरना अक्षरान्तरमां निष्कृष्टारि छे; अने फोटोलिथो आहमां पंक्ति १० मीने अंते स्पष्टरीते रि अक्षर छे; परंतु मारी मान्यता प्रमाणे, ते अक्षर खरी रीते कदि पण कोतरेलो न हतो अने तेनी हाजरी प्रो. ब्युल्हरना काल्पनिक पाठने अंगे छे १६ वांचो स्पष्टवान १७ वांचो आचिरात्

१३ मार्गं मरुमध्यमप्रतिव[ ब ]लैर्यो वत्सराजं व [ ब ] लै [ : ] [ ।* ] गौर्डीयं शरदिन्दुपादधवलंच्छत्रंद्वयं केवल [ ¹ ] तस्मान्नाह्व-

१४ त तद्यशोपि ककुभां प्रान्ते स्थितं तत्क्षणात् [ ॥८* ] लंब्द्ध[ ब्ध ]प्रतिष्ठम-चिराय कलिं सुदूरमुत्सार्य शुद्धचरितैर्द्धर-

१५ णीतलस्य [ ।* ] कृत्वा पुनः कृतयुगश्रि[ श्रि ]यमप्यशेषं चित्रं कथं निरुपमः कलिवल्लभोभूत् [ ॥९+ ] प्राँभूर्धैर्यवतः

१६ ततो निरुपमादिन्दुर्यथा वारिधेः शुद्धात्मा परमेश्वरोन्नतशिरः संसक्तपादः सुतः [ ।* ] पद्मानन्दकरः

१७ प्रतापसहितो नित्योदयः सोन्नतेः पूर्वाद्रेरिव भानुमानभिमतो गोविंदराजः सतां [ ॥१०+ ] यस्मि [ ² ³] सर्वे-

१८ गुणाश्रये क्षितिपतौ श्रीराष्ट[ र् ]कूटान्वयो जाते यादववंशवन्मधुरि [ पा+ ] वासीदलंध्यः परैः [ ।+ ] दृष्टाशा-

बीजुं पतरूं—प्रथम बाजु

१९ वधयः कृतारयसदृशां दानेन येनोद्धता मुक्ताहारावि भू [ षितां ] स्फुटमिति प्रत्यर्थि [ नोप् ] यर्थिर्न् [ ओ ] प्यस्याकार-

२० ममानुषं तृ [ त्रि ] भुवनव्यापत्ति रक्षोचितं कृष्णस्येव निरीक्ष्य यच्छति पितर्यै-काधिपत्यं भुवः [ ।* ] आस्तां तात त-

२१ वैतदप्रतिहता दत्ता त्वया कण्ठिका किन्नाज्ञेव मया धृतेति पितरं युक्तं वचो यो-भ्यधात् [ ॥१२* ] तस्मिं स्वर्ग-

२२ विभूषणाय जनके जा[ या ]ते यशः शेषतामेकीभूय समुद्यंतां वसुमंतीसंहा-रमाधिच्छया [ ।* ] विच्छोयां

२३ सहसा व्यधत्त नृपतीनेकोपि योद्वादश ख्यातानप्यधिकप्रतापविसरैः संवर्तकोर्का-निव [ ॥१३* ] येना-

२४ त्यन्तदयालुनाथ निगडक्लेशादपास्यायतात् स्वं देशं गमितोपि दर्पविसराद्यः प्रातिकूल्ये स्थितः [ ।* ] या-

१ वांचो छत्र २ छंदः वसंततिलका ३ पहेलां ष्ठ ઉપર અનુસ્વારની નિશાની કોતરી હતી પણ પાછળથી ભૂંસી નાખવામાં આવી છે, ४ શ્લોક ૧૦-૨૦: શાર્દૂલવિક્રીડિત વાંચો प्राभूर्द्धैर्यवतस् ५ વાંચો यस्मिन् ६ વાંચો कृतः सुसदृशा ७ આધિ ભૂષણા હોવાનું ધારતો હતો. પરંતુ પતરાંમાં ચોખ્ખી રીતે भूषिता પાઠ છે, જે વાણી અને મરણેના દાનપત્રોમાં પણ છે ८ વાંચો अर्थिनाम् [ ११ ] यस्याकार ९ વાંચો तस्मिन १० વાંચો समुद्यताम् ११ પ્રથમ वसुमतिं એમ કોતરેલું હતું, પરંતુ અનુસ્વારનું ચિહ્ન સ્પષ્ટ રીતે ભૂંસી નાખવામાં આવ્યું છે. १२ વાંચો विच्छायान्

२५ वन्न भ्रुवु [ कु ]टी ललाटफलके यस्योन्नते लथयते विक्षेपेण विजित्य तावद्-
चिराद्व[ ब ]घ्धः स गंगः पुनः [ ॥ १४ ] सं-

२६ घायाशु शिलीमुखां[1] स्वसमयां वा[ बा ]णासनस्योपरि प्राप्तं वर्द्धितवं [ बं ]
धुजीवविभवं पद्माभिवृध्ध्यन्वि-

२७ तं [ ।+ ]सन्नक्षत्रमुवीक्ष्य यं शरदृतुं पर्जन्यवद्गूर्जरो नष्टः क्वापि भयात्तथा न
समरं स्व-

२८ प्नेपि पश्येद्यथा [ ॥ १५+ ]यत्पादानतिमात्रकैकशरणमालोक्य लक्ष्मीं [ ।* ]
निजां दूरान्मालवना-

२९ यको नयपरो यं प्राणमत्प्रांजलिः [ ।* ] को विद्वां[3] वलिना सहाल्पव [ ब ]
लक स्पर्ध्धां विधत्ते परं[4] नी-

३० तेस्ताद्धि फलं यदात्मपरयोराधिक्यसंवेदनं [ ॥ १६* ] विंध्याद्रेः कटके निविष्ट-
कटकं श्रुत्वा चरैर्यं निजैः स्वं देशं

३१ समुपागतं ध्रुवमिव ज्ञात्व[ ा ]भिया प्रेरितः [ ।* ] मार[ ाश ]र्व महीपति
र्द्रुतम् [ अग्* ]आदप्राप्तपूर्वैः परैः[5] यस्येच्छाम-

३२ नुकूलयं कुलधनैः पादौ प्रणामैरपि [ ॥ १७× ] नीत्वा श्रीभवने घनाघनघन
व्याप्तांव[ ब ]रां प्रावृषं तस्मा-

३३ दागतवाँ समं निजव[ ब ]लैरातुंगभद्रातटं [ ।+ ] तत्रस्थः स्वकरस्थितामपि
पुनर्न [ नि ]ः शेषमाकृष्टवां विक्षेपैरपि

३४ चित्रमानतरिपुर्यः पल्लवानां श्र्[ श्रि ]यं [ ॥१८* ] लेखाहारमुखोदितार्द्ध-
वचसा यत्रैत्य वेङ्गीश्वरो नित्यं किंकरवद्व्य-

३५ धादविरतः कर्म स्वशर्मेच्छया [ ।* ] वाह्यालीवृतिरस्ययेन रचिता व्योमाग्रलग्ना
[ र ]चत् रात्रौ मौक्तिकमौलि-

३६ कामिव वृतां मूर्द्धस्थताराग्णैः [ ॥१९।· ] संत्रासात्परचक्रराजकमगाद्यत्पूर्वसेवा-
विधिः[12] व्यावद्धांजलि-

३७ शोभितेक[ न ]शरणं मूर्ध्ना यदंह्र [ ह्रि ] द्वयं [ ।÷ ] यद्यद्दत्तपरार्ध्यभूषण-
गणैर्[13]नालंकृतं [ त× ]त्तथा मा भैषी-

---

१ वांचो मुखान् २ वांचो मयान् ३ वांचो विद्वान् बलिना ४ પ્રથમ परम् કોતરેલ હતું, પરંતુ બીજા પદનો આ પાછળથી કાઢી નાંખવામાં આવ્યો જણાય છે. ૫ વાંચો परैर् ૬ વાંચો कुलयन् ૭ વાંચો तवान् ૮ વાંચો ष्टवान् ૯ વાંચો आरचद् ( આ પાડની ચર્ચા વિષે જુઓ નો. ૧ એ. ઇ. વો. ૬ પા. ૨૪૧.) ૧૦ પ્રથમ मौक्तिके એમ કોતરેલ હતું, પરંતુ પછીથી ઉપરની માત્રા ભૂંસી નાંખવામાં આવી છે. ૧૧ પ્રો. બ્યુલ્હર धृता પાઠ વાંચે છે, જે કદાચ સંભવિત છે. ૧૨ વાંચો विधिर्व्यावद्ध ૧૩ णै અને र्ना ની વચ્ચે મૂળમાં કોઈ બીજો અક્ષર કોતર્યો હશે.

बीजुं पतरूं— बीजी बाजु

३८ रिति सत्यपालितयशस्थित्या यथा तद्गिरातं[1] [ ॥२०*][2] तेनेदमनिलविद्यु[ च्च ] चंचलमवलोक्य जीवितमसारं [ ।* ] क्षिति·

३९ दानपरमपुण्यः प्रवर्तितो व्र[ ब्र ]ह्मदायोयं [ ॥२१* ] स च परमभट्टारकमहारा· जाधिराजपरमेश्वर श्रीम-

४० द्धारावर्षदेव पादानुध्यात परमभरमभट्टारक[3] महाराजाधिराज परमेश्वर पृथ्वीव· ल[ ल्ल ]भ श्रीमत्प्रभू-

४१ तवर्ष श्री श्रीवल्लभनरेन्द्रदेवः कुशली सर्वानेव यथासम्बध्यमानकां[4] राष्ट्रपति विषयपति ग्रामकूटाकूंयु[5]-

४२ क्तकनियुक्तकाधिकारिकमहत्तरादीं महत्तरादीं समादिशयत्यस्तु[6] वः संविदितं यथा श्रीमयूरखण्डीसमावासिते-

४३ न मया मातापितरोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययशोभिवृंद्धये । तिगाविवास्तव्यत[7] [ त्÷ ][8] त्रैविद्यसामान्यते [ तै ]त्तिरीय-

४४ यंसब्र[ ब्र ]ह्मचारि भारद्वाजसगोत्र नागैठ्यभट्ट पौत्राय[9] चंन्दियम्मगहियसाह[10]-सपुत्राय परमेश्वरभ-

४५ ट्टाय रासियनभुक्त्यन्तर्गतः रत्तज्जुण[11] नामग्रामः तस्य चाघाटनानि पूर्वतः सिन्हा नदी दक्षीणतः व-

४६ वुलाला पश्चिमतः मिरियठाण उत्तरतः वंरहग्रामः[12] एवमेयं[13] चतुराघाटनोपल· क्षितः तथा अ-

४७ नंन्तविण्णु[14][ ष्णु ]भट्ट विट्ठुदुवे [ ज्ञ[15] ] गोइन्द[ ॰ ]मषडंग [ वू ] इ [ त् १[16] ] सव्वैभट्ट चन्दडि भट्ट कुण्ठनागैभट्ट माध-

४८ वैरियप्पु विट्ठुपुदेवणैय्यभट्टरेयैय्यभट्टेत्येवमादिप्रमुखानां [ णां ]ब्रा [ ब्रा ]ह्मणा-

४९ नां चत्वारिंशन्महाजन समन्वितानां रत्तजुणग्रामः सोद्रंगः सपरिकरः स·

---

१ वाचो तद्गिरा २ छंदः आर्या ३ वांचो परमभट्टारक ४ वांचो संबध्यमानकान् ५ वांचो ग्रामकूटायु ६ वाचो आदीन् संमादिशति अस्तु ७ आ चिह्न भूंसी नांखवुं जोईए ८ प्रो. ब्युल्हर आ गामनुं नाम तिगंवि वांचे छे, परंतु छापोमां अनुस्वारनुं चिह्न शब्द उपर मने मालुम नथी पडतुं. ९ य अक्षर भूलथी फरीथी लखायो छे, जे भूंसी नाखवो जोइए. १० आ शब्दना प्रथम य उपर अनुस्वार कोतर्वानियमो रवामां आव्युं हशे. प्रो. ब्युल्हर चन्द्रियम्म नाम वांचे छे. ११ आंहि अने पछीनी केटलीक जगाए संधिना पाळवामां आव्या नथी १२ प्रो. ब्युल्हर वदह नाम वांचे छे—परंतु बीजो अक्षर चोकसपणे मों छे. १३ प्रो. ब्युल्हर एवमेव वांचे छे. १४ आ पंक्ति अने पछीनी पंक्तिनां नामोमां प्रो. ब्युल्हर चैाद अक्षरो जूदी रीते वांचे छे. १५ हुं खात्रीथी एम कही शकतो नथी, के कैांसमानो अक्षर असलमां ज्ञ छे, परंतु चोक्कस पणे ए ज्ञ जेवो लागे छे. ६ कदाच आ अंतनो इ ( त् ) पंक्ति उपर वि अने स नी वच्चे कोतर्यो हतो.

५० दशापराधः सभूतोपात्तप्रत्यायः सोत्पद्यमानविष्टिकः सधान्यहिरण्यादेयः अचाट-

५१ भटप्रावेश्यः सर्वराजकीयानामहस्तप्रक्षेपणीयः आचन्द्रार्कार्णवक्षितिसरित्पर्वत-

५२ समकालीनः पुत्रपौत्रान्वयक्रमोपभोग्यैः पूर्वप्रत्तदेवत्रा [ ब्र ] ह्मदायरहितो भ्यन्त-
रसि[ द् ]ध्या भू-

५३ मिच्छिद्रन्यायेन श[ क× ]नृपकालातीत संवत्सरशतेषु सप्तसु त्रिं[ त्रिं ]शदुत्तरेषु
सर्वजिन्नाम्नि संवत्[ स ]-

५४ रे श्रावण वहुलं[2] अमावास्यां सूर्यग्रहण पर्वणि वं [ ब ]लिचरुवैश्य [ श्व ] देवा-
ग्निहोत्रपञ्चमहायज्ञे[3]-

५५ क्रु[ क्रि ]योत्सर्पणात्थं स्नात्वाद्योदकातिसर्गेण प्रतिपादितः [ । ] यतोस्योचि-
तया त्र[ ब्र ]ह्मदायस्थित्या-

५६ भुंजतो भोजयतः कृषतो कर्षयतः प्रतिदिशतो वा न कश्चिदल्पापि परिपंथना कार्या

---

१ અસલમાં क्रमोम्प भाग्यः કોતરેલું હતું. २ વાંચો बहुलामावास्याम् ३ આ શબ્દ પડેલાં વાણી દાન-
પત્રની પેઠે आग्निहोत्रातिथि એમ પાઠની ધારણા રાખી શકાય.

ભાષાન્તર

ॐ (શ્લોક. ૧) જેના નાભિકમળને બ્રહ્માએ નિવાસસ્થાન કર્યું છે અને હર જેનું શિર ઇન્દુકલાથી મંડિત છે તે તમારૂં રક્ષણ કરો !

(શ્લો. ૨) વિશાળ વક્ષઃસ્થળ પરના ઝળહળતા કૌસ્તુભમણિનાં લાંબાં કિરણોથી ઢંકાએલા કંઠવાળો, સત્યસંપન્ન, અને વિપુલ ચક્રથી અરિગણનો પરાજય કરનાર, કૃષ્ણ સમાન ભૂમિ પર કૃષ્ણરાજ, જેનો કંઠ તેના વિશાળ વક્ષઃસ્થળને આલિંગન કરતી લક્ષ્મીદેવીના પ્રસારેલા કરથી ઢંકાએલો હતો, જે સત્યસંપન્ન હતો, અને જેણે મહાન સેનાથી શત્રુઓનો વિજય કર્યો હતો અને જેનાં કૃત્યો કાળાં નહતાં તે હતો.

(શ્લો. ૩) દેવમંડળથી ધારણ થએલા મન્દર પર્વતે, ત્વરાથી અને સહેલાઇથી, પક્ષચ્છેદનના ભયથી આશ્રય લેતા મોટા પર્વતોના સમૂહથી પ્રકાશતા, દુસ્તર અને ઝળહળતાં રત્નોથી પૂર્ણ સાગરમાંથી લક્ષ્મી હરી લીધી તેમ સમસ્ત પ્રજ્ઞ જનોની સહાયથી, પક્ષ છેદનના ભયથી-આશ્રિત મહાન રાજકુલોથી મંડિત, અજિત અને વિમલ પ્રભાવાળા ખજાનાવાળા ચાલુક્ય અન્વય( કુલ )માંથી લક્ષ્મી, તે વલ્લભે ત્વરાથી અને સહેલાઇથી હરી લીધી.

(શ્લો. ૪) તેને, ચણ્ડ કિરણોથી સર્વ દિશાઓમાં ત્રાસ આપનાર સૂર્ય માફક મહાન પ્રતાપથી ભૂમંડલમાં આણ વર્તાવનાર અને તે છતાં માણસોને હલકા કરો( વેરા )થી આનંદ આપનાર, ધૈર્યધનવાળો, અને શત્રુઓની વનિતાનાં મુખ કમલનું સૌંદર્ય હરનાર અને જેના યશની માળા દિગ્નાયિકા નિત્ય ધારતી તે ધોરનામનો પુત્ર હતો.

(શ્લો. ૫) જેષ્ટાનું ઉલ્લંઘન કર્યા છતાં વિમલ પ્રભાવાળા ઈંદુ સમાન જેષ્ઠ બંધુનું ( ગાદી પર આવતાં ) ઉલ્લંઘન કર્યા છતાં વિમલ લક્ષ્મીથી સંપન્ન, ચોતરફ સર્વને નિષ્કલંક રાખનાર, સ્થિર, અને દોષરહિત હતો તેને સર્વથી ( કર્ણ સિવાય ) અધિક દાન કરતો જોઈ; કર્ણ નીચેથી મદઝરતા ગજો લજ્જાથી શરમાઇ દિગ્પ્રાન્તે ( દિશાઓને છેડે ) ઉભા રહ્યા.

( ૬ ) અતિ બલવાન, અજિત અને ભૂતલ પર ફરી વળનાર, અતિ મદવાળા તે ગંગને અન્તે બન્દીવાન થએલો જોઈ, કલિ કેદની શિક્ષાના ભયથી નાશી ગયો.

( ૭ ) પલ્લવમાં એક તરફથી તરવારો ખેંચી રહેલા યોદ્ધાઓની સેનાથી અને બીજી તરફ ક્રીડા કરતા બગલાઓથી ભયાનક સાગરથી, ઘેરી લઇ અને તેને નમન કરવા તેની પાસેથી મદઝરતા માતંગો લઇને પણ, તે કદિ પણ લેશ માત્ર મદ રાખતો નહીં, એ આશ્ચર્ય ઉપજાવે તેવું છે.

( ૮ ) અતુલ સેનાથી ગૌડની રાજ્યશ્રીની સ્હેલાઈથી પ્રાપ્તિ માટે અભિમાન રાખતા વત્સરાજને મરૂના રણમાં હાંકી મૂકી, તેની પાસેથી ગૌડના શરદ્ ઇન્દુના કિરણ જેવાં શ્વેત બે રાજછત્ર લઈ લીધાં, એટલું જ નહીં પણ તેનો સર્વત્ર પ્રસરેલો યશ પણ લઈ લીધો.

( ૯ ) ભૂતલના શુદ્ધ આચારથી પ્રસ્થાપિત થએલા કલિને સત્વર હાંકી મૂકીને કૃતયુગની પુનઃ પૂર્ણ સ્થાપના તેણે કરેલી છતાં નિરૂપમ કલિવલ્લભ કેમ કહેવાયો તે અદ્ભુત છે.

( ૧૦ ) પરમેશ્વરના મસ્તકને સ્પર્શ કરતાં, સાગરમાંથી પ્રકટ થતાં કિરણોવાળા ઇન્દુ તથા પૂર્વ દિશાના ઉંચા પર્વત પરથી નિત્ય ઉદય પામતા કમલને આનંદ આપતા સૂર્ય જેવા તે સદાચારી નિરૂપમ ને, શુદ્ધાત્મા, નૃપતિઓનાં શિર પર ચરણ રાખનાર, અસંખ્ય જનોને આનન્દ આપનાર, પ્રતાપી, સદા ઉદય પામતો, સજ્જનોનો પ્રિય ગોવિંદરાજ પુત્ર હતો.

( ૧૧ ) આ સર્વગુણસંપન્ન નૃપના જન્મથી—યાદવવંશ જેમ મધુરિપુના જન્મથી અજિત બન્યો તેમ— શ્રીરાષ્ટકુટકુલ અજિત બન્યું. તે નૃપે, પ્રતાપી શત્રુઓને દેશના અંત પર કાઢી

લે. ૨૧

મૂકી, અન્ન આભૂષણનો ત્યાગ કરાવી, અને દાનથી તેમની અભિલાષનો અંત પૂર્ણ જોતા અને મૌક્તિક હારથી ભૂષિત યાચકો જેવા જ તેમને (દુશ્મનોને) બનાવ્યા.

(૧૨) ત્રિભુવનને આપદમાં રક્ષે તેવું તેનું અલૌકિક કૃષ્ણ જેવું સ્વરૂપ જોઈ, તેનો પિતા જ્યારે તેને પૂર્ણ સત્તા અર્પતો હતો ત્યારે તેણે તેને આ યુક્ત વાણી કહીઃ " પિતા ! આ તમારૂં છે. તમારી ન ઉથાપાય તેવી આજ્ઞા જેવી આ (યુવરાજની) તમારી અર્પેલી કંઠિકા મેં નથી ધારી ?

(૧૩) જ્યારે તેના પિતા સ્વર્ગવાસી થયા અને માત્ર તેમનો યશ જ અહીં રહ્યો હતો ત્યારે તેણે અન્યની સહાય વગર, પ્રલયાગ્નિ જેમ પૃથ્વીનો સંહાર કરવા એકત્ર થએલા ૧૨ (બાર) સૂર્યનું તેજ હરી લે છે તેમ ભૂમિ પ્રાપ્ત કરી લેવા એકત્ર થયેલા બાર (૧૨) ખ્યાતિવાળા નૃપોનું તેજ પોતાના અધિક પ્રતાપથી સત્વર હરી લીધું.

(૧૪) પછી જ્યારે તેણે અત્યંત દયાથી લાંબી કેદમાંથી મુક્ત કરી, તેના પોતાના દેશમાં મોકલેલો ગંગ તેના અતિમદથી સામે ઉભો રહ્યો ત્યારે તેણે ભવ્ય લલાટ પર કોપ જણાય તે પહેલાં તેને હરાવી અને પુનઃ બન્દીવાન કર્યો.

(૧૫) બાણ અને અસનનાં પુષ્પો પર ભ્રમર મૂકતી, બન્ધુજીવના પુષ્પના સૌન્દર્યમાં વૃદ્ધિ કરતી અને પદ્મની વૃદ્ધિને અનુકૂળ એવી શરદ્ઋતુના આગમનથી વૃષ્ટિ (વરસાદ) બંધ થાય છે તેમ બંધુજનોનાં જીવન અને વૈભવ ખીલવનાર, શ્રીની વૃદ્ધિવાળો, જેની આગળ યોદ્ધાઓ ખિન્ન થઈ જતા તેને પોતાના ધનુષ પર તેને તાકવા માટે મૂકેલાં તીર સાથે આવતો જોઈ ગુર્જર સ્વપ્નમાં પણ યુદ્ધ ન દેખે તેમ ભયથી નષ્ટ થઈ ગયો.

(૧૬) નયપરાયણ માલવનાયકે પોતાની લક્ષ્મી તેનાં ચરણનમન પર આધાર રાખે છે તેમ જોઈને તેણે દૂરથી જ અંજલિ કરી તેને નમન કર્યું. કયો અલ્પશક્તિવાળો પ્રજ્ઞજન બલીઆની સાથે સ્પર્ધા કરશે ? કારણકે નીતિનું પરમ ફલ બલમાં અધિકતા પોતાની છે અથવા શત્રુની છે તેનું જ્ઞાન છે.

(૧૭) તેણે વિંધ્યાદ્રિની ટેકરીઓ પર છાવણી નાંખી છે એમ દૂતો પાસેથી સાંભળી અને તે ધ્રુવ માફક પોતાના દેશ તરફ આવે છે એમ માની મારાશ્વર નૃપ ભયભીત બની ... ... ... ... ... ... તેના મનની આરાધના કરવા તથા તેના ચરણના નમન માટે સત્વર ગયો.

(૧૮) ઘનઘોર વાદળથી વ્યાપેલા આકાશવાળી વર્ષા ઋતુ શ્રીભવનમાં ગાળી, તે ત્યાંથી તુંગભદ્રાને તીરે સેના સહિત ગયો. અને ત્યાં રહીને, ફેંકી દઈને પણ તેના હાથમાં હતી તે પલ્લવોની લક્ષ્મી શત્રુઓને નમાવી પુનઃ પૂર્ણ હરી લીધી.

(૧૯) લેખાહારના મૂળમાંથી ફક્ત અર્ધી જ વાણી થઈ હતી ત્યારે વેંગીનાથ નાશી ગયો. અને પોતાના સુખની ઇચ્છા રાખી, નિત્ય કિંકરવત્ એવો શ્રમ કર્યો કે તેની છાવણી આસપાસ ગગને સ્પર્શ કરતી અને રાત્રે તારકગણથી આવૃત બનતી મૌક્તિકમાલા જેવી દિવાલ કરી.

(૨૦) તેને અંજલિથી નમન કરતા, કરોથી મંડિત શિરવાળા શત્રુઓએ, તેનાં ચરણ જે તેમણે ભેટ કરેલાં અતિસુંદર આભૂષણો કરતાં, "ભય રાખશો નહીં" એ શબ્દો જેની સત્યતાનું પાલન તેના યશની રક્ષા કરે છે તે(શબ્દો)થી અધિક શોભિતા થતા હતા તેનો આશ્રય લીધો.

---

નં૦ ૧૨૩

# ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા કર્ક ૨ જાનું દાનપત્ર[1]

શક સં. ૭૩૪ (ઇ. સ. ૮૧૨-૧૩) વૈશાખ સુદ ૧૫

આ લેખ મૂળ મી. એચ. ટી. પ્રિન્સેપે જ. બં. સો. વો. ૮ પા. ૨૯૨ માં પ્રસિદ્ધ કર્યો હતો. બ્રિટિશ મ્યુઝીયમના અસલ પતરા ઉપરથી હું એ ફરીથી પ્રસિદ્ધ કરૂં છું. મી. પ્રિન્સેપને તે પતરાં મી. ડબ્લ્યુ. પી. ગ્રાંટે આપ્યાં હતાં, અને તેમને વડોદરાના 'બેનીરામ' પાસેથી મળ્યાં હતાં. 'બેનીરામ' તે પતરાંઓની શોધ વિષે એવી હકીકત આપે છે કે, વડોદરા શહેરમાં એક ઘરનો પાયો ખોદાતો હતો તેમાંથી તે મળ્યાં હતાં.

આ ત્રણ પતરાં છે, તે દરેક લગભગ ૧૧" લાંબું અને છેડે ૮" પોહોળું છે, તથા મધ્યમાં ૭$\frac{૫}{૮}$" પોહોળું છે. લેખના રક્ષણ માટે કાંઠા સહેજ જાડા કરેલા હતા. લેખ એકંદરે સુરક્ષિત અને સુવાચ્ય છે. આ દાનપત્રને બે કડીઓ છે. ડાબી બાજુની કડી સાદી અને આશરે $\frac{૧}{૪}$" જાડી અને ૩" વ્યાસની છે. જમણી બાજુની કડી $\frac{૩}{૮}$" જાડી અને ગોળાકાર નહીં, પણ વાંકીચૂંકી છે. આ કડી ઉપરની મુદ્રા ગોળ અને ૧$\frac{૫}{૮}$" વ્યાસની છે. તેની મધ્યમાં $\frac{૩}{૪}$" વ્યાસની નાની ઉપસાવેલી જગ્યા છે, તેના ઉપર શિવની મૂર્તિ—(રિવાજ મુજબ)— વથા તે નીચે અસ્પષ્ટ અક્ષરો છે. ભાષા છેવટ સુધી સંસ્કૃત છે.

આ લેખમાં વંશાવલી ગોવિંદ ૧ લાથી શરૂ થાય છે. તેના પુત્ર કર્કનો જ્યેષ્ટ પુત્ર ઇન્દ્ર ૨ જો આપ્યો નથી. તેના નાના પુત્ર કૃષ્ણ ૧ લા એ તેના સંબંધીઓને કાઢી મૂકયાનું કહ્યું છે. તેણે ચૌલુક્યો સાથે લઢાઈ કરી હતી. તેણે એલાપુરના ડુંગર અથવા ડુંગરી કિલ્લામાં પોતાનું થાણું નાંખ્યું હતું. આ સ્થળ ઓળખાયું નથી. પણ હું ધારૂં છુ કે તે પશ્ચિમ ઘાટમાં ઉત્તર કાનારા ડિસ્ટ્રિકટનું એલ્લાપુર હોવું જોઈએ. ડો. બર્જેસ આ સ્થળને ઔરંગાબાદ ડિસ્ટ્રિકટમાં દૌલતાબાદ પાસે આવેલા હાલના એલ્લૂરા, જ્યાં આવાં પ્રખ્યાત શિલ્પકળાનાં ખંડેરો છે તે ગામ તરીકે ઓળખાવે છે.

ગોવિંદ ૨ જો અને તેનો પુત્ર કૃષ્ણ ૧ લો બન્ને વિષે કંઈ પણ કહ્યા સિવાય લેખમાં તેના બીજા પુત્ર ધ્રુવ અને એના બેમાંથી મોટા પુત્ર ગોવિંદ ૩ જાની હકીકત આવે છે. તેમાં કહ્યું છે કે ગોવિંદ ૩ જાએ દૂરના દેશો તથા ગંગા અને યમુનાના પ્રદેશો જિત્યા હતા.

આંહિ સુધી લેખમાં ગોવિંદ ૩ જા સુધી મુખ્ય વંશજો આપ્યા છે. ત્યાર પછી ગોવિંદ ૩ જાના નાના બંધુ ઇંદ્ર ૩ જાના નામથી તે વંશનો ગુજરાતનો વિભાગ શરૂ થાય છે. તે ગોવિંદે આપેલા લાટના રાજાના પ્રાંતનો અધિકાર ધારણ કરે છે. બુલ્હરે જણાવ્યું છે કે "લાટ એ મહી અને કોંકણ વચ્ચેનો પ્રદેશ, જેને હાલ મધ્ય અને દક્ષિણ ગુજરાત કહેવાય છે તે છે." તેણે એ પણ બતાવ્યું છે કે ગોવિંદ ૩ જાએ લાટ થોડા સમય પહેલાં જ જિત્યો હતો. ગોવિંદ ૩ જાએ ગુર્જર રાજાને જિત્યાની હકીકત વાણિનાં શક ૭૨૮ ના વ્યાસ સંવત્સર ના વૈશાખની પૂર્ણિમાના દાનપત્રમાં આપી નથી, જ્યારે તે રાધનપુરના શક ૭૨૯ ના સર્વજિત સંવત્સરના શ્રાવણની પૂર્ણિમાના લેખમાં આપી છે. આથી અનુમાન થઇ શકે છે કે ગોવિંદ ૩ જાએ ગુર્જરો, જેનો અર્થ ડો. બુલ્હર અણહિલવાડના ચાપોત્કટો અથવા ચાવડાઓ કરે છે, તેને આ બે તારીખો વચ્ચેના સમયમાં જિત્યા હતા, અને તેઓનો બહારનો લાટ પ્રદેશ જોડી દીધો હતો એટલે કે આ લેખની તારીખ પહેલાં પાંચ વર્ષે આમ બન્યું હતું.

આ લેખમાં કહ્યું છે કે ઇંદ્ર ૩ જા એ એકલાએ ગુર્જર રાજાને હરાવ્યો હતો, તે કદાચ તેઓનો એ પ્રાંત મેળવવાનો બીજો પ્રયત્ન હશે. ત્યાર બાદ કર્ક અથવા કક્ક ૨ જા જેને સુવર્ણ વર્ષ ૧ લો પણ કહ્યો છે તે અને ઇંદ્ર ૩ જાનો પુત્ર લાટેશ્વર આવે છે. ડો, બુલ્હરે બતાવ્યું છે તેમ કર્ક ૨ જો તથા ગોવિંદ ૪ થો, તેનો ન્હાનો ભાઈ, મહારાજાઓ નહીં પણ રાષ્ટ્રકૂટ રાજાના સામંતો હતા. આ મતને આગળનાં શ્લોક ઉપરથી પણ પુષ્ટિ મળે છે. ગોવિંદ ૩ જાને માલવાનો રાજા નમ્યાની હકીકત વાણિ અને રાધનપુરનાં પતરાંઓમાં પણ આપી છે. ડો. બુલ્હર કહે છે કે, આ લેખમાં આપેલા ગોવિંદ ૩ જાના વર્ણન ઉપરથી જણાય છે કે તે લખાયો તે વખતે એટલે શક ૭૩૪ માં તે મૃત્યુ પામ્યો હતો. પરંતુ કયી હકીકત ઉપરથી આ અનુમાન તેઓ કરે છે તે હું જાણી શકતો નથી. અને વાસ્તવિક રીતે આમ નહોતું. કારણ કે મી. રાઇસે પ્રસિદ્ધ કરેલાં કદંબનાં દાનપત્રો ઉપરથી જણાય છે કે શક ૭૩૫ ના જ્યેષ્ઠ શુકલપક્ષ ૧૦ ને દિવસે તે જીવતો હતો; અને હવે પછી પ્રસિદ્ધ કરવાનો છું, તે બીજો લેખ બતાવી આપશે કે તેનો પુત્ર અને ઉત્તરાધિકારી અમોઘવર્ષ ૧ લો શક ૭૩૬-૭ માં તેના પછી ગાદીએ આવ્યો હતો, એટલે તે પોતે એ તારીખ સુધીતો જીવતો હતો.

આ દાનપત્ર કર્ક ૨ જાના સમયનું છે, અને સિદ્ધશામીમાંથી અપાયું છે. તેમાં તારીખ, શક ૭૩૪ ( ઇ. સ. ૮૧૨-૩ ) ના વૈશાખની પૂર્ણિમા છે. ભાનુ અથવા ભાનુભટ્ટ નામના બ્રાહ્મણ-ને અંકોટ્ટક ૮૪ ગામમાં વડપદ્રક ગામનું દાન આપ્યાનું લખ્યું છે. ડો. બુલ્હર અંકોટ્ટક અને જમ્બુવાવિકા જે વટપદ્રકની સીમામાં આપ્યાં છે એ વડોદરાની દક્ષિણે પાંચ છ માઈલ ઉપર આવેલાં હાલનાં અંકૂટ અને જામ્બવા હોવાનું કહે છે. બીજાં સ્થળો ઓળખવાં બાકી છે.

પંક્તિ ૭૦-૭૪ માં તાજા કલમ છે. તેમાં કહ્યું છે કે, આજ ગામ પહેલાંના રાજાએ અંકો-ટ્ટકના ચતુર્વેદીઓના મંડળને આપ્યું હતું—તેમાં કોઈ દુષ્ટ રાજા અગર રાજાઓએ દખલગિરિ કરી હતી—અને કર્ક ૨ જાએ વિદ્વાન બ્રાહ્મણ તરીકે ભાનુભટ્ટને પસંદ કરી તેને ફરીથી તે આપ્યું હતું.

૧ ઈ. એ. વો. ૧૨ પા. ૧૫૬ ડો. ફ્લીટ

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ स वोव्याद्वेधसा ये[ धा ]न[ म ]यन्नाभिकमलङ्कृतं । हरश्च यस्य कान्ते-
न्दुकलया स [ क ] मलङ्कृतं ॥ स्वस्ति स्वकीयान्व-

२ यवंशकर्त्ता श्रीराष्ट्रकूटामलवंशजन्मा । प्रदानशूरः समरैकवीरो गोविंदराजः क्षितिपो
बभूव ॥ यस्या-

३ ङ्गमात्रजयिनः प्रियसाहसस्य । क्ष्मापाल वेशफलमेव बभूव सैन्यं । मुक्त्वाच
शंकरमधीश्वरमीश्वराणां । नाबन्दता-

४ न्यममरेष्वपि यो मनस्वी ॥ पुत्रीयतश्च खलु तस्य भवप्रसादात्सूनुर्ब्बभूव गुण-
राशिरुदारकीर्त्तिः ।

५ [ यो ]गौणि[ ण ]नामपरिवारमुवाह मुख्यं । श्री कर्कराजसुभगव्यपदेशमुच्चैः ॥
सौराज्यजल्पे पतिते प्रसंगा

६ न्निदेशनं[2] विश्वजनीनसंपत् । राज्यंबलेः पूर्व्वमहो बभूव । क्षिताविदानीन्तु नृप-
स्य यस्य ॥ अत्युद्धु-

७ तश्चेदममंस्त लोकः कलिप्रसंगेन यदेकपादं । जातं वृषं यः कृतवानिदानीं । भूय-
श्चतुष्पादमविघ्नचा-

८ [ रं ] ॥ चित्रं न चेदं यदसौ यथावच्छके प्रजापालनमेतदेव । विष्णौ जगत्
[ त् ] राणपरे मनस्थे तस्योचि-

९ तं तन्मयमानसस्य ॥ धर्म्मात्मनस्तस्य नृपस्य जज्ञे । सुतः सुधर्म्मा खलु कृष्ण-
राजः । यो वंश्य-

१० मुन्मूल्य विमार्ग्गा[ ग्ग ]भाजं [ । ] राज्यं स्वयं गोत्रहिताय चक्रे ॥ ब्राह्म-
ण्यता तस्य च कापि साभूद्विप्रा यया ।[3] के-

११ वल जातयोपि । श्रेष्ठद्विजन्मोचितदानलुब्धाः । कर्म्माण्यनूचानकृतानि चक्रुः ॥
इच्छातिरेकेण-

१२ कृषीब[ व ]लानां । पयो यथा मुञ्चति जातु मेघे [ । ] भवेन्मनस्तद्विरतौ-
तथाभूद्यस्मिन्धनं वर्ष्ष[ र्ष ]ति सेवकानां ॥

१३ यो युद्धकण्डूति गृहीतमुच्चैः । सौ[ शौ ]र्य्योष्मसंदीपितमापतन्तं । महावराहं-
हरिणीचकार । प्राज्यप्रभावः

---

१ અસલ પતરાંઓ ઉપરથી २ કાવીનાં દાનપત્રનો પાઠ निदर्शनं આ પાઠ કરતાં પસંદ કરવા યોગ્ય છે.
૩ આ વિરામચિહ્ન યોગ્ય નથી, તે अभूत् પછી હોવું જોઈએ.
કે. २२

१४ खलु राजसिह्म[ -ह ]ः । [ ।। ] एलापुराचलगताद्भुतसन्निवेशं । यद्वीक्ष्य विस्मि-
तविमानचरामरेन्द्राः एत-
१५ [ त् * ] स्वयं भुशिवधाम न कृत्रिमे[ मं ] श्रीर्दृष्टे दृशीति सततं बहु चर्च्चय-
न्ति ।। भूयस्तथाविधकृतौ व्यव-
१६ सायहानिरेतन्मया कथमहो कृतमित्यकस्मात् । कर्त्तापि यस्य खलु विस्मयमाप शि-
१७ ल्पी । तन्नाम कीर्त्तनमा[ म ]कार्य्यत येन राज्ञा । [ ।। ] गंगाप्रवा हिमदी-
धितिकालकू-

बीजुं पतरूं प्रथम बाजु

१८ तैरत्युद्भुताभरणकैष्कृतमण्डनोपि । माणिक्यकाञ्चनपुरस्सरसर्व्वभू-
१९ त्या । तत्र स्थितः पुनरभूष्यत येन शम्भुः ।। नृपस्य तस्य ध्रुवराजनामा ।
२० महानुभावस्तनयो बभूव । तृणीकृतान्यस्य पराक्रमेण [ ।* ] प्रतापवाह्निद्विषतो ददा
२१ ह ।। लक्ष्मीप्रसाधनविधावुपयोगि कृत्यं । यश्चिन्तयन्स्वयमभूदनिशं कृतार्त्थः । किं
वात्र चित्रम-
२२ नपेक्ष्य सहायमीशः सर्व्वः पुमान्निजध[ व ]धूं स्ववशां विधातुं ।। यो गङ्गय-
मुने तरङ्गसु-
२३ भगे गृह्णन्परेभ्यः समं । साक्षाच्चिह्ननिभेन चोत्तमपदं तत्प्राप्तवानैश्वरं । देहासाम्मितवैभ-
२४ वैरिव गुणैर्य्यस्य भ्रमद्भिर्द्दिशो । व्याप्तास्तस्य बभूव कीर्त्तिपुरुषो गोविंदराजः सुतः ।।
२५ प्रदेशवृत्तिव्यवसायभाजां पुरातनानामपि पार्त्थि[ र्थि ]वानां । यशांसि यो ना-
म जहार भूपो भग्नप्रच-
२६ ण्डाखिलवैरिवीरः । [ ।। ] उन्मूलितोत्तुङ्गनरेन्द्रवंशो महानरेन्द्रीकृततुच्छभृत्यः
स्वेच्छाविधायी चरितानुकारं
२७ चकार यो नाम विधेः क्षितीशः ।। हिंस्रीराशिञ्जितरणच्छरणानरातीन् [ ।* ]
कुर्व्वन्क्षणेन विदधेद्भुत कर्म्म यश्च ।
२८ चक्रे तथा हि न तथाशु वधं परेषां । पार्त्वो[ र्थो ]पि नाम भुवनतृ [ त्रि ]
तयैकवीरः ।। कल्पक्षयक्षणसमुद्भव-
२९ वातहेलादोलायमानकुलशैलकुलानुकारं । यन्मुक्त चण्डशरजालजवप्रणुन्ना ।
युद्धागता रिपु-
३० गजेन्द्रघटा चकार ।। भ्राता तु तस्येन्द्रसमानवीर्य्यः । श्रीमान्भुवि क्ष्मापति-
रिन्द्रराजः [ । + ] शास्ता बभूवा-
३१ द्भुतकीर्त्तिसूतिस्तद[ द् * ]त्त लाटेश्वरमण्डलस्य ।। अद्यापि यस्य सुरकिन्नर-
सिद्धसाध्य विद्या-

३२ धराधिपतयो गुण पक्षपातात् । गायन्ति कुन्दकुसुमश्रि यशो यथा स्वधामस्थिता- [ ९ ] स-

३३ हचरी कुचदत्त हस्ताः ॥ येनैकेन च गूर्ज्जरेश्वरपतिर्य्योद्धुं समभ्युद्यतः शौर्य्य-

३४ प्रोद्धतकन्धरो मृग इव क्षिप्रं दिशो ग्राहितः भीतासंहृतदक्षिणापथम-

बीजुं पतरूं—बीजी बाजु

३५ हासामन्तचक्र [ ं ] यतो रक्षामाप विलुण्ट्य[ ण्ठ्य ]मानविभवं श्रीवल्लभे-नादरात् ॥ तस्यात्मजः प्रथित-

३६ विक्रमवैरिवर्ग्गलक्ष्मीहठाहरण सन्तत लब्ध कीर्त्तिः । श्रीकर्क्कराज इति संश्रितपू-रिताशैः शास्त्रार्थ बोध-

३७ परिपालितसर्व्व लोकः ॥ राज्ये यस्य न तस्करस्य वसतिर्न्याधेः प्रसूतिमृता दुर्भिक्षं न च विभ्रमस्य महिमा

३८ नैवोपसर्ग्गोद्भवः क्षीणो दोषगणः प्रतापविनता[ तो ]शेषारिवर्ग्गस्तथा नो विद्व-त्परिपन्थिनी प्रभवति क्रू-

३९ रा खलानां मतिः ॥ गौडेन्द्रवङ्गपति निर्ज्जयदुर्व्विदग्धसद्गूर्ज्जरेश्वरादिगर्ग्गलतां च यस्य ॥ नीत्वा भुजं विहत-

४० मालवरक्षणार्त्थं स्वामी तथान्यमपि राज्यछ[ फ ]लानि भुङ्क्ते ॥ तेनेदं विद्युच्च-ञ्चलमालोक्य जीवितं क्षितिदान-

४१ ञ्च परमपुण्यं प्रवार्त्तितोयं धर्म्मदायः[ ॥÷ ] स च लाटेश्वरः समाधिगताशेषमहा-शब्दमहासामन्ता-

४२ धिपति सुवर्ण्णवर्ष श्रीकर्क्कराजदेवो यथासम्बध्यमानकान् राष्ट्रपति विषयपति ग्राम-कूटाधि-

४३ कारिकमहत्तरादीन्समनुबोधयत्यस्तु वः संविदितं । यथा मया श्रीसिद्धशमीस-मावासितेन मा-

---

१ બહુવ્રીહિ સમાસમાં "श्री ને ઉપયોગ સમાસાન્ત 'क' સિવાયનો અસાધારણ છે. પરંતુ મી. કે. બી. પાઠકે મને કાવ્યપ્રકાશ દશમો ઉલ્લાસ પા. ૪૨૨ કલકત્તા આવૃત્તિમાંથી તેના જેવો જ દાખલો બતાવ્યો છે, જે નીચે પ્રમાણે છે : अवितथमनोरथपथप्रथनेषु प्रगुणगरिमगीताश्रीः । सुरतरु सदृशः स भवान् अभिलाषणीयः क्षितीश्वरो न कस्य ॥ २ આ અનુસ્વારની કાંઈ જરૂર નથી. ३ श्री कर्कराज इति संश्रित पूरिताशाः આ લખાણ બીજા કોઈ લખાણ ઉપર કોતરેલું છે, જે બરાબર રદ કર્યું નથી. પરિણામે અસલ પતરાંમાં તેમ જ લિથોગ્રાફમાં અક્ષરાન્તરમાં જરા ભેળ થયો જણાય છે. ૪ આ શબ્દ च્च પહેલાં ભુલાઈ ગયો હતો અને પછીથી પંક્તિના નીચે ઉમેરેલો છે.

४४ तापितोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययशोभिवृद्धये श्रीवलभीविनिर्गततच्चातुर्विद्य-सामान्य-

४५ वात्स्यायनसगोत्रमाध्यन्दिनसब्र[ ब्र ]ह्मचारिब्राह्मणभानवे भट्टसोमादित्यपुत्राया-

४६ क्कोट्टकचतुरशीत्यन्त[ न्त ]र्गतवडपद्रकाभिधानग्रामे[ म ]ः यस्याघाटनानि पूर्व्वतो जम्बु-

४७ वाविकाग्रामस्तथा दक्षिणतो महासेनकारव्यं तडागं । तथा पश्चिमतोङ्कोट्टकं । तथोत्त-

४८ रतो वग्घाच्छग्राम एवमसौ चतुराघाटानोपलक्षितः सोद्रंगः स[ सो ] परिकरः सभूत-

४९ वातप्रत्यायः सदण्डदशापराधः सोत्पद्यमानविष्टिकः सधान्यहिरण्यादेयः सर्व्व-

५० राजकीयानामहस्तप्रक्षेपणीय आचन्द्रार्कार्ण्णवसरित्पर्व्वतसमाकालीनः पुत्रपौ-

५१ त्रान्वयभोग्यः पूर्व्वप्रदत्तदेवदाय ब्रह्मदायरहितो भूमिच्छिद्रन्यायेन

५२ शकनृपकालातीतसंवत्सरशतेषु सप्तसु श्च[ च ]तुस्त्रिङ्ग[ दधिके ]षु महावैशा-ख्यां स्नात्वोद-

५३ कातिसर्गेण .... .... .... .... बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपञ्चमहा-

पतरूं त्रीजुंः प्रथम बाजु

५४ यज्ञक्रतुक्रियाद्युत्सर्प्पणार्थं प्रतिपादितः । यतोस्योचितया ब्रह्मदायस्थित्या भुञ्जतो भो

५५ जयतः प्रतिदिशतो वा कृषतः कर्ष्ष[ र्ष ]यतश्च न केनचित्परिपन्थना कार्य्या तथागामि-

५६ [ नृपति* ]भिरस्मद्वंश्यै रन्यैर्व्वा सामान्य [ -* ] भूमिदान[ फल ]मवगच्छ-द्भिर्विद्युल्लोलान्यनित्यान्यैश्वर्य्याणि त्रि[ तृ ]णाग्रलग्नजल-

५७ बिन्दु चञ्चलञ्च जीवितमाकलय्यस्वदायनिर्व्विशेषोयमस्मद्दायोनुमन्तव्यः पालि[ लयि ]-तव्यश्च । यश्चाज्ञानतिमि-

५८ रपटलावृतमतिराच्छिद्या [ द१× ] च्छिद्यमानञ्चानुमोद [ दे ] ते [ तं ] स पञ्चभि-र्म्महापातकैरुपपातकैश्च युक्तस्या-

५९ दित्युक्तं चं । भगवता वेदव्यासेन व्यासेन ॥ षष्टिं वर्ष्ष [ र्ष ] सहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता

६० चानुमन्ता च तान्येव नरके वसेत् ॥ विन्ध्याटवीष्वतोयासुशुष्ककोटरवासिनः कृष्णाहयो हि जायन्ते

१ અને ૨ નિરાભચિહ્નોના કાંઈ જરૂર નથી.

६१ भूमिदायापहारिणः । [ ॥ ] अग्नेरपत्यं प्रथमं सुवर्ण्णं भूर्व्वैष्णवी सूर्य्यसुताश्च गावः लोकत्रयं

६२ तेन भवेश्च दत्तं यः काञ्चनं गाञ्च महीञ्च दद्यात् ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य य-

६३ स्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दत्तानि पुरा नरेन्द्रैर्द्दानानि-धर्म्मार्त्थयशस्कराणि । निर्म्माल्य-

६४ वान्तप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत ॥ स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्ष नराधिप । मही [ - ]

६५ महीभृतां श्रेष्ट दानाच्छ्रेयोनुपालनं ॥ इति कमलदलाम्बुलोलां श्रियमनुचिन्त्य मनुष्यजीवितञ्च

६६ अतिविमल मनोभिरात्मनीने[ नै ]र्न्न हि पुरुषैः परकीर्त्तयो विलोप्याः ॥ उक्तञ्च भगवता रामभद्रेण ।

६७ सर्व्वानेतान्भाविनः पार्त्थिवेन्द्रान् भूयो भूयो याचते रामभद्रः सामान्योयं धर्म्म-सेतुर्नृपाणां

६८ काले काले पालनीयो भवद्भिः ॥ दूतकाश्चात्र राजपुत्रश्रीदन्तिवर्म्मा ॥ स्वह-स्तोयं मम श्रीकर्कराजस्य

६९ श्रीमदिन्द्रिराजसुतस्य ॥ लिखितञ्चैतन्मया महासंधिविग्रहाधिकृतकुलपुत्रकदुर्ग-भटसूनुना-

७० नेमादित्येनेति ॥ अयं च ग्रामोतीतनरपति परिक्षिणां कोट्टकश्रीचतुर्व्विद्यायदत्तो-भूत् [ ।× ] तेनापि

७१ कुराजजनितविकोपविच्छिन्नपरिभोगं विज्ञानवरमन्यस्य वा विशिष्टस्य कस्य चिद्भवतु द्विजन्मन इति निश्चित्य

७२ सुवर्ण्णवर्ष दीप[ य ]मान [ - ] वट[ पु ]रवासिने भानुभट्टायानुमोदितः [ । ] शालाताप्यं गृहीत्वा तालावारिकादिगणञ् [ ? ] च् [ ? ] ओ [ ? ] द्वि [ ? ]-

७३ श्य ताम्बूल प्रदान पूर्व्वकं यथालो[ ? ]भसे [ ? ] व [ ? ] न [ ? ]-चा भा-श्या[ ष्या ]दिश्य [ ? ] प्र[ प्रा ]कृतिकमपि पुरं इ [ ? ]ति

त्रीजुं पतरूंः बीजी बाजु

७४ तथा त्रियागेश्वरपरमाधि [ धी ] शपादमूलं जानातीति ॥

ભાષાન્તર

જેના નાભિકમળમાં વેધસનો વાસ થયો છે તે ( વિષ્ણુ ) અને હર જેનું શિર રમ્ય ઈન્દુ-કલાથી ભૂષિત છે તે તમને રક્ષો !

( પંક્તિ. ૨ ) સ્વસ્તિ ! નિજ અન્વયનો કર્તા, વિમળ શ્રી રાષ્ટ્રકૂટોના વંશમાં જન્મેલો, દાનમાં શૂરો, યુદ્ધમાં વીર ગોવિંદરાજ નૃપ હતો. તે એકલો વિજય કરનાર અને સાહસમાં પ્રીતિવાળો હતો તેને નૃપના વેશના ફળ સમાન સૈન્ય થયું. તે જ્ઞાનસંપન્ન હોવાથી દેવાધિપ શંકર સિવાય અન્ય દેવોને પૂજતો નહીં.

( પંક્તિ. ૪ ) અને જ્યારે તે પુત્રપ્રાપ્તિની અભિલાષ રાખતો હતો ત્યારે—સદ્‌ગુણસંપન્ન, મહાયશવાળો, શ્રી કર્કરાજનું રમ્ય અને ઉચ્ચ નામ ( તેના ) મુખ્ય પદ તરીકે અને અન્ય ગૌણ નામનો પરિવાર ધારનાર, ભવની પ્રસાદીથી તેને એક પુત્ર જન્મ્યો. સૌરાજ્યની વાર્તા પ્રસંગે સમસ્ત જનોના કલ્યાણ અર્થે ઉન્નતિવાળું બલિનું રાજ્ય ઉદાહરણ તરીકે પૂર્વે અપાતું પણ હવે પૃથ્વીમાં આ નૃપનું રાજ્ય છે. કલિના પ્રસંગથી એક ચરણવાળા બનેલા વૃષને ( ધર્મને ) હાલ પુનઃ ચાર ચરણવાળો અને તેની ગતિમાં વિઘ્ન વગરનો તેણે બનાવ્યો. તે અખિલ મનુષ્ય જાતે અત્યંત અદ્‌ભુત માન્યું. અને તે નવાઈ જેવું નથી કે તેણે યોગ્ય રીતે નિજ પ્રજાનું પૂર્ણ રક્ષણ કર્યું. કારણ કે વિશ્વને રક્ષવામાં વિખ્યાત વિષ્ણુ તેના ચિત્તમાં વસતો. આ વર્તન તેને ઉચિત હતું. તેનું મન ( આમ ) એજ ( વિષ્ણુની ) સાથે એક જ હતું.

( પંક્તિ. ૯ ) તે ધર્માત્મા નૃપને પવિત્ર કૃષ્ણરાજ નામે પુત્ર જન્મ્યો હતો. તેણે વિમાર્ગે ગએલા બન્ધુજનને મૂળથી ઉખેડી નાંખીને નિજ ગોત્રના હિતાર્થે રાજ્ય પોતે લઈ લીધું. તે દ્વિજો તરફ મિત્રતા રાખતો તેથી અદ્વિજ પણ દ્વિજ હોય તેમ શ્રેષ્ઠ વિપ્રને ઉચિત દાન ઉત્સુક બની વેદનું ગાન કરનાર જનોથી થતી વિધિઓ કરે છે. વાદળ જ્યારે ખેડુતોની ઇચ્છાથી અધિક વૃષ્ટિ વરસાવે ત્યારે તેમનાં મન તે બંધ થાય તેમાં આતુર હોય છે તેમ તેના સેવકોને મહાન અભિલાષથી અતિ અધિક ધનવૃષ્ટિથી થતું. યુદ્ધની અભિલાષી અને શૌર્યની ઉષ્ણતાથી દીપ્ત થએલા મહાવરાહને તે અતિ બળવાન સિંહ સમા નૃપે હરણ સમાન કરી દીધો. એલાપુર પર્વત ઉપરનો તેનો અદ્‌ભુત નિવાસ જોઈને વિમાનમાં ગમન કરતા અમરો પણ વિસ્મય પામી અતિ વિચારથી કહે છેઃ—

" આ સ્વયંભુ શિવનો નિવાસ છે, અને કૃત્રિમ સ્થાન નથી. શ્રી જો દેખાય તો આવી જ હોય. " ખરેખર તેના કૃતિકાર જેણે તે બાંધ્યું તે સર્વ ( પૂર્ણ ) પ્રયત્ન પણ પુનઃ આવી કૃતિમાં નિષ્ફળ થાય ! અહો ! તે મારાથી કેમ સિદ્ધ થયું છે ? એમ કહેતાં તે ( કૃતિકાર ) વિસ્મય પામતો, ( અને ) તે કારણથી નૃપ તેના નામની સ્તુતિ કરતો. તેનાથી, ગંગાના પ્રવાહ, ઇન્દુનાં કિરણો અને કાલકૂટવિષનાં ભૂષણવાળો શંભુ જે ત્યાં નિવાસ કરતો તે રત્ન, સુવર્ણ અને સર્વ લક્ષ્મીથી અધિક મંડિત થતો.

( પંક્તિ. ૧૯ ) તે નૃપને મહાપ્રતાપી ધ્રુવરાજ નામનો પુત્ર જન્મ્યો હતો. તેના પ્રતાપનો અગ્નિ તેના પ્રતાપથી તૃણ સરખા થઈ ગએલા શત્રુઓને બાળી નાંખતો. લક્ષ્મીને પ્રસન્ન કરવા જે ચિન્તવન કરતો તે નિત્ય કૃતાર્થ થતો. અને તેમાં શું આશ્ચર્ય છે ? કારણ કે દરેક પુરૂષ સહાય વગર જ નિજ પત્નીને પોતાને વશ કરે છે.

( પંક્તિ. ૨૨ ) તેને સાક્ષાત મૂર્તિમાન્ યશ—ગોવિંદરાજ નામે પુત્ર હતો. તેણે પોતાના શત્રુઓ પાસેથી મનહર ગંગા અને યમુના પડાવી લઈને તે નદીઓથી સાક્ષાત્ ચિહ્નથી સ્પષ્ટ થતા ઉત્તમ પદની પ્રાપ્તિ કરી, અને તેના દૈવી પ્રતાપવાળા ગુણો જે પ્રતિબંધ ન થાય માટે હેઠ વિનાના હતા તે સર્વ પ્રદેશમાં પ્રસર્યા હતા. ખરેખર તે નૃપ જેણે સમસ્ત પ્રતાપી વીર શત્રુ-

ઓને વશ કર્યા હતા, તેણે પુરાતન નૃપો જે પરદેશમાં ગમન કરતા તેમનો યશ હરી લીધો. ખરે ! તે નૃપ ભાગ્યનું અનુકરણ કરતો; મહાન્ નૃપોના વંશ ઉખેડી નાંખતો, દીન સેવકોને મહાન ભૂપ બનાવતો અને ઇચ્છા અનુસાર સર્વ કરતો. ક્ષણવારમાં ગજના પગ બાંધવામાં વપરાતી સાંકળોના રણકારવાળા તેના શત્રુઓના ચરણ બનાવી તેણે અદ્ભુત કાર્ય કર્યું. ખરેખર ! ત્રિભુવનમાં સર્વથી મહાન વીર પાર્થે પણ આટલી ત્વરાથી તેના શત્રુઓનો સંહાર કર્યો નહતો. શત્રુની મહાન ગજસેના જે તેના સામે યુદ્ધમાં આવતી ને તેનાથી છોડેલાં પ્રતાપી બાણુની વૃષ્ટિથી આગળ હંકાતી તે, પ્રલયસમયે ઉદ્ભવતા પવનથી અહીં અને ત્યાં સહેલાઇથી ડોલતા કુલશૈલ પર્વતોનું અનુકરણ કરતી.

( પંક્તિ. ૩૦ ) તેનો ભાઈ, ઇન્દ્રસમાન પરાક્રમી, ભૂમિ પર વિખ્યાત નૃપ, અદ્ભુત યશનું મૂળ ઇન્દ્રરાજ, તેને તેણે ( ગોવિંદરાજે ) આપેલા લાટેશ્વર મંડળનો રાજ્યકર્તા થયો. આજે પણ તેના ગુણના પક્ષપાતથી, જાણે કે પોતાના ગૃહમાં હોય તેવી રીતે પોતાની સહચરીની છાતી પર કર નાંખતા દેવો, કિન્નરો, સિદ્ધો, સાધ્યો અને વિદ્યાધરોના અધિપતિઓ કુંદકુસુમની શ્રીવાળા તેના યશનું ગાન કરે છે. તે એકલો હતો છતાં તેણે, શૌર્યથી શિર ઉંચું કરી, યુદ્ધમાં તૈયારી કરી આવેલા ગૂર્જરોના અધિપતિઓના નાયકને તે હરણ હોય તેમ સત્વર દૂરના દેશોમાં નસાડી મૂકયો; અને દક્ષિણના મહાસામન્તોના જૂથે ભય પામી, અને એકત્ર ન રહી તેમના વૈભવ તેમની પાસેથી શ્રી વલ્લભથી લઈ લેવાતા હોવાથી માન દેખાડી તેનું રક્ષણ મેળવ્યું.

( પંક્તિ. ૩૫ ) તેનો પુત્ર શ્રી કર્કરાજ સદા પરાક્રમ માટે વિખ્યાત શત્રુઓ પાસેથી બળથી લક્ષ્મી હરી લઈ કીર્તિ પ્રાપ્ત કરે છે. જેઓ તેનો આશ્રય લે છે તેમની અભિલાષ તે પૂર્ણ કરે છે અને શાસ્ત્રાર્થના જ્ઞાનથી સર્વ જનોને રક્ષે છે. તેના રાજ્યમાં ચોરનો વાસ નથી, અને વ્યાધિની ઉત્પત્તિ નાશ પામી છે, દુકાળ નથી, દુર્ભિક્ષ નથી અને વિભ્રમનું અસ્તિત્વ નથી. સર્વ દોષ અદશ્ય થયા છે. તેના સર્વ શત્રુઓ તેના પ્રતાપથી નમ્યા છે. અને વિદ્વાનોને દુઃખ આપવા દુષ્ટજનોમાં કૂર મતિ પણ નથી. અને નીચે પાડી નાંખેલા માલવપતિના રક્ષણ માટે નિજ કરને, ગૌડ અને વંગના અધિપતિઓને જિતી ગર્વી થએલા ગુર્જરોના અધિપતિના દેશના દ્વારની સાંકળ બનાવી તેનો સ્વામિ ( કરનો સ્વામિ ) આમ અન્ય કરનો રાજ્યનાં સર્વ ફળ માફક ઉપભોગ કરે છે.

( પં. ૪૦ ) જીવિત વિદ્યુત સમાન ચંચળ છે અને ભૂમિદાન સર્વોત્તમ કાર્ય છે એવું જોઇને તેનાથી આ ધર્મદાન થયું છે

( પં. ૪૧ ) સર્વ મહાશબ્દ પ્રાપ્ત કરનાર, મહાસામંતોનો અધિપતિ, લાટેશ્વર સુવર્ણવર્ષ શ્રી કર્કરાજદેવ સમસ્ત રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, અધિકારિક, મહત્તર આદિને તેમના સંબંધ અનુસાર જાહેર કરે છેઃ—

( પં. ૪૩ ) તમને જાહેર થાઓ કે, શ્રી સિદ્ધશમી પુરીમાં નિવાસ કરી, મારા માતપિતા અને મારા આલોકમાં તેમ જ પરલોકમાં પુણ્યની વૃદ્ધિ માટે શક નૃપના કાળ પછી સંવત ૭૩૪, વૈશાખ, પૂર્ણિમાને દિને વડપદ્રક નામનું ગામ જે અંકોટ્ટક ૮૪ ગામમાં આવેલું છે, જેની સીમા પૂર્વે જમ્બુવાવિકા ગામ, દક્ષિણે મહાસેનક સરોવર, પશ્ચિમે અંકોટ્ટક ગામ અને ઉત્તરે વદ્રાચ્છ ગામ છે તે આ ચાર સીમાવાળું ગામ ઉદ્રંગ, ઉપરિકર, ભૂતવાતપ્રત્યાય, દણ્ડની સત્તા, દશ અપરાધના દણ્ડની આવક સહિત, ઉદ્ભવતી વેઠના હક્ક સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, રાજપુરૂષના હસ્તપ્રક્ષેપણમુક્ત, ચંદ્ર, સૂર્ય, સાગર, સરિતાઓ અને પર્વતોના અસ્તિત્વ કાળ સુધી પુત્રો, પૌત્રોના ઉપભોગ માટે પૂર્વે દેવો અને દ્વિજોને કરેલાં દાન વર્જ્ય કરી ભૂમિચ્છદ્રના ન્યાયથી, સ્નાન કરી બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિના પંચમહાયજ્ઞ અને અન્ય વિધિના અનુષ્ઠાન માટે ચતુર્વેદિ મધ્યેના શ્રી વલભીથી આવેલા, વાત્સ્યાયન ગોત્રના, માધ્યન્દિન સબ્રહ્મચારી ભટ્ટ સોમાદિત્યના પુત્ર બ્રાહ્મણ ભાનુને પાણીના અર્ઘ્યથી મેં આપ્યું છે.

( પં. ૫૪ ) આથી જ્યારે તે બ્રહ્મદાયના નિયમ અનુસાર તેનો ઉપભોગ કરે અથવા ઉપભોગ કરાવે અથવા અન્યને સોંપે અથવા ખેતી કરે કે ખેતી કરાવે ત્યારે કોઇએ તેને પ્રતિબંધ કરવો નહીં. અને તેથી આ મારા દાનને પોતે કરેલું દાન હોય તેમ અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ ભૂમિદાનનું ફળ (દાનદેનારને અને રક્ષનારને) સામાન્ય છે અને લક્ષ્મી વિદ્યુત સમાન ચંચળ અને અનિત્ય છે અને જીવિત તૃણાગ્રે જલબિંદુ સમાન અસ્થિર છે તેમ મનમાં માની અનુમતિ આપવી અને રક્ષવું. અને જે અજ્ઞાનના ઘનતિમિરથી આવૃત્ત થએલા ચિત્તથી આ દાનને જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચ મહાપાતકનો અને અન્ય નાનાં પાપોનો દોષી થશે.

( પં. ૫૯ ) અને વેદ વ્યાસે કહ્યું છેઃ— ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે, પણ ભૂમિદાન જપ્ત કરનાર અને તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વાસ કરે છે. ખચિત ! જે ભૂમિદાન જપ્ત કરે છે તે વિંધ્યાપર્વતના નિર્જલ વનમાં શુષ્ક વૃક્ષોના કોટરમાં રહેવા કાળ સર્પો જન્મે છે. સુવર્ણ અગ્નિનું પ્રથમ બાળ છે. પૃથ્વી વિષ્ણુની છે. અને ધેનુઓ સૂર્યનાં બાળક છે. સુવર્ણ, ધેનુ અને ભૂમિ દેનારથી ( અખિલ ) ત્રણ ભુવન દેવાય છે. સગરથી માંડી પૃથ્વીનો બહુ નૃપોએ ઉપભોગ કર્યો છે. જે સમયે ભૂમિપતિ હશે તેને તે સમયનુ ફળ છે. ધર્મ, અર્થ અને યશની ઉત્પત્તિવાળાં ભૂમિદાન જે પૂર્વેના નૃપોથી અહીં થયાં છે તે પ્રતિમાને અર્પણ કરેલામાંથી નિર્માલ્ય સમાન છે. કયો સજ્જન તે પુન લઈ લેશે ? નૃપોમાં શ્રેષ્ઠ ઓ ભૂપ ! તારાથી કે અન્યથી અપાએલી ભૂમિનું તું કાળજીથી રક્ષણ કર. દાનનું રક્ષણ દાન કરતાં અધિક છે. ખરેખર ! પોતાનો લાભ વિચારી અતિ નિર્મળ મનના પુરૂષોએ લક્ષ્મી અને જીવિત કમળપત્રપરના જલબિંદુ સમાન અસ્થિર છે, એમ માની અન્યની કીર્તિનો નાશ ન કરવો જોઈએ ! અને શ્રી રામભદ્રે કહ્યું છેઃ— રામભદ્ર વારંવાર ભાવિ સર્વ નૃપોને પ્રાર્થના કરે છે કે આ નૃપોનો ધર્મસેતુ સદા તેમનાથી રક્ષાવો જોઇએ. ”

( પં. ૬૮ ) આમાં દૂતક રાજપુત્ર શ્રી દન્તિવર્મા છે. આ મારા શ્રી ઇન્દ્રરાજના પુત્ર શ્રી કક્કરાજના સ્વહસ્ત છે. મહાસાંધિવિગ્રહિક કુલપુત્રક દુર્ગભટના પુત્ર નેમાદિત્યથી લખાયું છે.

( પં. ૭૦ ) અને એ જ ગામ અંકોટ્ટકના ચતુર્વેદીયોના મંડળને પૂર્વેના એક નૃપના પરીક્ષીએ આપ્યું હતું. તેથી પણ જ્યારે આ દાન, જેનો ઉપભોગ દુષ્ટ નૃપોના પ્રતિબંધથી તૂટયો હતો, તે સુવર્ણવર્ષ કોઇ ઉત્તમ દ્વિજની વિદ્યાનું ફળ તે થાય તેવા નિશ્ચયથી ( આગામ ) વટપુરના નિવાસી ભાનુભટ્ટને આપ્યું હતું. ... ... ... ... ... ... લઈને અને તાલાવારિકો આદિ જાતિને ઉદ્દેશીને તાંબુલ પર્ણના દાનપૂર્વક ઇચ્છા અનુસાર રક્ષણ થવું જોઈએ એમ કહી, અને શાસન કરી, ( નૃપે કહ્યું )—“ જો કે આ નગર ( પુરી ) કુદરતી અને પ્રાકૃતિક દાન છે. પણ તે (દાની) જાણે છે કે મહાશંભુ ત્રિયાગેશ્વર દેવના ચરણની ભક્તિથી તેનું દાન ઉદ્ભવે છે ”

નં. ૧૨૪

# ગોવિંદરાજનાં તોરખેડેનાં તામ્રપત્રો[1]

શ. સં ૭૩૫ પૌષ. સુ. ૭

મી. સી. જી. ડોસન તરફથી આ પતરાં વાંચવા માટે મળેલાં હતાં. તણે તે ખાનદેશમાં શાહાડે તાલુકામાંનાં તોરખેડે ગામના રહીશ જાગીરદાર દેવરાવ બીન બલવન્તરાવ કદમ્બાન્ડે પાસેથી મેળવ્યાં હતાં.

પતરાં ત્રણ છે અને તેનું માપ ૧૧$\frac{5}{8}$"×૮$\frac{1}{2}$" છે. તેની કોર ટીપીને જાડી રાખેલી છે. જોકે તેના ઉપર પુષ્કળ કાટ ચડી ગયો હતો છતાં અક્ષરો બધા સ્પષ્ટ વંચાય છે. પતરાં બે કડીથી બાંધેલાં છે. એક કડી $\frac{1}{4}$" જાડી છે ને તેનો વ્યાસ ૨$\frac{1}{2}$" છે. જયારે બીજી $\frac{3}{8}$" જાડી અને લંબચોરસ હોઈ ૩$\frac{1}{2}$"×૨$\frac{1}{2}$" ના માપની છે. સીલ ઉપલબ્ધ નથી. ત્રણે પતરાંનું વજન ૪૩૪ તોલા છે અને બે કડીઓનું વજન ૧૮$\frac{3}{4}$ તોલા છે. અક્ષરો દક્ષિણના અક્ષરોને મળતા આવે છે. લેખના સમયના અક્ષરો જેવા જ છે. ભાષા સંસ્કૃત છે; અને છેવટના બે શ્લોકો સિવાય બધો ભાગ ગદ્યમાં છે. વ્યાકરણદોષ જુજ છે, પણ દાનવિભાગમાંનો ભાગ કિલષ્ટ છે.

લેખમાં પંક્તિ ૫ અને ૬ માં રાષ્ટ્રકૂટ રાજા પ્રભૂતવર્ષ જગત્તુંગ ગોવિંદ ૩ જાનો ઉલ્લેખ છે અને પંક્તિ ૧૨ માં તેના ભત્રિજા ગુજરાતના ગોવિંદરાજનું નામ છે. ગોવિંદરાજના તાબાના શલુકિકવંશના મહાસામન્ત બુદ્ધવરસે,[2] પોતાની માલિકીની સિહરખી અથવા સિહરખ્ખી બાર ગામમાંના ગોવટ્ટણ ગામનું દાન, કેટલાક બ્રાહ્મણોને આપ્યાની હકીકત તેમાં છે.

દાનની તિથિ શક સંવત ૭૩૫ નંદન સંવત્સર પૌષ માસ શુકલ પક્ષ સપ્તમી એટલે કે વિજયા સપ્તમી આપેલ છે. વાર આપેલ નથી. આ દિવસ ઇ. સ. ૮૧૨,૧૪ મી સપ્ટેમ્બર સાથે મળતો આવે છે.

સ્થળના નામમાં સિહરખી અગર સિહરખ્ખી તે હાલનું સેરખી લાવું જોઇએ, જે વડોદરાની પડોશમાં છે.

---

૧ એ. ઇ. વો. ૩ પા. ૫૩ ડો. જે. ફ્લીટ ૨ 'અરસ' નામને છેડે છે તે કેનેરી રાજાને માટે હોઇને એમ અટકળ થાય છે કે કેનેરી વિભાગમાંથી તે ગુજરાતમાં આવ્યો હશે.

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ओं[1] शकनृपकालातीतसंवत्सरशतेषु सप्तसु पञ्चतृं[ त्रिं ]शत्यधिकेषु पौषशुद्ध-
२ सप्तम्यामङ्कतोपि संवत्सरशतानि ७३९ नन्दनसम्वत्सरे पौषःशुद्ध
३ तिथिः ७ अस्यां सम्वत्सरमासपक्षदिवसपूर्व्वायां परमभट्टारक-
४ महाराजाधिराजपरमेश्वरः शरच्छशांककिरणनिर्म्मलशोंशुकावगुण्ठि-
५ तमेदिनीयुवतिभोक्ता प्रभूतवर्षः श्रीवल्लभनरेन्द्रो गोविंदराजनामा
६ जगतुंगैतुङ्गतुरगप्रवृद्धरेणूर्ध्वरुद्धरविकिरणं ग्रीष्मेपि नभो निखिलं
७ प्रावृट्कालायते स्पष्टं रक्षतां[3] येन निःशेषं चतुरंबोधिसंयुतं राज्यं ध-
८ र्म्मेण लोकानां कृता तुष्टिः परा हृदि आर्तां[4] तु तस्येन्द्रसमानवीर्य्यः श्रीमांन्मु[5]
९ वि क्ष्मापतिरिन्द्रराजः शास्ता बभूवाद्भुतकीर्त्तिसूतिस्तद्दच लाटेश्वरमण्डलस्य
१० सूनुर्ब्बभूव खलु तस्य महानुभावश्शास्त्रार्थबोधसुखलालितचित्तवृत्तिः यो गौ-
११ णनाम परिवारमुवाह पूर्व्वं[6] श्रीकर्क्कराजसुभग व्यय[ प ]देशमुच्चैः [॥] [सु] वृषस्थो-
१२ नुजस्तस्य सततं सेवितो बुधैः गोविन्दराजो भूपालः च्छंभुरिवा-
१३ परः [ ॥ ] फलोन्मुखैरापतितैर्विदूरतः समं समन्ताद्गुण पक्षपातिभिः

### बीजुं पतरूं पहेली बाजु

१४ महाहवे दानविधौ च मार्ग्गणैर्न्न कुण्ठितं यस्य सदैव मानसं ॥[7]
१५ तद्दत्त सीहरक्खीद्वादशके प्रभुज्यमाने शलुक्किकविकलंकवंशप्रसू-
१६ तो मूर्धाभिषिक्तो दुर्व्वारवैरिवनितातुलतापहेतुरनेकदर्प्पिता
१७ रातितरुप्रभञ्जनो मातारिश्वा शरच्छशांककिरणकुन्दकुसुमस्फटिकावदात
१८ समाननिर्म्मलयशाः श्रीमणिनागपौत्रः श्रीराजादित्यसुतः परमब्रह्मण्यः
१९ समधिगताशेषमहाशब्दमहासामन्तः सोयं श्रीबुद्धवरसः सर्व्वानेव भावि
२० भूमिपालान्समनुबोधयत्यस्तुवः संविदितं यथा मया मातापित्रोरात्म-
२१ नश्च पुण्ययशोभिवृद्धये ऐहिकामुष्मिकफलावाप्त्यर्थं बलिचरुवैश्व-
२२ देवाग्निहोत्रक्रतुक्रियाद्युच्छ[ त्स ]र्प्पणार्त्थं बदरसिद्धि चातुर्व्विद्यसामान्य
२३ वाजसनेय माध्यन्दिनब्रह्मचारित्रिप्रवरलावायनसगोत्र ब्रा-
२४ ह्मणसोमाय सर्व्वदेवपुत्राय तथा ब्राह्मणनाहेरगौतमसगोत्रा म[ ह् ]ए
२५ श्वरपुत्रः तथा द्रोण वार्षणेयसगोत्र शर्मपुत्रः तथा सोम कात्या
२६ यनसगोत्र बप्पुकसुतः तथा लकुटिः आग्नेय समानसगोत्रः

---

१ चिह्न रूपे छे. २ छंद आर्या जगत्तुंगने बदले छंदने माटे जगतुंग लखेल छे. ३ अनुष्टुप् श्लोक ४ इंद्रवज्रा. ५ वांचो श्रीमान्भु ६ वसन्ततिलका. ७ वंशस्थ. ८ आंही एक पंक्ति वसंततिलकामां छे. ९ आंहीथी पंक्ति ३९ सुधीनो भाग भूलभरेलो छे.

## बीजुं पतरूं बीजी बाजु

२७ सर्व्वदेवसुतः तथा सर्व्वदेवमुद्‌गलसगोत्रः तथां[1] नेवः तथा[2] तत्सुतो गोव तथा भाउल्लः वत्ससगोत्रः

२८ तथा गोवशर्म्मः तथा अणहादित्यः तथा नासेणः तथा गोवः गौतमसगोत्रः द्रोण-

२९ सुतः तथा आदित्य पाराशरसगोत्रः तथा लिम्बादित्य आग्नेयसमानस-

३० गोत्रः तथा योगः सं[शां]डिल्यसगोत्रः तथा अग्निशर्म्मः तथा नेवरेवः मुद्‌गलसगोत्रः

३१ तथा नागः माधरसगोत्रः तथा नाणसरः तथा रेवसमः तथा भाउल्ल यौगनसगोत्रः

३२ तथा नेवादित्य भरद्वाजसगोत्रः तथा ईश्वरः कौशसगोत्रः तथा बप्पस्वामि तथा

३३ गोवशर्म्मः वार्षणेयसगोत्रः तथा शिवादित्यः तथा देवहतः तथा सीहः लावा-

३४ यण [ न ] सगोत्रः तथा नंन्नः[3] कात्यायनसगोत्रः तथा मातृशूरः तथा महेश्वरः

३५ आग्नेयसमानसगोत्रः तेनात्मांशो नैनदौहित्राय दत्तः तथा लल्लः भारद्वा-

३६ जसगोत्रः तथा तस्यैव भ्राता जज्जुकः तथा दत्तः सौन्दानसगोत्रः तथा

३७ अग्निशर्म्मः आग्नेयसमानसगोत्रः तथा नेवादित्यः तथा संबौरः

३८ कौशसगोत्रः तथा जज्जुक वार्षणेयसगोत्रः तथा आदित्यः गौतमसगोत्रः

३९ तथा आदित्यचीहल्लकः सोमसुतः तथाग्निश[४] [ र् ] म मुद्‌गलसगोत्र रेव आग्नेय-समानसगोत्र-

## त्रीजुं पतरूं

४० सीहरखिद्वाक्षान्तर्गत गोवट्टणाभिधानो ग्रामः सहिर-

४१ ण्यादानः सदण्डदशापराधः ससीमापर्य्यन्तः सतीर्थः मेषु [ ? ] बलि-

४२ काम्रावेशुकः समस्तराजकीयानामहस्तप्रक्षेपणीयो भूमि-

४३ च्छिद्रन्यायेनाद्य विजयस सप्तम्यामुदकातिसर्गेण प्रतिपादितः यत-

४४ स्ततोस्य न कैश्चिद्व्यासेधे प्रवर्त्तितव्यमागामि भद्रनृपतिभिरप्यनित्या

४५ न्यै[ न्यै ]श्वर्य्याण्यस्थिरं मानुष्यं सामान्यञ्च भूमिदानफलं तदपहरणपापं

४६ चावगच्छद्भिरयमस्मद्दायोनुमंतव्यः परिपालयितव्यश्च उक्तं च महर्षिभिः

४७ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं

४८ षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः आच्छेत्ताचानुमन्ता च तान्येव नरके वसेदिति ॥ ओं[5]

४९ लिखितं मया लेखक कृष्णेन नन्नपुत्रेण [ ॥ ] [6]

---

१ વાંચો तथा २ तथा तत्सुतो गोव એટલા શબ્દો પાછળથી ઉમેરેલા છે. ૩ વાંચો नन्नः ૪ तथाग्निशर्म-मुद्गलसगोत्र એ શબ્દો પંક્તિની નીચે છે, તેને ક્યાં મૂકવા તે માટે કાંઈ સૂચના નથી, પણ મેં મૂક્યા છે ત્યાં હોવા જોઈએ એમ હું માનું છઉં. ૫ શ્લોક અનુષ્ટુપ. ૬ ૯૦ના ચિહ્ન જેવા ચિહ્નરૂપે છે.

## ભાષાન્તર ( સારરૂપ )

ઓં—શક નૃપના કાલથી ૭૩૫ વર્ષ વીત્યા બાદ નંદન સંવત્સરમાં પૌષ સુદ ૭ ને દિવસે—

પં.–૩ પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર પ્રભૂતવર્ષ નામે ગોવિંદરાજ ત્રીજો.

પં.–૮ તેનો ભાઈ ઇંદ્રરાજ લાટ પ્રાંતનો રાજા થયો.

પં.–૧૦ તેનો દીકરો કર્કરાજ હતો.

પં.–૧૧ તેનો નાનો ભાઈ રાજ ગોવિંદરાજ.

પં.–૧૫ તેણે આપેલ સીહરખ્ખી બારગામ ભોગવતો, શાલુકિક વંશનો, મણિનાગનો પૌત્ર, રાજાદિત્યનો પુત્ર બુદ્ધવર્ષ જે મહાસામન્ત હતો, પંચમહાશબ્દ જેણે મેળવ્યા હતા અને બ્રાહ્મણો-માં જે અનન્ય શ્રદ્ધાવાળો હતો તે બધા ભવિષ્યના રાજાઓને જાહેર કરે છે કે—

પં.–૨૦ તમને બધાને વિદિત થાઓ કે, મારા અને મારાં માતાપિતાના પુણ્યયશની વૃદ્ધિ માટે આ અને પરલોકમાં ફળ મેળવવા માટે બલિ ચરૂ વૈશ્વદેવ અગ્નિહોત્ર ઇત્યાદિ ધર્મકૃત્યો નભાવવા માટે, સીહરખી બારગામમાં ગોવટ્ટણ નામનું ગામ મેપુવલ્લિકા સહિત આજે વિજયા સપ્તમી તિથિએ, ભૂમિચ્છિદ્ર ન્યાયથી સંકલ્પના જળપૂર્વક નીચેના બ્રાહ્મણોને દાનમાં આપેલ છે—વાજસનેય માધ્યંદિન શાખાના બ્રહ્મચારી બદર સિદ્ધિના ચતુરવેદી સર્વ દેવના પુત્ર ત્રિપ્રવરી અને લાવણ્ય ગોત્રના બ્રાહ્મણ સોમને, તથા ગૌતમ ગોત્રના મહેશ્વરના પુત્ર બ્રાહ્મણ નાહરને, તથા

| | | | | | |
|---|---|---|---|---|---|
| | શર્મન્ | ના પુત્ર | વાર્ષણેય | ગોત્રના | દ્રોણને |
| તથા | બપ્પુઠ | ,, | કાત્યાયન | ,, | સોમને |
| ,, | સર્વદેવ | ,, | આગ્નેય | ,, | લકુટિને |
| ,, | | — | મુદ્ગલ | ,, | સર્વદેવને |
| ,, | | — | — | — | નેવને |
| તે ,, | | — | — | — | ગોવને |
| ,, | | — | વત્સ | ,, | ભાઉલ્લને |
| ,, | | — | — | — | ગોવશર્મનને |
| ,, | | — | — | — | અણુહાદિત્યને |
| ,, | | — | — | — | નાસેનને |
| ,, | દ્રોણ | ના પુત્ર | ગૌતમ | ગોત્રના | ગોવને |
| ,, | — | — | પારાશર | ,, | આદિત્યને |
| ,, | — | — | આગ્નેય | ,, | લિમ્બાદિત્યને |
| ,, | — | -- | શાણ્ડિલ | ,, | યોગને |

,, અગ્નિશર્મનને તથા મુદ્ગલ ગોત્રના નેવરેવને તથા માધર ગોત્રના નાગને, તથા નાણ-સરને, તથા રેવસમને તથા યૌગન ગોત્રના ભાઉલ્લને, તથા ભરદ્વાજ ગોત્રના નેવાદિત્યને તથા કૌશ ગોત્રના ઈશ્વરને, તથા બપ્પસ્વામિનને તથા વાર્ષણેય ગોત્રના ગોવશર્મનને તથા શિવાદિત્યને, તથા દેવહતને તથા લાવણ્ય ગોત્રના સીહુને તથા કાત્યાયન ગોત્રના નન્નને તથા માતૃસૂરને તથા આગ્નેયસના સમાન ગોત્રના મહેશ્વરને ( જેણે પોતાનો હિસ્સો દૌહિત્રા નૈનને આપી દીધો હતો ) તથા ભરદ્વાજ ગોત્રના લલ્લને તથા તેના ભાઈ જજ્જુકને, તથા સૌન્દાન ગોત્રના દત્તને, તથા આગ્નેયસના સમાન ગોત્રના અગ્નિશર્મનને તથા નેવાદિત્યને, તથા કૌશ ગોત્રના શંબોરને, તથા વાર્ષણેય ગોત્રના જજ્જુકને, તથા ગૌતમ ગોત્રના આદિત્યને, તથા સોમના પુત્ર આદિત્ય આહલ્લકને તથા મુદ્ગલ ગોત્રના અગ્નિશર્મનને અને આગ્નેયસના સમાન ગોત્રના રેવને.

પં.–૪૩ અને ૪૬ દાન કાયમ રાખવા માટેની આજ્ઞાઓ અને મહાભારતના શિરસ્તા મુજબના શ્લોકો બહુભિઃ ... ઈત્યાદિ

પં.–૪૯ મે લખ્યું—નન્નના પુત્ર લેખક કૃષ્ણે ( લખ્યું )

નં૦ ૧૨૫

# ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા કર્ક્ક ૨ જાનાં નવસારીનાં તામ્રપત્રો[1]

શક સંવત્ ૭૩૮ માઘ સુદ ૧૫

આ તામ્રપત્રો મૂળ ડો. ભગવાનલાલ ઇન્દ્રજી પાસે હતાં. પરંતુ મને તે બૉ. બ્રે. રૉ. એ. સો. ના સેક્રેટરીએ પ્રસિદ્ધ કરવા માટે આપ્યાં હતાં. પતરાં મૂળ નવસારીમાંથી મળ્યાં હતાં.

આ ત્રણ પતરાં છે. તે દરેકનું માપ ૧૦" × ૬¾" છે. કાંઠા સહેજ જાડા છે. મને તે મળ્યાં ત્યારે તેમાં કડી ન હતી. પરંતુ તેની ડાબી બાજુએ કાણાં હોવાથી જણાય છે કે તે એક કડી વડે સાથે જોડેલાં હશે. એકંદરે લેખ સુરક્ષિત અને સહેલાઇથી વાંચી શકાય તેવો છે. કોતરકામ સુંદર છે. ભાષા છેવટ સુધી સંસ્કૃત છે. દાનપત્ર હંમેશના ओं ના ચિહ્નથી શરૂ થાય છે. પણ તે પછી નિયમ પ્રમાણે "स्वस्ति" લખેલું નથી. પહેલી ૫૪ પંક્તિઓ તથા છેવટના આશીર્વચન તથા શાપના શ્લોકો પદ્યમાં છે. આ દાનપત્રના શ્લોકો અત્યાર સુધીમાં પ્રસિદ્ધ કરેલા રાષ્ટ્રકૂટોના જૂદાજૂદા લેખોમાં આવી ગયા છે. પણ કેટલાક ગુજરાત રાષ્ટ્રકૂટ રાજા ગોવિંદનાં કાવીનાં પતરાંમાં જ માલુમ પડે છે.

નીચે આપેલું દાનપત્ર રાષ્ટ્રકૂટ વંશની ગુજરાત શાખાના ઇન્દ્રનો પુત્ર કર્ક્ક, જેને 'સુવર્ણવર્ષ' કહ્યો છે, તેનું છે. તે "ખેટક" એટલે હાલના ખેડામાં રહેતો હતો ત્યારે તેણે આ શાસન જાહેર કર્યું હતું. તારીખ શબ્દમાં આપી છે. તે, શક સંવતનાં ગત વર્ષ ૭૩૮ ના માઘ શુદ ૧૫ ની છે. આ દિવસે થયેલા ચંદ્રગ્રહણ સમયે આ દાન અપાયું હતું. તેનો હેતુ 'બલિ' આદિ પાંચ યજ્ઞક્રિયાઓ કરવાનો હતો. દાન લેનાર બાદડિનો પુત્ર, ભારદ્વાજ ગોત્રનો અને "તૈત્તરીય" શાખાનો શિષ્ય ગોબ્બડિ નામનો બ્રાહ્મણ હતો. ગુજરાતની અંદર "તૈત્તરીય" શાખા લગભગ છે જ નહીં, પરંતુ ઘણાખરા તૈલંગી બ્રાહ્મણો આ શાખાના અનુયાયી હોય છે. વળી, દાન લેનારનું નામ તેલગુ લાગે છે. એટલે તે દક્ષિણમાં વસનારો હોવો જોઇએ. તે મૂળ જ્યાં રહેતો હતો તે બાદાવી બિજાપુર ડિસ્ટ્રિકટના બાદામી તાલુકાનું હાલનું બાદામી શહેર હોવું જોઇએ. ગોબ્બડિ બહુ વિદ્વાન હોવો જોઈએ, કારણ કે ચૌદ વિદ્યામાં નિપુણ હોવાને લીધે તેને "પંડિત વલ્લભરાજ" નો ઇલ્કાબ આપ્યો છે.

આ દાનપત્ર ગુજરાત શાખાના કર્ક્ક ૨ જાનાં દાનપત્રોમાં અનુક્રમે બીજું છે. પહેલું સાધારણ રીતે વડોદરાના દાનપત્ર તરીકે ઓળખાય છે અને તેની તારીખ શક સંવત ૭૩૪ ગત એટલે ચાર વર્ષ વહેલી છે. વડોદરાના દાનપત્રના શ્લોકો અત્યાર સુધી પ્રસિદ્ધ થયેલાં બીજાં કોઈ રાષ્ટ્રકૂટ દાનપત્રોમાં આપેલા નથી જોડે તે ઘણી ઉપયોગી માહિતી આપે છે. પરંતુ આપણા દાનપત્રના શ્લોકો બીજા રાષ્ટ્રકૂટ લેખોમાં આપેલા હોવાથી કંઇ નવીન જ્ઞાન આપતા નથી. તેમ છતાં આ દાનપત્રમાં આપેલી તારીખ તથા રાષ્ટ્રકૂટના મુખ્ય વંશના અમોઘવર્ષ ૧ લાના નામ ઉપરથી એક ઉપયોગી અનુમાન થઇ શકે છે. વડોદરાનું દાનપત્ર, જે શક સંવત્ ૭૩૪ ગતમાં લખાયું હતું તેમાં વંશાવલી ગોવિંદ ૩ જા સુધી જ આપેલી છે. તે ઉપરથી સ્પષ્ટ થાય છે કે તે રાજા તે સમય સુધી રાજ્ય કરતો હતો. પણ આ દાનપત્ર, જેની તારીખ શક સંવત્ ૭૩૮ ગતની છે, તેમાં ગોવિંદ ૩ જા પછી અમોઘવર્ષનું નામ આપ્યું છે. તે ઉપરથી જણાય છે કે તે

---

૧ જ. બૉ. બ્રા. રૉ. એ. સો. વો. ૨૦ પા. ૧૩૧ દેવદત્ત-આર-ભાંડારકર બી. એ. (આર. જી. ભાંડારકરની દેખરેખ તળે)

સમયે અમોઘવર્ષ ગાદીએ હતો. એટલે, હું ધારૂં છું કે અમોઘવર્ષ, ગત શક સંવત્ ૭૩૪ અને ૭૩૮ વચ્ચેના કોઈ પણ વર્ષમાં ગાદીએ આવ્યો હશે. આ અનુમાન સિરૂરના લેખને મળતું આવે છે.[1] તેના ઉપરથી જણાય છે કે શક સંવત ૭૩૬ (ગત) અમોઘવર્ષના રાજ્યનું પહેલું વર્ષ હતું.

'હરિવંશ' નામની એક પ્રખ્યાત જૈન કૃતિના લેખકે કહ્યું છે કે તેણે તે કૃતિ શક સંવત ૭૦૫, જ્યારે કૃષ્ણનો પુત્ર શ્રીવલ્લભ દક્ષિણમાં અને ઇન્દ્રાયુદ્ધ ઉત્તર[2]માં રાજ્ય કરતો હતો ત્યારે સંપૂર્ણ કરી હતી. પૈઠણ તથા ગુજરાત રાષ્ટ્રકૂટનાં દાનપત્રોમાં ગોવિંદ ૨ ને વલ્લભ નામ આપ્યું છે, અને ગોવિંદ ૨ જો કૃષ્ણનો એક પુત્ર હતો. તેથી ઉપર કહેલો શ્રીવલ્લભ તે જ છે એ ચોક્કસ થાય છે. એક વિદ્વાન[3]નો એવો મત છે કે ગોવિંદ ૨ જાએ રાજ્ય કર્યું જ નહોતું, કારણ કે વાણી અને રાધનપુરના લેખોમાં કહ્યું છે કે, ધ્રુવ નિરૂપમે તેના વડિલ બંધુને ઉલ્લંઘીને રાજ્ય મેળવ્યું હતું, તથા તે પછીના કેટલાક લેખોમાં એનું નામ પણ આપ્યું નથી. એટલે શ્લોકમાં આવતું વાક્ય "कृष्णतनये" તે ઇન્દ્રાયુદ્ધ સાથે જોડે છે અને માને છે કે શ્રીવલ્લભ ગોવિંદ ૩ જાને કહ્યો છે. હવે વાણી અને રાધનપુરના લેખો[4]નાં વાક્ય "ज्येष्ठोल्लङ्घन" નો અર્થ ઉપર કર્યો છે તેમ વડિલ બંધુને ઓળંગી ગયો એવો ખાસ નથી થતો. પણ એ ફક્ત એમ બતાવે છે કે ગોવિંદ ૨ જાને તેના ભાઈ ધ્રુવે પદભ્રષ્ટ કર્યો હોવો જોઈએ. દેવલી અને કરાડનાં પતરાં[5] જેમાં રાજ્ય ભોગવ્યા સિવાય ગુજરી ગયેલા કુંવરોનાં નામ આપ્યાં છે, તેમાં કહ્યું છે કે ગોવિંદ ૨ જાએ પોતાની વિષયી ટેવોને લીધે ધ્રુવને ગાદી પચાવી પાડવા દીધી, એ બતાવે છે કે તેણે રાજ્ય તો કર્યું જ હતું. વળી રટ્ટરાજનું ખારેપાટણ[6]નું દાનપત્ર રાજ્ય કરી ગયેલા રાષ્ટ્રકૂટોની નોંધમાં ગોવિંદ ૨ જાનું નામ બતાવે છે. છેવટે એ પણ નોંધવા યોગ્ય છે કે આ દાનપત્રમાં એક શ્લોકમાં ગોવિંદ ૨ જાના રાજ્યછત્ર[7] વિષે પણ કહ્યું છે.

આ શ્લોક ગોવિંદ બીજાના ભત્રિજા ગોવિંદ ૩ જાના પૈઠણના દાનપત્રમાં પણ આપ્યો છે. અને આ પૈઠણનું દાનપત્ર ગોવિંદ ૨ જાના મૃત્યુ પછી તરતમાં જ જાહેર થએલું હોવાથી એણે રાજ્ય કર્યું હતું, એ વાત નિર્વિવાદ સાબિત કરે છે.

આ દાનપત્રનો દૂતક ભટ્ટ શ્રી ોણમ્મ હતો, તે દક્ષિણનો જણાય છે. અને દાનપત્રનો લેખક સંધિવિગ્રહનો મંત્રિ નેમાદિત્ય, કદાચ આજ રાજાના વડોદરાના દાનપત્રનો લેખક હતો. રાજાના દસ્કત દક્ષિણ હિન્દની લિપિમાં કોતરેલા છે. આ રાજાનાં તેમજ તેના પુત્ર ધ્રુવનાં વડોદરાનાં દાનપત્રોમાં પણ એ જ પ્રમાણે દસ્કત કોતરેલા છે. તે એમ બતાવે છે કે ગુજરાતના રાષ્ટ્રકૂટો પોતાના સ્વદેશની પ્રચલિત લિપિનો ઉપયોગ કરતા હતા.

દાનમાં સમીપદ્રક અને સમ્બંધી નામનાં બે ગામો આપ્યાં છે. તેમાંનું પહેલું મહી અને નર્મદા વચ્ચેના પ્રદેશમાં આવ્યું હતું અને બીજું મંકણિકા ડિસ્ટ્રિકટમાં આવ્યું હતું. સમીપદ્રકનો અપભ્રંશ "સ-ઈ-ઉદ્ર" અને તેમાંથી "સ-ઉન-દર"- થયો હોવો જોઈએ. આસમાસનાં ગામડાંઓથી નક્કી કરેલા સમીપદ્રકના સ્થળે "સોંદર્ન" નામનું એક ગામ છે. તેથી તે જ સમીપદ્રક છે, એ ચોક્કસ થાય છે. આસપાસનાં ગામોમાં ચોરૂંદક હાલનું ચોરંદ, ભર્થાણક એ ભર્થાન અને ધાહદ્ધ હાલનું ધાવત છે. એ સિવાય સજ્જોદક હાલ સજોડ કહેવાય છે. અને માંડવા એ હાલના કાષ્ઠામણ્ડપનું ટુંકું રૂપ હોય. આમાનાં પહેલાં ચાર ગામો ગાયકવાડની હદમાં ભરૂચ જીલ્લા નજીકમાં છે, અને છેલ્લાં બે એ જ જીલ્લાના અંકલેશ્વર તાલુકામાં છે.

---

૧ જુઓ ઈ. એ. વો. ૧૨ પા. ૨૧૮ ૨ ઈ. એ. વો. ૧૫ પા. ૧૪૨ ૩ જુઓ. 'ડીનેસ્ટીઝ ઓ. કા. ડિસ્ટ્રીકટ પા. ૧૧૭, ૧૧૮, ૧૧૯ ૪ ઈ. એ. વો. ૬ પા. ૬૫ વો. ૧૧, પા. ૧૫૭ ૫ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૧૮ પા. ૨૪૬ એ. ઈ. વો. ૪ પા. ૨૮૨ ૬ એ. ઈ. વો. ૩ પા. ૨૯૮ ૭ આ બાબત પહેલાં ડો. હુલ્શના ધ્યાનપર આવી હતી. જુઓ ઈ. એ. વો. ૧૪, પા. ૨૦૧ નોટ ૨૩

## अक्षरान्तर

### पहेलुं पतरूं—प्रथम बाजु

१ ओं [ ॥ ] संवोव्याद्वेधसाधाम यन्नाभिकमलं कृतं [ । ] हरश्च यस्य कान्तेन्दुमल (।) या कमलङ्कृतं ॥ [ । ] आसीद्विषत्ति-

२ मिरमुद्यतमण्डलाग्रोध्वस्तिन्नयन्नभिमुखो रणशर्व्वरीषु [ । ] भूपः शुचिर्व्विधुरिवास्त-दिगन्तकीर्त्ति-

३ र्ग्गोविन्दराज इतिराजसु[ रा ]जसिङ्घः[४] ॥ [ २ ] दृष्ट्वाचमूममिमुखीं ( । ) सुभटाट्टहासामुन्नामितं

४ सपदि येन रणेषु नित्यं[ । ] दष्टाधरेण दधताभ्रुकुटी[५] ललाटे (।) खड्गं कुलञ्च हृदयं च निजं

५ च सत्वं[६] ॥ [ ३ ] खड्गं कराग्रान्मुखतश्च शोभा मानो मनस्तःसममेव यस्य । महाहवे नाम निशम्य

६ [ स ]द्यस्त्रयंरिपूणां विगलत्यकाण्डे ॥ [ ४ ] [ तं ]स्यात्मजो जगति विश्रुतदीर्ग्घकीर्त्तिरार्त्तार्त्तिहा-

७ [ रि ] हरिविक्रमधामधा[ री ] । भूपस्त्रिविष्टपनृपानुकृति कृतज्ञः श्रीकर्कराज इति गोत्रमणिर्ब्बभू-

८ व ॥ [ ५ ] तस्य प्रभिन्नकरटच्युतदानदन्तिदन्तप्रहाररुचिरोल्लिखितांसपीठः [ । ] क्ष्मापः क्षितौ क्षपि-

९ तशत्रुरभूत्तनूजः सद्राष्ट्रकूटकनकाद्रिरिवेन्द्रराजः ॥ [ ६ ] तस्योपार्जितमहस-

१० स्तनयश्चतुरुदधिवलयमालिन्यों भोक्ता भुवःशतक्रतुसदृशः श्रीदन्तिदुर्ग्गराजो-भूत [ ॥ ] [ ७ ]

११ कांचीशकेरलनराधिपचोलपाण्ड्य ( । ) श्रीहर्षवज्रटवि [ भे ] दविधानदक्षं । का-र्ण्णाटकं बलमचि-

१२ न्त्यमजेयमन्यैर्ब्भृत्यै कियद्भिरपि यः सहसा जिगाय ॥ [ ८ ] अंभ्रूविभंगम-गृहीतनि [ शा ] तशस्त्रम-

---

१ छंद–અનુષ્ટુપ્ ૨ વાંચો कलया ૩ છંદ વસંતતિલકા, આ અને પછીનો શ્લોક ૪ વાંચો सिंहः ૫ વાંચો भ्रुकुटीं ૬ વાંચો सत्त्वं ૭ છંદ ' ઉપજાતિ ' ૮ છંદ–વસંતતિલકા, આ અને પછીનો શ્લોક ૯ વાંચો शत्रु ૧૦ છંદ ગીતિ. ૧૧ વાંચો मालिन्याः ૧૨ છંદ વસંતતિલકા, આ અને પછીનો શ્લોક ૧૩ આ બધા શ્લોકોમાં રાષ્ટ્રકૂટનાં કાવી, બગુમરા, સામાનગઢ અને પૈઠણના દાનપત્રો કરતાં ક્રિયાપદોનો થોડો થોડો ફેરફાર છે. ૧૪ કાવી અને સામાનગઢ લેખોમાં, ડો. બ્યુલ્હર અને ડો. ફ્લીટ બન્ને આ શ્લોકનો પ્રથમ અક્ષર ' स ' વાંચે છે. જ્યારે ડો. કિલ્હોર્ન પૈઠણ દાનપત્રમાં તે જ વાંચન લે છે. પરંતુ તે અક્ષર ' અ ' હોવાની શંકા જણાવે છે. આપણા પતરાંમાં અસ્પષ્ટ રીતે કોતરેલો છે.

१३ श्रान्तमप्रतिहताज्ञमपेतयत्नं । यो वल्लमं सपदि दण्डबलेन जित्वा [ रा ]जाधिरा-
जपरमे[ श्व ]-

१४ रतामवाप ॥ [ १ ] आसेतोर्व्विपुलोपलावलिलसल्लोलोर्म्मिं मालाजलादाप्राले-
यकलंकिता-

१५ मलशिलाजालातुषाराचलादाँ पूर्व्वापरवारिराशिपुलीनप्रान्त[ प्र ]सिद्धाँ वधे-
र्य्येनेयं

१६ जगतीस्वविक्रमबलेनैकातपत्रीकृता ॥ [ १० ] तस्मिन्दिवं प्रयाते वल्लभराजे
क्षतप्रजाबाधः [ । ]

पहेलुं पतरूं—बीजी बाजु

१७ श्रीकर्क [ रा ]जसूनुर्म्महीपतिः श्रीकृष्णरा[ जो ]भूत ॥ [ ॥ ] यस्य स्वभुज-
पराक्रमनिःशेषोत्सादितारिदिक्चक्रं [ । ]

१८ [ कृ ]ष्णस्येवाकृष्णं [ । ] चारितं श्रीकृष्णराजस्य ॥ [ १२ ] शुभतुङ्गतुङ्गतुरग-
प्रवृद्धरेणूर्द्धरुद्धरविकिरणं । ग्री-

१९ ष्मेपि नभो निखिलं प्रावृट्कालायते स्पष्टं ॥ [ १३ ] दीनानाथप्रणयिषु यथेष्टचेष्टं(।)
समीहितमज-

२० स्रं [ । ] तत्क्षणमकालवर्षो बर्षति सर्व्वार्तिनिर्व्वेषणं ॥ [ १४ ] राहप्पमात्मभु-
जजातबलावलेपमा [ जौ ]

२१ विजित्य निशितासिलताप्रहारै ष्पाँलिध्वजावलि ( । ) शुभामचिरेण यो हि
राजाधिराजपरमेश्वर-

२२ तान ताँनं ॥ [ १५ ] क्रोधादुत्खातखङ्गप्रसृतरुचिचयैर्भासमानं समन्तादा-
जावुद्वृत्तवैरिप्रक-

२३ टगजघटाटोपसंक्षोभदक्षं । शौर्य्यं ( । ) त्यक्ता रिवर्गो भयचकितवपु ऽ का
पि दृष्ट्वैव स-

२४ द्यो दर्प्पाध्मातारिचक्रक्षयकरमगमद्यस्य दोर्द्दण्डरूपं ॥ [ १६ ] पाता यश्च-
तुरम्बुराशिर-

२५ शनालङ्कारभाजो भुव[ स्त्र ]य्याश्चापिकृतद्विजामरगुरुप्राज्याज्यपूजादरो दाता

२६ मानभृदग्रणी[ र्गु ]णवतां( । )यो सौ श्रियो वल्लभो भोकुं स्वर्गफलानि भूरि-
तपसा स्थानं

---

१ आ श्लोक फक्त बगुमरा दानपत्रमां नथी. २ छंद शार्दूलविक्रीडित ३ वांचो र्म्मि ४ वांचो चलात् अने आपूर्व्वा ५ वांचो प्रसिद्धा ६ आ श्लोक फक्त सामानगढ लेखमां ज मालुम नथी पडतो. ७ छंद आर्या अने पछीना त्रण श्लोकोमां ८ आ श्लोक बगुमरा दानपत्रमां नथी. ९ छंद वसंततिलका १० वांचो प्रहारैः अने पालि ११ वांचो न्त १२ वांचो छंदः स्रग्धरा १३ वांचो क्त्वा १४ आ श्लोक बगुमरा दानपत्रमां जणातो नथी. १५ छंद शार्दूलविक्रीडित १६ वांचो पूजादर १७ वांचो भोक्तुं

२७ जगामामरं ॥ [ १७ ] येनं श्वेतातपत्रप्रहरविकरव्राततापात्सलीलं जग्मे नासीर-धूलीधवलितशि-

२८ रो वल्लभाख्यः सदाजौ । श्रीमद्गोविन्दराजो जितजगदहितस्त्रैणवैधव्यदक्षस्तस्या-सीत्सू-

२९ नुरेकः क्षणरणदलितारातिमत्तेभ[ कु]म्भः ॥ [ १८ ]तस्यानुजः श्रीध्रुवराजनामा महानुभावो-

३० प्रहतप्रतापः[ । ]प्रसाधिताशेषनरेन्द्रचक्रः क्रमेण बालार्क्कवपुर्ब्बभूव[ ॥ ] [ १९ ] जाते यत्र

३१ चराष्ट्रकूटतिलके सद्भूपचूडामणौ[ गु ]र्व्वीं तुष्टिरथारिवलष्यें जगतः सुस्वामिनि

३२ प्रत्यहं[ । ]सत्यं सत्यमिति प्रशासति सति क्ष्मामासमुद्रान्तिकामासीद्धर्म्मपरे गुणा

बीजुं पतरूं—प्रथम बाजु

३३ मृतनिधौ सत्यव्रताधिष्ठिते[६] ॥ [ २० ] हृष्टोनहं[८] ( । ) योर्त्थिजनाय सर्व्वं स-र्व्वस्वमानन्दितबन्धुवर्ग्ग[९] ष्प्रादात्प्ररुष्टो हरति

३४ स्म वेगात्प्राणान्यमस्यापि नितान्तवीर्य्यः[१०] ॥ [ २१ ] रक्षता येन निःशेषं चतुर-म्भोधिसंयुतं । राज्यं धर्म्मेर्णं लो-

३५ कानां कृताहृष्टिष्परा हृदि ॥ [ २२ ] तस्यात्मजो जगति ( । )सत्प्रथितोरुकी-र्त्तिर्ग्गोविन्दराज इति गोत्रललामभूतं-

३६ स्त्यागी पराक्रमधनें प्रकटप्रतापसन्तापिहितजनो जनवल्लभोभूत् ॥ [ २३ ] पृथ्वीवल्लभ इति च

३७ प्रथितं यस्यापरं जगति नाम [ । ] यश्च चतुरुदधिसीमामेको वसुधां वशे चक्रे । [ २४ ]एकोप्यनेकरूपो यो द-

३८ दृशे भेदवादिभिरिवात्मा । परबलजलधिमपारन्तरन्स्वदोर्भ्यारणे रिपुभिः[१५] [ २५ ]एको निर्हेतिरहं गृहीत-

३९ शस्त्रा इमे परे बहवो[१६] यो नैवं विषमकरोच्चित्तं स्वप्नेपि किमुताजौ ॥ [ २६ ] राज्याभिषेककलशैरभिषिच्य

४० दत्तांरार्लाधिराजपरमेश्वरतां ( । ) स्वपित्रा । अन्यैर्म्महानृपतिभिर्ब्बहुभिः समेत्य स्तम्भादिभि-

---

१ छंद स्रग्धरा २ वांचो शिरसा ३ छंद उपजाति ४ शार्दूलविक्रीडित ५ वांचो स्य ६ आ श्लोक पैठणु दानपत्रमां आवतो नथी. ७ छंद इंद्रवज्रा ८ वांचो न्वहं ९ वांचो वर्ग्गः अने प्रादात्प्ररुष्टो १० आ श्लोक मात्र कावी दानपत्रमां ज जणाय छे. ११ वांचो धर्म्मेण १२ छंद वसंततिलका १३ भूत अने त्यागी १४ धन १५ आ अने पछीना बे श्लोको कावी दानपत्रमां ज आवे छे. १६ बहवः १७ छंद वसंततिलका १८ वांचो जा.

४१ र्म्भुजबला[ द ]वलुप्यमानां ॥ [ २७ ] एंकोनेकनरेन्द्रवृन्दसहितान्यस्तान्स-
मस्तानपि प्रोत्खातासिल-

४२ ताप्रहारविधुरान्बद्ध्वा महासंयुगे । लक्ष्मीमप्यचलांचकार विलसत्सच्चामरग्राहिणी
( । ) संसीद-

४३ द्गुरुविप्रसज्जनसुहृद्बन्धूंपभोग्यां भुवि ॥ [ २८ ] तैत्पुत्रोत्रगते नाकमाक-
म्पितरिपुव्रजे । श्रीम-

४४ हाराजशर्व्वाख्यः ख्यातो राजाभवद्गुणैः [ २९ ]अर्त्थिषु यथार्थतां यः सम-
भीष्टफलाप्तिं लब्धतो-

४५ षेषु । वृद्धिं निनाय परमाममोघवर्षाभिधानस्यँ ॥ [ ३० ] राँजाभूत्तत्पितृव्यो
रिपुभा[ व ]विम-

४६ वोद्भूत्यभावैकहेतुर्लक्ष्मीवानिन्द्रराजो गुणिनृपतिकरान्तश्चमत्कारकारी । रागाद-
न्यान्व्यु-

४७ दस्य प्रकटितविनया ( । ) यं नृपान्सेवमाना ( । ) राजश्रीरेव चक्रे ( । ) सकल-
कविजनो-

४८ द्गीततथ्यस्वभावं । [ ३१ ] निर्व्वाणावाप्तिवानासहितहितजनोपास्यमानाः
सुवृत्तं वृत्तं जित्वान्य-

४९ राज्ञां चरितमुदयवान्सर्व्वतो हिंसकेभ्यः [ । ] एकाकी दृप्तवैरिस्खलनकृतिसह-
प्रातिराज्ये-

बीजुं पतरूं—बीजी बाजु

५० शशांकुलाटीयमण्डलं यस्तपन इव निजस्वामिदत्तं ररक्ष [ ३२ ] यैस्याङ्गमात्रजयि-
नष्प्रियसाहसस्य क्ष्मा-

५१ पालवेषफलमेव बभूव सैन्यं [ । ] मुक्त्वा च सर्व्वभुवनेश्वरमादिदेवन्नावन्दतान्यम-
मरेष्वपि

५२ यो मनस्वी ॥ [ ३३ ] श्रीकर्क्कराज इति रक्षितराज्यभारः सारꣳकुलस्य
तनया नयशालिशौर्य्यः । तस्याभवद्वि-

९३ भवनन्दितबन्धुसार्त्थः पार्त्थः सदैव धंनुर्षि प्रथमः शुचीनां ॥ [ ३४ ]
दानेन मानेन सदाज्ञया वा

---

१ छंद शार्दूलविक्रीडित २ वांचो र्णी ३ वांचो सुहृद्बन्धू ४ छंद अनुष्टुप् ५ छंद आर्या. ६ वांचो त्ति. ७ અમોઘવર્ષ સંબંધી આ બે શ્લોકો અને પછીના બે શ્લોકો કાવી લેખમાં માલુમ નથી પડતા. ૮ છંદ સ્રગધરા, આ અને પછીના શ્લોકમાં ૯ આ અને પછીનો શ્લોક કાવી લેખમાં નથી. ૧૦ છંદ વસંતતિલકા, આ અને પછીના શ્લોકમાં. ૧૧ આ શ્લોક કાવી દાનપત્રમાં જ ફક્ત આવે છે. ૧૨ વાંચો धनुषि.

५४ वीर्य्येण शौर्य्येण च कोपि भूपः । एतेन तुल्योस्ति नवेति कीर्त्तिः सकौतुका
भ्राम्यति यस्य लोके[1] [॥] [३९]

५५ स च समधिगताशेषमहाशब्दमहासामन्ताधिपतिः सुवर्ण्णवर्षश्रीकर्क्कराजदेवः
सर्व्वानेव य–

५६ थासम्बद्ध्यमानकान्राष्ट्रपतिविषयपतिग्रामकूटायुक्तनियुक्तकाधिकारिकमहत्तरा-
दीन्सम–

५७ नुदर्शयत्यस्तु वस्संविदितं (।) यथा मया खेटकावस्थितेन (।) मातापित्रोरात्मन-
श्चैहिकामुष्मिकपु-

५८ ण्ययशोभिवृद्धये (।) बादावीवास्तव्य (।) भारद्वाजसगोत्र (।) तैत्तिरीयसब्रह्म-
चारि (।) बादड्डि-

५९ उपाद्ध्याय पुत्रगोबड्डि[2] ना[म्ने] चतुर्द्दशविद्यास्थानपरिज्ञानात्पण्डितवल्लभराज इति

६० लोके नाम प्रथितमपरं । तस्मै (।) सकलवेदशास्त्रार्त्थवेदिने महीनर्म्मदान्तरा-
लदेशव

६१ र्त्ति (।) शमीपद्रकनामाग्रामोयस्याघाटनानि पूर्व्वतो (।) गोलिकाभिधानग्रामो
दक्षिणत-

६२ श्चोरुन्दकग्रामष्पाश्चिमतोभर्त्थाणकं (।) उत्तरतो घाहद्रग्राम (।) स्तथामंकणिका
भुक्तौ (।) सं-

६३ बन्धीनामा ग्रामो यस्याघाटनानि (।) पूर्व्वतः सज्जोडकनामा ग्रामो दक्षिणतो
ब्रा[ह्म]ण पल्लिका (।) प-

६४ श्चिमत ∼ करंजवसहिका (।) उत्तरत ∼ काष्ठामण्डपं । एवमेतद्ग्रामद्वयं (।)
अष्टाघाटनोपलक्षितं सोद्रंगं स-

६५ परिकरं सदण्डदशापराधं (।) सभूतपातप्रत्यायं सोत्पद्यमानविष्टिकं (।) सधान्य-
हिरण्यादेयं [।] अचाट-

६६ भटप्रावेश्यं सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयं [।] आचन्द्रार्क्कार्ण्णवक्षितिसरित्प-
र्व्वतसमकालीनं

त्रीजुं पतरुं— पहेली बाजु

६७ पुत्रपौत्रान्वयक्रमोपभोग्यं पूर्व्वप्रदत्तदेवब्रह्मदायरहितं (।) अभ्यन्तरसिद्धया
शकनृपकाला-

६८ तीतसंवत्सरशतेषु सप्तस्वष्टत्रिङ्शदधिकेषु माघशुद्धपौर्ण्णमास्यां (।) चन्द्र-
ग्रहणपर्व्वणि स्नात्वाद्ये-

६९ तकातिसर्गेण[3] बलिचरुवैश्वदेवाग्निहोत्रातिथिपंचमहायज्ञक्रियोत्सर्प्पणार्त्थं प्रति-
पादितं य-

१ આ શ્લોકો કોઈ લેખમાં માલુમ પડતા નથી. २ આ જોડાક્ષર જે રીતે પતરાં ઉપર કોતરેલો છે તે રીત ધ્યાન આપવા જેવી છે. ३ વાંચો थोदका

७० तोस्योचितया ब्रह्मदायस्थित्या भुंजतो भोजयत ऽ कृषत ऽ कर्षयतष्प्रतिदिश-
तो वा न केनचित्परिप-

७१ न्थना कर्त्तव्या । तथागामिनृपतिभिरस्मद्वंश्यैरन्यैर्व्वा सामान्यभूमिदानफलम-
वेत्य विद्युल्लो-

७२ लान्यनित्येश्वर्य्याणि[1] तृणाग्रलग्नजलबिन्दुचंचलं च जीवितमाकलय्य स्वदाय-
निर्व्विशेषोयम-

७३ स्मद्दायोनुमन्तव्यष्परिपालयितव्यश्च । यश्चाज्ञानतिमिरपटलावृतमतिराच्छिन्द्या-
दाच्छिद्यमान-

७४ कं वानुमोदेत (।) स पंचभिर्म्महापातकैरुपपातकिश्चै[2] संयुक्तः स्यादित्युक्तं
च भगवता वेदव्या-

७५ सेन व्यासेन । षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमन्ता
च तान्येव

७६ नरके वसेत ॥ विन्ध्याटवीष्वतोयासु शु[3] ऽ कंकोटरवासिनं ऽ कृष्णाहयो
हि जायन्ते (।) भूमिदा-

७७ यं हरन्ति ये ॥ अग्नेरपत्यं प्रथमं सुवर्ण्णं भूर्व्वैष्णवी सूर्य्यसुताश्च गावो[।]लो-

७८ कत्रयं तेन भवेद्धि दत्तं य ऽ कांचनं गां च महीं च दद्यात् । [।]बहुभि-
र्व्वसुधा भुक्ता राजभिः सगरादिभि-

७९ र्य्यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दत्तानि पुरा
नरेन्द्रैर्द्दानानि धर्म्मार्त्थ-

८० यशस्कराणि [।] निर्म्माल्यवान्तप्रतिमानि तानि(।)को नाम साधुष्पुनरा-
ददीत ॥ स्वदत्तां परद-

८१ त्तां वा यत्नाद्रक्ष नराधिप [।] महीं महीपतौ[4] (।) श्रेष्ठदानाच्छ्रेयोनुपालनं ।
[।]सर्व्वानेतान्भाविन ऽ पार्थि-

८२ वेन्द्रान्भूयो भूयो याचते रामभद्रः [।] सामान्योयं धर्म्मसेतुर्नृपाणां काले काले
पालनीयो भव-

८३ द्भिः[।] इति कमलदलाम्बुबिन्दुलोलां श्रियमनुचिन्त्य मनुष्यजीवितं च । अतिविमल-
[ राणहरिणा दापितः संबन्धीग्रामोथ[ शुप ]रिलिखितं । ]

त्रीजुं पतरुं— बीजी बाजु

८४ मनोभिरात्मनीनैर्न्नहि पुरुषै [ ष्प ] रकीर्त्तयो विलोप्याः [।] दूतकोत्रभट्टश्रीद्रो-

८५ णम्मो । लिखितं च सान्धिविग्रहिकनेमादित्येनाति[6] ॥ स्वहस्तोयं मम श्रीमदि-

८६ न्द्रराजसुतस्य श्रीकक्कराजस्य ॥

१ नित्यै. २ वांचो पातकैश्च ३ वांचो शुष्क ४ वांचो महीपतिश्रेष्ठ. ५ वांचो भाविनः पार्थि ६ वांचो लिखितः ७ वांचो नेति.

ભાષાન્તર

( ૧ ) જેના નાભિકમળમાં બ્રહ્માએ વાસ કર્યો છે તે વિષ્ણુ અને હર જેનું શિર રમ્ય ઇન્દુકળાથી ભૂષિત છે તે તમારૂં રક્ષણ કરો.

( ૨ ) [1] રાત્રિએ કિરણોથી તિમિર હણનાર, ક્ષિતિજ ઉપર બિમ્બાગ્ર ઉન્નત ( ઉંચું ) કરી દિગ્પ્રાન્ત સુધી પ્રકાશ પ્રસરાવતા શશિ માફક દિશાઓના અન્ત સુધી પોતાનો યશ રેલાવનાર, અને અસિ ઉંચી કરી તેની સામે આવેલા શત્રુઓનો યુદ્ધમાં નાશ કરનાર રાજસિંહ સમો ગોવિન્દરાજ નૃપ હતો.

( ૩ ) તેની વિમુખ ( શત્રુઓના ) વીર યોદ્ધાઓથી[2] પ્રકાશતી સેના જોઈને નિત્ય તે યુદ્ધમાં અધર કરડી, ભ્રમર ચઢાવી, અસિ ઉંચી કરતો અને પોતાનાં કુળ, હૃદય અને પરાક્રમને ઉન્નત કરતો

( ૪ ) યુદ્ધમાં તેનું નામ સાંભળીને તેના શત્રુઓ પાસેથી કરમાંથી અસિ, મુખમાંથી શોભા અને ચિત્તમાંથી દર્પ આ ત્રણ ચીજો સહસા એકી જ વખતે સરી જતી.

( ૫ ) તેને, વિશ્વવિખ્યાત યશવાળો, દુઃખી જનોનાં દુઃખ હરનાર, હરિ[3] સમાન ઉત્સાહ અને પરાક્રમવાળો, સ્વર્ગના નૃપ( ઇન્દ્ર )નો સ્પર્ધી અને કર્તવ્ય કરી કૃતજ્ઞ, પોતાના ગોત્રના મણિ સમાન શ્રી કર્કરાજ નૃપ નામે પુત્ર હતો.

( ૬ ) તેનો પુત્ર ઇન્દ્રરાજ નૃપ, જેના વિશાળ સ્કંધ, ભેદેલા કુમ્ભમાંથી મદઝરતા[4] શત્રુઓના માતંગોના દન્તના પ્રહારના ઉઝરડાથી ભૂષિત હતા અને જેણે પૃથ્વી પર સર્વ શત્રુઓનો નાશ કર્યો હતો, તે ઉત્તમ રાષ્ટ્રકૂટોના સુવર્ણ મેરૂ સમાન થયો.

( ૭ ) તેને ( ઇન્દ્રરાજને ), ઇન્દ્રસમાન, ચાર સાગરથી આવૃત પૃથ્વીનો ઉપભોગ કરનાર, અને મહિમા પ્રાપ્ત કરનાર, શ્રી દન્તિદુર્ગ પુત્ર હતો.

( ૮ ) તેણે મુઠ્ઠીભર અનુચરોથી સત્ત્વર કર્ણાટકની અસંખ્ય અન્યથી અજિત અને કાચ્ચીશ કેરલાધિપ, ચોલ, પાણ્ડય, શ્રીહર્ષ અને વજ્રટનો પૂર્ણ પરાજય કરવામાં દક્ષ સેનાનો પરાજય કર્યો.

( ૯ ) ભૃકુટી ચઢાવ્યા વિના, તીક્ષ્ણ શસ્ત્રનો પ્રયોગ કર્યા વિના, અને યત્ન વગર, જેની આજ્ઞાનું સદા પાલન થતું હતું તેણે શ્રમ વિના વલ્લભને તેના રાજ્યદંડના બળથી જિતી રાજાધિરાજ અને પરમેશ્વરનું પદ પ્રાપ્ત કર્યું.[5]

( ૧૦ ) પોતાનાં પરાક્રમ વડે રામસેતુથી—જ્યાં ઉછળતા તરંગોનાં જળ મહાન ખડકોની હારો ઉપર પ્રકાશે છે—ત્યાંથી વિમળ શિલાવાળા પર્વતો જે હિમથી કલંકિત થયા છે ત્યાં સુધી, અને પૂર્વ સાગરના વિખ્યાત રેતીવાળા તટથી પશ્ચિમ સાગરના તટ સુધી, આખી પૃથ્વીને એક રાજ્યછત્ર નીચે આણી.

---

૧ ડો. ફ્લીટ આ શ્લોકનો સંતોષકારક તરજુમો આપે છે ( જુઓ ઈ, એ. વો. ૧૧,૧૧૩ ). ડો. બ્યુલ્હરના આ જ શ્લોકના તરજુમાં માટે જુઓ ઈ. એ. વો. ૫, પા. ૧૪૮ અને વો. ૧૧, પા. ૧૮૬. ૨ અક્ષરશઃ તરજુમો—'વીરયોદ્ધાઓ છે કે જેનું અટ્ટહાસ' ૩ આ શ્લોકની બીજી પંકિત એક મોટો સમાસ છે જેના બે વિભાગ કરી કર્કરાજનાં વિશેષણ તરીકે ગણવા જોઈએ. ડો. ફ્લીટ આખા સમાસને એક જ વિશેષણ ગણે છે. ડો. બ્યુલ્હરનો બીજા ભાગનો તરજુમો 'વિક્રમ' અને 'ધામ' શબ્દોના વ્યુત્પત્તિ–અર્થ ઉપર યોજેલો છે જેથી તે ખરો હોવા સંભવ નથી. ૪ ડો. બ્યુલ્હર અને ડો. ફ્લીટ બન્ને 'प्रभिन्नकरटच्युतदान' સમાસને 'रुचिर' સાથે અને दन्तिदन्तप्रहार ને उल्लिखत સાથે જોડે છે, પણ એમ કરવું વાંધાભરેલું છે; કારણ કે 'दान' પછી આવતો 'दन्ति' શબ્દથી આગલે સમાસ બહુવ્રિહી સમાસ અને 'दन्ति'નું વિશેષણ તરીકે જણાય છે. ૫ ડો. બ્યુલ્હરે અને ડો. ફ્લીટે પોતાના કાવી અને સામાનગઢ લેખો માટે અનુક્રમે सभ्रूविभङ्गं વાંચન લીધું છે. તે ઉપરાંત આ પતરાં આપણાં દાનપત્રનાં વાંચન 'दण्डबलेन'—જે પૈઠણ પતરાં પ્રમાણે જ છે—તેના બદલે, 'दण्डलकेन' એમ વાંચે છે. આ ઘણો જ કૂટ શ્લોક છે. પહેલાં એ જ સમજવું મુશ્કેલ છે કે 'अभ्रूविभङ्गम्' વિગેરે વિશેષણ કે ક્રિયાવિશેષણ તરીકે ગણવાં. ડો. બ્યુલ્હર 'सभ्रूविभङ्गम्' સિવાયનાં બીજાં બધાંને વિશેષણ ગણે છે. ડો. ફ્લીટ બધાંને ક્રિયાવિશેષણ ગણે છે. મારી માન્યતા પ્રમાણે આ સમજાતિની રીતિ સાચી છે. વળી दण्डबलेन શબ્દનો અર્થ સ્પષ્ટ નથી.

(૧૧) જ્યારે તે વલ્લભરાજ સ્વર્ગમાં ગયો ત્યારે પ્રજાનાં દુઃખ કાપનાર, શ્રી કક્કરાજનો પુત્ર શ્રી કૃષ્ણરાજ નૃપ થયો.

(૧૨) તે કૃષ્ણરાજનું ચરિત, જે દરમ્યાન પોતાના બાહુબળથી સર્વ શત્રુમંડળનો સંહાર થયો હતો, તે કૃષ્ણ (હરિ)ના ચરિત સમાન નિષ્કલંક હતું.

(૧૩) શુભતુંગ[1] (કૃષ્ણરાજ) ના મહાન અશ્વોથી ઉડેલી રજથી સૂર્યનાં કિરણો રોકાતાં હતાં તે આખું વ્યોમ ગ્રીષ્મમાં પણ વર્ષા ઋતુના નભ સમાન સ્પષ્ટ ભાસતું હતું.

(૧૪) અકાલ વર્ષ (અકાળે વૃષ્ટિ વરસાવનાર) કૃષ્ણરાજ, સહસા દીન, અનાથ અને અનુરાગીઓની ઇચ્છિત ફળની વૃષ્ટિ સ્વેચ્છા પ્રમાણે તેમનાં દુઃખ હરવા નિરંતર કરતો.

(૧૫) બાહુબળના મદવાળા રાહપ્પને તેની અસિની તીક્ષ્ણ ધારાના પ્રહારોથી યુદ્ધમાં હરાવી પાલિધ્વજોથી[2] ઉજ્જ્વળ થએલા રાજાધિરાજ અને પરમેશ્વરના પદની સત્વર પ્રાપ્તિ કરી.

(૧૬) પ્રબળ શત્રુઓની મહાન ગજોની ઘટાને મુંઝવતા અને મદથી ફુલાઈ ગએલા શત્રુ-મંડળનો નાશ કરતા દંડ સમાન તેના કરનું રૂપ ક્રોધથી ઉપાડેલી અસિનાં કિરણોથી ચોમેર પ્રકાશતું યુદ્ધમાં જોઈને જ ફક્ત, પરાક્રમના સર્વ ખ્યાલ મૂકી દઈ ભયથી કંપતાં અંગો સહિત તેના શત્રુઓ ક્યાંક નાસી ગયા.

(૧૭) ચાર સાગરથી આવૃત થઈ ભૂષિત બનેલી પૃથ્વીનો અને ત્રણ વેદનો પણ તે પાલક હતો. તે દ્વિજોને ઘણું ઘી આપતો, દેવોને અલંકારિત કરતો, અને ગુરૂઓને માન આપતો. તે દાનિ, ઉદાર, ગુણિમાં પ્રથમ, અને શ્રીનો સ્વામિ હતો. અને પોતાના મહાન તપનાં ફળનો સ્વર્ગમાં ઉપભોગ કરવા તે અમર ધામમાં ગયો.[3]

(૧૮) તેનો પુત્ર વલ્લભ નામે વિખ્યાત, સેનાગ્રે ધૂળથી શ્વેત બનેલા શિર સહિત રવિના કિરણોની ગરમી શ્વેત છત્રથી દૂર કરવામાં આવી હતી તેથી નિત્ય લીલાવાળી ગતિથી યુદ્ધમાં જતો, પૃથ્વીનો પરાજય કરનાર,[4] શત્રુઓની પત્નીઓને વૈધવ્ય આપવામાં દક્ષ, અને પોતાનાં રિપુના મસ્ત ગજોનાં કુમ્ભો રણમાં ક્ષણ વારમાં ભેદનાર શ્રી ગોવિંદરાજ હતો.

(૧૯) તેનો અનુજ શ્રી ધ્રુવરાજ મહાપ્રતાપી અને અસહ્ય પરાક્રમવાળો, સર્વ નૃપોનો પરાજય કરી, નવ ઉદય પામતા રવિ સમાન ક્રમે પ્રકાશ પ્રાપ્ત કરનાર હતો.

(૨૦) અને જ્યારે તે રાષ્ટ્રકૂટોનો અલંકાર, ઉત્તમ નૃપોનો મુગટમણિ થયો, અને જ્યારે તે ધર્મી, અમૃત ગુણના નિધિસમાન અને સત્યવ્રત પરાયણ નૃપ પૃથ્વી પર સાગરનાં કિનારા સુધી રાજ્ય કરતો ત્યારે ખચિત ! ખરે ખર ![5] અખિલ જગતને અતિ આનન્દ થયો.

(૨૧) જ્યારે તે પ્રસન્ન થતો ત્યારે બન્ધુજનોના મંડળને અનુરંજી, તેનું સર્વસ્વ અર્થી જનોને આપતોઃ (અને) જ્યારે તે વીર ક્રોધિત થતો ત્યારે સહસા યમના પણ પ્રાણ હરી લેતો.

(૨૨) ચાર સાગર સહિત પૃથ્વીનું ધર્મ તથા ન્યાયથી રક્ષણ કરીને જનોના હૃદયમાં તેણે અતિ આનન્દ ઉત્પન્ન કર્યો.

(૨૩) તેને, તેના વંશનો અલંકાર, ઉદાર, પ્રતાપ ધનવાળો, શત્રુમંડળને પરાક્રમથી સંતાપનાર અને પ્રજાનો અનુરાગી, અખિલ જગમાં રમ્ય અને અતિ પ્રસરેલા યશ સંપન્ન ગોવિંદ-રાજ નામે પુત્ર હતો.

---

૧ ડૉ. ફ્લીટ 'શુભતુંગ' નો અર્થ સદ્ભાગ્યમાં સર્વોત્તમ યા તો આગળ પડતો એમ કરે છે. પરંતુ તેનો ખરો તરજુમો 'ધર્મવાન તુંગ' એમ થશે. (એ. ઈ. વો.૪ પા.૨૭૯) ૨ 'પાલિધ્વજ' શબ્દની સમજુતી માટે જુઓ ઈ. એ. વો.૧૪,૧૦૪ ૩ પ્રસિદ્ધ થએલાં દાનપત્રો, જેમાં આ શ્લોક આવે છે તેમાં 'भूरितपसा' એમ વાંચન છે. મારી પાસે ગુજરાતના રાષ્ટ્રકૂટ રાજા ધ્રુવ બીજાનું એક અપ્રસિદ્ધ દાનપત્ર છે, જેનાં વાંચન 'भूरितपसाम्' એ પ્રમાણે આપ્યું છે; જે વધારે સારૂં વાંચન છે કારણ કે તેનાથી 'स्वर्गफलानि' માંના फल શબ્દની યોગ્યતાનું સમર્થન થાય છે. ૪ जितजगदहितस्त्रैणवैधव्यदक्षः આને આખો સમાસ ગણીને अहित ને जगत् સાથે જોડવાથી કંઈ સારો અર્થ બેસતો નથી. કારણ કે ભારત કવિઓ જગતના રિપુઓ કરતાં ગોવિંદરાજના શત્રુઓને વર્ણવવાનો વધારે સંભવ હોઈ શકે તે બાબતનો ઉપર પ્રમાણે લેવાથી વિરોધ થ.ય. ૫ 'सत्यमसत्यामिति' ઉપવાકયના બીજા અર્થ માટે જુઓ ઈ. એ. વો. ૫, પા. ૧૫૦ અને વો.૧૨ પા.૧૮૭

(૨૪) અને તેનું જગમાં વિખ્યાત અપર નામ પૃથ્વીવલ્લભ હતું, અને ચાર સાગરથી બંધાએલી પૃથ્વી તેણે એકલા હસ્તે શરણે કરી.

(૨૫) આત્મા એક છે છતાં ભેદવાદિઓથી બહુ રૂપી મનાય છે તેમ તે શત્રુના સૈન્યનો અનંત સાગર પોતાના ભુજબળથી ઓળંગતો હતો ત્યારે એક રૂપ વાળો તે હતો છતાં શત્રુ-ઓને યુદ્ધમાં અનેક રૂપધારી લાગતો.

(૨૬) "હું એકલો છું અને અસજ્જ (શસ્ત્ર વિનાનો) છું: આ શત્રુઓ ઘણા અને સજ્જ છે" આવો વિચાર તેને સ્વપ્નમાં પણ આવતો નહીં, તોપછી યુદ્ધમાં તો કયાંથી જ સંભવે?

(૨૭) સ્તંભ આદિ પ્રબળ અનેક નૃપોએ એકત્ર બની, પોતાના પિતાએ રાજ્યાભિષેક કળશમાંથી સિંચેલા જળથી અર્પેલું રાજાધિરાજ અને પરમેશ્વરનું પદ, તેમના બાહુબળથી હરી લેતા હતા એવું જોઈને,[1]

(૨૮) તેણે એકલાએ મહાન યુદ્ધમાં તેમને અન્ય નૃપ મંડળ સહિત, તેની ઉંચી કરેલી અસિધારાના પ્રહારથી સંતાપી, તેમને સર્વેને બન્ધીવાન કર્યા. અને શ્રીને, સુંદર અને મૂલ્ય-વાળી ચૌરી ધારતી, અને પોતાના ગુરૂઓ, દ્વિજો, ગુણિજનો, મિત્રો અને બન્ધુજનો જેઓ નિરાશ થઈ ગયા હતા તેમનાથી ઉપભોગ થાય તેવી સ્થિર બનાવી.

(૨૯) પોતાના શત્રુમંડળને મુંઝાવનાર તે સ્વર્ગમાં ગયો ત્યારે તેનો પુત્ર શ્રીમાન મહા-રાજ શર્વ જે ગુણ માટે વિખ્યાત હતો તે નૃપ થયો.

(૩૦) અર્થિજનોને, સર્વ અભિલાષ પૂર્ણ કરી સંતુષ્ટ કર્યાથી, અમોઘવર્ષ નામની પૂર્ણ યોગ્યતા તેણે સિદ્ધ કરી.

(૩૧) તેના પિતૃવ્યક, તેના શત્રુઓના જગતના યશ અને વૈભવના નાશનો હેતુ, ઉદય-વાળો, શ્રીસંપન્ન, અને ગુણી નૃપોના ચિત્તમાં સ્તુતિ પ્રગટાવતો ઈન્દ્રારાજ નૃપ થયો. રાજ્ય-શ્રી દીનતાથી અને તેના તરફ પ્રેમથી અન્ય નૃપોને ત્યજી સર્વ કવિઓ પાસે મોટેથી તેના સ્વભાવ-નું ગાન કરાવતી.[2]

(૩૨) પોતાના એકલા કરથી વિજય પ્રાપ્ત કરનાર, એવા તે સાહસમાં પ્રીતિવાળાને, સૈન્ય ફક્ત, રાજ્યચિહ્ન સમાન હતું. મદસંપન્ન હોવાથી તે, અખિલ વિશ્વના સ્વામિ પરમેશ્વર સિવાય અન્ય દેવોને પણ નમન કરતો નહીં.

(૩૪) તેને, વંશનો સાર, રાજ્ય ભાર સંભાળનાર, નય સાથે મેળવેલા પરાક્રમવાળો, અનેક બન્ધુજનોને તેની શ્રીથી રંજનાર, ધનુષ્યના પ્રયોગમાં પાર્થ સમાન વિજયી, ચારૂજનોમાં પ્રથમ શ્રી કર્કરાજ નામે પુત્ર હતો.

(૩૫) દાન, પ્રતિષ્ઠા, ધર્મરાજ્ય, શૌર્ય અને વિક્રમમાં તેના સમો અન્ય નૃપ છે કે નહીં તે જાણવાની જિજ્ઞાસાવાળો તેનો યશ પૃથ્વીમાં ભ્રમણ કરે છે.

(૫૫–૬૯) અને તે મહાસામંતોનો અધિપતિ સુવર્ણવર્ષદેવ શ્રી કર્કરાજ જેણે સર્વે મહાશબ્દ પ્રાપ્ત કર્યા છે, તે રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, આયુક્તક, નિયુક્તક, આધિકારિક મહત્તર આદિને તેમના સંબંધ અનુસાર શાસન કરે છેઃ—

---

૧ આ શ્લોક પોતાની મેળે એક પૂર્ણ વાકય નથી. નીચેના શ્લોક સાથે વાંચવો જોઈએ અને તે બન્નેને જોડવા માટે 'અવલોક્ય' કે એવો કોઈ શબ્દ અધ્યાહાર લેવો જોઈએ. ૨ આ પછીનો શ્લોકનો સમજી શકાય તેવો અનુવાદ કરવાના સર્વ પ્રયત્નો નિષ્ફળ નિવડયા છે. ગુજરાતના રાષ્ટ્રકૂટ વંશના ધ્રુવ બીજાનાં બગુમ્રા દાનપત્રનાં વાંચનોથી આ શ્લોકનાં વાંચનમાં ઘણો જ ભેદ છે, પરંતુ આ વાંચનો, મારી પાસે આ જ રાજાનું એક અપ્રસિદ્ધ દાનપત્ર છે તેમાંનાં વાંચનો સાથે લગભગ સમાન છે. તેથી આ શ્લોકનું ખરેખરૂં તાત્પર્ય કરવું બીલકુલ અશક્ય છે એટલું જ નહીં પરંતુ માનસ, ઇન્દ્રરાજનો મિત્ર રાજા હતો તે ઐતિહાસિક વાત સાબિત કરવી, એ ઘણું જ જોખમભરેલું છે.

તમને જાહેર થાઓ કે:— મારાં માતાપિતા અને મારા આ લોક તેમ જ પરલોકમાં પુણ્ય યશની વૃદ્ધિ માટે, ખેટકમાં નિવાસ કરનાર મારાથી, બાહાવીમાં વસતા, ભારદ્વાજ ગોત્રના, તૈત્તિરીય સબ્રહ્મચારી, બાહહિ ઉપાધ્યાયના પુત્ર, સર્વ વેદશાસ્ત્રમાં નિપુણ અને ૧૪ વિદ્યામાં નિપુણતા માટે પૃથ્વીમાં વિખ્યાત, પંડિત વલભરાજ અપર નામવાળા, ગોબહિને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર, અને અતિથિના પંચમહાયજ્ઞની વિધિ અનુષ્ઠાન માટે, મહી અને નર્મદાના વચ્ચેના પ્રદેશમાં આવેલું સમીપદ્રક નામનું ગામ જેની પૂર્વે–ગોલિકા ગામઃ દક્ષિણે—ચોરૂન્દક ગામઃ પશ્ચિમે—ભર્થાણક અને ઉત્તરે—ધાહદ્ધ ગામ ॥ અને માંડનિકા વિષયમાં આવેલું સમ્બન્ધી નામનું ગામ જેની પૂર્વે—સજજોડકઃ દક્ષિણે—બ્રાહ્મણપલ્લિકાઃ પશ્ચિમે—કરઞ્જવ સહિકા અને ઉત્તરે—કાષ્ઠમંડપઃ આ બે ગામ તે આઠ સીમા પ્રમાણે ઉદ્રંગ સહિત, ઉપરિકર સહિત, દશ અપરાધના દંડ સહિત, ભૂતવાતપ્રત્યાય સહિત, મજુરીથી ભૂમિની ઉત્પન્ન સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, સૈનિકોના પ્રવેશમુક્ત, સર્વ રાજપુરૂષોના હસ્તપ્રક્ષેપણમુક્ત, ચંદ્ર, સુરજ, સાગર, પૃથ્વી, નદીઓ અને પર્વતોના અસ્તિત્વ કાળ સુધી, પુત્ર, પૌત્ર અને વંશજોના ઉપભોગ માટે, પૂર્વે દેવો અને દ્વિજોને કરેલાં દાનવર્જ કરી, શકનૃપના કાળ પછી સંવત ૭૩૮, માઘ શુદિ ૧૫ ને ચંદ્રગ્રહણ સમયે આજે સ્નાન કરી, અનુમોદન સહિત પાણીના અર્ઘ્યથી અપાયાં છે.

( પંક્તિ ૬૯–૭૫ ) આથી જ્યારે બ્રહ્મદાય અનુસાર તે તેનો ઉપભોગ કરે, અથવા ઉપભોગ કરાવે, ખેતી કરે, અથવા ખેતી કરાવે, અથવા અન્યને સોંપે ત્યારે કોઈએ તેને પ્રતિબંધ કરવો નહીં. તે જ પ્રમાણે અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ ભૂમિદાનનું ફળ ( સર્વ નૃપોને ) સામાન્ય છે અને અસ્થિર ( ચલિત ) શ્રી, વિદ્યુત સમાન ચંચળ છે અને જીવિત તૃણાગ્રે જળબિંદુ સમાન અસ્થિર છે એમ માની, અમારા દાનને પોતાના દાન માફક અનુમતિ આપવી અને રક્ષા કરવી. ઘનતિમિરના અજ્ઞાનથી આવૃત થએલા ચિત્ત વડે જે તે જપ્ત કરશે અથવા જપ્તિમાં અનુમતિ આપશે તે પંચ મહાપાતક અને અન્ય અલ્પ પાપનો દોષી થશે. આને માટે વેદવ્યાસે કહ્યું છે કે:—

( પંક્તિ ૭૫—૮૫ ) ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ આનન્દ કરે છે અને તે જપ્ત કરનાર અને તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વસે છે. જેઓ ભૂમિદાન જપ્ત કરે છે તેઓ વિંધ્યાના નિર્જલ વનોમાં શુષ્ક વૃક્ષોના કોટરમાં રહેતા કાળા સર્પો જન્મે છે. સુવર્ણ અગ્નિનું પ્રથમ બાળ છે, પૃથ્વી વિષ્ણુની છે, અને ધેનુ સૂર્યની પુત્રીઓ છે. જે સુવર્ણ, ધેનુ અને ભૂમિનું દાન દે છે તે ત્રણ ભુવન આપે છે. સગર આદિ બહુ નૃપોએ પૃથ્વીનો ઉપભોગ કર્યો છે. જે સમયે જે ભૂમિપતિ તેને તે સમયે તેનું ફળ છે. આ સર્વ ધર્મ, અર્થ, અને યશ ઉપજાવનારાં પૂર્વના નૃપોએ કરેલાં દાન દેવોને અર્પણ કરેલામાંથી શેષ સમાન અથ વા વાન્ત અન્ન સમાન છે. કયો સુજન તે પુનઃ હરી લેશે ? હે નૃપ ! તારાથી કે અન્યથી દેવાએલી ભૂમિનું તું સંભાળથી રક્ષણ કરઃ હે શ્રેષ્ઠ નૃપ ! ( દાનની ) રક્ષા દાન કરતાં અધિક છે. પુનઃ પુનઃ રામભદ્ર ભાવિ નૃપોને આમ પ્રાર્થના કરે છેઃ—આ સર્વ નૃપોનો સામાન્ય ધર્મસેતુ તમારાથી સદા રક્ષાવો જોઈએ. રાજ્યશ્રી અને જીવિત કમળપત્ર પરના જળબિંદુ સમાન અસ્થિર છે એમ માનીને પવિત્ર મનના અને સ્વનિગ્રહવાળા જનોથી અન્યના યશનો નાશ ન થવો જોઈએ.

( લીટી ૮૫–૮૭ ) આ( દાનપત્ર )નો દૂતક દ્રોણમ્મ છે. અને મહાસાંધિવિગ્રહિક શ્રીનેમાદિત્યથી આ લખાયું છે. આ મારા શ્રી ઈન્દ્રરાજના પુત્ર શ્રી કર્ક્કરાજના સ્વહસ્ત છે.
[ એ જ ઉપર લેખલું સમ્બન્ધી ગામ રાણહરીથી અપાયું હતું. ]

---

નં૦ ૧૨૬

# કાવીનું ગોવિંદરાજનું દાનપત્ર[1]

શક સંવત ૭૪૯ વૈશાખ સુદિ ૧૫

ગોવિંદરાજનાં દાનનાં ત્રણ પતરાંનું અસલ માપ ૧૨" × ૧૦" નું હતું, અને એક કડા વડે સાથે જોડેલાં હતાં. આ કડું ખોવાઈ ગયું છે. પહેલા પતરાને મધ્ય ભાગના એક ગોળ કકડાના નુકશાન ઉપરાંત ડાબી બાજુએ ઘણું નુકશાન થયું છે. બીજા પતરાનો ઉપલો ભાગ સંભાળ વગર વપરાએલો જણાય છે; અને હથોડીના ઘા વડે પહેલી પંક્તિ ભૂંસાઈ ગઈ છે. ત્રીજા પતરામાંથી ચાર ખૂણાના મથાળાના તથા કડા ઉપર ડાબી બાજુના ન્હાના ટુકડાઓ નાશ પામ્યા છે.

લેખની લિપિ જ. બેં. એ. સો. વો. ૮ પા. ૩૦૨ માં પ્રસિદ્ધ થયેલાં વડોદરાનાં પતરાંની પ્રતિકૃતિને મળતી આવે છે. પહેલા પતરાની થોડી પંક્તિઓમાં અને પતરા બીજા 'બી' સિવાય, અક્ષરો બહુ ઉંડા અને સારી રીતે કોતરેલા છે. પહેલું પતરૂં, અક્ષરોનાં ભૂલભરેલાં કોતરકામને લીધે એવી ખરાબ સ્થિતિમાં છે, કે તેનો ફોટોગ્રાફ અગર છાપ લઈ શકાતાં નથી.

લેખના લખાણની ખાસ ઉપયોગિતા એ છે કે રાષ્ટ્રકૂટોનો ઇતિહાસ વડોદરાના પતરા કરતાં આગળ લઈ જવા ઉપરાંત તેમાં પ્રાચીન રાષ્ટ્રકૂટોની વંશાવળી આપી છે, કે જે આઠમી અને નવમી સદીનાં અત્યાર સુધીનાં જ્ઞાત દાનપત્રોમાં ઘણી જ અપૂર્ણ આપી હતી; અને તેથી આ દાનપત્ર, ગુજરાતમાં રાષ્ટ્રકૂટોના રાજ્યની સ્થિતિ વધારે ચોક્કસ રીતે નક્કી કરવામાં મદદ કરે છે.

કાવીના દાનપત્ર મુજબ રાષ્ટ્રકૂટો નીચેના અનુક્રમે ગાદીએ આવ્યા હતા :—




૧ ઈ. એ. વો. ૫ પા. ૧૪૪ ઈ. બ્યુલ્હર
લે. ૨૮

આ ગણત્રી વિરૂદ્ધ સામગઢનો લેખ[1] મુખ્ય વંશમાંના નં. ૧-૪ નાં નામો ફક્ત આપે છે. અને વડોદરાનો લેખ મુખ્ય વંશમાંના નં૦ ૧,૨,૫,૭,૮ અને ગુજરાત શાખામાંના નં૦ ૧,૨ આપે છે. વડોદરાના લેખમાં કહ્યું છે કે કૃષ્ણે ( નં. ૫ ) પોતાના દુષ્ટ સંબંધીને મારી નાંખી પોતે રાજ્ય લીધું હતું. કાવીના લેખની મદદથી હવે જાણી શકાય છે કે તે પદભ્રષ્ટ કરેલો સંબંધી દંતિદુર્ગ સિવાય બીજો કોઇ હતો નહીં. વડોદરાના લેખના લેખકે ઇન્દ્ર અને દંતિદુર્ગનાં નામો ન આપવાનું કારણ પણ સમજાય છે. દંતિદુર્ગ દુષ્ટ હતો, એટલે તેણે કર્ક વંશની ધાર્મિક રાજાઓની શાખા જ આપી. લૅસ્સન[2]ની માફક એવું માનવાની જરૂર નથી કે, કર્ક ૧ લા ના મૃત્યુ પછી રાષ્ટ્રકૂટના રાજ્યના બે ભાગ થઇ ગયા હતા.

આપણા લેખના શ્લોક ૨૯ ઉપરથી પણ એ સ્પષ્ટ થાય છે કે ગોવિંદ ૨ જા એ જ રાષ્ટ્રકૂટોનું જૂદું રાજ્ય[3] સ્થાપ્યું હતું અને તેણે લાટેશ્વર મંડલ પોતાના ભાઈ ઇન્દ્રને આપી દીધું હતું. આ હકીકતને વડોદરા દાનપત્રનાં સુધારેલાં વાંચનથી ટેકો મળે છે. ગોવિંદ ૨ જાનો વનડિંડોરિનો લેખ શક ૭૩૦ નો છે એટલે રાષ્ટ્રકૂટોએ ગુજરાત ઉપર ચઢાઈ ૮ મી સદીના અંતમાં અગર ૯ મીની શરૂવાતમાં કરી હશે. આ સમયે વનરાજે ઇ. સ. ૭૪૬ માં સ્થાપેલા અણહિલવાડના ચાપોત્કટો અગર ચાવડાઓ તે વખતે પણ બહુ નબળા હોવા જોઈએ તેથી તેઓ નજીકના લાટ પ્રદેશની મદદ કરી શકયા નહિં હોય. લાટ એ હાલનો મધ્ય અને દક્ષિણ ગુજરાતનો પ્રદેશ છે. પરંતુ કાવી અને વડોદરાનાં પતરાં ઉપરથી જણાય છે કે લાટ પ્રદેશની સીમા ૯ મી સદીમાં સંકુચિત હોવી જોઈએ, કારણ કે ગોવિંદ ૩ જો, દાનપત્ર જાહેર કરતી વખતે ભરૂચમાં રહેતો હતો, અને દાનમાં આપેલું ગામ તેમ જ તેની આજુબાજુનાં ગામો જમ્બુસર તાલુકામાં છે. કાપિકા એ કાવી છે; વટપદ્રક, રૂહુણાદ, જદ્રાણ, અને કાલીયર એ હાલનાં વર્દલ, રૂણાદ, જંત્રાણ, અને કાલીઅર છે. થૂર્ણવિ, થનવિ થયું છે.

વડોદરાનાં પતરાંમાં આપેલાં અંકોટ્ટ અને જમ્બુવાવિકા હાલનાં અંકૂટ અને જામ્બવા વડોદરાની દક્ષિણે પાંચ છ મૈલ ઉપર આવેલાં છે.

આ ઉપરાંત, ભરૂચ ડિસ્ટ્રિકટમાં તથા ગાયકવાડનાં તાપી નદીના ઉત્તર કિનારાનાં ગામોમાં આજે પણ આપણને રાઠોડ ગરાસીઆઓ માલુમ પડી આવે છે—જે હકીકત ચોક્કસ નિશાની છે કે એ પ્રદેશો રાઠોડ એટલે રાષ્ટ્રકૂટોના તાબામાં હતો.

રાષ્ટ્રકૂટોનું રાજ્ય લાટમાં કેટલો સમય ચાલ્યું અને તેઓએ પોતાના મુખ્ય વંશ સાથે કંઈ સંબંધ રાખ્યો હતો કે નહીં, એ નક્કી કરવું હાલ અશકય છે. પરંતુ એ હકીકતને લગતી બે બાબતો ખાસ ધ્યાન દેવાલાયક છે. વડોદરાનાં પતરાંમાં કર્ક, અને કાવીનાં પતરાંમાં ગોવિંદ, એ બન્ને પોતાના ફક્ત " મહાસામંતાધિપતિ " કહે છે. એથી જણાય છે કે તેઓ કોઈ મહારાજાના ખંડીયાઓ હતા. વળી, કર્ડા અને ખરેપટનના લેખોમાં[4] આપેલી ગોવિંદ ૨ જાની મુખ્ય શાખાની વંશાવલી ગુજરાતના લેખો કરતાં જૂદી જ છે. એટલે ગુજરાતના રાષ્ટ્રકૂટો માલખેટના રાષ્ટ્રકૂટોના ખંડીયાઓ હોવા જોઈએ, એમ હું માનું છું.

---

૧ જ. બો. બ્રા. રો. એ. સો. વો. ૨ પા. ૩૭૧ ૨ ઈ. આલ્ટ. વો. ૩ પા. ૫૪૦ ૩ લાસન એમ ધારે છે કે રાષ્ટ્રકૂટોની મુખ્ય શાખા પણ ગુજરાતમાં રાજ્ય કરતી હતી. આ ધારણા માટે કંઈ પણ પુરાવો નથી. પરંતુ એમ બતાવવાને પૂરતો પુરાવો છે કે તેઓ એક દક્ષિણી જાતી હતી અને તેની રાજ્યધાની ' માન્યખેટ ' અથવા માલખેટ હતી. જુઓ કરાડ, ખારેપટન અને સાલોટગીનાં પતરાં ઉપરની ચર્ચા-ઈ. એ. વો.-૧. પા. ૨૦૫. ૪ જુઓ. ઈ. એ. વો. ૧ પા. ૨૦૭

## अक्षरान्तर

### पतरूं पहेलुं

स वोव्याद्वेधसो धाम जन्नाभिकमलं कृतं । हरश्च यस्य कान्तेन्दुकलया कमलंकृतं ॥ [१॥]
आसीद्विष[ ति ]मिरमुद्यतमण्डलाग्रो ध्वस्तार्थ[ य ]न्नभिमुखो रणशर्व्वरीषु ।
भूपः शुचिर्व्विधुरिवाप्तदिगन्त[की]र्त्ति र्गोविन्दराज इति राज इति राजसु राजसिङ्घः॥ [२॥]
दृष्ट्वा चमूमभिमुखीं सुभटाट्टहासा मुन्नादितं सपदि येन रणेषु नित्यं ।
दष्टाधरेण दधता भ्रुकुटिं ललाटे खड्गं कुलं च हृदयं च निजं ससत्वं ॥ [ ३॥ ]
खड्गं कराग्रान्मुखतश्च शोभा मानो मनस्तस्समभेव यस्य ॥
महाहवे नाम निशम्य सद्य स्त्रयं रिपूणां विगलत्यकाण्डे ॥ [ ४ ॥ ]
तस्यात्मजो जगति विश्रुतशुभ्रकीर्ति रार्त्तार्तिहारिहरिविक्रमधामधारी ।
भूपस्त्रिविष्टपनृपानुकृतिः कृताज्ञः श्रीकर्कराज इति गोत्रमणिर्ब्बभूव ॥ [ ५ ॥ ]
[ तस्य प्र ]भिन्नकरटच्युतदानदन्ति दन्तप्रहाररुचिरोल्लिखितान्सपीठः ।
क्ष्मापः क्षितौ क्षपित[ शत्रुर ]भूत्तनूजस्सद्राष्ट्रकूटकनकाद्रिरिवेन्द्रराजः ॥ [ ६ ॥ ]
तस्योपार्ज्जितमहसस्तनयश्चतु[ रुधदि ]वलयमालिन्या
भोक्ता भुवः शतक्रतुसदृशः श्रीद[ न्तिदुर्गरा ]जोभूत् ॥ [ ७ ॥ ]
कांचीशकेरलनराधिपचोलपाण्ड्य श्रीहर्षवज्रटविभेद [ विधानदक्षं ] ।
[कर्णाट]कं बलमचिन्त्यम[जे]यमल्पैर्भृत्यैः कियद्भिरपि यः सहसा[जिगाय] ॥ [८ ॥ ]
[ सभ्रूविभेदमगृ ]हीतनिशातशस्त्रमश्रान्तमप्रतिहताज्ञमपेतयत्नं ।
यो व[ ल्लभं सपदि दण्डलकेन जित्वा ] [ राजा ]धिराजपरमेश्वरतामवाप ॥ [ ९ ॥ ]
आसेतोर्व्विपूलोपलावलि ... .... .... लयं कलङ्कितामलशिलाजालात् तुषाराचला ।
स्वपूर्वापरवारि... .... ... र्य्येनेयं जगति स्वविक्रमबलानीकातपत्रीकृता ॥ [ १० ॥ ]
तस्मिन्दिवं [ गते ]... .... श्रीकर्कराजसूनुर्म्महीपतिः कृष्णराजोभूत् ॥ [ ११ ॥ ]
यस्य स्वभूज... .... क्वचक्रं । कृष्णस्येवाकृष्णं चारितं श्रीकृष्णराजस्य ॥ [ १२ ॥ ]

---

શ્લોક ૧ વાંચો यन्नाभि શ્લોક ૨ પં. ૨ मिरमु થી શરૂ થાય છે. પં. ૩ र्त्तिर्गोविं થી શરૂ થાય છે. इतिराज ઉડાડી નાંખો વાંચો राजसिंहः શ્લોક ૩—પં. ચોથી न्नादिनं થી શરૂ થાય છે અને निजं થી અંત થાય છે. ससत्वं નો પહેલો स અચોક્કસ છે. શ્લોક ૪—પંક્તિ ૫ सद्य થી અંત થાય છે. શ્લોક ૫—પંક્તિ ૬ धाम થી પૂરી થાય છે. શ્લોક ૬—तस्यप्र અને शत्रुर નો ઉમેરો સામનગઢ પતરાં પ્રમાણે કર્યો છે; પંક્તિ ૮ भिन्न થી શરૂ થાય છે. શ્લોક ૭—પંક્તિ ૧૦ वलय થી શરૂ થાય છે. ઈ. એ. વો. ૫ પા. ૧૦૯ મે જણાવેલો ગોળ કાપ આ શ્લોકમાંથી શરૂ થાય છે. શ્લોક ૮—પં. ૧૦ नराधिप થી પૂરી થાય છે. અને પં. ૧૧ मल्पै થી પૂરી થાય છે, જે પદ ઘણું જ અસ્પષ્ટ છે. આ શ્લોકમાંના ફેરફારો સામનગઢ પતરાં પ્રમાણે કરેલા છે. શ્લોક ૯—પં. ૧૨ श्रान्त થી પૂરી થાય છે અને પં. ૧૩ श्वरतां થી અંત થાય છે. ફેરફાર સામનગઢ પતરાં પ્રમાણે કરેલાં છે. શ્લોક ૧૦—પં. ૧૪ शिला થી અંત થાય છે. અને પં. ૧૫ स्ववि થી પૂર્ણ થાય છે. બીજાં પદની શરૂઆતમાં કંઈ પણ ખાત્રી હોવી જોઇએ. શ્લોક ૧૧—પં. ૧૬ सनु થી પૂરી થાય છે. શ્લોક ૧૨—પં. ૧૭ स्येवाक थी પૂરી થાય છે.

शुभतुङ्गतुङ्ग.... ... [ यु ]द्धरविरणश्री–क्ष्मेपि नभो निखिलं प्रावृट्कालाय सृष्टं ॥ [ १३॥ ]
दीनानाथप्र.... ष्टि चेष्टं संमीहितमजस्रं.... णमकालव ... व...र्व्वर्त्तिनिर्व्वपणं ॥ [ १४॥ ]
पाहप्यमात्मभुजजातबलावलेपमा .... ....
... ... शिजाव— शुभामचिरेण यो हि
राजाघिराजपरमेश्वर [ तामवाप ॥ १५ ॥ ]
... .... .... भासमानं समन्तादाजावुद्धृत

पतरूं बीजुं 'ए'

.... ... *प्रकटगज... .... ... .... [ । ]
.... .... .... .... .... दृष्टैव सद्यो
दर्प्पाध्मातारिचक्रक्षयकरमगमद्यस्य दोर्द्दण्डरूपं ॥ [ १६ ॥ ]
पाता यश्चतुरम्बुराशिरशनालङ्कारभाजो भुव-
स्त्रय्याश्चापि कृतद्विजामरगुरुप्राज्याज्यपूजादरः ।
दाता मानस[ म ]ग्रणीर्गुणवतां यो सौ श्रियो वल्लभो
भोक्तुं स्वर्ग्गफलानि भूरितपसा स्थानं जगामामरम् ॥ [ १७ ॥ ]
येन श्वेतातपत्रप्रहतरविकरव्राततापात्सलीलं
जग्मे नासीरधूलीधवलितशिरसा वल्लभाख्यस्सदाजौ ।
श्रीमद्गोविन्दराजो जितजगदहितस्त्रैणवैधव्यदक्ष-
स्तस्यासीत्सूनुरेकक्षणरणदलितारातिमत्तेभकुम्भः ॥ [ १८ ॥ ]
तस्यानुजः श्रीध्रुवराजनामा महानुभावोप्रहतप्रतापः ।
प्रसाधिताशेषनरेन्द्रचक्रः क्रमेण बालार्क्कवपुर्ब्बभूव ॥ [ १९ ॥ ]
जाते यत्र च राष्ट्रकूटतिलके सद्भूपचूडामणौ
गुर्व्विस्युक्तिरथाखिलस्य जगतः सुस्वामिनि प्रत्यहम् ।
सत्यं सत्यमिति प्रशासति सति क्ष्मामासमुद्रान्तिका-
मासीद्धर्म्मपरे गुणामृतनिधौ सत्यव्रताधिष्ठिते ॥ [ २० ॥ ]

---

શ્લોક ૧૩–પં. ૧૮ क्ष्मेपि થી પૂરી થાય છે. આ બે અક્ષરો તથા પંક્તિનો છેવટનો ભાગ ઘણો જ શંકાસ્પદ છે. શ્લોક૧૪— પં. ૧૯ मजस्रं થી પૂરી થાય છે. છંદ આર્યા હોય એમ જણાય છે. શ્લોક ૧૫—પં.૨૦ क्षेप થી પૂરી થાય છે. અને પં. ૨૧ परमेश्वर થી પૂરી થાય છે; છંદ, 'વંશસ્થ' છે. * શરૂઆત બગડેલી જણાય છે. શ્લોક ૧૬– પં. ૨ (પતરાં બીજાની) दृष्टैव થી શરૂ થાય છે. છંદ સ્રગ્ધરા છે, અને એમ દેખાશે કે બીજું પાદ दाजावुद्धृत થી શરૂ થાય છે. આમાં द्धृ નો द्धू એમ સુધારો કરવો જોઇએ, અથવા તે પદાક્ષર દીર્ઘ કરવો જોઇએ. શ્લોક ૧૭—પં. ૨ राशि થી પૂરી થાય છે. પં. ૩ નો मानस० થી અંત થાય છે. અને પં. ૪ નો અંત मामरम् થી થાય છે. શ્લોક ૧૮—પં. ૫ નો અંત शिरसा व થી થાય છે. અને પં. ૬ નો અંત स्सूनुरे० થી થાય છે. શ્લોક ૧૯—પં. ૭ નો અન્ત भावोप्र થી થાય છે. શ્લોક ૨૦—પં. ૮ यत्र થી પૂરી થાય છે. પં. ૯ प्रत्यं થી અને પં. ૧૦ निधौ થી પૂરી થાય છે.

हृष्टोन्वहं योर्त्थिजनाय सर्व्वं सर्व्वस्वमानन्दितबन्धुवर्ग्गः ।
प्रादात्प्ररुष्टो हरति स्म वेगात्प्राणान्यमस्यापि नितान्तवीरः ॥ ( २१ ॥ )
रक्षता येन निःशेषचतुरम्भोधिसंयुतं ।
राज्यं धर्म्मेण लोकानां कृता हृष्टिः परा हृदि ॥ ( २२ ॥ )
तस्यात्मजो जगति सत्प्रथितोरुकीर्त्तिर्ग्गोविन्दराज इति गोत्रललामभूतः ।
त्यागी पराक्रमधनः प्रकटप्रतापः सन्तापिताहितजनो जनवल्लभोसौ ॥ ( २३ ॥ )
पृथ्वीवल्लभ इति च प्रथितं यस्यापरं नाम । यश्चतुरुदधिसीमामेको वसुधां वशां चक्रे ॥ ( २४ ॥ )
एरोप्यनेकरूपो यो ददृशे भेदवादिभिरिवात्मा । परबलजलधिमपारन्तर स्वदोर्भ्यां रणे रिपुभिः (॥ २५)
एको निर्हेतिरहं प्रतीतशस्त्रा इमे परे बहवः ।
यो नैवंविधमकरोच्चित्तं स्वप्नेपि किमुताजौ ॥ ( २६ )
राज्यभिषेककलशैरभिषिच्य दत्तां राजाधिराजपरमेश्वरतां स्वपित्रा ।
अन्यैर्म्महानृपतिभिर्ब्बहुभिस्समेत्य स्तम्भादिभिर्भुजबलादवलुप्यमानां ॥ ( २७ )
एकोनेकनरेन्द्रवृन्दसहितान्यस्तान्समस्तानपि प्रोत्खातासिलताप्रहारविधुरां बद्धूवा महासंयुगे ।
लक्ष्मीमप्यचलां चकार

पतरूं बीजुं 'बी'

विलसत्सच्चामरग्राहिणीं संसीदद्गुरुविप्रसज्जनसुहृद्बन्धूपयोग्यां भुवि॥ [२८॥]÷
भ्रातु तस्येन्द्रसमानवीर्य्यः श्रीमान्भुवि क्ष्मापतिरिन्द्रराजः ।
शास्ता बभूवाद्भुतकीर्त्तिसूति स्तद्दत्तलाटेश्वरमण्डलस्य ॥ [ २९ ॥ ]
यस्याङ्गमात्मजयिनः प्रियसाहस्य क्ष्मापालवेषफलमेव बभूव सैन्यं ।
भुक्त्वा च सर्व्वभुवनेश्वरमादिदेवं नावन्दतान्यममरेष्वपि यो मनस्वी ॥ [३० ॥]
सूनुर्ब्बभूव खलु तस्य महानुभावः शास्त्रार्त्थबोधसुखलालितचित्तवृत्ति ।
र्यो गौणनामपरि [ वा ] रमुवाह पूर्वं श्रीकर्क्कराजसुभगव्यपदेशमुच्चैः [ ३१ ॥ ]
सौराज्यजल्पे चलिते प्रसङ्गान्निदर्शनं विश्वजनीनसंप- ।
प्रज्यं बलेः पूर्व्वमहो बभूव क्षिताविदानिन्तु नृप यस्य ॥ [ ३२ ॥ ]

---

श्लोक २१— पं. ११ नो अंत प्रा थी थाय छे. श्लोक २२— पं. १२ नो अंत निःशेष थी थाय छे. श्लोक २३-- पं. १३ नो अंत सत्प्र थी थाय छे अने पं. १४ प्रता थी थाय छे. श्लोक २४—पं. १५ नो अंत परं ना थी थाय छे. श्लोक २५— वांचो एकोप्य अने तरन्स्व; पं. १६ रूपोथी पूरी थाय छे. श्लोक २६—पं १७ नो अंत रहं थी थाय छे. श्लोक-२७ पं. १८ नो अंत षिच्य थी थाय छे. श्लोक—२८ पं. १९ नो अंत न्यस्तान्सम थी थाय छे. श्लोक—२९ वांचो भ्राता तु; पं. १ नो समाथी अंत थाय छे. अने पंक्ति बीजीनो मण्डलस्यथी अंत थाय छे. श्लोक ३०—वांचो प्रियसाहस्य अने मरेष्वपि; पं. ३ सर्व्वभुव थी पूरी थाय छे. श्लोक ३१—पं. ४ महानुभा थी पूरी थाय छे, अने पं १० सुभग थी पूरी थाय छे. श्लोक ३२—वांचो [प्राज्यं विदानीं तु अने नृपस्य; पं. ६ मो थी अंत आवे छे.

इच्छातिरिकेण कृषीवलानां पयो याथा मुञ्चति जातु मेघे ।
मवेज्ञनस्ताद्विरतौ तथाभूद्यस्मिन्घनं वर्षति सेवकानां ॥ [ ३३ ] ॥
कल्पक्षयक्षणसमुद्भववातणेला दोलायमानकुलशैलकुलानुकारं ।
यन्मुक्तचण्डशरजालयवप्रणुन्ना युद्धागता रिपुगजेन्द्रघटा चकार ॥ [ ३४ ॥ ]
तस्य भ्राता कनीयान्प्रथितपृथुयशा निर्जितारातिचक्रः
श्रीमान्गोविन्दराजः पतिरवनिभुजां ख्यातकीर्त्तिर्ब्बभूव ।
नानाद्वीपार्ण्णवाद्रिद्रुमगहनमहासन्निवेशामपीमां
प्रादेशाल्पप्रमाणाममनुत पृथिवीं यः प्रदाने जये च ॥ [ ३९ ॥ ]
कः प्रत्यर्थिषु दानमाप न यतः को वार्र्थिषु प्रत्यहं
जग्मुर्न्नापचितिश्च च के च न सतां मध्येसतां वा भृशं ।
नार्य्यः काश्च न भूषिताः स्वपरयोर्य्यत्र प्रभौ पक्षयोः
सर्व्वाकारकृतार्त्थमित्थमभवद्यस्योर्जितं चेष्टितं ॥ [ ३६ ॥ ]
विशुद्धात्मभिरत्यन्तमलब्धगणनैरपि । दारैरिव गुणैर्य्यस्य नेक्षितोप्यपराश्रयः [३७॥]
यद्विक्रमस्य परिमाणविदः किमन्य दाप्याविमास्तुलितरामपराक्रमस्य ।
सर्व्वप्रतीपदमनक्षमबाहुदण्डलीलाजयाधिकरणं ककुभो बभूवुः ॥ [ ३८ ]

तेनेदम ( १६ )
खिलं विद्युच्चञ्चलमालोक्य जीवितमसरं क्षितिदानपरमपुण्यःप्रवर्त्तितो धर्म्मदायोयं [ १७ ]
स च समाधिगताशेषमहाशब्दमहासामन्ताधिपतिप्रभूतवर्षश्रीगोविन्दराजदे[वः १८ ]
सर्व्वानेवयथासंबध्यमानकान्राष्ट्रपतिविषयपति ग्राभकूटायुक्तनियुक्ता[ धिकारि १९ ]
महत्तरादीन्समनुर्दशत्यस्तु वः संविदितं यथा मया श्रीभरुकच्छनिवासि[ ना २० ]

શ્લોક ૩૩ —વાંચો યથા; પં. ૭ નો અંત मेघेથી આવે છે. શ્લોક ૩૪ વાંચો हेला અને जव; પં. ૮ दोला થી પૂરી થાય છે. અને પં. ૯ चकार થી પૂરી થાય છે. શ્લોક ૩૫— પં. ૧૦ ख्याથી અને પં. ૧૧ ल्पप्र થી પૂરી થાય છે. શ્લોક ૩૬—પં. ૧૨ નો અંત वार्त्थिथी થાય છે. શ્લોક ૩૭ પં. ૧૪ गणनैरपिથી પૂરી થાય છે. શ્લોક ૩૮ વાંચો दाजाविमा પં. ૧૫ નો અંત पराक्रमस्यથી આવે છે. धिकरणं માંનું અનુસ્વાર અચોક્કસ છે. પં. ૧૭ વાંચો मसारं પં. ૨૦ निवासिना માં नि તદ્દન સ્પષ્ટ નથી, અને वा व જેવો દેખાય છે.

## पतरूं त्रीजुं

१ [ मातापि ]त्रोरात्मनश्चैहिकामुष्मिकफलाप्तये धर्म्मयशोभिवृद्धयर्थं कापिकान्त-
र्व्वर्त्तिभूते कोटिपु[ रे ]

२ भगवत्तिग्मरश्मये श्रीमज्जयादित्याभिधानाय खण्डस्फुटितसंस्कारार्त्थं गन्धपुष्पधूप-
दीपनैवेद्यार्त्थं

३ थूर्णविनामा ग्रामो यस्याघाटनानि पूर्व्वतो वटपद्रकं दक्षिणतो जद्राणग्रामस्तथा
पश्चिमतः

४ मञ्जनकालीयरग्रामो उत्तरतो रुल्लाडनामा ग्रामः । एवं चतुराघाटनोपलक्षितः
सोद्रङ्ग स[ । ]

५ [ परि ]करः सभूतवात्प्रत्यायस्सदण्डदशापराधः सोत्पद्यमानविष्टिकः सधान्य-
हिरण्यादेयो

६ ( अचा )टभटप्रवेशः समस्तराजकीयानामहस्तप्रक्षेपणीयो भूमिच्छिद्रन्यायेना-
चन्द्रार्कार्ण्णवक्षितिसरि-

७ ( त्प )र्व्वतकालीनः पूर्व्वदत्तदेवदायब्रह्मदायरहितोऽभ्यान्तरसिद्धया शकनृपकाला-
तीतसंवत्सर( सप्त )शतेष्वेकान्नपं-

८ चाशत्समधिकेषु महावैशाख्यां नर्म्मदासरिति स्नात्वोदकातिसर्ग्गेण प्रतिपादितः ।
यतोस्योचित-

९ या देवदायस्थित्या भुंजतो भोजयतः कार्षयतः प्रतिदिशतो वा न कैश्चित्परि-
पन्थना कार्य्या । त-

१० थागामिनृपतिभिरस्मद्वंश्यैरन्यैर्व्वा सामान्यं भूमिदानफलमवेत्य विद्युल्लोलान्यने-
त्यैश्वर्य्याणि तृणत्र-

११ लनजलबिन्दुचञ्चलं च जीवितमकलय्य स्वदायनिर्व्विशेषोयमस्मद्दायोनुमन्तव्यः
परिपालयि-

१२ तव्यश्च । यश्चाज्ञानदाटलावृतमतिराच्छिन्द्यादाच्छिद्यमानं वानुमोदते स पंचभि-
र्म्महापा( त- )

---

पं १ अक्षरो ४–१३ नो ज भाग हैयात छे. पं. ३ पहेलो अक्षर अस्पष्ट— मू अथवा द्रु होय. अथवा ध्या होवानो संभव छे. पं. ७— सप्त नो उमेरो तद्दन बराबर छे. कारण के वडोदरादानपत्र जे गोविन्दना पिताए जाहेर कर्युं हतुं तेनी तारीख ७३४ छे. पं. ९— वांचो कर्षयतः प्रतिदिशत; पं, १० वांचो न्यनित्यै पं. ११ वांचो त्रसन; माकलय्य; पं. १२ वांचो ज्ञानपटला.

१३ कैस्त्पपा( त )कैश्च संयुक्तः स्यादिति । उक्तं च । भगवता वेदव्यासेन व्यासेन व्यासेन ष-

१४ ष्टिर्व्वर्षसहस्राणि स्वर्गे तिष्टति भूमिदः । आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वशेत । विन्ध्या-

१५ टवीष्वतोयासु शुष्ककोटरवासिनः । कृष्णाहयो हि जायन्ते भूमिदायापहारिणः ॥ अग्नेरपत्यं प्र-

१६ थमं सुवर्ण्णं भूर्वैष्णवी सूर्य्यसुताश्च गावः । लोकत्रयं तेन भवेद्धि दत्तं यः काञ्चनं गाञ्च महीञ्च दद्यात् ।

१७ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिर्य्यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दत्तानि पुरा

१८ नरेन्द्रैर्द्दानानि धर्म्मार्त्थयशस्कराणि निर्म्माल्यवान्तप्रतिमानि तानि को नाम साधुः पुनराददीत । स्व( द )

१९ त्तां परदत्तां वा यत्नाद्रक्ष नराधिप । महीं महीभृतां श्रेष्ट दानाच्छ्रेयोनु- पालनं ॥ इति कमलदलाम्बुबिन्दु-

२० लोलां श्रियमनुचिन्त्य मनुष्यजीवितं च अतिविमलमनोभिरात्मनीनैर्नहि पुरुपैः परकीर्त्तयो विलोप्याः

२१ स्वहस्तोयं श्रीगोविन्दराजस्य लिखितं चैतन्मया श्रीगोविन्दराजस्यादेशान्म-

२२ हासन्धिविग्रहाधिकृतकुलपुत्र-

२३ श्रीमदवलोकितसूनुना श्रीयोगेश्वरेण दूतकोत्र भट्टश्रीकुमु( द ) इति ॥

---

पं. १३—त्रीजो व्यासेन उडाडी नांखो. पं. १४—वांचो षष्टिं वर्ष; वसेत; पं. २० वांचो पुरुषः;

ભાષાન્તર

(૧) જેના નાભિકમળમાં બ્રહ્માએ વાસ કર્યો છે તે અને ઇન્દુકલાથી જેનું શિર મંડિત છે તે હર તમને રક્ષો.[૧]

(૨) નૃપોમાં રાજસિંહ, વિશ્વવ્યાપી યશવાળો, અને ઉદય થતા તારામંડળનો નાયક ચંદ્ર રાત્રે તિમિર હણે છે તેમ કેળવાએલી સેનાના અગ્રે રહી, યુદ્ધમાં શત્રુઓને હણનાર શુદ્ધ પ્રકાશવાળો ગોવિંદરાજ નૃપ હતો[૨]

(૩) જ્યારે વીર યોદ્ધાઓથી પ્રકાશતું સૈન્ય તેની સામે આવતું તે જોતો ત્યારે અધર કરડી, ભ્રમર ગૂંથી, અસિ ધારી, પોતાની સેનામાં અને પોતાના હૃદયમાં ધૈર્યનું રોપણ કરી તે સદા ઉંચો યુદ્ધનો ધ્વનિ કરતો.[૩]

(૪) જ્યારે તેના શત્રુઓ યુદ્ધમાં તેનું નામ સાંભળતા ત્યારે કરમાંથી અસિ, મુખમાંથી તેજ અને હૃદયમાંથી દર્પ—આ ત્રણ ચીજો નિરંતર તેઓમાંથી સહસા સરી જતી.[૪]

(૫) તેનો પુત્ર શ્રી કર્કરાજ, જેનો ઉજ્જવળ યશ વિશ્વમાં વિખ્યાત હતો, જે દુઃખી જનોનાં દુઃખ નિવારતો અને હરિના પદના સ્થાનને નિભાવતો, જે સ્વર્ગના નૃપ સમાન હતો એ જેની આજ્ઞાનું સદા પાલન થતું તે (કર્કરાજ) તેના પછી રાષ્ટ્રકૂટ વંશનો મણિ બન્યો.[૫]

(૬) રાષ્ટ્રકૂટ વંશના મેરૂ પર્વત સમાન, અરિના ગજોનાં ભેદેલાં કુમ્ભમાંથી ઝરતા મદથી પ્રકાશિત અને તેમના દંતથી ઉઝરડાએલા સ્કંધવાળો અને ભૂમિ પર પોતાના શત્રુઓનો નાશ કરનાર ઇન્દ્રરાજ તેનો પુત્ર હતો.[૬]

(૭) તેનો પુત્ર ઇન્દ્ર સમાન હોઈ ચાર સાગરથી આવૃત થએલી અખિલ પૃથ્વીનું રાજ્ય કરનાર અને મહિમા પ્રાપ્ત કરનાર દન્તિદુર્ગરાજ હતો.[૭]

(૮) કાઞ્ચીશ્વર, કેરલ, ચોલ, પાંડય, શ્રીહર્ષ અને વજ્રટનો પરાજય કરવામાં દક્ષ કર્ણાટના અજિત અને અચિંત્ય બલનો મુઠ્ઠીભર સેવકોથી સત્વર પરાજય કર્યો.[૮]

(૯) જે અશ્રાન્ત હતો, જેની આજ્ઞાનું સર્વે પાલન કરતા, જેણે તીક્ષ્ણ શસ્ત્ર ધારણ કર્યાં ન હતાં અને જેણે શ્રમ (યત્ન) કર્યો ન હતો, તેણે ભ્રમર ચઢાવી, ધનુષથી વલ્લભનો સત્વર વિજય કરી, રાજાધિરાજ અને પરમેશ્વરના મહાશબ્દની પ્રાપ્તિ કરી.[૯]

(૧૦) ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...[૧૦]

(૧૧) તે સ્વર્ગમાં ગયો ત્યારે ... ... ... શ્રી કર્કરાજનો પુત્ર કૃષ્ણરાજ ભૂપતિ થયો.

---

૧ આ શ્લોક, વડોદરા, સામનગઢ અને વાન ડિન્ડોરીના લેખોને પણ મથાળે આવે છે. ૨ આ શ્લોક સામનગઢ લેખમાં પણ આવે છે. ૩ આ શ્લોક સામનગઢ લેખમાં પણ ત્રીજો છે. બાળગંગાધર શાસ્ત્રીનાં વાંચન उन्नामितम्' તથા च सत्वम्, મારી ધારણા પ્રમાણે, આપણાં વાંચન કરતાં વધારે ઠીક લાગે છે. પરંતુ उन्नादितम् નો દિ મને તદ્દન સ્પષ્ટ નજરે પડયો. ૪ આ શ્લોક સામનગઢ લેખમાં પણ ચોથો છે. ૫ સામનગઢ લેખમાં આ શ્લોક પાંચમો છે. ૬ આ શ્લોક સામનગઢ પતરામાં સાતમો છે. ૭ છંદ ગીતિ. રાજાનાં નામનો ઉમેરો, બીજાં પતરાંઓમાં આપેલી વંશાવલીથી સાચો પુરવાર થાય છે. ૮ સામનગઢ પતરાના અલભાગમાં આ શ્લોક છેલ્લો છે. પ્રતિકૃતિ ઉપરથી વિચારકરતાં બાળ ગંગાધાર શાસ્ત્રીનું વાંચન अजेयरथ्यैः આપણાં વાચન अजयेमल्पैः ને બદલે બરાબર નથી. તેણે પોતે કરેલા તરજુમામાં છોડી દીધું છે. अल्पैः અને नियाद्भिः શબ્દો, દન્તિદુર્ગનું લશ્કર ન્હાનું હતું એ વાતને ભાર સૂચક ટેકો દેવા માટે વપરાયો લાગે છે. જિતેલા રાજાનાં લિસ્ટમાં બાલ ગંગાધાર શાસ્ત્રીએ વજ્રટનું નામ છોડી દીધું છે. (જ. બે. એ. સો. વો. ૩૨, પા. ૯૭) ૯ સામનગઢ પતરાંમાં આ શ્લોક આગલા શ્લોકની તરત જ ઉપર માલુમ પડે છે. પરંતુ તેનું અક્ષરાન્તર બગડેલું જણાય છે. બાળ ગંગાધર શાસ્ત્રીએ તરજુમો કેવી રીતે કર્યો તે પણ સમજી શકવું મુશ્કેલ છે. ૧૦ આ શ્લોકનો શબ્દ છેદનને અંગે ચોકકસ અનુવાદ કરી શકાય તેમ નથી. પરંતુ તેનો સાધારણ અર્થ એમ હોવો જોઈએ કે દન્તિદુર્ગે આખો ભારત દેશ જિત્યો.

( ૧૨ ) ... ... ... શ્રી ... કૃષ્ણરાજનું ચરિત કૃષ્ણ સમાન અદોષિત હતું.
( ૧૩ ) ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...
( ૧૪ ) ... ... ... ... ... ... ... ... ... ... ... ... ... ...
( ૧૫ ) ... ... તેણે સત્વર 'રાજાધિરાજ' અને 'પરમેશ્વર' ના શુભ મહાશબ્દની પ્રાપ્તિ કરી.
( ૧૬ ) ... ... ... તેના પ્રબળ કરે મદ ભરેલા શત્રુઓનું મંડળ જોયું કે સત્વર તેમનો નાશ કર્યો (?)

( ૧૭ ) તે ચાર સાગરથી આવૃત બની ભૂષિત થએલી પૃથ્વીનો અને ત્રયી વિદ્યાનો પણ પાલક હતો. તે દ્વિજોને ઘણું ધી આપતો. તે દેવોને પૂજતો અને ગુરૂઓને માન આપતો. અર્થિઓના તે મનોરથ પૂર્ણ કરતોઃ ગુણી જનોમાં પ્રથમ હતો લક્ષ્મીનો વલ્લભ હતો અને પોતાનાં મહાન તપથી તે સ્વર્ગનાં ફળનો ઉપભોગ કરવા અમરોના ધામમાં ગયો.

( ૧૮ ) તેનો પુત્ર વલ્લભ નામથી વિખ્યાત, પરાજય પામેલા પૃથ્વીના શત્રુઓની પત્નીઓને વૈધવ્ય આપવામાં દક્ષ, ક્ષણમાં શત્રુના મસ્ત ગજોનાં યુદ્ધમાં કુમ્ભ ભેદનાર અને સેનાગ્રની ધૂળથી શ્વેત બનેલા શિર સહિત, શ્વેત છત્રથી રવિકિરણોનો તાપ દૂર થવાથી સદા લીલાવાળી ગતિથી ચાલનાર શ્રી ગોવિંદરાજ હતો.

( ૧૯ ) તેનો અનુજ અતિ મહિમાવાળો અને અપ્રતિબદ્ધ પ્રતાપવાળો શ્રીધ્રુવરાજ સર્વ નૃપોનો પરાજય કરી ક્રમે ઉષાના સૂર્ય સમાન ચંડ પ્રતાપવાળો બન્યો.

( ૨૦ ) જ્યારે તે સન્નૃપોમાં મણિ, રાષ્ટ્રકૂટોનો નાયક થયો ત્યારે અખિલ જગત તેને નિત્યનો આધ્યાત્મિક ગુરૂ સુસ્વામિ કહેતું. જ્યારે સાગરથી સાગર સુધીની ભૂમિ પર તે ધર્મી, અને સત્યનો અનુરાગી, રાજ્ય કરતો હતો ત્યારે પ્રજા કબુલ કરતી કે, ખરે સત્યયુગ પુનઃ આવ્યો હતો.

( ૨૧ ) બન્ધુ જનોને અનુરંજી; તે પ્રસન્ન થાય ત્યારે સદા અર્થિઓના મંડળને તેની સર્વ લક્ષ્મી આપતોઃ જ્યારે કોપાયમાન થતો ત્યારે તે મહાન વીર યમના પણ પ્રાણ સત્વર હરી લેતો.
( ૨૨ ) ચાર સાગર સહિત પૃથ્વી પર તે ધર્મી રાજ્ય કરતો હતો, ત્યારે જનોના હૃદયમાં પરમ આનન્દ હતો.

( ૨૩ ) તેનો પુત્ર, તેના વંશનું ભૂષણ, ઉદાર, જનવલ્લભ, પ્રતાપ તથા ધનસંપન્ન, વિખ્યાત શૌર્યવાળો, શત્રુઓને પીડનાર, અને સંતોથી જગતમાં ઉજવાતા યશ વાળો ગોવિંદરાજ હતો.

( ૨૪ ) તેનું અપર વિખ્યાત નામ પૃથ્વીવલ્લભ હતું. તેણે, એકલાએ, ચાર સાગરથી બંધાએલી પૃથ્વીને પોતાને શરણ કરી.

( ૨૫ ) વિશ્વ આત્મા એક રૂપવાળો છે, છતાં, ભેદવાદિઓને અનેક રૂપવાળો દેખાય છે; તેમ જ્યારે તેણે આ શત્રુઓનો સૈન્યનો અગાધ સાગર તેના બાહુબળથી ઓળગ્યો ત્યારે તે યુદ્ધમાં, શત્રુઓને અનેક રૂપવાળો દેખાયો
( ૨૬ ) "હું એકલો છું અને પૂરતાં શર વિનાનો છુંઃ શત્રુઓ સજ્જ અને અનેક છે" આવા વિચારો તેને કદિ સ્વપ્નમાં પણ આવતા નહીં તો યુદ્ધમાં તો કયાંથી જ ?

( ૨૭ ) જ્યારે સ્તંભ આદિ અનેક અન્ય નૃપો એકત્ર થઈ તેમના બાહુબળથી રાજાધિરાજ અને પરમેશ્વરના મહાશબ્દો જે તેણે રાજ્યાભિષેક કળશના જલથી અભિષેક થઈ તેના પિતા પાસેથી પ્રાપ્ત કર્યાં હતા તેની પાસેથી તોડી લેતા.

---

૧ શ્લોક ૧૩ અને ૧૪ નો સાધારણ અર્થ પણ આ ટુકડાઓમાંથી હું કરી શકયો નથી.

८ विपटनसीमा । उत्तरत वसुहारिकग्रामसीमा । एवं चतुराघाटनोपलक्षित सोद्रंग सपरिक-

९ र ससीमापर्यन्त सवृक्षमालाकुल सदन्डदशापराधः सधान्यहिरन्यादेयोचाटभट-प्रवेस्य वातेत्तरी-

१० यः सर्व्वराजकीयानामहस्तप्रक्षेपणीयो आचन्द्राकार्णवक्षितिसरिपर्व्वतममका-लीनः पूर्व्वदत्तदे-

११ वदायब्रह्मदायरहितोभ्यन्तरसिध्या सकनृपकालातीतसवत्छरशतेस्वष्ठसु दहोत्तरेषु· चैत्रे अमावा-

१२ स्या सूयग्रहणपर्व्वणिः स्नात्योदकातिसर्गेण वलिचरुवैश्वदेवाग्निहोत्रानुष्टानादिक्र-योत्छर्पणार्थं-

१३ प्रतिपादितस्तदसुतया ब्रह्मदायथित्या भूञ्जतो भोजयत कृशतो कर्षयत प्रतिदि-शतो वा न केनापि

१४ परिपंथना कार्याः तथागामिनृपतिभिरप्मद्वशजैरन्येर्व्वा सहस्रमेकेन पालनीयो द्रंमोश्च

१५ तृभि स्कन्धकै देया प्रथमं भाद्रपदे द्वितीयं कार्तिके तृतीय माघेः एभि स्थित्या सर्व्वराजकी-

१६ यै पालनीयः न केनापि परिपन्थना कार्याः आगामिनृतिभिरप्मद्वश-

पतरूं त्रीजुं[1]

१ जैरन्यैर्व्वा सामान्य भूमिदानफलामित्यवधार्य विद्युलोलान्यनैत्यैस्वर्याणि तृणाग्रलग्रज-

२ लविन्दुचंचलं च जीवितमाकलज्य स्वदायनिर्व्विशेसो अप्मदायोनुमन्तव्य पालयित-

३ व्यश्चः यश्चाज्ञानतिमिरपटलवृतमतिरात्छिद्यदात्छिद्यमानमोदेतः स पञ्चभिर्महापा-तकैरुप[ प ]-

४ तकैश्चः सयुक्त स्यः उक्तं च भगवाातात वेदव्यासेन व्यासेन [ ।। ] षष्टिर्व्वर्षसह-स्राणि स्वर्गे तिष्ठति भूमि-

५ द[ । ] आत्छत्ताः चानुमत्ता च तान्येव नरके वसेः [ ।। ] अग्नेरपत्य प्रथम सुवर्ण्णं भूर्व्वैष्णवी सूर्यसुताश्च गावः [ । ] लोक-

---

१ पतरूं त्रीजुं पंक्ति ५; मू खराब रीते कोतर्यो छे.—पं. ६; कोटरावासिन कोतरनारे कोटरावासिन मांथी सुधारेलुं छे.

६ त्रयं तेन भवेधि दत्तं य कान्चनं गांन्च महिन्च दद्यात् [ । ] विद्धयाटवश्वतोयासु शुष्ककाकोटरवासिन[ । ]कृष्णाहयो हि जा

७ यन्ते भूमिदायं हन्ति येः [ ॥ ] कन्यामेकं [ गव ]ामेकं भूम्यामप्येकमंगुलं । हरं नरकमायाति यावदाहूतसप्लवंः [ ॥ ]

८ यानीह दतानि पुरा नरेन्द्रैर्दानानि धर्म्मार्थयशस्कराणिः [ । ] निर्म्माल्यनिष्ठीव-समानि तानि तानि को नाम साद्धु

९ पुनराददीतः [ ॥ ] स्वदता परदतां वा यत्नाद्रक्षनराधिप [ । ] मही महिभूजां श्रेष्ट दाना श्रेयोनुपालनंः [ ॥ ] वहु-

१० भिर्व्वसुधा भुक्ता राजभि सगरादिभि [ । ] यस्य यस्य यदा भूमि तस्य तस्य तदा फलंः [ ॥ ] इति कमदलांवुविन्दुलोलां

११ श्रीयमनुचिन्त्य मनुश्यजीवितं चः [ । ] अतिविमलमनोभि[ रात्म ]नीनैत्र हि पुरुशै परकीर्त्तयो विलोप्या [ ॥ ]

१२ दूतकोत्र महत्तमसर्व्वाधिकारि ब्राह्मण अलैयक नान्माः लिखितं चैतन्मया महासन्धिविग्र-

१३ [ ह ]ाधिकारी श्रीजज्जकेन श्रीकलुकसूनुना इतिः ॥ स्वहस्तोयं मम श्रीमद्-

१४ कालवर्षश्रीकृष्णराजस्यः ॥

## दानपत्रना महत्त्वना भागोनुं सुधारेलुं अक्षरान्तर

[ पतरूं बीजुं— ए. पंक्ति १३ ]

२० श्रीदन्तिवर्मण .... तस्य ... सुत .... प्रबलप्रतापः[1]

२१ यस्यानेकनरेन्द्रवृन्दविनुतस्यापू [ र्वे ]– – ◡ — — — — ◡ ◡ — ◡ — ◡ ◡ ◡ — — [ अं ] ह्रिपद्मद्वयः । प्रोत्खातासिलता[ प्रहार ]दलित-द्विड्दन्ति कुम्भस्थलः शूरः सज्जनवत्सलः सुसरलः — — ◡ — — ◡ —[2]

२२ ... ... पीतमथो यशश्च[3]

२३ येन खड्गद्वितीयेन वलभनृपस्य पश्यतः । उज्जयिन्यां रिपूञ्जित्वा दूरमुत्तम्भितं यशैः[4]

२४ तेनेदमनिलविद्युच्चञ्चलमालोक्य जीवितमसारम् क्षितिदान परमपुण्यः प्रवर्तितो धर्मदायोयम्[5]

---

१ આ ભાગનો છંદ, વસંતતિલકા હોય એમ જણાય છે. २ છંદ શાર્દૂલ. ૩ આ સાત પદો ઉપજાતિ અથવા વસંતતિલકા છંદવાળા શ્લોકનાં હશે. ૪ શ્લોક ૨૩ નો છંદ અનુષ્ટુભ. બીજું, ચરણ અનિયમિત છે. ૫ શ્લોક ૨૪ લેખ નં. ૩ નો ૪૩ મો શ્લોક છે.

स च समधिगताशेषमहाशब्दमहा[ सामन्ता ]धिपतिश्रीमदकालवर्षश्रीकृष्ण राजः सर्वानेष ... ... समनुबोधयत्यस्तु वः संविदितं यथा मया श्रीअ-ङ्कूलेश्वरावस्थि [ ते ] नमातापित्रोरात्मनश्चैहिकामुष्मिकपुण्ययशोभिवृद्ध[ ये ] नर्मदायां भगवत्तीर्थे स्नात्वोदकातिसर्गेण श्री वरिअविवस्तव्यतत् त्रैविद्यसामान्यकु-ण्डिनसगोत्राध्वर्युसब्रह्मचारिब्राह्मण श्रीअजवासावकसुताय श्रीतणुअवासावका [य] श्रीगुहेश्वरभ्रात्रे द्वाभ्यां[1] प्रतिपादितः श्रीकोङ्कणविषयान्तर्गतवरिअविषोडशोत्त-[ रग्रामशत ]मध्य[ वर्ति ]कविठसाढयभिधानग्रामो यस्याघाटनानि पूर्वतो वलछग्रामसीमा । दक्षिणत उत्तरपढवणकग्रामसीमा । पश्चिमतो वरिअविपट्टन-सीमा । उत्तरतो वसुहारिकग्रामसीमा । एवं चतुराघाटनोपलक्षितः ...

पतरूं बीजुं. बी. पंक्ति ११:

शकनृपकालातीतसंवत्सरशतेष्वष्टसुदशोत्तरेषु चैत्रेमावास्या [ यां ] सूर्यग्रहण-पर्वणि स्नात्वोदकातिसर्गेण बलिचरुवैश्वदेवाग्निहोत्रानुष्ठानादिक्रियोत्सर्पणार्थं प्रति-पादितः ॥

पतरूं बीजुं. बी. पंक्ति १४:

द्रम्माश्च त्रिभिः स्कन्धकैर्देयाः । प्रथमं भाद्रपदे द्वितीयं कार्त्तिके तृतीयं माघे ॥

पतरूं त्रीजुं, पंक्ति १२:

दूतकोत्र महत्तमसर्वाधिकारी ब्राह्मणोल्लैयको नाम्ना । लिखितं चैतन्मया महासंधि-विग्रहाधिकारि [ णा ] श्रीजज्जकेन श्रीकलुक्सूनुनेति ॥ स्वहस्तोयं मम श्रीमद-कालवर्षश्रीकृष्णराजस्य ॥

१ मूळपतरामां भ्रातरे द्वयो[ : ] वांचन छे.

ભાષાન્તર

( ૨૦ ) આ... ... શ્રી દન્તિવર્મનનો પ્રબળ પ્રતાપવાળો ... ... પુત્ર ... ...

( ૨૧ ) મહાન નૃપમંડલથી સ્તુત્ય અને જેનાં ચરણકમળ ... ... જે શત્રુઓના હાથીનાં કુમ્ભસ્થળ પોતાની ઉત્સાહપૂર્વક ખેંચેલી તરવારના પ્રહારથી ભેદતો, જે શૂરો, સજ્જન, વત્સલ અને અતિ સરળ હતો તેનાથી ... ... ... ... ...

( ૨૨ ) [ કોઈ વિજયના ઉત્સવમાં ઉજાણીનું વર્ણન આપતું જણાય છે ] જ્યારે યોદ્ધાઓએ મદિરા અને શત્રુઓના યશનું એકી જ કાળે પાન કર્યું.[1]

( ૨૩ ) કરમાં તરવાર ધારીને જેણે દૂર પ્રદેશમાં યશ સ્થાપ્યો હતો, તેણે વલ્લભ નૃપની નજરેજ ઉજ્જયિનીમાં શત્રુઓનો પરાજય કર્યો.

( ૨૪ ) તેણે જીવિતને અસાર અને પવન અથવા વિદ્યુત્ જેવું ચંચલ માનીને, પરમપુણ્ય ભૂમિદાનનું આ ધર્મદાન કર્યું છે

( ૨૫ ) મહાન સામન્તોનો નાથ, અને સર્વ મહાશબ્દ પ્રાપ્ત કરનાર શ્રીમદ્ અકાલવર્ષ શ્રી કૃષ્ણરાજ સમસ્ત રાજપુરૂષોને ( નીચેની આજ્ઞા ) જાહેર કરે છેઃ—

તમને જાહેર થાઓ કે મારાં માતાપિતા અને મારા આ લોક તેમજ પર લોકમાં પુણ્ય અને યશ માટે અંકૂલેશ્વરમાં નિવાસ કરી, નર્મદા નદીમાં ભગવતતીર્થમાં સ્નાન કરીને, ચૈત્રી અમાસ ને સૂર્યગ્રહણ વખતે શકરાજાના સમય પછી સંવત ૮૧૦ માં— અજવાસાવકના[2] પુત્રો, વરિઅવિના નિવાસી, ઉક્તસ્થાનના ત્રિવેદિ મધ્યેના કુણ્ડિન ગોત્રના, યજુર્વેદનું અધ્યયન કરતા તણુઅવાસાવક અને તેના ભાઈ ગુહેશ્વર આ બે બ્રાહ્મણોને બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર આદિ વિધિનાં અનુષ્ઠાન માટે કવિઠસાઠિ નામનું ગામ મેં પાણીના અર્ધ્યે સાથે આપ્યું છે. તેની સીમાઃ— પૂર્વમાં વલછ ગામ; દક્ષિણમાં ઉત્તરપઢવણક— ગામ; પશ્ચિમે વરિઅવિ બંદર અને ઉત્તરે વસુહારિક ગામ ... ... ... ... દ્રમ( પૈસા )દાનદેવાયલા પુરૂષોને ત્રણ હફ્તે આપવાના છે. એક ભાદ્રપદમાં બીજો કાર્તિકમાં ને ત્રીજો માઘમાં;

આ દાનપત્રનો દૂતક અતિ મહાન મહામાત્ય અલ્લૈયક નામનો બ્રાહ્મણ. આ દાનપત્ર મેં કલુકના પુત્ર મહા સાંધિ વિગ્રહિક શ્રી જજ્જકે લખ્યું છે. આ મારા શ્રીમદ્ અકાલવર્ષ કૃષ્ણરાજના સ્વહસ્ત છે.

---

૧ સરખાવો રઘુવંશ ૪, ૪૨ ૨ વાસાવક એ વાસાપકનું પ્રાકૃત રૂપ છે. વાસાપક કોઈ પદવીધારી વર્ગ બતાવે છે. ( રાઠોડ દાનપત્ર નં. ૩ પતરૂં બીજું બી. પંક્તિ ૩ );— જુઓ પ્રો. બ્યુહ્લરની એ ભાગ ઉપરની નોટ.

લે. ૪૩

નં૦ ૧૩૨

# કપડવંજનું કૃષ્ણ ૨ જાનું દાનપત્ર*

## શક સંવત્ ૮૩૨ વૈશાખ પૂર્ણિમા ( ઈ. સ. ૯૧૦—૧૧ )

આ દાનપત્ર ગુજરાતમાં કપડવણુજ મુકામે પ્રાપ્ત થયું હતું. લેખ થોડાક ઉંચાં વાળેલા કાંઠાવાળાં ત્રણ તામ્રપત્રો પર કોતરેલો છે. દરેક પતરાંનું માપ આશરે ૧૧$\frac{3}{4}$"×૮$\frac{3}{4}$" નું છે.

બીજાં જાણવામાં આવેલાં દાનપત્રોની મુદ્રામાં શિવની આકૃતિ હોય છે, પણ આ દાન-પત્રની મુદ્રા ઉપર ગરૂડની આકૃતિ છે; તેથી કૃષ્ણ ૨ જો શૈવ ન હોતો, પણ વૈષ્ણવ હતો, એવું અનુમાન થઈ શકે છે.

પ્રારંભમાં અન્ય રાષ્ટ્રકૂટ દાનપત્રોને મળતી[1] ટુંકી વંશાવલિ આપી છે, તે નીચે પ્રમાણેઃ—

કૃષ્ણરાજ ૧ લો અથવા શુભતુંગ
|
ધ્રુવરાજ અથવા નિરુપમ
|
ગોવિન્દરાજ, ૩ જો.
|
મહારાજ ષણ્ડ
|
શુભતુંગ અથવા અકાલવર્ષ, અર્થાત્ કૃષ્ણ ૨ જો

ધ્રુવરાજને બીજા પુત્રો હતા, છતાં એણે ગાદી ગોવિન્દરાજ ( ૩ જા )ને આપી, કારણ કે તે ગુણી હતો, એવું શ્લો. ૭ મામાં કહ્યું છે. અન્ય દાનપત્રોમાં ગોવિંદના એક જ ન્હાના ભાઈનું, ૩ જા ઇન્દ્રનું, નામ ઉપલબ્ધ છેઃ એ ઇન્દ્રે રાષ્ટ્રકૂટની ગુજરાત શાખા સ્થાપી. આ દાનપત્રમાં મહારાજ ષણ્ડ કહ્યો છે તે અન્ય દાનપત્રોમાંનો મહારાજ શર્વ ઉર્ફે અમોઘવર્ષ જ છે, બીજો કોઈ નહીં. એણે શત્રુઓને હરાવીને રાજ્ય પાછું મેળવ્યું એવી હકીકત આ દાનપત્રમાં આવી છે. અન્ય દાનપત્રોથી[2] જણાય છે કે એ શત્રુઓ એના કુટુંબીઓ જ હતા, ઘણે ભાગે ૪ થો ગોવિંદ જ હશે જેને મહારાજ શર્વે પોતાના પિત્રાઈ ગુજરાતના ૨ જા કર્કની મદદ લઈને જિત્યો હતો.

ત્યાર પછી રાજાકૃષ્ણના મહાસામન્ત પ્રચંડની વંશાવલિ આપેલી છે.

જે ૭૫૦ ગામોમાંનું એક વ્યાઘ્રાસ ગામનું દાન અપાયેલું જણાવ્યું છે, તે ૭૫૦ ગામો શ્લોક ૨૦ માં રાજાનાં પોતાનાં કહેલાં છે, પણ આગળના ગદ્યભાગમાં કહ્યું છે કે એ ગામોમાં કોઈ ચન્દ્રગુપ્ત મહાસામન્ત પ્રચંડનો દંડનાયક હતો. માટે કદાચ એ ગામો પ્રચંડને ૨ જા કૃષ્ણે જાગીરમાં આપ્યાં હશે—કદાચ પ્રચંડના પિતા ધવલપ્પને એના પરાક્રમની કદર તરીકે આપ્યાં હશે.

---

* એ. ઈ. વો. ૧ પા. ૫૨ ઈ. હુલ્શ ૧ શ્લો ૧, ૩, ૪, ૮, ધ્રુવ ત્રીજાના દાનપત્રના શ્લોકો ૧, ૧૨, ૧૬, ૧૮ ને મળતા છે—ઇ. એ. વો. ૧૨ પા. ૧૭૯ ૨ જુઓ ઈ. એ. વો. ૧૪ પા. ૧૯૭.

દાનપત્રોના સમયઃ શક સંવત્ ૮૩૨ ( ઈ. સ. ૯૧૦–૧૧ ) વૈશાખી પૂર્ણિમા.[1] દાનપત્રનો લેખક કુલપુત્ર અમ્મૈયક, નેમાદિત્યનો[2] પુત્ર હતો.

દાનપત્રમાં વર્ણવેલાં ગામો પૈકી નીચેનાં ડૉ. બ્યુલરે ઓળખાવેલાં છે.—

| | | |
|---|---|---|
| कर्पटवाणिज्य | = | હાલનું કપડવણજ |
| व्याघ्रास | = | ,, ગાયકવાડી વઘાસ. |
| पंथोडा | = | પંથોરા |
| अरलुवक | = | ,, લરૂજી મૂઆડું ( વઘાસ ની દક્ષિણે ) |
| अपूवल्ली | = | ,, અબુવેલ. |

૧ કૃષ્ણ ૨ બીજાનાં અન્ય દાનપત્રો શક. સં. ૮૨૨, ૮૨૪, ૮૨૬, અને ૮૩૧ નાં છે. જુઓ ઈ. એ. વો. ૧૨ પા. ૨૨૧ અને મી. ફ્લીટની " કેનેરીઝ વંશો." પા ૩૬. ૨ કર્ક ૨ બીજાના શક સં. ૭૩૪ ના દાનપત્રનો લેખક, કુલપુત્રક દુર્ગભટનો પુત્ર નેમાદિત્યનો સંબંધી આ દાનપત્રનો લેખક નેમાદિત્ય કદાચ હશે. ( જુઓ. ઇ. એ. વો. ૧૨ પા. ૧૬૫. )

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ ओं [।।] स वोव्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं । हरश्च यस्य कान्तेंदुकलया कमलंकृतं । [ १ ] आसीन्मु-

२ रारि( तः ) संकाशः कृष्णराजः क्षिते[ : ]पतिः । अप्रमेयवसोर्द्दाता साक्षाधर्म्मे[1] इवापरः । [ २ ]

३ शुभतुङ्गतुङ्गतुरगप्रवृद्धरेणूर्द्ध[2] रुद्धरविकिरणं । ग्रीष्मेपि नभो निखिलं प्रावृट्का-

४ लायते स्पष्टं । [ ३ ] तस्यात्मजः श्रीध्रुवराजनामा महानुभावः प्रथितप्रतापः [ । ] प्र-

५ साधिताशेषनरेन्द्रचक्रः क्रमेण वालार्कवपुर्व्वभुव । [ ४ ] शशधरकरनिकरनिभं यस्य य-

६ शः सुरन( ा )गाग्रसाणुस्थैः[3] [ । ] परिगीयते समन्ताद्विद्याधरसुन्दरीनिवहैः । [ ५ ] तस्याप्यभु-

७ द्भुवनभारभृतः समर्थः पार्थोपमपृथुसमानगुणागुञ्ज्ञः [ । ] दुर्व्वारवइरि[4]-

८ वनितातुलतापहेतुः गोविन्दराज इति सुप्रथितप्रतापः । [ ६ ] यस्य प्रभोशुतुंर[5] चारुरु-

९ दारकीर्त्तेः रामापरो[6] विरुपमस्य पितुः सकाशात् [।] श्वस्वेप्यनेकँ[7] तनयेषु गुणा

१० तिरेकान्मूर्द्धाभिषिक्त( : ) नृपसम्मतमाशु राज्यं । [ ७ ] रक्षितं येन नि[ : ] शेषं चतुरंभोधिसंयु-

११ तं । राज्यं धर्म्मेण लोकानां कृता तुष्टि[ : ] परा हृदि । [ ८ ] सूनुतस्यो[9] तिवीरः सकलगुणग-

१२ णाकारभूतो वभूव( : ) भूपालात्कंटिकाभि[10] सपदि विघटितान्वेष्ट्टइत्वो[11] ददाह ।

१३ राज्यं यस्याभिमानी रिजमपि[12] चलितं वाहुवीर्यादधापे[13] पृथ्वीमेकातपत्रामे[14]-

१४ कुरुत वलवान् श्रीमहाराजषंडः । [ ९ ] यस्य विभो[ : ] कारायां रिपुरमणीचारु-

---

१ वांचो साक्षाद्धर्म २ वांचो रेणूर्ध्वं ३ वांचो सानुस्थैः ४ वांचो वैरि ५ वांचो यश्च प्रभोश्चतुर ६ वांचो रामोपरो अथवा रामोपमो. ७ वांचो सत्स्वप्यनेक ८ वांचो माप? ९ वांचो सूनुस्तस्या १० वांचो भूपालान्कण्टकाभान्? ११ वांचो न्वेष्टयित्वा. १२ यश्चाभिमानी निजमपि. १३ दवाप. १४ पत्राम

१५ चरणलग्नानां [ । ] परुषरधे[1] निगडानां अनवरतं श्रूयते लोके । [ १० ] तस्याद्बभूवे[2]

१६ राजा प्रथितयश[ स ]ः ( । ) शुभतुङ्गनामाये[3] । योसावकालवर्षोपरनामा[4]

१७ गीयते लोके । [ ११ ] कृष्णचरितः स एव हि हितकृतेये[5] यो वि[ भ ]

१८ र्त्ति वर्णानां । राज्यं निहताराति: ( । ) स्वभुजेन भुवं च ( कृ )

पतरुं बीजुं अ

१९ कृष्णा इव । [ १२ ] अस्य चरणप्रभावाद्बलवकान्वयमगाद्भृशं लक्ष्मीं[6] [ । ]

२० पश्चाद्भूतकविन्द्रै[7] रनवरतं पट्व्यति प्रकटं ॥ [ १३ ] तस्मादन्वयसागरात्स-

२१ मभव[ त् ] श्रीशुद्धं[8] त्कुम्वडिः तस्माच्चापि वभूव दर्प्पदलन[ : ] श्रीदेगडिर्व्वि-द्विषां [ । ] येनानेकनरे-

२२ न्द्रदन्तिदलनात्प्राप्तं यशः साश्वतं[9] सिंघेनेव रणाटवीर्व्विरचितान्निवृर्भीकं[10] मेकाकिना । [ १४ ]

२३ तस्माज्जातः प्रचण्डः प्रचरखरकराक्रान्तनि[ : ] शेषभूभृन्नाम्ना श्रीराजहंस[ : ] प्रतिदि-

२४ नमुदयी क( ा )श्यपाद्वा पिवश्वान्येनानीतो[11] निजं श्रीः पुनरपि भवनं चंचली कापि या-

२५ न्ती पार्थेनोवारिचक्रे प्रमथनं[12] पटुना शांभवं भव्यभावं । [ १५ ] निर्जितसक-ल[ ा ]रिजनः श्री·

२६ धवलप्पः प्रसिद्धतरनामा । धवलितभुवनो जयससी[13] संजातः पवनसूनु-रिव । [ १६ ]

२७ सिंघीभूय[14] विपक्षेण गृह्यमानं[15] यशेप्सुना [ । ] दत्तं स्वसामिनो[16] येन तं निह-त्याशु म-

२८ ण्डलं । [ १७ ] तस्मात्प्रचण्ड[ : ] संजातः समरे यशः लंपटः [ । ] अक्कु-वश्चापि खड्गेन विख्या-

२९ तो निर्म्मलो भुवि । [ १८ ] सेल्लविद्याधरेणापि सेल्लुलालितं[17] पाणि( तपाणि ) ना [ । ] निहत्य( ा )

---

१ रवो २ तस्माद्बभूव, ३ नामायम् ४ वर्षापरनामा. ५ कृतये. ६ लक्ष्मीः ७ कवीन्द्रैः ८ श्रीशुद्ध पछी छंदमां એક વધારાના પદની જરૂર રહે છે. ९ शाश्वतं सिंहेनेव १० रचितं निर्भीक ११ વાંચો विवस्वान् । येनानीता. १२ पार्थेनेवारि चक्र प्रमथन १३ यशशा १४ सिंहीभूय. १५ माणं १६ स्वस्वामिने १७ शेल्लुललित

३० शत्रून् ( । ) समवे[1] यशसा कुलं[2]मलंकृतं । [ १९ ] श्रीमद्वल्लभराजै[3]ः श्रीहर्षपुरोप-
३१ [ ल ]क्षिताद्ग्रामान्[4] । भुंजत्[5] कालवर्षः अर्द्धाष्टशतोपसंख्यातान्[6] । [ २० ] सर्व्वानागामि-
३२ भद्रनृपतिमहासामन्तामात्यवलाधिकृतविषइकमहत्चरान्[7] ( । ) समनुबोध-
३३ यत्यस्तु वः संविदितं यथा श्रीखेटकहर्षपुरकासद्रहएतत् ( । ) अर्द्धाष्टम-
३४ यं[8] समधिगतपंचमहाशद्वमहासामन्तप्रचण्डदण्डनायकश्रीचन्द्रगु-
३५ प्ते ( । ) मया श्रीहर्षपुरार्द्धाष्टमशतान्त[ : ] पाति[ क ]र्प्पटवाणिज्यचतुर-( । )शीति-

पतरूं बीजुं ' बी '

३६ काप्रतिवद्धरूरिद्धादश्रकान्त[ : ] पातिव्याप्रासग्रामः सवृक्षमालाकुलः सदण्ड-दशाप-
३७ राधः ससीमापर्यन्त[ : ] सकाष्ठतृणकूपतडागोपेतः सभोगभाग[ : ] सहिरण्यः चतुराघाटनो-
३८ पलक्षितः घाणके[9] पलसमेतंः ( समभिलिख्यते ) । आघाटनैनि[10] अभिलिख्यन्ते । पूर्व्वतः पंथो-
३९ डाग्रामो विल्खावल्लीच । दक्षिणतः केरडवल्लीग्रामो ( । अ )रलुवकग्रामश्च । पश्चिमत[ : ] नावा-
४० लिका अपूवल्लोच । उत्तरतः अम्वाउञ्चग्रामः [ । ] एवं चतुराघाटनोपलक्षितः वरल्लरिका-
४१ ग्रामः भट्टवास्तव्यवाजिमध्यन्दिनभरद्वाजसगोत्रसब्रह्मचैरी[11] ब्राह्मणभैद्यभट्टे[12][13] वन्व
४२ सुताय ( । ) स्नात्वौदकातिसर्ग[14] वलिचरुकवैश्वदेवार्त्थ[15] प्रतिग्रहेण प्रतिपा-दितः [ । ] तदर्थम-
४३ स्मैंप्रदत्तधर्म्मदाय[ : ] सर्व्वैरेवां[16][17] गामिभोक्तृभिः अस्मयुपैरोघात्पालनीयो( अ )-नुमन्तव्य-
४४ श्च [ । ] उक्तं च ( । ) रिषि[19] व्यासेन । षष्टिवर्षसहस्राणि स्वर्गे तिष्टति[20] भूमिदः [ । ] आच्छेत्ता चानुमतां

१ समरे २ कुल ३ राजः ४ तान् ग्रामान् ५ भुनक्त्य ६ ख्यतान् ७ वांचो विषयिकमहत्तरान् ८ वांचो अर्धाष्टमशतमध्ये ९ वांचो घासक १० वांचो आघाटनानि ११ वांचो वास्तव्यभरद्वाजसगोत्रवाजिमाध्यंदिनसब्रह्मचारि १२ वांचो भट्टाय १३ वांचो स्नात्वोदकातिसर्गेण १४ देवार्थ १५ स्मत्प्र १६ वांचो सर्वैरेवा १७ वांचो अस्मदनुप १८ वांचो ऋषि १९ वांचो तिष्ठति २० वांचो चानुमन्ता

४५ च तान्येव नरके वसेत् । विन्ध्याटवीष्वतोयासु शुष्क( : ) कोटरवासिनः [ । ] महाहयो हि जाय-

४६ न्ते भूमिदानं हरंति ये । स्वदत्तां परदत्तां वा यत्नाद्रक्ष नराधिप( : ) [ । ] महीं महीभृतां श्रेष्ठ दा-

४७ नार्तु[1] श्रेयोनुपालनं । यानिहै[2] दत्तानि पुरा नरेन्द्रैः दानानि धर्म्मार्थयशस्क-राणि । निर्म्मा-

४८ ल्यवन्तः प्रतिमानि[3] तानि को नाम साधुः पुनराददीत( : ) । सर्व्वानेवे[4] भाविनः पार्थिवेन्द्रात्[5] भू-

४९ यो भूयो याचते रामभद्रः [ । ] सामान्योयं धर्म्मसेतुर्नृपाणां काले काले पाल-नीयो भव-

५० द्भिः । वहुभिर्व्वसुधा भूक्ता राजभिः सगरादिभिः । [ । ] यस्य यस्य यदा भूमिः

पतरुं त्रीजुं

५१ तस्य तस्य तदा फलं । इति कमलदलाम्बु( : ) वि-

५२ न्दुलोलां[6] श्रियमवलोक्य मनुष्यजीवितञ्च । सकलमिद-

५३ ससाश्वतं[7] [ च ]वुद्धा[8] न हि मनुजैः परकीर्त्तये[9] विलोप्याः । स्वदत्तां परद-त्ताम्वा यो हरे-

५४ त वसुन्धरां [ । ] स विष्ठायां क्रमिर्भूत्वा पितृभिः सह पच्यते । भूमिं यः प्रति-गृह्णाति[10] य-

५५ श्च भूमिं प्रयच्छति । उभौ तौ पुण्यकर्म्माणौ नियतौ स्वर्गगामिनौ । अग्ने-रपत्यं प्र-

५६ थमं सुवर्णं भूर्व्वैष्णवीं[11] सोमसुताश्च गावः । लोकत्रयं[12] तेन भवेत्तु[13] दत्तं यः कांचनं

५७ गां च महीं[14] च दद्यात् । वहि[15] वह्निसुतं चाम्बु पंचपूतां प्रजायते । दत्वा-सर्व्वरसां चैचेवं

५८ न मर्त्यो जायते पुनः । सर्व्वेषमेवे[18] दानानां एकजन्मानुगं फलं । हाटकं क्षितिगौ-

५९ रीणां सप्तजन्मानुगं फलं । स्वहस्तोयं श्रीमदक्ककुकस्य श्रीधवलप्पसू-

६० नोः । शकसंवत् ८३२ वैशाखशुद्ध पौर्णमास्यां महावैशाख्यां पुर्व्व-

६१ देवब्रह्मदायर्ज्जो दत्तः [ । ] लिखितमिदं शासनं कुलपुत्रकेणाग्नेय-

६२ केन नेमादित्यसुतेनेति । यदत्रोनाक्षरमधिकाक्षरम्वा तत्सर्व्वं प्रमा-

६३ णमिति व्यासतुल्योपि मुह्यति ॥ स्वहस्तोयं श्रीचन्द्रगुप्तस्य ॥

---

१ नात् २ यानीह ३ ल्यवान्तप्रति ४ सर्वानेव ५ वेन्द्रान् ६ लोलां ७ मशाश्वतं ८ वुद्धा ९ कीर्तयो १० गृह्णाति ११ ष्णवी. १२ लोकत्रयं १३ भवेत्तु १४ महीं १५ पञ्चकृत्वः १६ वह्निं १७ चैव १८ सर्वेषामेव १९ हाटक

ભાષાન્તર

૧ ઓમ્" જેના નાભિકમલને બ્રહ્માએ ( પોતાનું ) નિવાસસ્થાન કર્યું છે તે ( વિષ્ણુ ) તમારૂં રક્ષણ કરો, અને સુંદર ઇંદુકલાથી જેનું મસ્તક અલંકૃત છે તે હર તમારૂં રક્ષણ કરો.

૨ મુરારિ જેવો પૃથ્વીનો પતિ કૃષ્ણરાજ હતો, જે અમાપ ધનનો દાતા હતો અને જાણે સાક્ષાત્ બીજો ધર્મ[૧] હતો.

૩ શુભતુંગના ઊંચા અશ્વોએ ઉડાડેલી ઘણી રેણુથી રવિકિરણો ઢંકાઈ જતાં ગ્રીષ્મકાળમાં પણ આખું ગગન સ્પષ્ટ રીતે વર્ષાકાલ( ના ગગન જેવું ) બની જાય છે.

૪ તેનો પુત્ર, નામે શ્રી ધ્રુવરાજ, મહાનુભાવ અને મહાપ્રતાપી હતો; એણે અશેષ નરેન્દ્ર ચક્રને જિત્યું હતું; એથી તે બાલસૂર્ય જેવા શરીરવાળો હતો.

૫ ચન્દ્રકિરણના સમૂહ જેવી જેની કીર્તિને સુરગિરિના શિખર ઉપર રહેલાં વિદ્યાધર સુંદરીનાં વૃન્દો ચોતરફ ગાય છે.

૬ તેનો પુત્ર ગોવિંદરાજ હતો, જે ભુવનનો ભાર ઉપાડવાને સમર્થ હતો, પાર્થ જેવો હતો; અને પૃથુની માફક ગુણઅગુણનો જ્ઞાતા હતો; મુશ્કેલીથી વારી શકાય એવા શત્રુઓની વનિતાનો અતુલ તાપકારી હતો; એનો પ્રતાપ વિસ્તીર્ણ હતો.

૭ બીજા પુત્રો હતા તે છતાં ગુણમાં ચઢીયાતા ચતુર અને સુંદર, બીજા રામ જેવા, કુમારને મહાકીર્તિ નિરૂપમ પિતા તરફથી બધા મુકુટધારી રાજાઓએ માન્ય રાખેલું, રાજ્ય મળ્યું.

૮ એણે ચાર સમુદ્રથી સંયુત આખા રાજ્યનું ધર્મથી રક્ષણ કર્યું, અને લોકના હૃદયમાં પરમ સંતોષ ઉપજાવ્યો.

૯ તેનો ઘણો પરાક્રમી અને સકલ ગુણની ખાણ[૨] જેવો પુત્ર બલવાન્ શ્રી મહારાજ ષંડ હતો, જેણે કાંટા જેવા ભૂપાલોને ભેદીને, ઘેરી લઈને, બાળી નાંખ્યા; જે માની રાજાએ પોતાના ચલાયમાન થયેલા રાજ્યને બાહુબળથી મેળવ્યું અને પૃથ્વીને એક છત્ર નીચે આણી.

૧૦ જે રાજાના કારાગૃહમાં રિપુરમણીઓનાં સુંદર ચરણોએ બાંધેલી સાંકળોનો કઠોર અવાજ લોકમાં અવિરત સંભળાય છે.

૧૧ તેનાથી આ શુભતુંગ નામનો વિશાળ કીર્તિવાળો રાજા ઉદ્ભવ્યો, જે લોકમાં અકાલવર્ષ એ બીજે નામે પણ વખણાય છે.

૧૨ વર્ણોના હિતને માટે પોતાની ભુજાઓ વડે, શત્રુઓને હણીને, રાજ્યને અને પૃથ્વીને કૃષ્ણની માફક ટકાવી રહ્યો છે, તેથી એ રાજા કૃષ્ણના[૩] જેવા ચરિતવાળો છે.

૧૩ જેની કૃપાથી[૪] બ્રહ્મવક વંશમાં લક્ષ્મી આવી રહી, જેનું પાછળથી થએલા કવીન્દ્રો અવિરત પ્રકટ વર્ણન કરે છે.

૧૪ એ વંશસાગરમાંથી શ્રી શુદ્ધ ... કુમ્બડિ ઉત્પન્ન થયો, જેનાથી શત્રુના દર્પનું દલન કરનાર શ્રી દેગડિ થયો. વનમાં સિંહ ફરે તેમ રણમાં નિર્ભય રીતે ફરતા એ રાજાએ અનેક નરેંદ્રોના હાથીઓને હણીને શાશ્વત્ કીર્તિ મેળવી.

૧૫ એનાથી, કાશ્યપથી ઉત્પન્ન થયેલા વિવસ્વત્‌ની માફક પ્રચંડ, વિસ્તારી ઉગ્ર કરથી ભૂભૃતોનું આક્રમણ કરતો, પ્રતિદિન ઉદય પામતો, શ્રી રાજહંસ ઉત્પન્ન થયો; પાર્થની માફક શત્રુઓને હણવામાં કુશળ એ રાજાએ, કયાંક ચાલી જતી ચંચળ લક્ષ્મીને પાછી પોતાના ભવ્ય શંભુભવનમાં[૫] આણી.

---

૧ યમ અથવા ધર્મનો પુત્ર યુધિષ્ઠિર જેવો. ૨ છંદને અંગે 'આકર' ને બદલે आकार શબ્દ વાપર્યો છે. ૩ આ શ્લોકમાં રાજાનું ખરૂં નામ આપ્યું છે, એટલે કે કૃષ્ણ. ૪ અક્ષરશઃ તરજુમો—"જેના ચરણ પ્રભાવથી" ૫ આ શ્લોકના બીજા અર્ધનો અર્થ એમ સૂચવે છે કે રાજહંસ યુદ્ધમાં આણેલી લક્ષ્મી પોતે બાંધેલા એક શિવાલયને અર્પણ કરતો

૧૬ પવનપુત્ર( હનુમાન ) જેવો ધવલપ્પ થયો, જેણે સઘળા શત્રુઓને જિત્યા, જેનું નામ બહુ પ્રસિદ્ધ થયું અને જેણે યશ વડે જગત્‌ને ધવલ કર્યું

૧૭ યશ મેળવવાની ઇચ્છાવાળા જે ધવલપ્પે સિંહ સમાન બનીને શત્રુને તાકીદે હણ્યો અને એ શત્રુથી ખૂંચવી લેવામાં આવતું રાજ્ય પોતાના સ્વામીને આપ્યું

૧૮ એનો પુત્ર પ્રચંડ થયો, જે રણમાં કીર્તિલંપટ હતો; અને અકકુવ પણ થયો, જે નિર્મલ અને ખડ્ગવડે પૃથ્વીમાં વિખ્યાત હતો.

૧૯ શેલુના જેવા લલિત હાથવાળા સેલ્લવિદ્યાધરે[1] પણ લડાઈમાં શત્રુઓને હણીને યશ વડે કુલને અલંકૃત કર્યું.

૨૦ શ્રીમાન્ વલ્લભરાજ અકાલવર્ષ શ્રીહર્ષપુરથી ઓળખાતાં સાડા સાતસો ગામો ભોગવે છે.

પંક્તિ ૩૧ આવનારા (ભવિષ્યમાં થનારા) બધા ભદ્ર નૃપતિઓને, મહાસામન્તોને, અમાત્યોને લશ્કરના અધિકારીઓને, જીલ્લાના હાકેમોને અને મ્હોટેરાઓને (વડા મુખીઓને) (એ રાજા) જણાવે છેઃ તમારે જાણવું જે, શ્રી ખેટક, હર્ષપુર અને કાસદ્રહનાં સ્હાડા સાતસેં ગામોમાં જ્યારે પંચમહાશબ્દને પામેલા મહાસામન્ત પ્રચંડના દંડનાયક શ્રી ચન્દ્રગુપ્ત હતા ત્યારે, મેં હર્ષપુરનાં સ્હાડા સાતસો( ગામો )ની અંદર આવેલી કર્પટવાણિજ્ય ચોરાશીમાં રહેલ સૂરિદ્ધા દશકમાં આવતું વ્યાઘ્રાસ ગામ, વૃક્ષમાલા સહિત; દંડની અને દશ-અપરાધની શિક્ષાની સત્તા સાથે, સીમા સુદ્ધાં, કાષ્ઠ, તૃણ, કૂપ, તડાગ સમેત, ભોગ અને ભાગ સહિત, સુવર્ણ સહિત, ચાર સીમા સાથે, ઘાસ તૃણ સુદ્ધાં, લખી આપ્યું છે. સીમા લખવામાં આવે છેઃ પૂર્વે પંથોડા ગામ અને વિત્ખાવલ્લી, દક્ષિણે કેરડવલ્લી ગામ અને અરલુવક ગામ,[2] પશ્ચિમે નાવાલિકા અને અપૂવલ્લી, અને ઉત્તરે અમ્બાઉંચ ગામ; એવી ચતુઃસીમાથી ઓળખાતું વલ્લૂરિકા ગામ, ભટ્ટ નિવાસી ભરદ્વાજસગોત્ર વાજિમાધ્યંદિન( શાખા ) ભણનાર, વવ્વના પુત્ર, બ્રાહ્મણ બ્રહ્મભટને, બલિ, ચરૂ, અને વૈશ્વદેવ અર્થે, સ્નાન ઉદક ત્યાગપૂર્વક, દાનમાં આપવામાં આવે છે. માટે અમે આપેલું ધર્મદાન બધા ભાવિ રાજાઓએ, અમારૂં ઉલ્લંઘન કર્યા વગર, પાળવું અને માન્ય રાખવું.

પં. ૪૪ અને વ્યાસ ઋષિએ કહ્યું છે કે ( રિવાજ મુજબના બાર શ્લોક છે )

પં. ૫૯ શ્રી ધવલપ્પ પુત્ર શ્રી અકકુકનો આ સ્વહસ્ત (દસ્કત) છે. શક સંવત્ ૮૩૨, વૈશાખ શુદ્ધ પૂર્ણિમાએ, મહાવૈશાખી તિથિએ, પૂર્વે કરાયેલા દેવદાન કે બ્રહ્મદાનનો અપવાદ રાખીને, દાન કર્યું છે. નેમાદિત્યના પુત્ર કુલપુત્રક અમ્મૈયકે આ શાસન લખ્યું છે. આમાં જ્યાં અક્ષર ઊન કે અધિક હોય તે સઘળું પ્રમાણ છે; વ્યાસ જેવા પણ ભૂલે છે. શ્રી ચન્દ્રગુપ્તનો આ સ્વહસ્ત( દસ્કત ) છે.

---

૧ આ પ્રચંડ અને અકકુવનો ભાઈ હશે. ૨ દદ ૨ જાના ઈલાવ દાનપત્રમાંનું ગ્રામ અરલૌમ સાથે સરખાવો. ( ઈ. એ. વો. ૧૩, પા ૧૧૭ )

નં० ૧૩૩-૧૩૪

# ઇન્દ્રરાજ ત્રીજાનાં બે દાનપત્રો*

## શ. સ. ૮૩૬ ફાલ્ગુન સુ. ૭

આ તામ્રપત્રોની નોંધ પહેલાં એચ. એચ. ધ્રુવે લીધી હતી અને ત્યાર બાદ જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૧૮ પા. ૨૫૩ મે ડો. આર. જી. ભાંડારકરે શિલાછાપ સહિત તે પ્રસિદ્ધ કર્યાં હતાં. ત્યાર બાદ અચાનક મેં તે વડોદરા મ્યુઝીયમમાં જોયાં અને પ્રો. હુલ્શની સૂચના અનુસાર મૂળ પતરાં મેળવીને પ્રસિદ્ધ કરૂં છું. પતરાંની સાથે બે સીલો વડોદરાના રેસીડંટે મોકલી હતી પણ તે છૂટી હતી તે પ્રત્યેક તામ્રપત્ર સાથે જોડી શકાય તેમ નહોતી.

પતરાંનું માપ ૧૩ ઇંચ×૯$\frac{3}{8}$ ઇંચ છે. સીલની કડીઓ છૂટી પડી ગઈ હતી. તે $\frac{3}{4}$ ઇંચ જાડી છે અને તેનો વ્યાસ ૩$\frac{1}{2}$ ઇંચ છે. સીલમા સર્પ ઉપર બેઠેલા ગરૂડનું ચિત્ર છે. સર્પ કમરે વીંટાઈ ગએલા છે અને તેની ફણ હાથમાં છે. તેના જનોઇ જેવું દેખાય છે તે કદાચ ત્રીજો સર્પ હોય. ગરૂડ સન્મુખ બેઠેલો છે અને તેની જમણી બાજુએ ઉપરના ખૂણામાં ગણપતિ છે અને નીચે ચમર અને તેની નીચે દીવો છે. ડાબી બાજુ ઉપલા ખૂણામાં સિંહ ઉપર બેઠેલી દેવી છે અને સિંહ નીચે ચમર અને તે ઉપર સ્વસ્તિક છે. ગરૂડના માથાની બન્ને બાજુ વર્તુલ છે, જે સૂર્યચંદ્ર માટે હોય એમ અનુમાન થાય છે. ગરૂડની નીચે લેખ સ્પષ્ટ નથી, પણ તે श्रीमन्नित्य-वर्षदेवस्य હોય એમ જણાય છે. સીલની કોર ઉપર જૂદાં જૂદાં ચિહ્નો છે. જેમાં લિંગ અને અંકુશ ઓળખી શકાય છે. નાની સીલ જે ૧$\frac{3}{8}$ઇંચ×૧$\frac{1}{4}$ ઇંચ છે તેના ઉપર પણ ચિહ્નો છે પણ તે સ્પષ્ટ નથી. સર્પ, ગણપતિ, દેવી, દીવો, સ્વસ્તિક વિગેરે આમાં પણ જોવામાં આવે છે. કડીનું માપ પણ તે જ છે.

એચ. એચ. ધ્રુવ લખે છે કે બગુમરાના મુલજી ખુશાલ પટેલનો નોકર દુબળો ખેતરમાં હળ ખેડતો હતો ત્યારે આ પતરાં નીકળ્યાં હતાં. તેથી પ્રો. કીલ્હોર્ને પ્રથમ જણાવ્યું હતું તે મુજબ આ પતરાંને બગુમરાનાં પતરાં તરીકે ( નવસારીનાં તરીકે નહીં ) ઓળખાવવાં જોઇએ.

દરેક જોડીમાં ત્રણ ત્રણ પતરાં છે અને તે ૧૩ ઇંચ લાબાં અને ૯ ઇંચ પહોળાં છે. પહેલા અને ત્રીજાં પતરાં માત્ર અંદરની એક જ બાજુએ અને વચલાં પતરાં બન્ને બાજુએ કોતરેલાં છે. કોતર કામ સ્પષ્ટ અને સંભાળપૂર્વક કરાયેલું છે. લિપિ ઉત્તર વિભાગની લિપિને મળતી છે. ભાષા સળંગ સંસ્કૃત છે.

બન્ને જોડીમાં રાષ્ટ્રકૂટ રાજા ઇન્દ્ર ૩ જાએ બ્રાહ્મણને ગામ દાનમાં આપ્યાની હકીકત આપી છે. ઇન્દ્ર ત્રીજાને બીજા તામ્રપત્રની પં. ૪૩-૪૫ માં પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી અકાલવર્ષ દેવ એટલે કે પોતાના દાદા કૃષ્ણ બીજાના પગનું ધ્યાન ધરનાર પ. મ. પ. શ્રી નિત્યવર્ષ નરેન્દ્રદેવ તરીકે વર્ણવ્યો છે. દાન અપાયું ત્યારે ઇન્દ્ર ત્રીજો પટ્ટબન્ધ ઉત્સવ માટે પોતાની રાજધાની માન્યખેટ છોડીને કુરૂન્ડક ગયો હતો. તે પ્રસંગે સોનાથી પોતાનું વજન કરાવ્યું હતું અને ત્રાજવામાંથી ઉતર્યા વિના ૨૦॥ લાખ દ્રમ્મનું તથા કુરૂન્ડક અને બીજાં ગામ ડાનું દાન કર્યું. તેમ જ આગલા રાજાઓએ આપેલાં દાનને અનુમોદન આપ્યું અને છેવટે તેના નામના ગામડાનું દાન બીજા તામ્રપત્રમાં લખ્યા મુજબ મૂળ પાટલીપુત્રના રહીશ લક્ષ્મણ-

---

* એ. ઇ. વો. ૯ પા. ૨૪ ડો. ડી. આર. ભાંડારકર.

ગોત્રના વાજી માધ્યન્દિન શાખાના બ્રાહ્મણ શ્રી વેન્નપ ભટ્ટના દીકરા સિદ્ધપ ભટ્ટને કર્યું. અને પહેલા તામ્રપત્રમાં લખ્યા મુજબ તેજ ગોત્રના અને શાખાના બ્રાહ્મણ રાણપ ભટ્ટના દીકરા પ્રભાકર ભટ્ટને ઉમ્વરા અથવા ઉમ્બરા ગામ દાનમાં આપ્યું હતું.

દાન શ. સ. ૮૩૬ યુવ સંવત્સરના ફાલ્ગુન સુદિ સાતમ, તા. ૨૪ મી ફેબ્રુઆરી ૯૧૫ ઇ. સ. ના રોજ અપાયાં હતાં.

બીજાં બધાં રાષ્ટ્રકૂટ તામ્રપત્રોની માફક આમાં પણ શરૂવાતમાં વિષ્ણુ તથા શિવની સ્તુતિ છે અને પછી બીજા શ્લોકમાં કૃષ્ણની સ્તુતિ છે. ત્યાર પછીના શ્લોકમાં દાન દેનાર ઇન્દ્રરાજ દેવ ત્રીજાને વિષ્ણુની સાથે સરખાવ્યો છે. શ્લોક ૪ થામાં વિષ્ણુના નાભિકમળમાંથી બ્રહ્માની ઉત્પત્તિ, તેનાથી અત્રિ, અત્રિથી ચંદ્ર અને ચંદ્રમાંથી યદુવંશની ઉત્પત્તિ બતાવી છે. યદુવંશની સાત્યકિ શાખામાં દન્તિદુર્ગ જન્મ્યો હતો અને તેને ચાલુક્ય વંશની રાજ્ય લક્ષ્મી આપોઆપ જઈને વરી હતી. આ ઉપરથી સમજાય છે કે ચાલુક્ય વંશને હરાવીને દન્તિદુર્ગે રાષ્ટ્રકૂટ વંશની ઉન્નતિ કરી. શ્લોક છઠ્ઠામાં લખેલ છે તે મુજબ દન્તિદુર્ગે પ્રથમ દક્ષિણ દેશ સર કર્યો. પછી મધ્ય દેશમાં આવ્યો અને છેવટે કાંચી જિતી લીધું. ઇલોરાની દશાવતાર ગુફામાંના લેખમાં આપેલ છે કે દન્તિદુર્ગે કાંચી. કાલિંગ, કોશલ, શ્રીશૈલ, માલવ, લાટ ટંક વિગેરે પ્રદેશો જિત્યા. આ લેખમાં આપેલ છે તે મુજબ પ્રથમ દન્તિદુર્ગે દક્ષિણમાં શ્રીશૈલ કલિંગ વિગેરે જિત્યાં, પછી મધ્ય ભાગમાં કોશલ, માલવા, લાટ વિગેરે જિત્યાં અને છેવટે પાછો દક્ષિણમાં આવ્યો અને કાંચીપતિને હરાવ્યો.

શ્લોક. ૮— દન્તિદુર્ગ પછી તેનો કાકો કૃષ્ણરાજ ૧ લો ગાદીએ આવ્યો. શ્લોક ૯—તેના દીકરા નિરૂપમ( ધ્રુવ )નું વર્ણન છે, પણ તેના મોટા ભાઈ ગોવિંદ બીજાનું વર્ણન નથી. કદાચ દાન દેનાર રાજાની સીધી વંશાવળી જ આપવાનો આશય હોય અને ગોવિંદ બીજાનું વર્ણન નથી, જ્યારે દન્તિદુર્ગ વંશનો સ્થાપક હતો તેથી તેનું વર્ણન આપેલ છે. પરંતુ તેનો અર્થ એમ ન કરાય કે ગોવિંદ બીજો ગાદીએ આવ્યો જ નહોતો.

ગોવિંદ ૨ જાના ભત્રીજા અને ભાયાત સુવર્ણવર્ષ કર્કના ધુળીઆના તામ્રપત્રમાં શ. ૭૦૧માં ગોવિંદ રાજ્ય કરતો હતો એમ સ્પષ્ટ ઉલ્લેખ છે. શ્લોક ૧૦— કોશલના રાજા પાસેથી તેમ જ બીજા ઉત્તરના રાજા તરફથી સફેદ છત્ર નિરૂપમ ધ્રુવને મળ્યાનું લખેલ છે. ઉત્તર તરફનો રાજા કાં તો જૈન હરિવંશમાં આપેલ ઇન્દ્રાયુધ હોય અગર પાલના ધર્મપાલનો અને રાષ્ટ્રકૂટ ગોવિંદ ૩ જા નો સમકાલીન કનોજનો રાજા ચક્રાયુધ હોય એમ સંભવે છે. શ્લોક ૧૧—નિરૂપમ ધ્રુવથી જગત્તુંગ ( ગોવિંદ ૩ જો ) અને તેનાથી શ્રીવલ્લભ ( અમોઘવર્ષ ૧ લો ) ઉત્પન્ન થયાનું વર્ણન છે. શ્લોક ૧૨—અમોઘવર્ષે ચાલુક્યો રૂપી ઉદધિમાં ડૂબી ગયેલી રત્નની કીર્ત્તિને ઉદ્ધારી અને વીરનારાયણનું બિરૂદ ગ્રહણ કર્યું. આ ઉપરથી એમ સમજાય છે કે અમોઘવર્ષના રાજ્યની શરૂવાતમાં વેંગીના ચાલુક્યોએ રાષ્ટ્રકૂટની સત્તાને હચમચાવી નાંખી હશે. અમોઘવર્ષનો સમકાલીન ચાલુક્ય રાજા નરેન્દ્રમૃગરાજ વિજયાદિત્ય[1] ૨ જો હતો અને તેણે ગાંગ અને રત્તનાં લશ્કરો સાથે બાર વર્ષ સુધી રાત અને દિવસ યુદ્ધ કર્યાનું પૂર્વ તરફના ચાલુક્યના લેખમાં આપેલ છે. શ્લોક ૧૩ માં આનું વેર અમોઘવર્ષે લીધાનું અને ચાલુક્યોને જડમૂળથી ઉખેડી નાંખ્યાનું લખેલ છે. આ હકીકત ખંભાત અને સાંગલીનાં તામ્રપત્રોથી[2] પૂરવાર થાય છે કારણ કે તેમ

---

૧ ઇ. એ. વો. ૨૦ પા. ૧૦૦ ૨ એ. ઈ. વો. ૭ પા. ૪૩; ઈ. એ. વો.૧૨ પા.૨૫૨

ચાલુકયો રૂપી ભોગ આપી યમરાજાને તૃપ્ત કર્યાનું લખ્યું છે, શ્લોક ૧૩ માં જણાવેલ છે કે ચાલુકયોએ સ્તમ્ભપુર ઉજ્જડ કર્યું હતું. આ સ્તમ્ભપુર તે તામ્રલિપ્ત અને મીદનાપુર પ્રગણાના તમલૂક તાલુકાનું મુખ્ય શહેર છે.

શ્લોક. ૧૪—૧૫—ચાલુકય વંશના ઘાતક ધૂમકેતુ સમાન શ્રીવલ્લભ( અમોઘવર્ષ ૧ )થી કૃષ્ણરાજ ( બીજો ) ઉત્પન્ન થયો. તેની ગુર્જર સાથેની લડાઈઓ વૃદ્ધ પુરૂષોને હજુ તાજી યાદ છે. મેં બતાવ્યું છે કે ગુર્જરો કે જેની સાથે રાષ્ટ્રકૂટો હમેશાં લડયાં કરતા તે ઉત્તર હિંદુસ્તાનમાં રાજ્ય કરતા હતા અને તેની રાજધાની મહોદય અગર કનોજમાં હતી. જે ગુર્જર રાજાને કૃષ્ણ રાજ બીજાએ ( ઇ. સ. ૮૮૮—૯૧૧ ) હરાવ્યો તે મહેન્દ્રપાલ ( ઇ. સ. ૮૯૯—૯૦ ) કવિ રાજ-શેખરનો આશ્રય દાતા હોવો જોઈએ.

શ્લોક ૧૬—કૃષ્ણ રાજ બીજાને જગત્તુંગ નામે પુત્ર હતો, જે ( શ્લોક ૧૭—૧૯ ) હૈહય એટલે કે કલચુરી વંશના કોક્કલ્લના દીકરા રણવિગ્રહની દીકરી લક્ષ્મીને પરણ્યો હતો. રણવિગ્રહ-ને આંહી ચેદીશ્વર કહ્યો છે અને તેજ ધ્વનિ જહ્લણની સૂક્તિમુક્તાવલિમાં જોવામાં આવે છે. ડો. ભાંડારકરે કૃષ્ણ ૩ જાનાં કરહાડનાં તામ્રપત્રો[1] ઉપરના પોતાના નિબંધમાં આનું સૂચન કર્યું છે. તેમાં લખ્યું છે કે નદીઓમાં નર્મદા, રાજાઓમાં રણવિગ્રહ અને કવિઓમાં સૂરાનંદ ચેદીનાં આભૂષણ રૂપ હતાં. ચેદીના કલચૂરી રાજાઓના નામમાં રણવિગ્રહનું નામ જોવામાં આવતું નથી. રતનપુરના લેખમાં[2] આપેલ છે કે કોક્કલ્લને આઠ દીકરા હતા. જેમાંનો મોટો ત્રિપુરી-નો રાજા હતો અને બીજાઓ મણ્ડલોના રાજા હતા. આમાં જો શ્રદ્ધા રાખીએ તો રણવિગ્રહ ત્રિપુરીનો એટલે કે ચેદીનો રાજા હતો તેથી કોક્કલ્લનો મોટો દીકરો હોવો જોઈએ. પણ બના-રસના તામ્રપત્રમાં[3] આપેલ છે કે કોક્કલ્લ પછી તેનો દીકરો મુગ્ધતુંગ પ્રસિદ્ધ વલ્લભ ગાદીએ આવ્યો. તેથી એમ અનુમાન થાય કે રણવિગ્રહ અને મુગ્ધતુંગ પ્રસિદ્ધવલ્વભ એ બે એક જ રાજા હતા.

જગત્તુંગના લક્ષ્મી સાથેના લગ્નથી ઇન્દ્રરાજ ત્રીજો ઉત્પન્ન થયો. તેનાં બિરૂદો રત્તકંદર્પદેવ અને શ્રીકીર્તિનારાયણ શ્લોક ૨૦ અને ૨૧ માં આપેલ છે. શ્લોક ૨૨ માં દ્વિઅર્થી રચના છે તેની ઐતિહાસિક સંકલના જરા મુશ્કેલ છે. તેમાં ઉપેન્દ્રને ઇન્દ્રરાજે હરાવ્યો તે ભાવ છે, પણ તે ઉપેન્દ્ર કોણ હતો અને તે બન્ને રાજાઓને લગાડેલા કૃતગોવર્ધનોદ્ધાર અને હેલોન્મૂલિત મેરૂને કેમ ઘટાવવાં તે સમજાતું નથી. પ્રથમ મારી એવી સમજ હતી કે ઉપેન્દ્ર તે મહોદયના પ્રતિહાર વંશનો મહીપાલ હતો અને તેને જ પાલવંશનાં ભાગલપુરનાં તામ્રપત્રોમાં ચક્રાયુધ કહ્યો છે. પણ મેં ઉપર બતાવ્યું છે કે ધર્મપાલ અને ચક્રાયુદ્ધ રાષ્ટ્રકૂટ ગોવિંદ ૩ જાના સમકાલીન હતા. તેથી ચક્રાયુધ અને મહીપાલ એક એમ કહી શકાય નહીં. કારણ મહીપાલ ગોવિંદ ૩ જાના દીકરાનો પ્રપૌત્ર ઇન્દ્ર ત્રીજાનો સમકાલીન હતો. પંડિત ભગવાનલાલ ઉપરનાં બિરૂદમાંના મેરૂનો અર્થ મેર અથવા મેહર કરે છે અને કાઠિયાવાડના કોઈ મેહર રાજાની જિતનું સૂચન છે, એમ માને છે. પ્રો. કીલહોર્ન મેરૂ તે કદાચ મહોદય હોય અને સાંગલીના તામ્રપત્રોમાં લખેલી ઇન્દ્ર-ત્રીજાની કનોજની જિતનું સૂચન માને છે. બીજાં બિરૂદનો અર્થ હજુ સમજાયો નથી, કદાચ બીજાં કોઈ તામ્રપત્રો હવે પછી મળે તેનાથી ભવિષ્યમાં ખુલાસો થાય.

શ્રીમાન્ નિત્યવર્ષ નરેન્દ્રદેવ અટલે કે ઇન્દ્રરાજ ત્રીજાને શ્રીમદ્ અકાલવર્ષ દેવ એટલે કે તેના દાદા કૃષ્ણ બીજાના ચરણનું ધ્યાન કરતો એમ લખ્યું છે, તેથી એમ સમજાય છે કે ઇન્દ્રરાજ

---

[1] એ. ઈ. વો. ૪ પા. ૨૮૦ [2] એ. ઈ. વો. ૧ પા. ૩૩ [3] એ. ઈ. વો. ૨ પા. ૩૦૧

ત્રીજાનો બાપ જગત્તુંગ ગાદી ઉપર આવ્યો નહોતો. રત્તરાજનાં ખારેપાટણનાં તામ્રપત્રોમાં પણ કૃષ્ણ બીજા પછી ઇન્દ્ર ત્રીજાને મૂકેલ છે અને જગત્તુંગને અમોઘવર્ષના બાપ તરીકે માત્ર ઓળખાવ્યો છે. પરંતુ દેવળી અને કરહાડનાં કૃષ્ણ ત્રીજાનાં તામ્રપત્રોમાં જગત્તુંગ ગાદીએ આવ્યા વિના ગુજર્યો, એમ સ્પષ્ટ લખ્યું છે, તેથી ઉપરનું અનુમાન સત્ય ઠરે છે.

આ દાનપત્ર ઘડનાર નેમાદિત્યનો દીકરો ત્રિવિક્રમભટ છે અને તે શાંડિલ્ય ગોત્રનો અને નલચંપુનો કર્તા હોવો જોઈએ. સહુથી પ્રથમ ત્રિવિક્રમનો ઉલ્લેખ ભોજના સરસ્વતિ કંઠાભરણમાં છે. મદાલસાચંપુનો કર્તા પણ આજ ત્રિવિક્રમ મનાય છે.

જગ્યાઓનાં નામમાં પાટલીપુત્ર તે હાલનું પટના અને માન્યખેટ તે નિઝામના પ્રદેશમાંનું માલખેડ છે. ઇંદ્રરાજ ત્રીજો પટબંધ માટે જે કુરૂન્ડક ગામે ગયો હતો તેને મી. એ. એમ. ટી. જેકસને દક્ષિણ મરાઠા પ્રદેશમાં કૃષ્ણા અને પંચગંગાના સંગમ ઉપરના કુરૂન્દવાડ તરીકે ઓળખાવ્યું હતું.

પહેલા દાનપત્રમાં લાટ પ્રદેશમાં કમ્મણિજ્જ પાસેનું ઉમ્વરા (અથવા ઉમ્બરા) ગામ દાનમાં અપાયું હતું અને તેની સીમા નીચે મુજબ હતી. પૂર્વમાં તોલેજક દક્ષિણમાં મોગલિક પશ્ચિમે સંકી અને ઉત્તરે જવલકૂપક આવેલાં હતાં. ડૉ. ભાંડારકરે ઉમ્વરાને બગ્ આગળ મુકીને બગુમરા તરીકે ઓળખાવેલ છે. તોલેજક અને ગોગલિક મળતાં નથી, પણ સંકી અને જવલ-કૂપક તે સન્કિ બગુમરાથી નૈઋત્યમાં ૧ માઈલ ઉપર અને જોલ્વા બગુમરાથી ઉત્તરમાં ૧॥ માઇલ ઉપર આવેલાં છે તે હોવાં જોઈએ.

બીજા દાનપત્રમાં કમ્મણિજ્જ પાસેનું તેન્ના ગામ દાનમાં આપેલું છે અને તેની પૂર્વે વારડ પલ્લિકા, દક્ષિણે નામ્ભીતટક, પશ્ચિમે વલિશા (અગર બલિશા) અને ઉત્તરે વલ્વિયણ ગામો લખ્યાં છે. તે બધાં અનુક્રમે તેન, બારડોલી, નદીદ, વનેસ અને બબેન તરીકે ઓળખાય છે.

કમ્મણિજ્જ જેની પડોશમાં દાનમાં અપાયેલાં બન્ને ગામો છે તે હાલનું કામરેજ છે. આ બધાં ગામો વડોદરા રાજ્યના નવસારી તાલુકામાં છે. ગુજરાત રાષ્ટ્રકૂટ ધ્રુવ બીજાનાં બગુમરા-નાં તામ્રપત્રમાં ત્રેન્નાને ગામ તથા વિષય તરીકે આપેલ છે અને તે ગામ પોતાના દાદા ધ્રુવ ૧ લાએ (ઇ. સ. ૮૩૪–૩૫) કોઈ બ્રાહ્મણને દાનમાં આપ્યું હતું. આ તામ્રપત્રમાં તે ગામ ફરી આપ્યાનું લખ્યું છે તે બતાવે છે કે આગલા રાજાઓએ ખાલસા કરેલાં ઘણાં ગામો ઇન્દ્ર ત્રીજાએ પાછાં આપી દીધાં. આમાંનું આ ગામ પણ એક હશે.

## पहेला दानपत्रनुं अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ स्वस्ति [ ।। स[2] वोव्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं । हरश्च यस्य कान्तेन्दु-
कलया कमलं कृतम् ।। [ १* ] जयति

२ [3]विबुधवन्धुर्व्विध्यविस्तारिवक्षस्थलविमलविलोलत्कौस्तुभः कंसकेतुः । मुखसरसि-
जरङ्गे यस्य नृ-

३ त्यन्ति लक्ष्म्याः स्मरभरपरिताम्यत्तारकास्ते कटाक्षाः ।। [ २× ] स जयति
भुजदण्डसंश्रयश्रीः समरण-

४ समुद्धृतदुर्द्धरारिचक्रः अपहृतवलि[4]मण्डलो नृसिंहः सततमुपेन्द्र इवेन्द्रराजदेवः[३]।।

५ [5]अस्ति श्रीनाथनाभिस्फुरदु[ रु ]सरसाम्भोजजन्मा स्वयंभू( । )स्तस्मादत्रिः
सुतोभूदमृतकरपरिस्प-

६ न्द इन्दुस्ततोपि । तस्माद्वं[ शो ] यदूनां जगति सववृधे यस्य तैस्तैर्व्विलासैः
शार्ङ्गी गोपाङ्गनानान्न-

७ यनकुवलयैरर्च्चमानश्चचार ।। [ ४÷ ] [ त ]त्रा[6]न्वये विततसात्यकिवंशजन्मा
श्रीदन्तिदुर्ग्गनृप-

८ तिः पुरुषोत्तमोभूत् । चालुक्यवशजलधेः स्वयमेव लक्ष्मीर्य[7] शंखचक[कर]-लाञ्छन-

९ माजगाम ।। [ ५÷ ]क्र[ त्वा ] स्पदं हृदयन्हारिजघन्यभागे स्वैरं पुनर्मृदु विमर्द्य
च मध्यदे-

१० शं [ ।× ] यस्यासमस्य [ सम ]रे वसुधाङ्गनायाः कांचीपदे प[ द ]मकारि
करेण भूयः ।। [ ६+ ] अ[8] सेतोः सानुव-

११ प्र[9]वलकपि [ कुले ] स्थलनफुल्ल [ लव ] ङ्गादा [ कैला ] साद्भवानीचलच[ र ]
णरणन्नूपुरोन्नादितान्तात् ।

१२ यस्याज्ञां भूमिपालाः करमुकुलमिल[ न्मौ ]लिमालायमाभामानम्रैरुत्तमाङ्गैरवनित-
ललुठज्जा-

१३ नवो मानयन्ति ।। [ ७+ ] जीत्वा[10] जगन्निजभुजे [ न पु ] नर्ज्जिगीषोः स्वर्ग्गं
विजेतुमिव तस्य गतस्य राज्ञः । तत्रा-

---

१ राय बहादुर वेंकय्याए आपेली छाप उपरथी २ स्वस्तिनो 'ि' बराबर कोतरेलो नथी ३ छंद अनु-ष्टुप् ४ छंद मालिनी ५ वांचो विबुधबन्धु ६ छंद पुष्पिताग्रा ७ वांचो बलि. ८ छंद स्रग्धरा ९ वांचो परिष्यन्द. १० आ तथा पछीना श्लोकनो छंद वसंततिलका ११ वांचो वंश. १२ छंद स्रग्धरा १३ वांचो प्रबल १४ छंद आ अने पछीना श्लोकनो वसंततिलका.

१४ भवत्परमधाम्नि पदे पितृव्यः श्रीकृष्णराजनृपतिः प्रथितप्रतापः ॥ [ ८* ]दि-
क्सुन्दरीवदनचान्दनपत्र-

१५ भंगलीलाय[ म ]नघनविस्तृतकान्तकीर्त्तेः ॥ श्रीराष्ट्रकूटकुलशैलमलंकरिष्णोस्त-
स्मादभू-

१६ न्निरुपमो निरवद्यशौर्य्यः ॥ [ ९* ]कीर्त्तेः[1] कुन्दरुचः समस्तभुवनप्रस्थानकुंभः
सितो लक्ष्म्याः

बीजुं पतरूं—प्रथम बाजु

१७ लक्ष्म्याः पाणितले विलासकमलं पूर्णेन्दुविम्बद्युति । एकं कंपितकोसलेश्वरकरा-
दाच्छिन्नमन्यत्पु-

१८ नर्येनोदीच्यनराधिपाद्यश इव श्वेतातपत्रं रणे ॥ [ १०× ] तस्माल्लेभे जगत्तुंगो-
जन्म सम्मानि-

१९ त [ द्विज ]ः । सोपि श्रीवल्लभं सूनुं राजराजमजीजनत् ॥ [ ११÷ ] निमग्नां
[ य ]श्चलुक्याँब्धौ रट्टराज्यश्रि-

२० यं पुनः [ ।* ]पृथ्वीमिवोद्धरन्धीरो वीरनारायणो भवत् ॥ [ १२× ]समूलोन्मू-
तितस्तम्बान्दण्डेनानी-

२१ तकन्टकः । योदंहद्वेषिणश्चण्डचलुक्यांश्चणकानिव ॥ [ १३+ ] [ "उच्चै-
श्चलु ]क्यकुलकन्दलकालके-

२२ तोस्तस्मादकृष्णचरितोजनि कृष्णराजः । पीतापि कर्ण्णपुटकैर [ स ] कृज्जने
[ न ]कीर्त्तिः परिभ्र-

२३ मति यस्य शशाङ्ककान्तिः ॥ [ १४÷ ] उंचद्दीधितिरत्नजालजटिलं व्याकृष्ट-
मीदग्धनुः ( । ) क्रुद्धेनोप-

२४ रि वैरिवीरशिरसामेवं विमुक्ताः शराः । धारासारिणि से[ न्द्र ]चापवलये यस्ये-

२५ त्थ[ म ] द्वौगमे ग [ र्ज्ज ] द्गूर्ज्ज [ र ] सङ्गरव्यतिकरं जीर्ण्णो जनः श[ंसे ]
ति ॥ [ १५+ ] अंजानि जनि-

२६ तभङ्गो वैरिवृ [ न्द ] स्य तस्मादधरितमदनश्रीः श्रीजगत्तुंग [ दे ] व[ः । ध्व ]
जसरसि-

२७ जशंखप्रोल्लसच्चक्रपाणिर्व्विभवविजितविष्णुर्व्वल्लभो वीर [ ल ] क्ष्म्याः ॥ [ १६÷ ]
[ अं ]सीत्कोप्य-

---

१ छंदः शार्दूलविक्रीडित २ विसर्गनां बे मींडांमांथी एक मींडुं भूलाई गयुं छे. ३ पुनरुक्ति छे. ४ वांचो बिम्ब ५ श्वेतातापत्रं मांथी कोतरनारे सुधारेलुं छे. ६ छंद आ श्लोक तथा पछीनां बे श्लोकोनो अनुष्टुप् ७ वांचो क्याब्धौ. ८ न्वीरो पण शकय वांचन छे. ९ वांचो स्तम्बा. १० वांचो दन्द्द-द्वेषि. ११ छंदः वसंततिलका १२ छंद शार्दूलविक्रीडित १३ वांचो मन्दागमे. १४ वांचो शंसति १५ छंद मालिनी १६ छंद आ श्लोक तथा पछीनानो शार्दूलविक्रीडित.

२८ थहैहयान्वयभवो भू[ प ]: ¹[ स ]हस्रार्जुनो गर्ज्जद्दु[ र्ज्ज ]यरावणोर्ज्जितल-सद्दोर्द्दण्डकण्डू-

२९ हरः। विश्रान्तैः श्रवणेषु नाकसदसां यत्कीर्त्तिनामाक्षरैः सिद्धैः सान्द्रसुधारसेन लि-

३० खितैर्व्याप्ताः ककुम्भित्तयः² ॥ [ १७* ]वंशे तस्य सपत्नवंशपरशोः कोकल्लभूपा-³त्मजो राजा श्रीर-

३१ णविग्रहः समभवच्चेदीश्वरः कीर्त्तिमान्। यस्यारातिपुरंध्रिमण्डनमुषः सर्व्वोपि पृथ्वीप-

३२ तिः सूर्यस्येन्दुरिव प्रयाति विकलः पक्षक्षये मण्डलम् ॥ [ १८× ] ⁴सकलगुणग-णाब्धेर्व्विष्फुरद्धों-⁵

३३ मधाम्नः कलितकमलपाणिस्तस्य लक्ष्मीः सुताभूत्। यदुकुलकुमुदेन्दुः सुन्दरीचि-त्तहारी-

बीजुं पतरूं: बीजी बाजु

३४ हरिरिव परिणिन्ये तां जगत्तुंगदेवः ॥ [ १९* ] चतुरुदधितटा[ न्त ]ख्यात-शौर्य्योथ ताभ्यामभवदरि-

३५ घरट्टो रट्टकन्दर्प्पदेवः। मनसि कृतनिवासः कान्तसीमन्तिनीनां सकलजनशरण्यः पु-

३६ ण्यलावण्यराशिः ॥ [ २०+ ] ⁸मदनममृतविन्दुस्यन्दमिन्दोश्च विम्वं⁶ नवनलि-नमृणालं चन्दनं चान्द्रिकां

३७ च। अपरमपि यदीयैर्ज्जन्मनिर्म्माणशेषैरणुभिरिव चकार स्पष्ट [ म ]ानन्दि वेधाः ॥[ २१* ]देवो⁷

३८ यैश्चतुरम्वुराशिरशनारोचिष्णुविश्वम्भरामाक्रामन्निजविक्रमेण संभूत् श्रीकीर्त्तिनारा-

३९ यणः [ ।* ]श्रुत्वा जन्म यदीयमाकुलधियां जग्मुः स[ मं ] विद्विषां दैन्यं वक्त्र-रुचो मनांसि च भ-

४० यं सेवांजलिं मौलयः ॥ [ २२+ ]कृतगोवर्द्धनोद्धारं [ हे ]लोन्मूलितमेरुणा । उपेन्द्र-

४१ मिन्द्रराजेन जित्वा येन न विस्मितम् ॥ [ २३÷ ] सकलजननमस्यः सोथ कृ[ त्व ]ा नमस्या-

४२ न्भुवनपतिरनेकान्देवभोगग्रहारान्। उपरि पर[ शु ] रामस्यैककुगाग्रमदान-

---

१ प्रथम स बराबर कोतरेलो नथी, अने तेथी लगभग त जेवो लागे छे. २ वांचो ककुभ्भित्तयः ३ 'त्म' शब्द बराबर कोतरेलो नथी. ४ आ श्लोक तथा बीजा बे पछीनानो छंद मालिनी ५ वांचो गणाब्धेर्व्विस्फुर. ६ वांचो विन्दु ७ वांचो विम्बं. ८ छंद शार्दूलविक्रीडित ९ वांचो रम्वु. १० वांचो समभूच्छ्री ११ छंद अनुष्टुप् १२ छंद मालिनी

४३ स्फुरितगुणगरिम्णस्त्यागकीर्त्या वैभूव ॥ [ २४॥ ] स च परमभट्टारकमहारा-
जाधिराजपरमेश्व-

४४ रश्रीमदकालवर्षदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वर-

४५ श्रीपृथ्वीवल्लभश्रीवल्लभश्रीमन्नित्यवर्षनरेन्द्रदेवः कुशली सर्व्वानेव यथासंनैध्य-

४६ मौनात्राष्ट्रपतिविषयपतिग्रामकूटयुक्तकनियुक्तकाधिकारिकमहत्तरादी-

४७ न्समादिशत्यस्तु वः संविदितं यथा श्रीमान्यखेटराजधानीनिवेशिना श्रीप-

४८ ट्टवन्धार्थं कुरुन्दकमागतेन मया मातापित्रोरात्मनश्चैहिकामुष्मिकपुण्य-

त्रीजुं पतरूं.

४९ यशोभिवृद्धये ( । ) लक्ष्मणगोत्राय वाजिमाध्यन्दिनसब्रह्मचारिणे राणपभट्टसुताय

५० प्रभाकरभट्टाय लाटदेशान्तर्गतकम्मणिज्जसमीपे उम्वरानामग्रामः यस्य पू-

५१ र्व्वतः तोलेजकं दक्षिणतो मोगलिका पश्चिमतः संकीग्राम उत्तर [ तो ]जवलकू-
पकमे-

५२ वमाघाटचतुष्टयोपलक्षितः सोद्रंगः सपरिकरः सदण्डदशा[ प ]राधः सोत्पद्यमान-

५३ विष्टिकैः सधान्यहिरण्यादेयोभ्यन्तरसि [ द्धया ] पूर्व्वदेवब्रह्मदायरैहितः शकनृ-
पकाला-

५४ तीत[ सं ]वत्सरशतेष्वष्टासु षट्त्रिंशदुत्तरेषु[ यु ]वसंवत्सरफाल्गुनशुद्धसप्तम्यां
संपन्ने

५५ श्रीपट्टवन्धोत्सवे तुलापुरुषमारुह्य तस्मादनुत्तरता च कुरुन्दकादीन्ग्रामान्

५६ अन्यान्यैपि पूर्व्वपृथ्वीपालवि[ लु ]प्तानि चत्वारि ग्रामशतानि विंशति-
द्रम्मलक्षैस्मा-

५७ द्दैः सह विप्रेभ्यो विमुच्य वैलिचरुवैश्वदेवाग्निहोत्रातिथि[ सं ]तर्प्पणार्थम (।)-

५८ द्योदकातिसर्ग्गेण दत्तोस्योचितया त्रैह्मदायस्थित्या भुंजतो [ भो ]जयतः कृषतः

५९ कर्षयतः प्रतिदिशतो वान्यस्मै न केनचिदल्पापि परिपंथना कार्या [।÷] तथागा-
मिभिरस्म-

६० [13]द्वंश्यैरन्यैर्व्वा सामान्यं भूमिदानफलमवेत्य स्वदायनिर्व्विशेषोयमस्मत्रैह्मदायो-
नुमन्त-

६१ व्यः [ ।× ]यश्चाज्ञानाल्लोपयति स पंचभिर्म्महापातकैः संयुक्तः स्यादुक्तं च भग-
वता व्यासेन ॥ ष-

---

१ वांचो बभूव. २ वांचो संबध्य ३ प्रथम आ 'मा' भूलथी रही गयो हशे अने पछीथी कोरनी नजीकमां ज कोतरामां आव्यो छे. ४ वांचो बन्धाय. ५ वांचो सब्रह्म ६ वांचो विष्टिकः ७ वांचो ब्रह्म ८ ब्व नो अंदरनो लीटो नथी. ९ वांचो बन्धोत्सवे. १० वांचो मानन्यान्यपि. ११ वांचो बलि १२ वांचो ब्रह्म १३ वांचो द्वांश्यै. मांथी कोतरनारे सुधारेलुं छे. १४ वांचो स्मद्ब्रह्म.

ले. ४७

६२ ष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥[ २९* ]सा-

६३ मान्योयं[2] धर्म्मसेतुर्नृपाणां काले काले पालनीयो भवद्भिः । सर्व्वानेतान्भाविनः पार्थिवेन्द्रान्-

६४ भूयो भूयो [ या ]चते रामभद्रः ॥ [ २६× ] श्रीत्रिविक्रमभट्टेन नेमादित्यस्य सूनुना कृता प्रशस्तेयं श्री [ ॥·।· ]

## बीजा दानपत्रनुं अक्षरान्तर

### पहेलुं पतरुं

१ ओं स्वस्ति स वोव्याद्वेधसा धाम यन्नाभिकमलं कृतं । हरश्च यस्य [ का ]-न्तेन्दुकलया कम-

२ लंकृतम् ॥ [ १* ] जयति [4]विवुधवन्धुर्विन्ध्यविस्तारिवक्षस्थलविमलविलोलत्कौस्तुभः कंस-

३ तुः[5] । मुखसरसिजरङ्गे यस्य नृत्यंति लक्ष्म्याः स्म[ र ]भरपतिताम्य तारकास्ते कटा-

४ क्षाः ॥ [ २* ] स जयति भुजदण्डसंश्रयश्रीः समरसमुद्धृत[ दु ]र्द्धरारिचक्रः । अपहृतवलिर्मे-

५ ण्डलो नृसिंहः सततमुपेन्द्र इवेन्द्रराजदेवः ॥ [ ३* ] अस्ति श्रीनाथनाभिस्फुरदुरुसरसांभोज [ ा ]-

६ जन्मा [ स्व ]यंभूस्तस्मादत्रिः सूतोभूदमृतकरपारिस्पन्दँ इन्दुस्ततोपि । त-[ स्मा ]द्वंशो यदूनां-

७ जगति स ववृधे यत्र तैस्तैर्व्विलासैः शार्ङ्गी गोपाङ्ग[ नानां ] नयनकुवलयै-

८ रर्च्यमानश्चचार ॥ [ ४* ] तत्रान्वये विततसात्यकिवंशजन्मा श्रीदन्ति दुर्गनृपतिः

९ पुरुषोत्तमोभूत् । चालुक्यवंशजलधेः स्ववमेव लक्ष्मीर्यं शं[ ख ]चक्रकरलांछ-

१० न [ म ]ाजगाम ॥ [ ५* ] कृत्वास्पदं हृदयहारिजघन्यदेशे स्वैरं पुनर्मृदु विमर्द्य च मध्यदेशं ।

११ यस्यासम[ स्य ] समरे वसुधाङ्गनायाः काञ्चीपदे पदमकारि करेण भूयः ॥ [ ६* ] आसेतोः सा-

१ छंद श्लोक अनुष्टुप् २ छंद शालिनी ३ छंद श्लोक ( अनुष्टुप् ) जग्याना अभावे आ श्लोक अधुरो छोडी देवामां आव्यो हतो. ४ वांचो विवुधबन्धु ५ वांचो कंसकेतुः ६ वांचो बलि ७ वांचो परिष्यन्द ८ वांचो काञ्ची.

१२ नुबप्रबलकपिकु[ लो ]ल्लूनफुल्लवङ्गादा [2]कैलासाद्र[ वा ] नीचलचरणर पूतपुरो-

१३ न्मादितान्तात् । यस्याज्ञां भूमिपालाः करमुकुलभिलन्मौ[लि]मालायमाना मानम्रैरु-

१४ त्तमाङ्गैरवनितलल्लुठज्जानवो मानयन्ति । [ ७* ] जित्वा जगन्निजभुजेन पुनर्जि-
गीषोः स्वर्गं

१५ विजेतुमिव तस्य गतस्य राज्ञः । [ । ] तत्राभवत्परमधाम्नि पदे पितृव्यः श्रीकृष्ण·
राजनृप-

१६ तिः प्रथितप्रतापः ॥ [ ८* ] दिक्सुन्दरीवदनचान्दनपत्रभंगलीलायमानघनवि-
स्तत [ का ]न्तकी-

बीजुं पतरुं प्रथम बाजु

१७ र्तेः [ ।* ] श्रीराष्ट्रकूटकुलशैलमलंकरिष्णोस्तस्माद्भून्निरुपमो निरवद्यशौर्य्यः ॥
[ ९* ] कीर्त्तेः कु-

१८ न्दरुचः समस्तभुवनप्रस्थानकुम्भः सितो लक्ष्म्याः पाणितले विलासकमलं पूर्णे-

१९ न्दुविम्बद्युति[3] । एकं कंपितकोसलेश्वरकरादाच्छिन्नमन्यत्पु[ न ]र्येनोदीच्य-
नराधिपाद्य-

२० श इव श्वेतातपत्रं रणे ॥ [ १०* ] तस्माल्लेभे जगत्तुङ्गो जन्म सम्मानितद्विजः ।
सोपि श्रीवल्ल-

२१ भं सूनुं राजराजमजीजनत् ॥ [ ११* ] निमग्नां यश्चलुक्याब्धौ [4]रट्टराज्यश्रियं
पुनः [ ।* ] पृथ्वी[ मि ]वोद्धर-

२२ न्धीरो वीरनारायणोभवत् ॥ [ १२ ] [5]संमूलोन्मूलितस्तम्वान्दण्डेनानीतकणकः ।
योदहद्वे-[6]

२३ षिणश्चण्डचलुक्यांश्चणकानिव । [ १३* ] उच्चैश्चलुक्यकुलकन्दलकालकेतोस्त
स्मादकृ-

२४ ष्णचरितोजनि कृष्णराजः । पीतापि कर्ण्णपुटकैरसकृज्जनेन कीर्त्तिः परि-

२५ भ्रमति यस्य शशाङ्ककान्तिः ॥ [ १४* ] उद्यद्दीधितिरत्नजालजटि[ लं ]
व्याकृष्टमी-

२६ दृग्धनुः क्रुद्धे[ नो ]परि वैरिवीरशिरसामेवं विमुक्ताः शराः । धारासारिणि
सेन्द्रचापव-

२७ लये [7]यस्येत्थमद्वागमे गर्ज्जद्गूर्ज्जरसंगरव्यतिक- [ रं ] जीर्ण्णो जनः शन्सति[8] ॥
[ १५* ] अ-

२८ जनि जनितभंगो वैरि[ वृ ]न्दस्य तस्मादधरितमदनश्रीः श्रीजगत्तुंगदेवः ।
ध्वजसर-

---

१ वांचो प्रबल २ वांचो ढ्रवानी ३ वांचो बिम्ब. ४ वांचो क्याब्धौ. ५ वांचो स्तम्बा. ६ वांचो दहद्द्वे. ७ वांचो मन्दागमे. ८ वांचो शंसति.

२९ सिजशंखप्रोल्लसच्चक्र[ पाणि ]र्व्विभवविजितविष्णुर्व्वल्लभो वीरलक्ष्म्याः ॥ [ १६* ] आसीत्कोप्यथ

३० हैहयान्वयभवो भूपः सहस्रार्जुनो गर्ज्जद्दुर्ज्जयरावणोर्जितलसद्दोर्दण्डकण्डूह-

३१ रः [ ।* ] विश्रान्तैः श्रवणेषु ना[ क ]सदसां यत्कीर्त्तिनामाक्षरैः सिद्धेः सान्द्रसुधारसेन लिखि-

३२ तैर्व्याप्ताः ककुंभित्तयः ॥ [ १७* ] वंशे तस्य सपत्नवंशपरशोः कोक्कलभूपात्मजो राजा [ श्री ]-

बीजुं पतरुं बीजी बाजु

३३ रणविग्रहस्समभवच्चेदी[ श्व ]रः कीर्त्तिमान् । यस्यारातिपुरन्ध्रिमण्डनमुषः राव्र्वोपिपृथ्वीप-

३४ तिः सूर्यस्येन्दुरिव प्रयाति विकलः पक्षक्षये मण्डलम् ॥ ( १८* ) सकलगुणगणाब्धेर्व्विस्फुरद्धाम-

३५ धाम्नः कलितकमलपाणिस्तस्य लक्ष्मीः सुताभूत् । यदुकुलकुमुदेन्दुः सुन्दरी चित्तहारि

३६ हरिरिव परिणिन्ये तां जगत्तुङ्गदेवः ( १९* ) चतुरुदधितटान्तख्यातशौर्य्योथ ताभ्याम( भ )व-

३७ दरिघरट्टो रट्टकन्दर्प्पदेवः। मनसि कृतनिवासः कान्तसीमन्तिनीनां सेवालजनशरण्यः पु-

३८ ण्यलावण्यराशिः ॥ ( २०* ) दवो यश्चतुरम्बुराशिरशनारोचिष्णविश्वम्भरामाक्रामन्निजविक्रमेण स-

३९ मभूत्‌ श्रीकीर्त्तिनारायणः । श्रुत्वा जन्म यदीयमाकुलधियां जग्मुः समं विद्विषां

४० दैन्यं वक्त्ररुचो मनांसि च भयं सेवांजलिं मौलयः ॥ ( २१* ) कृतगोवर्द्धनोद्धारं हेलो-

४१ न्मूलितमेरुणा [ ।* ] उपेन्द्रमिन्द्रराजेन जित्वा येन न विस्मितम् ॥ [ २२* ] सकलजनममस्यः

४२ सोय कृत्वा नमस्यान्भुवनतिरनेकान्देवभोगाग्रहारांना उपरि परशुरामस्यैक-

४३ कुग्रामदानस्फुरितगुणगरिम्णस्त्यागकीर्त्या वभूवं ॥ [ २३* ] स च परमभट्टारकमहाराजाधिराज-

४४ परमेश्वरश्रीमदकालवर्षदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वर-

४५ श्रीमन्नित्यवर्षनरेन्द्रदेवः कुशली सर्व्वानेव यथासंवध्यमानकात्राष्ट्रपतिविषयपतिग्राम-

४६ कूटयुक्तकनियुक्तकाधिकारिकमहत्तरादीन्समादिशत्यस्तु वः संविदितं यथा श्रीमान्य

४७ खेटराजधानीनिवेशिना श्रीपट्टवन्धोत्सवायकुरुन्दकमागतेन मया मातापित्रोरात्म-

१ वांचो सिद्धैः २ वांचो ककुब्भित्तयः ३ वांचो सर्व्वोपि ४ गणाब्धेर्व्विस्फुर ५ वांचो सकल ६ वांचो रम्बु. ७ वांचो मभूच्छ्री ८ वांचो जननमस्यः ९ वांचो हारान् १० वांचो बभूव ११ वांचो संबध्य १२ वांचो बन्धो

४८ नश्चेहिकामुष्मिक पुण्ययशोभिवृद्धये ( । ) लक्ष्मणसगोत्राय वाजिमाध्यन्दिन-सब्रह्मचा-

त्रीजुं पतरुं

४९ रिणे पाटलिपुत्रविनिर्गत [ श्रीवेन्न ] पभट्टसुताय सिद्धपभट्टाय लाटदेशान्तर्गतकम्मणिज्ज-

५० समीपे तेन्ननामग्रामः [ ।* ] यस्य पूर्व्वतो वारडपल्लिका [ ।* ] दक्षिणतो नाम्भतिटकं [ ।* पश्चिमतो वली-

५१ शा [ ।* ] उत्तरतो वव्वियणग्रामः [ । * ] एवमा[ घा ]टचतुष्टयोपलक्षित स्सोद्रंगः सपरिकर[ : ] सदण्ड-

५२ दशापराधः सोत्पद्यमानविष्टिकः सधान्यहि[ र ]ण्या [ दे* ] योभ्यन्तरसिद्धया शकनृपकालातीतसंवत्सर-

५३ शतेष्वष्टासु षट्त्रिंशदुत्तरेषु युवसंवत्सरफाल्गुनशुद्धसप्तम्यां संपन्ने श्रीपट्टवन्धोत्सै-

५४ वे तुलापुरुषमारुह्य तस्मादनुचरता च कुरुन्दकादीन् ग्रामानन्यान्यपि पूर्व्वपृथ्वीपालवि-

५५ लुप्तानि चत्वारि ग्रामशतानि विंशतिद्रम्मलक्षैस्सार्द्धैः सह विमुच्य वैलिचरुवैश्वदेवाग्नि-

५६ होत्रातिथिसंतर्प्पणर्थम[ । ] द्योदकातिसर्गेण दत्तोस्योचितया ब्रह्मदायस्थित्या

५७ भुंजतो भोजयतः कृषतः कर्षयतः पतिदिशतो वान्यस्मै न केनचिदल्पापि परि-

५८ पन्थना कार्या [ ।* ] तथागामिभिर्भद्रनृपतिभिरस्मद्वंश्यैरन्यैर्व्वा सामान्यं भूमिदानफल-

५९ मवेत्य स्वदायनिर्व्विशेषोयम[ स्म ]द्ब्रह्मदायोनुमन्तव्यः [ ।* ] यश्चाज्ञानाल्लोपयति स पंचभिर्म्महा-

६० पातकैः संयुक्तः स्यादु[ क्तं ] च भगवता व्यासेन । षष्टिं वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः [ ।* ] आ [ च्छे ]-

६१ त्ता चानुमन्ता च तान्येव नरके वसेत् ॥ [ २४* ] अ[ ग्ने ]रपत्यं पथमं सुवर्ण्णं भूर्व्वैष्णवी सूर्यसुताश्च ( गा )-

६२ वः ( ।* ) लोकत्रयं तेन भवेद्धि दत्तं यः कांचनं गां च महीं च दद्यात् ॥ ( २५* ) सामान्यो ( यं ) धर्म्मसेतुर्नृपाणां

६३ काले काले पालनीयो भवद्भिः । सर्व्वानेतान्भाविनः पार्थिवेन्द्रान् भूयो भूयो याचते रामभद्रः ॥ ( २६* )

६४ श्रीत्रिविक्रमभट्टेन ( ने ) मादित्यस्य सूनुना । कृता शस्ता प्रशस्तेयमिन्द्रराजांघ्रिसेविना ॥ ( २७* ) श्रीः ( ॥* )

---

१ वांचो सब्रह्म २ वांचो बन्धो ३ वांचो बलि ४ वांचो ब्रह्म ५ वांचो स्मदब्रह्म ६ वांचो प्रथमं.
ले. ४८

બીજાં દાનપત્રનું ભાષાન્તર.

ॐ સ્વસ્તિ !

( શ્લોક. ૧ ) જેના નાભિકમળમાં વેધસે( બ્રહ્માએ ) વાસ કર્યો છે તે વિષ્ણુ અને જેનું શિર ઇન્દુકલાથી ભૂષિત છે તે હર ( શિવ ) તમારૂં રક્ષણ કરો.

( શ્લોક. ૨ ) કંસના ( નાશનો ) કેતુ, દેવોનો મિત્ર, જેના વિંધ્યાગિરિસમાન વિશાળ વક્ષઃસ્થળ ઉપર શુદ્ધ કૌસ્તુભમણિ લટકે છે જેના મુખકમળની રંગભૂમિપર લક્ષ્મીના અતિકામથી શિથિલ નયનનાં પોપચાં સહિત કટાક્ષ નૃત્ય કરે છે તે કૃષ્ણ વિજયી છે.

( શ્લોક. ૩ ) ઉપેન્દ્ર ( વિષ્ણુ ) જે સદા વિજયી છે, જેના લાંબા કરોનું લક્ષ્મીદેવીએ શરણુ લીધુ છે, જે યુદ્ધોમાં સળીયાવાળું અને દુર્દ્ધર ચક્ર ધારતો, જે બલિ અને તેના મંડળને પાતાળમાં લઈ ગયો અને જે ચોથા અવતારમાં નૃસિંહ હતો તે ઉપેન્દ્ર સમાન લક્ષ્મીદેવીથી જેના લાંબા કરનું આશ્રય સ્થાન થયું હતું, જેણે યુદ્ધોમાં અજિત અરિ ચક્રને ઉખેડી નાંખ્યું છે, જેણે બળીઆઓના દેશ ( મંડળ ) હરી લીધા છે અને જે જનોમાં નૃસિંહ છે તે ઇન્દ્રરાજ ત્રીજો સદા વિજયી છે.

( શ્લોક. ૪ ) સ્વયંભૂ ( બ્રહ્મા ) શ્રીના પતિ( વિષ્ણુ )ના નાભિમાંથી નીકળતા વિશાળ અને વિકસેલા કમળમાંથી જન્મ્યા હતા. તેનાથી તેનો પુત્ર અત્રિ જન્મ્યો હતો. અને તેનાથી પુનઃ ( અત્રિનો ) અમૃત કિરણો ઉભરાવતો ઇન્દુ. તેમાંથી પૃથ્વીપર યદુવંશ ઉત્પન્ન થયો; જેમાં એક સમયે ગોપની અંગનાઓના નેત્ર કમળના સર્વ વિલાસથી પૂજાતા કૃષ્ણ રૂપે આઠમા અવતારમાં સારંગ( ધનુષ ) ધારનાર( વિષ્ણુ ) થઈ ગયો.

( શ્લોક. ૫ ) જેમ તે વંશમાં સાત્યકિ શાખાની વૃદ્ધિ કરનાર, અને કરમાં શંખ, અને ચક્રનાં વિશેષ ચિહ્ન ધારનાર અને સાગરમાંથી લક્ષ્મીદેવી સ્વેચ્છાથી જેની પાસે આવી તે પુરૂષોત્તમ( કૃષ્ણ ) પ્રકટયા તેમ તે વંશમાં મહાન સાત્યકિ શાખામાં, પુરૂષોત્તમ, શંખ અને ચક્રનાં ( સ્વસ્તિ ) ચિહ્નવાળા કરવાળો અને જેની પાસે ચાલુક્ય વંશની લક્ષ્મી સ્વેચ્છાથી આવી તે શ્રીદન્તિદુર્ગ નૃપ પ્રકટયો.

( શ્લોક. ૬ ) જેવી રીતે પ્રિયજનનો કર પ્રથમ હૃદય હરતી સ્ત્રીની જંઘા પર પૂર્ણ સ્થાન મેળવી અને સ્વેચ્છાથી પુનઃ મૃદુતાથી તેની કટી ( મધ્યદેશ ) દબાવી, પુનઃ કટી નીચેના અઙ્ગનાના કાંચીપદમાં સ્થાન કરે છે તેમ યુદ્ધમાં અતુલ આ નૃપનો કર પ્રથમ ભૂમિના સહુથી નીચેના હૃદયહારી દેશપર સ્થાપિત થઈ અને પુનઃ મૃદુતાથી, સ્વેચ્છાથી મધ્યદેશ પ્રાપ્ત કરી અને પુનઃ કાંચી દેશમાં સ્થાપિત થયો.

( શ્લોક. ૭ ) જ્યાં પર્વતના શિખર પરના પ્રબળ કપિગણથી પુષ્પિત લવંગ વૃક્ષોને નાશ થાય છે તે સેતુ( રામેશ્વર )થી ભવાનીના ચાલતા ચરણના નૂપુરના ઝણકારથી ગાજતી સીમાવાળા કૈલાસ પર્વત સુધી, અંજલિથી સ્પર્શિત મુગટ પરની માળા સમાન તેની આજ્ઞાને સર્વ નૃપો શિર નમાવી, અને ભૂતળ પર લોટતાં ઘુંટણો સહિત માન આપે છે.

( શ્લોક. ૮ ) પોતાના ભુજથી ભૂમિનો પરાજય કરી, તે નૃપ નવ વિજયની ઉત્સુકતાથી સ્વર્ગમાં જય કરવા ગયો ત્યારે તેનો વિખ્યાત પ્રતાપવાળો પિતૃવ્યક શ્રી કૃષ્ણરાજ પહેલો પરમ પ્રભુત્વના પદે આવ્યો.

( શ્લોક. ૯ ) દિગ્સુંદરીઓનાં વદન ચન્દનચિત્રની પંક્તિઓના રૂપમાં લીલા કરતા, ઘન, વિસ્તારવાળા અને ઉજ્જ્વળ યશ સંપન્ન અને શ્રી રાષ્ટ્રકૂટોના કુળના પર્વતને ભૂષિત કરનાર તે નૃપમાંથી વિમળ શૌર્યવાળો નિરૂપમ પ્રકટયો.

( શ્લોક. ૧૦ ) દિગ્યાત્રા સમયે કુંદકુસુમસમાન ઉજ્જવળ કીર્તિના સમસ્ત ભુવનના યાત્રા પ્રવાસ માટે શ્વેત( સ્વસ્તિ)કુમ્ભ, અને લક્ષ્મીના—કરના તળમાં પૂર્ણઈન્દુના બિમ્બસમાન ઉજ્જવળ વિલાસ કમળ સમાન શ્વેતછત્ર કોસલેશ્વરના કંપતા કરમાંથી યુદ્ધમાં ઝુંટવી લીધો અને અન્ય ( બીજો ) ઉત્તર( દેશ )ના નૃપ પાસેથી તેના યશ સમાન હતો તે ઝુંટવી લીધો,

( શ્લોક ૧૧ ) તેમાંથી દ્વિજોને માન આપનાર જગત્તુંગ જન્મ્યો. તેણે તેના પુત્ર મહારાજાધિરાજ શ્રી વલ્લભને જન્મ આપ્યો.

( શ્લોક. ૧૨ ) જેવી રીતે સાગરમાં ડૂબી ગએલી પૃથ્વીને પુનઃ ઉદ્ધારીને વિષ્ણુ વીર નારાયણુ થયો, તેમ પ્રતાપ ધનવાળો આ નૃપ ચૌલુક્યના સાગરમાં ડૂબી ગએલા રટ્ટરાજ્યના યશને પુનઃ ઉદ્ધારીને વીરનારાયણ ( ઉપનામ ધારનાર ) થયો.

( શ્લોક. ૧૩ ) જેમ માળી દંડથી કંટક દૂર કરી, મૂળ સહિત ઉખાડેલા સ્તંભવાળા ચણકોને બાળે છે તેમ સ્તંભપુરીનો[1] પૂર્ણ નાશ કરનાર શત્રુ ચણ્ડ ચૌલુકયોનો, દંડથી દુર્જનોને નમાવી નાશ કર્યો.

( શ્લોક. ૧૪ ) કદલી વૃક્ષ સમાન ચૌલુકય વંશનો નાશ કરનાર, કેતુમાંથી વિમળ ચરિતવાળો, કર્ણપુટકથી સતત પાન થયા છતાં જેનો ઈન્દુ સમાન ઉજ્જવળ યશ ભ્રમણ કરે છે તે કૃષ્ણરાજ, બીજો, જન્મ્યો હતો.

( શ્લોક. ૧૫ ) વાદળાં આવી જયારે અતિ મુશળધાર વૃષ્ટિ થાય છે અને નભમાં ગોળ મેઘધનુષ દેખાય છે ત્યારે વૃદ્ધ જનો, ગર્જતા ગુર્જર સાથેના તેના યુદ્ધનું આમ વર્ણન આપે છે. કિરણો ફેંકતાં રત્નોથી જડિત ધનુષ તેણે કોપમાં આમ ખેંચ્યું: શત્રુના યોદ્ધાઓનાં શિર તરફ તેણે આમ શર છોડ્યાં. ”

( શ્લોક. ૧૬ ) તેનાથી શત્રુગણુને હણનાર, મદનથી અધિક રૂપવાન, શક્તિદેવીનો વલ્લભ, જેના દરેક કરનાં તલ ધ્વજ, કમળ, શંખનાં ચિન્હથી પ્રકાશતા ચક્રનું સ્વસ્તિચિહ્ન ધારતા અને જે મહિમામાં આમ વિષ્ણું કરતાં અધિક હતો તે શ્રીજગત્તુંગ જન્મ્યો હતો.

( શ્લોક. ૧૭ ) હૈહય વંશમાં સહસ્રાર્જુન નૃપ હતો જેણે ગર્જતા અને અજિત રાવણના પ્રબળ અને વિરાજતા લાંબા ભૂજોની ખણુસ શાન્ત કરી અને જેના યશના અને નામના પ્રસરતા અક્ષરોએ, દેવોના કર્ણમાં વિશ્રાંતિસ્થાન પ્રાપ્ત કરી, અને અમૃતના ઘટ્ટ રસ વડે સિદ્ધોથી લખાઇને, દિગ્દિવાલો વ્યાપી નાંખી.

( શ્લો. ૧૮ ) જે શત્રુઓના વંશને પરશુ સમાન હતો, તેના વંશમાં કોક્કલ ભૂપનો પુત્ર કીર્તિમાન્ નૃપ શ્રી રણવિગ્રહ ચેદીશ્વર થયો. જેમ સર્વ કલા વિનાનો ઇન્દુ કૃષ્ણ પક્ષને અંતે સૂર્યબિંબમાં પ્રવેશ કરે છે તેમ, જે સામંતોના મંડળમાં અરિની અંગનાઓનો અલંકાર હતો તેણે દરેક દુર્બળ ભૂપમાં તેમના પક્ષનો નાશ કરીને પ્રવેશ કર્યો.

( શ્લો. ૧૯ ) જેવી રીતે સાગર જે અતિ ઉજ્જવળ કિરણોવાળા સૂર્યનો નિવાસ છે, તેમાંથી લક્ષ્મી કરમાં કમળ સહિત પ્રકટી તેવી રીતે જે ગુણુનિધિ હતો, ઉજ્જવળ પ્રતાપના નિવાસસ્થાન સમાન હતો, તેમાંથી લક્ષ્મી નામે પુત્રી અવતરી હતી. યદુવંશના કુમુદને શશિ સમાન, સુંદરીઓનાં હૃદય અનુરંજનાર જગત્તુંગદેવ રણવિગ્રહની પુત્રી લક્ષ્મીને પરણ્યો—જેમ હરિ લક્ષ્મી દેવીને પરણ્યા હતા.

( શ્લોક. ૨૦ ) જેમ હરિ અને લક્ષ્મીથી ચાર સાગરના કિનારા સુધી વિખ્યાત પ્રતાપવાળો, શત્રુઓને ઘંટી સમાન, સુંદરીઓના મનમાં વસનાર, સર્વ જનોને આશ્રય સ્થાન સમાન,

---

૧ તામ્રલિપ્ત અથવા તમલુક.

અને સ્વર્ગીય સૌંદર્યનો નિધિ કન્દર્પ દેવ પ્રકટયો, તેમ આ બન્નેમાંથી ચાર સાગરના કિનારા સુધી વિખ્યાત પ્રતાપવાળો, શત્રુઓને ઘંટી સમાન, સુંદરીઓનાં મનમાં વસનાર, સર્વ જનોને આશ્રય સ્થાન સમાન, ગુણ અને રુપનો નિધિ હતો તે રટ્ટ કન્દર્પ જન્મ્યો હતો.

( શ્લોક. ૨૧ ) વિષ્ણુ ભગવાને પદથી ચાર સાગરથી આવૃત થઈ ઉજ્જવળ થએલી પૃથ્વી ભરી દઈને શ્રી કીર્તિનારાયણ નામે ઓળખાયો તેમ આ નૃપ તેના શૌર્યથી ચાર સાગરથી આવૃત બની પ્રકાશિત થએલી પૃથ્વીનું ગમન કરીને શ્રી કીર્તિનારાયણ તરીકે ઓળખાયો. તેના જન્મ વિષે સાંભળી, મુંઝાઈ ગએલી મતિવાળા શત્રુઓના મુખનું તેજ દૈન્ય, ચિત્ત ભય અને શિર સેવા અંજલિનો અનુભવ કરવા લાગ્યાં.

( શ્લોક. ૨૨ ) જેમ ઇન્દ્રદેવ મેરૂપર્વત લીલાથી( સુખેથી ) ઉખેડી નાંખી, અને ગોવર્ધન-( ગિરિ )નો ઉદ્ધાર કરનાર ઉપેન્દ્ર( કૃષ્ણ )દેવનો પરાજય કરીને મદથી ફૂલી ગયો નહતો તેમ આ ઈન્દ્રરાજ ત્રીજો મેરૂ( મહોદય ) સુખેથી ઉખાડી નાંખી ગોવર્ધનને શરણ આપનાર ઉપેન્દ્ર નૃપનો પરાજય કરીને મદથી ફુલાઈ ગયો ન હતો.

( શ્લોક. ૨૩ ) આ નૃપ જે સર્વ જનોથી નમન પાત્ર છે તેણે મંદિરો અને અગ્રહાર-( બ્રાહ્મણોને )ને સર્વથી માન દેવા યોગ્ય અનેક દાન કરી, દાન માટે યશમાં, એક નજીવા ગામના દાનથી વિરાજતા પુણ્યના મહિમાવાળા પરશુરામથી અધિક થયો.

( પંક્તિ. ૪૩. ૫૬ ) અને તે, પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વરથી અકાલવર્ષ દેવનો પાદાનુધ્યાત, પરમ ભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી નિત્યવર્ષ નરેન્દ્રદેવ કુશળ સ્થિતિમાં હતો ત્યારે સમસ્ત રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, યુક્તક, નિયુક્તક, આધિકારિક, મહત્તર આદિને તેમના સંબંધ અનુસાર શાસન કરે છેઃ—

“ તમને જાહેર થાઓ કે રાજનગર શ્રી માન્યખેટમાં વસનાર અને શ્રી પટ્ટબન્ધ ઉત્સવ માટે કુરૂન્દકમાં આવેલા મારાથી મારાં માતાપિતાના, અને મારા, આ લોક તેમ જ પરલોકમાં પુણ્ય યશની વૃદ્ધિ માટે, શકનૃપના કાળ પછી, સંવત્ ૮૩૬ ફાગુણ શુદિ ૭, યુવસંવત્સરમાં, શ્રી પટ્ટબન્ધ ઉત્સવની સમાપ્તિ પછી, તુલા પુરૂષમાં આરોહણ કરીને, અને તુલામાંથી નીચે અવતરણ કર્યા વગર,સાડી વીસ લાખ દ્રમ્મ સહિત, પૂર્વેના નૃપોથી જપ્ત થએલાં કુરૂન્દ અને અન્ય ગામો, અને તે ઉપર ૪૦૦ ગામો, બલિ, ચરૂ, વૈશ્વદેવ, અગ્નિહોત્ર અને અતિથિ સન્તર્પણ અર્થે, લક્ષ્મણ ગોત્રના, વાજિ મધ્યન્દિ સબ્રહ્મચારી, પાટલીપુત્રથી આવેલા શ્રી વેન્નપભટ્ટના પુત્રને લાટ દેશમાં કમ્મણિજ્જ સમીપમાં તેન્ન નામનું ગામ, પૂર્વે—વારડપલ્લિકાઃ દક્ષિણે—નામ્મીતટકઃ પશ્ચિમે—વલીશા અને ઉત્તરે વવ્વિચયણગામ, આ ચાર સીમાવાળું ગામ ઉદ્રંગ સહિત, ઉપરિકર સહિત, દશ અપરાધના દંડ સહિત, ઉદ્ભવતિ વેઠના હક્ક સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, પાણીના અર્ધ્યથી ભક્તિથી અપાયું છે.

( પંક્તિ. ૫૬—૫૯ ) આ ગામનો જ્યારે તે બ્રહ્મદાયના નિયમ અનુસાર ઉપભોગ કરે, અન્ય પાસે ઉપભોગ કરાવે, ખેતી કરે અથવા ખેતી કરાવે, અથવા અન્યને સોંપે, ત્યારે કોઈએ, તેને લેશ માત્ર પણ પ્રતિબંધ કરવો નહીં. વળી, આ અમારા બ્રાહ્મણને આપેલા દાનને અમારા વંશના કે અન્ય ભાવિ ભદ્રનૃપોએ પોતેજ તે દાન કર્યું હોય તેમ અને ભૂમિદાનનું ફળ ( દાન દેનાર અને રક્ષણ કરનારને ) સામાન્ય છે તેમ માની અનુમતિ આપવી.

( પંક્તિ ૫૯ અને શ્લોક ૨૪—૨૬ માં ભાવિ નૃપોને ચાલુ ઉપદેશ અને ધમકીનો સમાવેશ થાય છે. )

( શ્લોક. ૨૭ ) આ સ્તુતિપાત્ર પશસ્તિ નેમાદિત્યના પુત્ર અને ઇન્દ્રરાજના પદનું સેવન કરતા શ્રી ત્રિવિક્રમભટ્ટથી રચાએલી છે.

નં૦ ૧૩૫

# ગોવિંદ ૪ થાનાં ખંભાતનાં તામ્રપત્રો[1]

## શ. સ. ૮૫૨ જ્યેષ્ટ સુ. ૧૦ સોમવાર

આ તામ્રપત્રો ખંભાતનો એક ખેડુત હળ ખેડતો હતો ત્યારે ખેતરમાંથી મળેલાં હતાં. તે લાકડાની એક પેટીમાં હતાં. તે પેટી ઉખેળતાં તૂટી ગઈ. પછી આ તામ્રપત્ર પેટલાદના એક ગુજરાતીના કબજામાં આવ્યાં હતાં. તેની પાસેથી પ્રો. એ. વી. કાથવટેએ બહુ મ્હેનતથી મેળવ્યાં હતાં.

પતરાં કુલ ત્રણ છે, અને તે ૧૩½" ઈંચ લાંબાં અને ૧૦½ ઈંચ પહોળાં છે. અંદરના લખાણના રક્ષણ માટે કોર સ્હેજ વાળી દીધેલી છે. પહેલા અને ત્રીજા પતરાની એક અંદરની બાજુએ અને વચલા પતરાની બન્ને બાજુએ લેખ કોતરેલ છે. ત્રીજા પતરાના નીચેના ખૂણા તૂટી ગયા છે, તેથી થોડા અક્ષરો ગુમ થયા છે, તોપણ એકંદર લેખ સુરક્ષિત છે. પતરાંની એક બાજુએ કાણાંમાંથી પસાર થતી ¾ ઇંચ જાડી અને ૪½ ઇંચ વ્યાસવાળી ગોળ કડીથી તે બાંધેલાં છે. કડીના છેડા ઉપર ૨¾ ઈંચ ઉંચી અને પહોળી સીલ છે. તેમાં જરા નીચે પડતી સપાટી ઉપર ગરૂડનું ઉપડતું ચિત્ર છે. ગરૂડ સન્મુખ પાંખ પહોળી કરીને બેઠેલો છે, અને તેનું નાક ચાંચના જેવું છે. તેના દરેક હાથમાં સર્પ છે. ગરૂડની જમણી બાજુએ ઉપરના ખૂણામાં ગણપતિનું, અને નીચે ચમર અને દીવાનાં ચિત્રો છે. ડાબી બાજુએ કોઈ પ્રાણી ઉપર બેઠેલી દેવી અને તેની નીચે સ્વસ્તિક છે. કોર ઉપર ફરતાં આયુધોનાં ચિત્ર છે, જેમાંના ખડ્ગ, બાણ, અને વજ્ર સ્પષ્ટ ઓળખી શકાય છે. ગરૂડની નીચે અક્ષરો હતા, પણ અત્યારે ઘસાઈ ગયા છે. કોતરકામ સારી રીતે કરેલું છે. લિપિ ૧૦ મી સદીનાં બીજાં તામ્રપત્રો ઉપરની લિપિને મળતી છે. અક્ષરનું સરેરાશ કદ ⅛ ઇંચ છે.

ભાષા સંસ્કૃત છે. શરૂવાતના ઓં અને સ્વસ્તિ સિવાય પહેલેથી પંક્તિ ૩૮ પર્યંત બધો ભાગ પદ્યમાં છે, અને બાકીનો ભાગ છેલા મહાભારતાદિના શ્લોક, તથા લેખના નામના શ્લોક સિવાય ગદ્યમાં છે. શરૂવાતના ત્રણ તથા વંશાવલીના બે સિવાય બધા શ્લોકો આજ રાજાનાં સાંગલિનાં તામ્રપત્રોમાં છે.

( પં. ૪૦–૪૨ ) પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રી નિત્યવર્ષ એટલે કે ઇન્દ્ર ૩ જાનાં ચરણનું ધ્યાન ધરનાર પ. મ. પ. શ્રી સુવર્ણવર્ણદેવ પૃથ્વીવલ્લભ, શ્રી વલ્લભનરેન્દ્રદેવ એટલે કે રાષ્ટ્રકૂટ ગોવિંદ ૪ થા નો આ લેખ છે. ( પં. ૪૬ ) દાન અપાયું ત્યારે પટબન્ધના ઉત્સવ સબબ ગોવિંદરાજ પોતાની રાજધાની માન્યખેટ છોડીને ગોદાવરીના કાંઠા ઉપરના કપિત્થક ગામે ગયો હતો ( પં. ૪૬–૪૯ ) ત્યારે તેણે પોતાની સોનાની તુલાકરાવી હતી અને તે વખતે તેણે ૬૦૦ અગ્રહાર, ૩ લાખ સુવર્ણ, મંદિરોને ૮૦૦ ગામો, ચાર લાખ સુવર્ણ અને ૩૨ લાખ દ્રમ્મ આપ્યાં હતાં. ( પં. પર–૫૪ ) પછી તેણે લાટ પ્રદેશમાં ખેટક પરગણામાં કાવિકા તીર્થ પાસેનું કેવઞ્જ ગામ દાનમાં આપ્યું હતું. આ દાનની નોંધ લેવા આ તામ્રપત્ર કોતરાયું છે. ( પં. ૫૧–૫૨ ) દાન લેનાર માથર ગોત્રનો, વાજિ કાણ્વ શાખાનો મહાદેવય્યનો પુત્ર નાગમાર્ય નામનો બ્રાહ્મણ હતો. તે માન્યખેટમાં ગોવિંદ ૪ થાનાં ચરણે જીવતો હતો અને મૂળ કાવિકા-નો રહીશ હતો. પં. ૪૪–૪૬ દાનની તિથિ નીચે મુજબ છે. શ. સં. ૮૫૨ ખર સંવત્સર જ્યેષ્ઠ સુ. ૧૦ સોમવાર હસ્ત નક્ષત્ર. આની બરોબર ડો. કીલહોર્ને ગણત્રી કરતાં ઈ. સ. ૯૩૦ ની ૧૦ મી મે ને સોમવાર બરોબર આવે છે.

---

૧ એ. ઈ. વો. ૭ પા. ૨૬ ડો. ડી. આર. ભાંડારકર.

શરૂવાતમાં ઓં અને સ્વસ્તિ પછી રાષ્ટ્રકૂટ લેખોમાંનો ચાલુ શ્લોક છે, જેમાં શિવ અને વિષ્ણુની સ્તુતિ છે. ત્યાર પછીનો શ્લોક સામવેદનો મહિમા બતાવનાર છે. અને ત્યાર બાદના બે શ્લોકમાં (૩–૪) વિષ્ણુ અને શેષની પ્રાર્થના છે. શ્લોક ૫ માં યદુવંશની ચંદ્રમાંથી ઉત્પત્તિ અને તેનાં વખાણ છે.

(શ્લોક ૭) સ્વચ્છ આકાશમાં ચન્દ્ર ઉગે તેમ તે યદુવંશમાં દન્તિદુર્ગ જન્મ્યો હતો. તેની પછી ગાદી ઉપર તેનો કાકો કૃષ્ણરાજ ૧ લો આવ્યો, જેણે સૂર્ય અંધકારનો નાશ કરે છે તેમ ચાલુક્ય વંશનો નાશ કર્યો. (શ્લોક. ૮) ત્યાર બાદ તેનો મોટો દીકરો ગોવિંદરાજ ૨ જો ગાદીએ આવ્યો અને તેના પછી નિરૂપમ કહેવાતો તેનો નાનો ભાઈ આવ્યો. (શ્લોક. ૯–૧૦) સાંગલિના તામ્રપત્રમાં કૃષ્ણ ૧ લાની અને નિરૂપમની વચ્ચે ગોવિંદરાજ બીજાને વર્ણવ્યો છે, પણ તેણે રાજ્ય કર્યું એમ સ્પષ્ટ ઉલ્લેખ નથી તેથી ડો. ફ્લીટ એમ માને છે કે તેણે રાજ્ય કર્યું નથી. પણ તો તો તે જ દલીલથી એમ માનવું જોઇએ કે જગત્તુંગ (ગોવિંદ ૩ જો) અને અમોઘવર્ષ ૧ લાએ પણ રાજ્ય કર્યું ન હોવું જોઈએ; કારણ તેની પણ તે જ દશા છે. તેમણે રાજ્ય કર્યું એમ સ્પષ્ટ લખ્યું નથી. (ધ્રુવ) નિરૂપમ પછી તેનો દીકરો જગત્તુંગ ગોવિંદ ૩ જો આવ્યો, જેનાં માત્ર નિયમિત વખાણ કરેલાં છે. (શ્લોક. ૧૧) તેની પછી અમોઘવર્ષ ૧ લો રાજા થયો, તેણે ચાલુક્ય રૂપી ગ્રાસથી વિંગવલ્લી પાસે યમરાજને પ્રસન્ન કર્યો હતો. (શ્લોક. ૧૨) અમોઘવર્ષ પછી તેનો દીકરો અકાલવર્ષ (કૃષ્ણ ૨ જો) ગાદીએ આવ્યો અને તેના દુશ્મનોએ ખેટક છોડી દીધું. (શ્લોક ૧૩) આ ખેટક તે રાષ્ટ્રકૂટની રાજધાની માન્યખેટ હોવું જોઈએ; કારણ ચાલુક્ય ગુણક વિજયાદિત્ય ૩ જાએ કૃષ્ણની રાજધાની બાળ્યાનું બે ચાલુક્યના લેખોમાં લખેલું છે. સહસ્રાર્જુનના એટલે કે ચેદી વંશના રાજા કોક્કલ્લની દીકરી જોડે અકાલવર્ષ પરણ્યો હતો. (શ્લોક. ૧૪) તેનાથી જગત્તુંગ ઉત્પન્ન થયો અને તે કોક્કલ્લના દીકરા રણવિગ્રહની દીકરી લક્ષ્મીને પરણ્યો. (શ્લોક. ૧૫–૧૬) શ્લોક ૧૬ માં અર્જુન નામના રાજાએ જગત્તુંગને લશ્કર સહિત મદદ કરીને કીર્તિ સંપાદન કરાવી એમ લખ્યું છે. આ અર્જુનને કોક્કલ્લનો દીકરો કહ્યો છે (શ્લોક ૨૦) તેથી તે રણવિગ્રહનો ભાઈ અને જગત્તુંગનો કાકોસસરો થાય.

(શ્લોક ૧૭–૧૮) આ જગત્તુંગ અને લક્ષ્મીથી ઇન્દ્ર ૩ જો જન્મ્યો હતો. શ્લો. ૧૯ માં આની મોટી જિતનું વર્ણન છે. એમ જણાય છે કે ઇન્દ્ર ૩ જો ઉજ્જનથી ઉત્તરમાં ગયો હતો અને જમના ઓળંગીને મહોદય શહેરનો નાશ કર્યો. મહોદયનો નાશ કરીને તેને કુશસ્થલ બનાવી દીધું એમ લખ્યું છે તે માત્ર કવિનું કલ્પનાત્મક વર્ણન હોવું જોઈએ. કારણ મહોદય અને કુશસ્થલ એ બન્ને કાન્યકુબ્જ એટલે કનોજનાં નામ હેમચંદ્રે ગણાવ્યાં છે.

કનોજના કયા રાજાને ઇન્દ્ર ૩ જાએ હરાવ્યો તે શોધવા માટે તારીખો તપાસવી જોઇએ. ઇન્દ્ર ૩ જો ઈ. સ. ૯૧૫ અને ૯૧૭ માં હતો, એમ રાષ્ટ્રકૂટ લેખોમાં મળે છે. કનોજના નીચેના રાજાની સાલો ગ્વાલિઅર, પેહીઆ અને સીયડોણીના લેખમાં મળે છે, (૧) ભોજ ઈ. સ. ૮૬૨ ૮૭૬, ૮૮૨, (૨) મહેન્દ્રપાલ ઈ. સ. ૯૦૩, ૯૦૭, (૩) ક્ષિતિપાલ અથવા મહીપાલ ઇ. સ. ૯૧૭ (૪) દેવપાલ ઇ. સ. ૯૧૮. આ ઉપરથી એમ નિશ્ચય થાય છે કે ઇન્દ્ર ૩ જાનો સમકાલીન ક્ષિતિપાલ હતો તેથી તેણે તેને હરાવ્યો હશે. વળી ખજુરાહોના લેખમાં લખ્યું છે કે ચાંદેલા રાજા હર્ષદેવે ક્ષિતિપાલને ગાદી ઉપર બેસાડયો તે ઉપરથી એમ સમજાય છે કે ઇન્દ્રે તેને હરાવી, કનોજમાંથી નશાડી મુકયો હશે.

નારાયણપાલના ભાગલપુરના દાનપત્ર[1]માંથી તેમ જ ધર્મપાલના ખાલીમપુરના દાનપત્ર-[2]માંથી નીચેની હકીકત મળી આવે છે: (૧) ઇન્દ્રરાજે કાન્યકુબ્જના રાજાને હરાવ્યો. (૨) પણ

૧ ઈ. એ. વો. ૧૫ પા. ૩૦૪ ૨ એ. ઈ. વો. ૪ પા. ૨૪૩

પાછળથી તેને ધર્મપાલે હરાવ્યો અને કાન્યકુબ્જના રાજાને ફરી ગાદી ઉપર બેસાર્યો. આ તામ્રપત્રમાં કાન્યકુબ્જના રાજાનું નામ ક્ષિતિપાલ અથવા મહીપાલ આપેલ છે, અને તે ચાંદેલા રાજા હર્ષવર્ધનની મદદથી પાછો ગાદીએ આવ્યો. આ ઉપરથી એમ સંભવ છે કે કાન્યકુબ્જના રાજાને ફરી ગાદી ઉપર બેસારવામાં હર્ષવર્ધન તેમ જ ધર્મપાલ એ બન્નેનો હાથ હોય.

ભાગલપુરના તામ્રપત્રમાં જે કાન્યકુબ્જના રાજાને ઇન્દ્રે હરાવ્યો તેનું નામ ચક્રાયુધ આપેલું છે. નવસારીનાં તામ્રપત્રોમાં ઇન્દ્રે ઉપેન્દ્રને હરાવ્યો એમ આપેલ છે તેથી એમ સંભવે છે કે ક્ષિતિપાલનાં બિરૂદ તરીકે ચક્રાયુધ અને ઉપેન્દ્ર શબ્દો હોવા જોઈએ.

વળી આ તામ્રપત્ર ઉપરથી એમ પણ સિદ્ધ થાય છે કે કનિંગહામ અને પ્રો. કીલ્હોર્ન ધારે છે તેમ ધર્મપાલ ૯ મી સદીની શરૂવાતમાં નહીં, પણ દશમી સદીની શરૂવાતમાં રાજ્ય કરતો હોવો જોઈએ. દેવપાલદેવના મુંગીરના તામ્રપત્રમાં ધર્મપાલ રાષ્ટ્રકૂટ શ્રી પરવલની દીકરી રણ્ણાદેવીને પરણ્યો એમ આપેલ છે. પ્રો. કીલ્હોર્ન શ્રી પરવલને શ્રી વલ્લભ તરીકે સુધારે છે. તેથી ધર્મપાલનો સસરો કૃષ્ણ બીજો હોવો જોઈએ. ( ઇન્દ્ર ૩ જો હોય નહીં, કારણ તો સસરો-જમાઈ આમ લડે નહીં. )

( શ્લોક ૨૦ ) ઇન્દ્ર ત્રીજો હૈહય અગર ચેદી વંશની વિજામ્બાને પરણ્યો. તેનાથી ગોવિંદ ૪ થો જન્મ્યો. તેનું સ્વરૂપ કામદેવથી પણ અધિક હતું. ( શ્લોક. ૨૧ ) શ્લોક ૨૨ માં ગોવિંદ ૪ થાના કરેલા બચાવ ઉપરથી તેમ જ દેવળી, કરહાડ અને ખારેપાટણના તામ્રપત્રોમાં ગોવિંદ ૪ થાનું જે વર્ણન આપ્યું છે તે ઉપરથી સમજાય છે કે ( ૧ ) ગોવિંદ ૪ થો વિષયી રાજા હતો. ( ૨ ) તેની પ્રજા તથા ભાયાતો નારાજ થયા અને અરિકેશરિન બીજા વિગેરેએ બંડ ઉઠાવ્યું અને ગોવિંદને માર્યો અને તેના કાકા અમોઘવર્ષને ગાદીએ બેસવા વિનતિ કરી. વળી તેમાં લખ્યું છે કે તે પોતાના મોટાભાઈ પ્રત્યે ઘાતકી રીતે વર્ત્યો નહોતો, પણ તે મોટાભાઈ અમોઘ-વર્ષ ( બીજા )ના રાજ્ય કરવાના ટુંક સમયનો ખ્યાલ કરતાં એમ સંભવિત લાગે છે કે તેને ઘાતકી રીતે ગોવિંદ ૪ થાએ માર્યો હશે, અગર મરે એવી યુક્તિ પ્રયુક્તિ કરી હશે. શ્લોક ૨૨ ની છેલ્લી પંક્તિમાં ગોવિંદ ૪ થાને તેનાં પરાક્રમોને લીધે સાહસાંક કહ્યો છે અને શ્લોક ૨૩ માં આપેલ છે કે તેનું નામ પ્રભૂતવર્ષ હતું. પણ સોનાનાં અનેક દાન આપવાથી તેનું ખરૂં નામ સુવર્ણવર્ષ પડ્યું હતું. શ્લોક ૨૮ માં ગંગાયમુના તેના મેહેલમાં સેવા કરતાં, એમ લખ્યું છે, તેનો અર્થ એમ લેવો જોઈએ કે ઉત્તરના કોઈ રાજાને હરાવીને ગંગા અને યમુનાનાં લાંછન પોતાના ધ્વજ ઉપર મેળવ્યાં હતાં.

દાનપત્રમાંનાં સ્થળો પૈકી કેવઞ્જ તે હાલનું કિમોજ અગર કિમજ છે. કાવિકા તે કાવિ અને સીહુકગ્રામ તે હાલનું સિગામ અગર શીગામ છે. આ દાનપત્રમાં કાવિકાને મહાસ્થાન ( પવિત્ર સ્થાન ) લખ્યું છે તેથી તે ૧૦ દશમી સદીથી યાત્રાનું સ્થળ હોવું જોઈએ. દાનમાં અપાએલા કેવઞ્જને લાટદેશના ખેડા પરગણામાં આવેલું એમ લખ્યું છે તેથી લાટમાં ખેડાનો સમાવેશ થતો હતો એમ અનુમાન થાય છે. ડો. બુલર અને ડો. ભગવાનલાલ ધારે છે તેમ લાટ મહી અને તાપી વચ્ચેનો જ પ્રદેશ નહીં, પણ ડો. હુલ્શ ધારે છે તેમ ઉત્તરમાં શેરી અથવા શેઢી સુધીનો પ્રદેશ હોવો જોઈએ.

## अक्षरान्तर

१ ओं[1] स्वस्ति स[2] वो व्याद्वेधसा धाम यन्नाभिकमलङ्कृतम् । हरश्च यस्य कान्तेन्दुक-
लया कमलङ्कृतम् ॥ ( १ ) जयन्ति ब्रक्षण[3]ः सर्गनि-

२ ष्पत्तिमुदितात्मनः । सरस्वतीकृतानन्दा मधुराः सामगीतयः ॥ ( २ ) सा[4]न्द्रैः
श्रीस्तनभारभूरिमकरीकाश्मीरसम्मिश्रितैः

३ प्रोन्मज्जद्गजराजगैरिकरजः पुञ्जद्रवैः पिञ्जरा[5]ः । क्षीरोब्धे[6]ः क्षुभितस्य मन्दरगि-
रिव्यावर्त्तनादुद्गताः कल्लोला जन-

४ यन्ति यस्य पुलकम्पायात्स वः केशवः ॥ ( ३ ) शम्भोर्यानि शिरः स्थितस्य
फणिनाम्पत्युः फणानां दश द्योतन्ते परितः

५ शतानि समणिज्योतींषि जूटाटवीम् । एनस्तान्युपरिस्रवत्सुरसरित्सिक्तेन्दुकन्दोल्लस-
ज्ज्योत्स्नाकल्पलतालवालव-

६ लयश्रीभाञ्जिभञ्जन्तु वः ॥ [ ४ ] ता[7]राचक्राञ्ज[8]षण्डावृतगगनसरः पद्मिनीराजहंसा
त्रैलाक्यै[9]काधिपत्यस्थितमदनमहारा-

७ जशुभ्रातपत्रात् । लावण्यक्षीरसिन्धोर्द्युतिरजतगिरेर्दिग्वधूदन्तपत्राद्वंशः सोमादयं
यस्त्रिभुवनकमलावाससौधादुभेत[10]ः ॥ [ ५ ]

८ त[11]स्माच्छ्रियः कुलगृहं भवनं महिम्नः क्रीडास्पदंस्थितिमहार्द्धिगभीरतानाम् । आप-
न्नसत्वपरिपालनलंघ[12]कीर्तिर्व्वंशे वभूवे[13] भु-

९ वि सिन्धुनिभो यदूनाम् ॥ [ ६ ] [14]परिणतपरमण्डलः कलावान्प्रविततवहल[15]यशोंशु
पूरिताश[16]ः । शशधर इव दन्तिदुर्गराजो यदु-

१० कुलविमलवियत्यथोदियाय ॥ [ ७ ] त[17]स्याद्यं नृपतेः पितृव्य उदयी श्रीवीरसिंहा
सनं मेरोः शृङ्गमिवाधिरुह्य

११ रविवच्छ्रीकृष्णराजस्ततः । ध्वस्तोद्रिक्तचलुक्यवंशतिमिरः पृथ्वीभृतां मस्तके
न्यस्ताङ्घ्रि[18]ः सकलं जगत्प्रवितसैस्ते-

१२ जोमिराक्रान्तवान् ॥ [ ९ ] त[19]स्माद्गोविद्रराजोभूदिन्दुविम्वशिलावले[20] । यस्या
रिप्लोषधूम्रोङ्कः प्रशस्तिरिव लक्ष्यते ॥ [ ६ ]

१३ त[21]स्याभवद्भुवनपालनवीरवुद्धि[22]रुद्भूत [ श्र ] त्रुकुलसन्ततिरिद्धतेजा[23]ः ।
राजानुजो निरुपमापरनामधेयो यन्मुद्रयाम्वु[24]धिरपि प्रथितः

---

१ चिह्न રૂપે દર્શાવેલો છે. २ છંદ શ્લોક ( અનુષ્ટુપ્ ); અને પછીના શ્લોકનો પણ તે જ. આ શ્લોક લગભગ બધાં રાષ્ટ્રકૂટનાં દાનપત્રોમાં આવે છે પરંતુ સાંગલી પતરાંમાં માલુમ પડતો નથી. ૩ વાંચો ब्रह्मणः ૪ છંદ આ તથા પછીના શ્લોકનો શાર્દૂલવિક્રીડિત– આ બન્ને શ્લોકો સાંગલીનાં પતરાંઓમાં નથી. ૫ વાંચો पिञ्जरा ૬ વાંચો क्षीराब्धेः ૭ છંદ સ્રગ્ધરા, વાંચો चक्राब्ज ૮ વાંચો त्रैलोक्यै ૯ વાંચો दुपेतः ૧૦ છંદ વસંતતિલકા, ૧૧ વાંચો लब्ध ૧૨ વાંચો बभूव ૧૩ છંદને માટે જુઓ પ્રસ્તાવના ૧૪ વાંચો बहल ૧૫ છંદ શાર્દૂલવિક્રીડિત. ૧૬ વાંચો न्यस्ताङ्घ्रि ૧૭ છંદ અનુષ્ટુપ્ ૧૮ વાંચો बिम्बशिलातले ૧૯ છંદ વસંતતિલકા ૨૦ વાંચો बुद्धि ૨૧ વાંચો याम्बुधि.

१४ समुद्रः ॥ [ १० ] तद[1]नु जगत्तुङ्गोजनि परिहृतनिजसकलमण्डलाभोगाः ।
गतयौवनवनिताजन[ कु ]चसदृशा यस्य वैरिनृपाः ॥ [ ११ ]

१५ [2]तस्माच्चामोघवर्षो भवदतुलव[3]लो येन कोपादपूर्व्वैश्चालुक्याभ्युषखाद्यैर्ज्जनितरतियमः
प्रीणितो विङ्गवल्ल्या[4]म् । वैरिंचा-

१६ [5]ण्डोदरान्तर्व्वहिरुपरितले[6] यत्र ल[7]ब्धावकाशं तोयव्याजाद्विशुद्धं यश इव निहितं
तज्जगत्तुङ्गसिन्धौ ॥ [१२] [8]तस्मादकालवर्षो नृपति-

१७ रभुद्यत्पराक्रमत्रस्तैः सद्यः समण्डलाग्रं खेटकमहितैः परित्यक्तम् ॥ [ १३ [ [9]सेह
स्त्रार्जुनवंशस्य भूषणं कोक्कलात्मजा । तस्याभ-

१८ वन्महादेवीजगत्तुङ्गस्ततोजनि [ १४ ] [10]गम्भीराद्रत्ननिधेर्भूभृत्प्रतिपक्षरक्षणक्ष-
मतः । कोक्कलसुतरणविग्रहजलधेर्लक्ष्मीः स-

१९ मुत्पन्ना ॥ [ १५ ] [11]सा जाया जायता जातशत्रोस्तस्य महीभृतः भीमसेनार्जुनो
पात्तयशोभूषणशालिनः ॥ [ १६ ] त[12]त्रै जगत्तुङ्गोदय-

२० घ[ र ]णीधरतः प्रतापकलितात्मा । लक्ष्म्यानन्दन उदितोजनि विजयी राज-
मार्त्तण्डः ॥ [ १७ ] स्थितिचलितसकलभूभृत्पक्षच्छेदाभिमुक्त-

२१ भुजवज्रः । अनिमिषदर्शनयोग्यो यः सत्यमिहेन्द्रराज इति ॥ [ १८ ] य[13]न्माद्य-
द्विपदन्तघातविषमं[14] कालप्रियप्राङ्गणं तीर्णा

पतरुं बीजुं प्रथम बाजु

२२ यत्तुरगैरगाधयमुना सिन्धुप्रतिस्पर्द्धिनी । येनेदं हि महोदयारिनगरं निर्म्मूलमु-
न्मूलितं नाम्नाद्यापि जनैः कुशस्थ-

२३ लमिति ख्यातिं परां नीयते ॥ [ १९ ] यस्तस्मिद्दशकण्ठदर्प्पदलने श्रीहैहयानां
कुले कोक्कलः प्रतिपादितोस्य च गुणज्ये-

२४ ष्ठोर्जुनोभूत्सुतः । तत्पुत्रोम्मणदेव इ[15]त्यतिवलस्तस्माद्विजाम्वाभवत्पद्मेवाम्वुनिधेरुमेव[16]
हिमवन्नाम्नः क्षमाभृत्प्र-

२५ भोः ॥ [ २० ] [17]श्रीन्द्रनरेन्द्रात्तस्यां सूनुरभुद्भूपतिर्व्विजाम्वाया[18]म् गोविन्दराज-
नामा कामाधिकरूपसौन्दर्य्यैः ॥ [ २१ ] सामर्थ्ये[19] सति

२६ निन्दिता प्रविहिता नैवाग्रजे क्रूरता व[20]न्धुस्त्रीगमनादिभिः कुचरितैरावर्ज्जितं नायशः
शौचाशौचपराङ्मुखं न च भि-

२७ या पैशाच्यमङ्गीकृतं त्यागेनासमसाहसैश्च भुवने यः साहसाङ्कोभवत् ॥ [ २२ ]
[21]वर्षन्सुवर्णवर्षः प्रभूतवर्षोपि कनकधा-

१ छंद आर्या २ छंद स्रग्धरा ३ वांचो बलो ४ वांचो वल्लयाम् ५ वांचो र्ब्बहि ६ वांचो तले ७ वांचो लब्धा ८ छंद आर्या. ९ छंद अनुष्टुप् १० छंद आर्या ११ छंद अनुष्टुप् १२ छंद आ तथा पछीना श्लोकनो आर्या १३ छंद शार्दूलविक्रीडित; पछीना श्लोकनो छंद पण ते ज. आ श्लोक सांगलीनां पतरांमां नथी. १४ वांचो यन्माद्यद्विप १५ वांचो तिबल १६ वांचो जाम्बा; वाम्बुनिधे १७ छंद आर्या १८ वांचो जाम्बा १९ छंद शार्दूलविक्रीडित २० वांचो बन्धु २१ छंद आर्या.

ले. ५०

२८ राभिः । जगदखिलमेककाञ्चमंयमकरोदिति जनैरुक्तः ॥ [ २३ ] कंः केनाथ को दरिद्रः पृथिव्यामित्थं घुष्टे द्वारि लिप्सो-

२९ रभावात् । हेलासिद्धैर्द्वीपनाथैः प्रणीतोण्युच्चैः कोशः प्रीतये यस्य नाभूत् ॥ [२४] यंदधिदिग्विजयावसरे सति प्रसभसं-

३० भ्रमभावनयेव भूः । सपदि नृत्यति पाँलिमहाध्वजोच्छ्रूतकरान्यकुनाथविवर्जिता ॥ [ २५ ] स ( ह ) ते न हि मण्डलाधि-

३१ पं परमेषोभ्युदर्यीसमुद्धतम् । इति जातभियाविवाम्रतो रविचन्द्रावपि यस्य धावतः ॥ [ २६ ] अवनतपर-

३२ मण्डलेश्वरं सहविजयश्चाभिवेश्म शोभितम् । समहिमकरतोरणं चिरं निजतेज-स्तति यस्य राजते ॥ [ २७ ] सहते

३३ समवाहिनीमयं न परेषां सविशेषशालिनीम् । यदनिन्दितराजमन्दिरं ननु गङ्गा यमुना च सेवते ॥ [ २९ ] यंस्मिन्राज-

३४ नि सौराज्यं निर्जितारि वितन्वति । विमानस्थितिरित्यासीन्न भोगेषु कदाचन ॥ [ २९ ] येस्योद्दामप्रतापानलंवंहलशिखाकज्जलं

३५ नीलमेघा विस्फूर्जत्खड्गधारास्फुरणविसरणान्येव विद्युद्विलासाः । दुर्व्वारारीभकुम्भ स्थलदलनगलन्मौक्तिकान्ये व ताराश्च-

३६ न्द्रक्षीरांब्धिशेषाभृतभुवनयशोराशिनिष्यन्दितानि ॥ [ ३० ] यंस्मिन्कण्टकशो धनोत्सुकमनस्यम्भोजनालैर्भियेवोन्नम्रं न पयः-

३७ सु कोशवसतिर्लक्ष्मीः कृतोपायनम् । केतक्यापवनोल्लसन्निजरजः पुञ्जान्धकारीदरे भूगर्भे पनसेन वेत्रलतया [ द्वा ] र्य्या-

३८ त्मशुद्धयै स्थितम् ॥ [ ३१ ] यश्च समुपहसितहरनयनदहनविहितानित्यकन्द र्प्परूपसौन्दर्य्यदर्प्पः श्रीनित्यकन्दर्प्पः । प्रभुमन्त्र-

३९ शक्त्युपंबृंहितोत्साहशक्तिसमाक्षिप्तशतमखसुखश्चाणक्यचतुर्मुखः । प्रथितैकविक्रमा-क्रान्तवसुन्धराहितकरणपराय-

बीजुं पतरुं बीजी बाजु

४० णः श्रीविक्रान्तनारायणः । स्वकरकलितहेतिहलदलितविपक्षवक्षःस्थलक्षेत्रः श्रीनृपतित्रिनेत्रः समभवत्से च परमभट्टार-

४१ कमहाराजाधिराजपरमेश्वरश्रीमन्नित्यवर्षदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराज परमेश्वरश्रीमत्सुवर्णवर्ष-

---

१ वांचो काञ्चनमय २ छंद शालिनी. आ श्लोक सांगलीनां पतरांमां नथी. ३ छंद द्रुतविलम्बित ४ वांचो ध्वजोच्छ्रित ५ छंद वियोगिनी; ६ छंद अपरवक्त्र ७ छंद वियोगिनी ८ छंद श्लोक ( अनुष्टुप् ) ९ स्रग्धरा १० वांचो बहल ११ वांचो क्षीराब्धि १२ छंद शार्दूलविक्रीडित १३ वांचो बृंहितो १४ वांचो समभवत् ॥ सच

४२ देवपृथ्वीवल्लभश्रीवल्लभनरेन्द्रदेवः कुशली । सर्व्वानेव यथासम्वद्ध्यमानकान्रा-
ष्ट्रपतिविषयपतिग्रामकूटमहत्तरयुक्तको-

४३ पयुक्तकाधिकारिकान्समादिशत्यस्तु वः संविदितं यथा मान्यखेटराजधानीस्थिरत-
रावस्थानेन मातापित्रोरात्मनश्च पुण्ययशो-

४४ भिवृद्धये पूर्व्वलुप्तानपि देवभोगाग्रहारान्प्रतिपालयवाँ प्रतिदिनं च निरवधिनम-
स्यग्रामशासनानि प्रयच्छता मया शकनृप-

४५ कालातीतसंवत्सरशतेष्वष्टसु द्वापञ्चाशदधिकेष्वङ्कतोपि शकसंवत् ८५२ प्रवर्त्त-
मानखरसंवत्सरान्तर्ग्गतज्येष्ठशुद्धदश-

४६ म्यां सोमदिने हस्तसमीपस्थे चन्द्रमसि गोदावरीतटसमीपस्थे कपित्थकग्रामे पट्ट-
वन्धमकोत्सवे तुलापुरुषमारुह्य

४७ ब्राह्मणेर्भ्यः षट्छतान्यग्रहाराणां सुवर्ण्णलक्षत्रयसमेतानि वेलिचरुवैश्वदेवातिथित-
र्प्पणार्थं दत्वा । देवभोगार्थं च

४८ देवकुलेभ्यः खण्डस्फुटितादिनिमित्तं गन्धधूपपुष्पदीपनैवेद्याद्युपचारार्थं तपोवनस्यं
सत्रोत्तरासङ्ग-

४९ दानाद्यर्थञ्च ग्रामाणामष्टशतानि सुवर्ण्णलक्षचतुष्टयं द्रम्मलक्षद्वात्रिंशतं च दत्वा-
तदनन्तरं च तुलापु-

५० रुषादनुत्तरतैव मया प्रथमकरोदकोत्सर्गेण लाटदेशखेटकमण्डलान्तर्ग्गतकावि-
कामहास्थानवि-

५१ निर्ग्गतायँ इहैव मान्यखेटे वास्तव्याय श्रीमद्वल्लभनरेन्द्रदेवपादपद्मोजीविने माठर-
सगोत्रवाजिकाण्वसत्र-

५२ ह्मचारिणे महादेवय्यसुताय नागमार्याय लाटदेशान्तर्व्वर्त्तिखेटकमण्डलान्तर्गतः
केवञ्जनामा ग्रामः काविकामहा-

५३ स्थाननिकटतरवर्त्ती । सवृक्षमालाकुलश्चतुः सीमापर्य्यन्तः सकर्म्मान्तः सोद्रङ्गो
धान्यायहिरण्यायदण्डदोषद-

५४ शापराधादिसमस्तोत्पत्तिसहितो दत्तः । वेलिचरुवैश्वदेवातिथितर्प्पणार्थंक्काम्यनि-
त्यनैमित्तिककर्म्मोपयोग-

५५ निमित्तं दर्शपूर्णमासचातुर्म्मास्याष्टकाग्रयणप्रक्षादिश्राद्धकर्म्मेष्टिक्रियाप्रवृत्तये चरु-
पुरोडाशस्थालीपाकश्रपणा-

५६ दिकर्म्मनिमित्तं होमानियमस्वाध्यायाध्ययनोपासनदानदक्षिणार्थं राजसूयवाज-
पेयाग्निष्टोमादिसप्तशोमसंस्थाँ-

१ वांचो सम्बद्धयमान. २ वांचो पालयता ३ वांचो बन्धमहोत्सवे ४ वांचो ब्राह्मणेभ्यः ५ वांचो बलि ६ वांचो तपोधनस्य ७ वांचो तायेहैव ८ वांचो सब्र ९ वांचो बलि १० वांचो सप्तसोम.

पतरूं त्रीजुं

५७ क्रतूपकरणार्थं[1] मित्रावरुणाध्वर्युहोतृब्राह्मणाच्छंसिमावस्तुदग्नीत्प्रभृतीनामृत्विजां वस्त्रालंकारसत्कारदानदक्षिणा-

५८ दिनिमित्तं सत्रप्रपाप्रश्रयवृषोत्सर्गवापीकूपतडारामदेवालयादिकरणोपकरणार्थश्च ॥ यस्य च ग्रामस्याघाटाः ।

५९ पूर्व्वतः कात्रिकामहास्थानसीमान्तो दक्षिणतः सामगं नाम ग्रामःपश्चिमतः सीहु-कग्रामः । उत्तरतोप्यस्यैव कावि-

६० कामिधानस्य स्थानस्य सम्वन्धी[3] तलसीमान्तः ॥ एवममुं चतुराघाटविशुद्धं केवञ्जनामानं ग्रामं नागमार्य्यस्य कृषतः क-

६१ र्षयतो वा भुञ्जतो भोजयतो वा न केनचिद्व्याघातः कर्त्तव्यः ॥ सामान्योयन्धर्म्मसे-तुर्नृपाणां काले काले पालनीयो भव-

६२ द्भिः । सर्व्वानेतान्भाविनः पार्थिवेन्द्रान्भूयो भूयो याचते रामभद्रः ॥ [ ३२ ] आगामिभूमिपविभिः परिरक्ष्य एष धर्म्मं प्रति

६३ प्रतिनिविष्टतमैस्तथान्यैः । लक्ष्म्यास्तडित्तुलितवुद्वुदचञ्चलायां दानं फलं परयशः प्रतिपालनं च ॥ [ ३३ ] बहुभिर्व्वसु-

६४ धा दत्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य यदा फलम् ॥ [ ३४ ] तथा चोक्तं वेदव्यासेन ॥ ष-

६५ ष्टिं वर्षसहस्राणि स्वर्गे वसति भूमिदः । आच्छेत्ता सानुमन्ता च तान्येव नरके वसेदिति'' ॥ [ ३५ ] स्वदत्तां प-

६६ रदत्तां वा यो हरेत वसुन्धराम् । अपि वर्षसहस्राणि विष्ठायां जायते कृमिः ॥ [ ३६ ] गङ्गाधरार्य्यतनये-

६७ न कृतधिया नागवर्म्मण । लिखितम् । शासनमिदं प्रशस्तं श्रीमद्गोविन्दराजस्य ॥ [ ६७ ] मङ्गलं महाश्रीः ॥[13]

१ वांचो मैत्रावरुणा अने ब्राह्मणा २ वांचो प्रतिश्रय अने तडागाराम ३ वांचो सम्बन्धी ४ छंद शालिनी ५ छंद वसंततिलका ६ वांचो बुद्बुद ७ छंद अनुष्टुप् अने पछीना बे श्लोकनो पण तेज. ८ वांचो बहु ९ वांचो तदा १० वांचो चानु ११ वांचो वसेत् ॥ इति. १२ छंद आर्या १३ आंहि एक फूलनी आकृति छे, जेने माटे जुओ मूळ पतरूं.

ભાષાન્તરમાંથી અમુક ભાગ

પં. ૪૦ પરમભટ્ટારક મહારાજાધિરાજ પરમેશ્વર શ્રીનિત્યવર્ષદેવના પાદનું ધ્યાન ધરનાર પ. મ. પ. શ્રીસુવર્ણવર્ષદેવ પૃથ્વીવલ્લભ શ્રીવલ્લભનરેન્દ્રદેવ કુશળ હોઈને રાષ્ટ્રપતિ વિગેરે અધિકારીઓને આજ્ઞા કરે છે કે—

તમો બધાને વિદિત થાય કે હું મંદિરો વિગેરેને આપેલાં દાન આગલા રાજાઓએ જપ્ત કરેલાં છતાં પાછાં ચાલુ કરનાર, અને પ્રતિદિન નવાં દાન ચિરકાળ ટકે તેવાં આપનાર, માન્યખેટમાં સ્થિત થઈને શક સંવત ૮૫૨ ના જ્યેષ્ઠ સુદિ ૧૦ વાર સોમ ખર સંવત્સર અને હસ્ત નક્ષત્રમાં કપિત્થ ગામમાં પટબન્ધના ઉત્સવપ્રસંગે તુલાપુરૂષમાં ચડીને નીચે મુજબ દાન આપું છું. ( ૧ ) બલિ, ચરૂ, વૈશ્વદેવ ઇત્યાદિ માટે બ્રાહ્મણોને ૬૦૦ અગ્રહાર તથા ૩ લાખ સુવર્ણ, ( ૨ ) દેવાલયોના ઉપભોગ માટે તેમ જ તેના જીર્ણોદ્ધાર, તેલ, ગન્ધ, પુષ્પ, દીપ અને બીજા પૂજોપચાર માટે, તથા અન્ન અને વસ્ત્રના સદાવ્રત માટે ૮૦૦ ગામડાંઓ, ચાર લાખ સુવર્ણ અને ૩૨ લાખ દ્રમ્મ તુલાપુરૂષ ઉપરથી ઉતર્યા પહેલાં વિશેષમાં માતાપિતાના પુણ્ય માટે લાટ દેશના ખેટક મંડલમાંના તીર્થ કાવિકામાંથી આવેલા અને માન્યખેટમાં આવીને શ્રી વલ્લભ નરેન્દ્રદેવના આશ્રયમાં રહેતા, માઠર ગોત્રના વાજિકાણ્વ શાખાના મહાદેવય્યના પુત્ર નાગમાર્યને લાટ દેશના ખેટક મંડલમાંના કેવઞ્જ ગામનું દાન કર્યું છે. તે કેવઞ્જ કાવિકાના તીર્થની પાસે આવેલું હતું. આ દાન નીચેના હેતુઓ માટે આપવામાં આવ્યું હતું. ( ૧ ) બલિ, ચરુ, વૈશ્વદેવ અને અતિથિતર્પણ માટે, ( ૨ ) કામ્ય, નિત્ય, અને નૈમિત્તિક કર્મ માટે, ( ૩ ) દર્શ, પૂર્ણમાસ, ચાતુર્માસ, અષ્ટકા, આગ્રયણ પાક્ષિક શ્રાદ્ધ વિગેરે કર્મ માટે, ( ૪ ) ઇષ્ટક્રિયાની પ્રવૃત્તિ માટે ( ૫ ) ચરુ, પુરાડોશ, સ્થાલીપાક પકાવવા માટે, ( ૬ ) હોમ, નિયમ, સ્વાધ્યાય માટે તેમ જ અધ્યયનની દાનદક્ષિણા માટે ( ૭ ) રાજસૂય, વાજપેય, અગ્નિષ્ટોમ ઇત્યાદિ સાત સોમયજ્ઞો માટે, ( ૮ ) મિત્રાવરૂણ, અધ્વર્યુ, હોતા વિગેરે ઋત્વિજોનાં વસ્ત્ર, અને અલંકારથી સત્કાર તથા દાનદક્ષિણા માટે ( ૯ ) અને સત્ર, પ્રપા, પ્રતિશ્રય, વૃષોત્સર્ગ, વાવ, કુવા, તળાવ, વાડી, દેવાલય વિગેરે કરાવવા માટે.

દાનમાં આપેલા ગામની સીમા નીચે મુજબ હતી. પૂર્વમાં કાવિકા તીર્થની સીમા; દક્ષિણમાં સામગામ નામનું ગામડું પશ્ચિમમાં સીહુક ગામડું; અને ઉત્તરમાં કાવિકા તીર્થની જમીનની સીમા.

ત્યાર બાદ બાકીના ભાગમાં શાપ દર્શાવનારા શ્લોકો છે.

શ્લો. ૩૭ ગોવિંદરાજનું આ દાનપત્ર ગંગાધરાર્યના પુત્ર નાગવર્મનથી લખાયું હતું.

નં० ૧૩૬

# ગોવિંદ ૫ માનાં સાંગલીનાં તામ્રપત્રો[1]

## શ. સં. ૮૫૫ શ્રા. સુ. ૧૫ ગુરૂવાર ( ઇ. સ. ૯૩૩–૩૪ )

ઇન્દ્ર ૪ થાને બે દીકરા હોવા જોઇએ; કારણકે આ લેખમાં પંક્તિ ૨૩ માં ગોવિંદનાં વખાણ કર્યાં છે કે તેણે તેના મોટા ભાઈ તરફ નિષિદ્ધ ક્રૂરતા બતાવી નથી. આ ભાઈનું નામ આમાં કે બીજાં કોઈ પણ પ્રસિદ્ધ દાનપત્રોમાં મળી આવતું નથી, તે ઉપરથી અનુમાન થાય છે કે તે શરીરે તેમ જ બુદ્ધિમાં તે નબળો હશે, તેથી હોદ્દા વગર ગોવિંદ ૪ થાએ તેને અલગ રાખી દીધો હશે.

સાંવતવાડીના રા. બ. વામનરાવ પીતાંબર ચીટનીસના કબજામાં આ પતરાં છે. તે ઉપરથી હું આ લેખ ફરી પ્રસિદ્ધ કરૂં છું. પ્રથમ તે પતરાં સાંગલી પાસે રહેતા બ્રાહ્મણ કુટુંબના કબજામાં હતાં અને જનરલ સર જ્યોર્જ લીગ્રેન્ડ જેકબે જ. બો. બ્રે. રો. એ. સો. વો. ૪ થામાં પાને ૧૦૦ મે પ્રસિદ્ધ કર્યાં હતાં. સાંગલીની આસપાસથી તામ્રપત્રો મૂળ મળ્યાં હોવાં જોઈએ, અને તેથી તેને સાંગલીનાં તામ્રપત્રો તરીકે ઓળખાવવામાં આવે છે. પતરાં ત્રણ છે, અને દરેક ૧૩ ઇંચ લાંબું અને ૯ ઇંચ પહોળું છે. લેખ એવી રીતે લખેલો છે કે તેનાં પતરાં અંગ્રેજી પુસ્તકનાં પાનાંની માફક ફેરવવાથી વાંચી શકાય છે. પતરાં તદ્દન સપાટ છે, જો કે કયાંક કોર પાસે જરા બેસી ગએલ છે, કારણ કે કોરને ટીપીને જાડી કરેલી નથી. લેખ બધે તદ્દન સ્પષ્ટ છે. જે કડીથી તે બાંધેલાં છે તે સાદી અને ½ ઇંચ જાડી છે અને તેનો વ્યાસ ૪⅞ ઇંચ છે. તેને કાપી હશે, પણ મારી પાસે પતરાં આવ્યાં તે પહેલાં ફરી રેવી દીધેલી છે. કદાચ તે કડી અસલની ન હોય, અગર તેની ઉપર સીલ કે મૂર્તિ હશે તે ઉખેડી લેવામાં આવેલ હોય, જનરલ જેકબ જોકે તે બાબત કાંઈ લખતા નથી. ત્રણે પતરાં તથા કડીનું વજન ૧૩ પા. અને ૩ આઉંસ છે. ભાષા સળંગ સંસ્કૃત છે.

રાષ્ટ્રકૂટ યદુ અથવા યાદવોના વંશના છે, એમ આ લેખમાં પહેલી જ વાર આપેલું છે. ડૉ. ભગવાનલાલના મત મુજબ આ ફેરફાર છેવટના ભાગમાં કરવામાં આવેલ છે અને સીલ ઉપરના સિંહના ચિત્રને બદલે ગરૂડનું ચિત્ર મૂકયું, તેના કારણભૂત હોય કારણ યાદવો વિષ્ણુપંથી હતા અને ગરૂડ એ વિષ્ણુનું વાહન છે. અગાઉ નોંધ લેવાઈ છે કે જગતુંગ બીજો રણવિગ્રહની દીકરી લક્ષ્મીને પરણ્યો હતો અને તે રણવિગ્રહ ત્રિપુર અથવા તેવારના કલચુરી અથવા કલચુરી વંશના કોક્કલ અથવા કોક્કલ્લ ૧ ના દીકરો હતો. આ લેખમાંથી વળી આપણને માહિતી મળે છે કે તેનો દીકરો ઇન્દ્ર ૪ થો તે જ કોક્કલ ૧ લાના બીજા દીકરા અર્જુનના દીકરા અમ્મણની દીકરી દ્વિજામ્બાને પરણ્યો હતો. આ ઇન્દ્ર ૪ થો અને દ્વિજામ્બાના દીકરા ગોવિંદ ૫ મો અને નામ નહીં જણાએલ તેનો મોટો ભાઈ એમ બે હતા.

ગોવિંદ ૫ માના લેખમાં લખ્યું છે કે તેના રાજમહેલની ગંગા અને યમુના સેવા કરતી હતી. ગુપ્ત બાંધકામમાં દેવળના દ્વારની બન્ને બાજુ ગંગાયમુના કોતરવામાં આવતી અને ગુપ્તો પાસેથી ચાલુક્યોએ પોતાના ધ્વજ ઉપર ગંગાયમુનાનાં ચિત્રો ગ્રહણ કર્યાં હતાં. ગોવિંદ ૩ જાએ પોતાના શત્રુઓને હરાવી આ બે ચિત્રો ગ્રહણ કર્યાનું લખ્યું છે. તેથી ગોવિંદ ૫ માના કિસ્સામાં ગંગાયમુનાની સેવા તે જ અર્થમાં લેવાની છે; કારણ ગોવિંદ ૫ માની રાજધાની ગંગાયમુનાથી ઘણે છેટે હતી, તેથી પ્રત્યક્ષ સેવા સંભવતી નથી.

---

૧ ઈ. એ. વો. ૧૨ પા. ૨૪૭ જે. એફ. ફ્લીટ.

આ લેખમાં ગોવિંદ ૫ માને સુવર્ણવર્ષ ( બીજો ) અને વલ્લભનરેન્દ્ર ( બીજો ) એવાં બિરૂદ આપેલાં છે, અને તેમજ ઇન્દ્ર ૪ થાને નિત્યવર્ષ ( ૧ લો ) લખ્યો છે.

લેખની તિથિ શ. સં. ૮૫૫ ( ઇ. સ. ૯૩૩-૩૪ ) વિજય સંવત્સર શ્રાવણ સુદિ ૧૫ ગુરૂવાર આપેલ છે. દાનમાં રામપુરી વિગેરે ૭૦૦ ગામના જથ્થામાંથી લોહગ્રામ ગામ આપેલું છે, અને તે પુણ્ડવર્ધનમાંથી પોતે અગર તેનો પિતા નીકળી આવેલ કૌશિક ગોત્રના બ્રાહ્મણ કેશવ દીક્ષિતને આપેલું છે. આ પુણ્ડવર્ધન તે હયુએનસંગનું પુન્નફતન્ન ગામ હોય એમ સંભવે છે. તેને જનરલ કનીંગહામે બંગાળામાં ગંગાનદીના કાંઠાના પબના અથવા પુબનાની સાથે બંધ બેસારેલ, પણ પાછળથી તેને ઉત્તર બંગાળામાં બોગ્રાની ઉત્તરે ૭ માઇલ ઉપરના કારતોયા ઉપરનું મહાસ્થાન તરીકે ઓળખાવવામાં આવેલ છે.

ગોવિંદ ૫ માનો શ. સં. ૮૫૧—૫૨ ( ઇ. સ. ૯૩૦—૩૧ ) વિકૃત સંવત્સર માઘ સુદિ પૂર્ણમાની તિથિનો બીજો લેખ ધારવાડ પ્રગણાના બંકાપુર તાલુકાના કળશ ગામમાંથી મળેલો મારી પાસે છે અને તેમાં પણ તેને ગોજ્જિજગદ્દેવ, નૃપતુંગ, વીરનારાયણ અને રત્તકંદર્પ એવાં બીરૂદો આપેલાં છે. સર વોલ્ટર ઈલીયટની માલીકીનાં, પૂર્વ તરફના ચાલુક્યનાં તામ્રપત્રમાં શક ૮૪૫ થી ૮૫૭ સુધી રાજ કરતા ભીમ ૨ જાના હાથે ગોવિંદ ૫ માની હાર થયાનું લખ્યું છે.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं

१ ॐ [ ॥* ] जयंति व[ ब्र ]ह्मणः सर्ग्गं निष्पत्तिमुदितात्मनः सरस्वतीकृ[ ? ] तानंदा मधुरास्सामगीतयः ॥ ताराचक्राब्ज[ ब्ज ]

२ षंडावृतगगनसरष्पद्मिनीराजहंसा- । तै[ त्*. ]लोक्यैकाधिपत्यस्थितमदनमहाराज शुभ्रा( भ्रा )तपत्त्रा ( त्रा ) त् ।

३ लावण्यक्षीरसिन्धोर्द्युतिरजतगिरेर्द्दिग्वधू दंतपत्त्रा- । द्वंशः सोमादयं यस्मि- भुवनकमलावास-

४ सौधादुपेतः ॥ तस्माच्छ्रियः कुलगृहं भवनं महिम्नः क्रीडास्पदं स्थिति महर्द्धि- गंभीरतानां

५ आपन्न सत्वपरिपालन लब्ध( ब्ध )कीर्त्तिर्व्वंशो व( ब )भूव भुवि सिंधुनिभो यदूनां ॥ परिणतपरमंडलः कला-

६ वान्प्रवितत व[ ब ]हल यशोंशुपूरिताशः । शशधर इव दन्तिदुर्ग्गराजो यदु कुलविमलवियत्यथो दिया-

७ य ॥ तस्याद्यं नृपतेः पितृव्य उदयी श्रीवीरसिंहासनं मेरोः शृंगमिवाधिरुह्य रवि- वच्छ्री–

८ कृष्णराजस्ततः । ध्वस्तोह[ द्रि ]क्तचालुक्यवंशातिमिरः पृथ्वीभृतां मस्तके न्यस्तांघ्रः सकलं

९ जगत्प्रविततैस्तेजोभिराक्रांतवान् ॥ तस्मद्गोविंदराजोभूदिन्दुबिम्बशिलातले ध- स्यारि-

१० प्लोषधूम्रों कः प्रशस्तिरिव लक्ष[ य * ]ते ॥ तस्याभवद्भुवनपालनवीरबु[ बु ] द्धिरुद्भूतशत्त्रु[ त्रु ]कुलसंततिरिद्धतेजाः ।

११ राजानुजो निरुपमापरनामधेयो यन्मुद्रयांवु[ बु ]धिरपि प्रथितः समुद्रः ॥ तदनु जगत्तुंगोजनि परि-

१२ ह्रतनिजसकलमंडलाभोगाः गतयौवनवनिताजनकुचसदृशा यस्य वैरिनृपाः ॥ तस्माच्चा-

१३ मोघवर्षो भवदतुल व[ ब ]लो येन कोपादपूर्व्वैश्चालुक्याभ्यूषखाद्यैर्जनितरतियमः प्रीणितो विंग-

१४ वल्लयां । वैरिंचांडोदरांतर्व्वहिरुपरितले यन्न लब्धा[ ब्धा ]वकाशं तोयव्याजा- द्विशुद्धं यश इव निहितं तज्ज-

---

१ અસલ પતરાં ઉપરથી.

१५ गत्तुंगसिन्धौ ॥ तस्मादकालवर्षो नृपतिरभूयत्पराक्रमत्त्र[ त्र ]स्तैः सद्यः समं-डलाग्रं खेटकमहि-

१६ तैः परित्यक्तं ॥ सहस्रार्ज्जुनवंशस्य भूषणं कोक्कलात्मजा । तस्याभवन्महादेवी जगत्तुंग-

बीजुं पतरूं प्रथम बाजु

१७ स्ततो जनि ॥ गंभीराद्रत्ननिधेर्भूभृत्प्रतिपक्षरक्षणक्षमतः । कोक्कलसुतरणविग्रहज-लधेर्ल्लक्ष्मीः स-

१८ मुत्पन्ना ॥ सा जायाजायताजातशत्त्रो[ त्रो ]स्तस्य महीभुजः भीमसेनार्ज्जुनो पात्तयशोभूषणशालिनः ॥

१९ तत्त्र[ त्र ] जगत्तुंगोदयधरणीधरतः प्रतापकलितात्मा लक्ष्म्या नंदन उदितो-जनि विजयी राजमार्त्तण्डः ॥ स्थितिच-

२० लितसकलभूभृत्पक्षच्छेदाभिमुक्तभुजवज्रः अनिमिषदर्शनयोग्यो यःसत्यमिहेन्द्रराज इति ॥ यस्तस्मिन्दशकंठ-

२१ दर्प्पदलने श्रीहैहयानां कुले कोक्कलः प्रतिपादितोस्य च गुणज्ज्ये[ ज्ये ]ष्ठो ज्र्जुनोभूत्सुतः । तत्पुत्त्रो[ त्रो ]म्मणदेवं इत्यतिव[ ब ]-

२२ लस्तस्मा द्वि[ द * ]जाम्वा[ म्बा ]भवत्पद्मेवांवु[ बु ]निधेरुमेव हिमवन्नाम्नः क्षमाभृत्प्रभोः ॥ श्रीन्द्रनेरन्द्रात्तस्यां सूनुरभूद्भूपविर्द्धि-

२३ जंवा[ बा ]यां गोविंदराजनामा कामादि[ धि ]करूप सौन्दर्यः ॥ सामर्थ्ये सति निन्दितां प्रविहिता नैवाग्रजे क्रूरता व[ ब ]न्धुःस्त्री-

२४ गमनादिभिः कुचरितैरावर्ज्जितं नायशः । शौचाशौचपराङ्मुखं न च भिया पैशा-च्यमंगीकृतं त्या-

२५ गेनासमसाहसैश्च भुवने यस्साहसांको भवत् ॥ वर्षन्सुवर्ण्ण वर्षः प्रभूतवर्षोपि कनकधा-

२६ राभिः । जगदखिलमेककांचनमयमकरोदिति जनैरुक्तः ॥ यदधिदिग्विजयावसरे-सति प्रस-

२७ भसंभ्रमभूवन एव भूः । सपदि नृत्यति पालिमहाध्वजोच्छृतकरान्यकुनाथ विव-र्जिता ॥ सहते [ न* ] हि मंडलाधिपं प-

२८ रमेषोभ्युदयी समुद्धतं । इति जातभिया धियाग्रतो रविचन्द्रावपि यस्य धावते [ तः ] ॥ अवनतपरमंडले-

२९ श्वरं सहविजयशुंभिवेश्मशोभितं समहिमकरतोरणं चिरं निजतेजस्तति यस्य राजते ॥ सह-

---

१ જનરલ જેકોબના પંડિતે पुत्रोम्मण વાંચ્યું હતું અને તેથી પોતાના અનુવાદમાં અંગનદેવ એમ આપ્યું. પરંતુ એ પાઠ તેણે म्मन બદલે ભૂલથી વાંચેલ છે. ૨ આ અનુસ્વારની ભૂલ છે. ૩ અહિ વિસર્ગ ભૂલથી છે. ૪ છંદમાં ભંગ છે, પરંતુ અક્ષરાન્તર તદ્દન સારૂ હોવાથી યોગ્ય અર્થ નીકળી શકે છે.

३० ते समवाहिनीमयं न परेषां सविशेषशालिनीं । यदनिंदितराजमंदिरं ननु गंगा-
यमुना च सेवते ॥

३१ यस्मिंत्राजनि सौराज्यं निर्जितारि वितन्वति विमानस्थितिरित्यासीन्न भोगेषु
कदाचन यस्योद्दामप्रता-

३२ पानल व[ ब ]हलशिखा कज्जलं नीलमेघा विस्फूर्जन्खड्गधारास्फुरण विसरणा-
न्येव विद्युद्विलासाः ।

३३ दुर्व्वारारीभकुंभस्थलदलनगलन्मौक्तिकान्येव ताराश्चन्द्रक्षीराब्धि[ ब्धि ]शेषा भृत-
भुवन यशोराशिनिष्यंदितानि[2] ॥

बीजुं पतरूं बीजी बाजु

३४ यस्मिंन्कंठकशोधनोत्सुकमनस्यंभोजनालैर्भ्रु[ भि ]येवोन्मग्नं न पयस्सु कोश-
वसति[ र्* ]लक्ष्मीः कृतोपायनं के-

३५ तक्या पवनोल्लसन्निजराजः पुंजांधकारोदरे भूगर्ब्भे[ र्भे ]पनसेन वेत्र[ त्र ]लतया
द्वार्यात्मशुद्ध्यै स्थितं ॥ यश्च समु-

३६ पहसितहरनयनदहने[ नो ]विहितानित्यकन्दर्प्परूपसौंदर्यदर्प्पः श्रीनित्यकन्दर्प्पः ।
प्रभुमंत्रशक्त्युपवृं[ बृ ]हि-

३७ तोत्साहशक्तिसमाक्षिप्तशतमु[ म ]ख सुखश्श्राणक्यचतुर्म्मुखः । प्रथितैक विक-
माक्रांत वसुंधराहितकरणप-

३८ रायणः श्रीविक्रांतनारायणः । स्वकरकलितहेतिहलदलितविपक्षवक्ष[ :* ] स्थल-
क्षेत्र[ त्र ]ः श्रीनृपति तृ [ त्रि ]णे त्त्र[ त्रः ][4]॥

३९ समभवत्स च परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीमान्नित्यवर्षदेवपादा-
नुध्यात[:* ] परमभट्टार-

४० कमहाराजाधिराज परमेश्वर श्रीमत्सुवर्ण्णवर्षदेव पृथ्वीवल्लभ श्रीमद्वल्लभनरेंद्रदेवः
कुशली सर्व्वानेव

४१ यता[ था ] संव[ ब ]त्य[ ध्य ]मानकान्राष्ट्रपतिविषयपतिग्रामकूटमहत्तर[ ा ]-
युक्तकोपयुक्तकाधिका-

४२ रिकान्समादिशत्यस्तु वः संविदितं यथा मान्यखेटराजधानीस्थिरतरावस्था
नेन माता

४३ पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये पूर्वालुप्तानपि देवभोगआग्रहारान्प्रतिपालय-

४४ ता प्रतिदिनं च निरवधि नमस्यग्रामशासनानि शतसः प्रयच्छता [ मया* ]
शकनृपकालातीतसंवत्सर-

---

१ आ अनुस्वारनी जरूर नथी. २ छेल्ला त्रण शब्दो अने विरामना चिह्नो पंक्ति ३३ नी नीचे उमेरेलां छे, परंतु तेमने जूदी पंक्ति तरीके गणवानी कांई जरूरीआत नथी. ३ आ अनुस्वारनी जरूर नथी. ४ आहि विरामचिह्नी जरूर नथी.

४५ शतेष्वष्टसु पंचपंचाशदधिकेष्वंकतोपि संवत्सराणां ८५५ प्रवर्त्तमान विजय संवत्सरांतर्ग्ग-
४६ त श्रावणपुर्ण्णमास्यां वारे गुरोः पूर्व्वाभद्रपदानक्षत्त्रे[ त्रे ]पथमकरोदकाति सर्ग्गेण ॥ १ पुंड वें-
४७ र्ध्दननगरविनिर्ग्गत कौशिकसगोत्त्र[ त्र ]वाजिकाण्वसत्र[ ब्र ]ह्मचारिदामोदरभट्टसुताय
४८ केशवदीक्षिताय रामपुरीसप्तशतांतर्ग्गतलोहग्रामः सवृक्षमालाकुलः स-
४९ धान्य हिरण्यादेयः सदण्डदोषदशापराध[:*]सभूतोपात्तप्रत्ययः अंचाटभटप्रवेश[:*]

पतरुं त्रीजुं

५० श ( ? ) तोचरीयो त्र[ ब्र ]ह्मदायन्यायेनाचंद्रार्क्कं नमस्यो दत्तः [ ॥ * ] यस्य चाघाटाः पूर्व्वतः घोडे-
५१ ग्रामः दक्षिणतः वंजुलीनामा ग्रामः पश्चिमतः विंचविहरझ[ ? भ ] नामा ग्रामः उत्तरतः
५२ सोन्नहीनामा ग्रामः [ ॥ * ] एवं चतुराघाटविशुद्धं लोहग्रामं केशव दीक्षितस्य कृषतः क-
५३ र्षयतो भुंजतो भोजयतो वा न केनचिद्व्याघातः कार्यः [ ॥ * ] मत्दा[ न्द ] निलान्दोलितजलतरंगत-
५४ रलमैश्वर्य [-*] शरदभ्र[ भ्र ]विभ्र[ भ्र]मं जीवितं सामान्यं च भमिदानफलमवगच्छाद्भिः[४] रागा-
५५ मिनृपतिभिरस्मद्वंश्यै[ रन्यै * ]र्व्वायमस्मद्धर्म्मदायः समनुमंतव्यः प्रतिपालनीयश्च ॥ उक्तं
५६ च रामभद्रेण ॥ सामान्योयं धर्म्मसेतुर्नृपाणां काले काले पालनी-
५७ यो भवद्भिः ॥ सर्व्वानेवं भाविनः पार्त्थिवेंद्रान्भूयो भूयो याचते
५८ रामभद्रः ॥ षष्टिवर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुम[ -* ]
५९ ता च तान्येव नरके वसेत ॥ स्वदत्तां परदत्तां वो यो हरेतु वसुंधरां ।
६० स्व[ श्व ]विष्टायां कृमिर्भूत्वा पितृभिस्सह पच्य[च्य]ते ॥ प्रसृत्या संप्रदानेन द-
६१ त्तस्याहरणेन च । जन्मप्रभृति यद्दत्तं तत्सर्व्वं निष्फलं भवेत् ॥ क-
६२ ल्प कोटिसहस्राणि कल्पकोटिशतानि च । निवसे द्र ( ब ) ह्मणो लो-
६३ के भूमिदानं ददाति यः ॥ शिवमस्तु सर्व्वजगतः ॥ ॐ नमः शिवाय । ( ॥ )

---

१ આ વિરામચિહ્નની જરૂર નથી. २ મોનીઅર વિલીયમ્સ બે રૂપ આપે છે: પુંડ અને પુંડ્ર- પુંડવર્ધન પુંડ્રવર્ધન અને પૌન્ડ્રવર્ધન.' ડ ' નો નીચેનો ભાગ ડાબી બાજુએ જરા વધારે સ્પષ્ટતાથી વાળેલો છે, પરંતુ તે પં. १२ માં મંડલમા છે તેવી રીતે ' ડ ' અક્ષર કોતરેલો છે તેથી આંહિ ' ડ ' પાઠ ધારેલો છે અને નહીં કે ' ડ્ર ' ૩ પ્રથમ આ કોતરીને પછીથી ભૂંસાડી અ કરવામાં આવ્યો છે. ४ આ વિસર્ગની જરૂર નથી.

ભાષાન્તર

ૐ ! સૃષ્ટિની રચનાની પૂર્ણતાથી પ્રસન્ન થએલા આત્માવાળા બ્રહ્માનાં—સરસ્વતિને આનન્દદાયી મધુર સામ ગીતો વિજયી છે !

( પં ૧ ) તારા ચક્ર જેવા કમળથી આવૃત ગગનસરવરના પદ્મિનીના રાજહંસમાંથી, ત્રિભુવનમાં મહારાજ મદનના ઉજ્જવળ શ્વેત છત્રમાંથી લાવણ્યમાં પયોદધિ સમાન, દ્યુતિમાં રૂપાના ગિરિ સમાન, દિગ્વધુનાં કુણ્ડલમાંથી, ઇન્દુમાંથી, ત્રિભુવન કમળના આવાસ સ્થાન હોવાના યશ સંપન્ન કુળ ઉદ્ભવ્યું.

( પં. ૪ ) તે કુળમાંથી પૃથ્વીપર સાગર સમાન, દ્યુતિના કુળગૃહ સમાન, મહિમાના ધામ સમાન, ધૈર્ય, અતિ અભ્યુદય, અને ચાતુર્યના ક્રીડાસ્થાન સમાન, આશ્રય માટે આવેલાં સર્વ પ્રાણીઓનું રક્ષણ કરી યશ પ્રાપ્ત કરનાર યદુવંશ ઉત્પન્ન થયો.

( પં. ૫ ) યદુવંશના નિર્મળ નભમાં શત્રુમંડળને નમાવનાર ઇન્દુ સમાન કળાવાળો, સર્વ મનોરથ વિસ્તારવાળા અને મહાન યશથી પૂર્ણ કરનાર દન્તિદુર્ગનૃપ પ્રગટયો

( પં. ૭ ) પછી સૂર્ય મેરૂના શિખરે ચઢે છે તેમ ઉદય પામી અને શ્રી અને વીર સિંહાસન પર આવી, સૂર્ય તિમિર દૂર કરે છે, તેમ ચૌલુકયોના બળવાન વંશનું તિમિર દૂર કરી અને સૂર્ય ગિરિનાં શિખરો પર કિરણો મૂકે છે તેમ ત્હેની અટ્ટ( આજ્ઞા ) નૃપોના શિરપર મૂકી તે નૃપના પિતૃવ્યક શ્રીકૃષ્ણનૃપે અખિલ જગમાં તેની મહાન દ્યુતિ પ્રસારી.

( પં. ૯ ) તેનાથી ગોવિંદ નૃપ જન્મ્યો હતો. તેનું શત્રુઓને બાળવાથી થએલા ધૂમ્રનું ચિન્હ ઇન્દુ બિંબના શિલા તળ પરની પ્રશસ્તિ હોય તેમ દેખાય છે.

( પં. ૧૦ ) તેનો અનુજ, નિરૂપમના અપર નામવાળો, ભૂમિ રક્ષામાં વીર મતિવાળો, અરિગણને દૂર કરનાર અને જેની મુદ્રાથી જલધિ પણ ઉચિત નામથી સમુદ્ર કહેવાયો તે, ઈદ્ધતેજસ્ નૃપ હતો.

( પં. ૧૧ ) તે પછી જગત્તુંગ જન્મ્યો. તેના શત્રુનૃપો તેમની પાસેથી સકળ મંડળ હરી લીધાથી યૌવન વીતી ગએલી વનિતાના સ્તન માફક ( નરમ અને શક્તિહિન ) થઈ ગયા.

( પં. ૧૨ ) અને તેનાથી અતુલ બલવાન, જેનાથી અસમાન ચૌલુકયો અને આભ્યૂષખ આદિથી ઉત્પન્ન થએલો રતિનિગ્રહ કોપથી વિંગવલ્લીમાં પ્રસન્ન થયો હતો અને જેનો શુદ્ધ યશ, વિરિઞ્ચિના ઇંડાની અંદર, બહાર કે ઉપરના તળ પર સમાસ સ્થાન ન મળવાથી પૃથ્વીના ઉંડા સાગરમાં મૂકયો હતો તે અમોઘવર્ષ જન્મ્યો હતો.

( પં. ૧૫ ) તેનાથી અકાલવર્ષ નૃપ જન્મ્યો હતો. તેના પરાક્રમથી ભયભીત થઈ તેના શત્રુઓએ ઢાલ અને તરવારનો સદ્ય ત્યાગ કર્યો.

( પં. ૧૬ ) સહસ્રાર્જુનના વંશનું ભૂષણ, કોક્કલની પુત્રી તેની રાણી થઈ અને તેનાથી જગત્તુંગ જન્મ્યો હતો. સાગર સમો ગંભીર અને રત્નના નિધિ, અને પ્રતિપક્ષથી નૃપોનું રક્ષણ કરવા સમર્થ ( જેમ સાગર પર્વતોને શત્રુઓથી રક્ષે છે તેમ ) કોક્કલના પુત્ર રણવિગ્રહના સાગરમાંથી લક્ષ્મી નામે પુત્રી, સાગરમાંથી લક્ષ્મીદેવી પ્રકટી તેમ, જન્મી હતી. તે સમાન શત્રુ વિનાના, ભીમસેન અને અર્જુનના યશની પ્રાપ્તિથી અલંકારિત, તે નૃપની પત્ની થઈ.

( પં. ૧૯ ) જગત્તુંગ જે ઉદયગિરિ સમાન હતો. તેમાંથી ઉદય પામતો લક્ષ્મીનો પુત્ર વિજયી સૂર્ય સમાન નૃપ જન્મ્યો હતો. તેનો આત્મા તેજસ્વી હતો અને તેના વજ્ર સમાન કરથી, ઇન્દ્ર પર્વતોના પક્ષછેદન માટે વજ્ર ફેંકે તેમ સદાચારમ થી ચલિત થએલા સર્વ નૃપોના

પક્ષ વિખેરી નાંખ્યા અને અનિમિષ નયનથી દર્શન યોગ્ય (જેમ ઇન્દ્ર દેવોથી દર્શન યોગ્ય છે તેમ) તે ઈન્દ્રરાજ આ ભૂમિપર સત્ય રીતે કહેવાતો,

(પં. ૨૦) દશકંઠનો દર્પ હણનાર શ્રીહૈહયના વંશમાં કોક્કલ્લ જન્મ્યો હતો અને તેનો ગુણમાં વિખ્યાત અર્જુન પુત્ર હતો. તેને મહાબળવાન અમ્મણ દેવ પુત્ર હતો અને તેનાથી પદ્મા જેમ સાગરમાંથી અને ઉમા હિમવાન નામના ગિરીશમાંથી જેમ જન્મી હતી તેમ દ્વિજામ્બા જન્મી.

(પં. ૨૨) શ્રી ઈન્દ્ર નૃપથી તેનામાં (દ્વિજામ્બામાં) ગોવિન્દરાજ નામનો કામદેવથી અધિક રૂપ અને લાવણ્યવાળો પુત્ર જન્મ્યો. તે સમર્થ હતો છતાં નિન્દિત ક્રૂરતા અગ્રજ બન્ધુ તરફ તેણે બતાવી નહતી. બન્ધુજનની સ્ત્રીગમન આદિ કુચરિતથી તેણે દોષ કર્યો ન હતો. શૌચ અને અશૌચ પરાઙ્મુખ (દુષ્કૃત્યોના કારણ રૂપ) પિશાચપણું ભયથી કદિ ધાર્યું ન હતું. તેનાં દાન અને અતુલ સાહસોથી પૃથ્વીમાં સાહસ માટે વિખ્યાત થયો. દાનવૃષ્ટિ વડે, સુવર્ણવૃષ્ટિ વરસાવી, અને અતિવૃષ્ટિથી તેણે કનકની વૃષ્ટિ કરી, અખિલ ભુવન ફક્ત કાંચનનું બનાવ્યું, એમ પ્રજા તરફથી કહેવાય છે. અતિ ભય ઉપજાવતા તેના દેશોના વિજય સમયે પૃથ્વી ખરેખર તેનાં મહાન પાલિધ્વજ રૂપે પોતાના ઉંચા કરેલા કર સહિત અને અન્ય દુષ્ટ નૃપોથી મુક્ત થઈ આનંદથી નૃત્ય કરે છે. ઉદય પામતો તે અન્ય દર્પવાળા નૃપને સહન કરતો નથી, એ વિચારથી ભયથી ભરેલા મન સહિત સૂર્ય અને ચંદ્ર (તેઓ પોતે અન્ય દર્પવાળા મંડળને સહન કરતા નથી તે) પણ તેની આગળ નાશી ગયા. તેનો સુંદર મહેલ જેમાં શત્રુ મણ્ડલેશ્વરો તેને નમન કરે છે તે વિજયથી ઉજ્જવલ છે અને તેના તોરણના નિયમિત ભૂષણ માટે ચન્દ્ર છે અને તે સદા તેના તેજ સંપન્ન છે તેથી (મહેલ) વિરાજે છે. ખરેખર તે શત્રુઓનાં વિશેષ ગુણવાળાં સમાન સૈન્ય સહન કરતો નથી તેથી ગંગા અને યમુના (જેઓ તેમના સમાન નદીઓ સહન કરતી નથી તે) તેના રાજમંદિરની સેવા કરે છે. જ્યારે તે નૃપ સુરાજ્ય કરતો હતો ત્યારે કોઈ પણ લોગમાં કંઈ પણ વિમાન સ્થિતિ કદિ થતી નહીં. તેના અબદ્ધ પ્રતાપ અગ્નિની અસંખ્યા જ્વાળાનું કાજળ તે નીલ મેઘ છે, તેની અસિધારાના સ્ફુરતાં કિરણો તે ખચિત વિદ્યુત્‌ના ચમકારા જ છે. અંકુશમાં રાખવા કઠિણ અરિના ગજોનાં કુમ્ભ તે ભેદે છે ત્યારે ઝરતાં મૌક્તિક તે તારા છે; અને તેના યશનાં બિંદુપાત જે વિશ્વભરે છે તે ચન્દ્ર, પયોદધિ અને શેષ છે. તેનું ચિત્ત કંટક દૂર કરવા ઉત્સુક છે તેથી કમળનલિની તેના ભયથી જલમાંથી (લઈ લેવાય તેથી) ઉંચાં થતાં નથી, પણ લક્ષ્મી જે તેની કળીઓમાં વસે છે તે તેમનાથી ઉપહાર તરીકે દેવાઈ છે. પવનમાં ઉડતા તેના પુંજરજથી અંધકારવાળા પૃથ્વીના ઉદર–ગર્ભમાં કેતકી આશ્રય લે છે. અને ફણસનાં વૃક્ષ અને વેત્રલતા તેના દ્વારમાં પોતાના બચાવ માટે સેવક માફક ઉભાં રહે છે અને તે અચિન્ત્ય કન્દર્પનું રૂપ અને સૌંદર્ય ધારી હરના લોચનની ભસ્મ કરવાની શક્તિને ધિક્કારતાં હસતો તે ખચિત નિત્ય કન્દર્પ થયો. નિજ પ્રભુત્વ અને મંત્રશક્તિથી મહાન બનેલા ઉત્સાહથી શતમુખના મુખપર હાસ્ય કરતો તે ચાણક્યોમાં ચતુર્મુખ થયો. તેના વિખ્યાત અને અતિ પ્રસિદ્ધ પ્રતાપથી ભરેલી પૃથ્વીનું શ્રેય કરવાની ઉત્સુકતાવાળો તે પરાક્રમી વીરોમાં સાક્ષાત્ શ્રીનારાયણ થયો. (અને) તેના હસ્ત દેવાએલા હતા તે શસ્ત્રથી શત્રુઓનાં વક્ષઃસ્થળ-ક્ષેત્ર ભેદી તે શ્રી ત્રિનેત્ર સાક્ષાત્ નૃપોમાં થયો.

(પં. ૩૯) પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, શ્રીમાન નિત્યવર્ષ દેવનો પાદાનુધ્યાત પરમભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર, અતિપૂજાપાત્ર શ્રીમાન્ સુવર્ણવર્ષદેવ પૃથ્વીવલ્લભ શ્રીમદ્ વલ્લભનરેન્દ્રદેવ કુશળ ક્ષેમ હોઈને રાષ્ટ્રપતિ, વિષયપતિ, ગ્રામકૂટ, મહત્તર, આયુક્તક, ઉપયુક્તક, અને આધિકારિકને તેમના સંબંધ અનુસાર જાહેર કરે છે.

( પં. ૪૨ ) તમને જાહેર થાઓ કેઃ—માન્યખેટ રાજનગરમાં સદા વસનાર, જે દેવોના ઉપભોગનાં અગ્રહાર દાન જોકે પૂર્વના નૃપોથી વિઘ્નવાળાં થતાં હતાં છતાં તેનું રક્ષણ કરનાર અને નિત્ય નમસ્ય ગ્રામોનાં અસંખ્ય શાસનપત્ર આપનાર મારાથી, મારાં માતપિતા અને મારા પુણ્ય યશની વૃદ્ધિ માટે શકનૃપના કાળ પછી આઠસો પંચાવન સંવતમાં ( સંખ્યામાં ) ૮૫૫ સંવતમાં શ્રાવણ પૂર્ણિમા ને ગુરૂવારે પૂર્વા–ભાદ્રપદા નક્ષત્ર નીચે ચાલુ વિજય સંવત્સરમાં રામપુરી ૭૦૦ માં આવેલું લોહાગ્રામ ગામ વૃક્ષોની હાર સહિત, અન્ન અને સુવર્ણની આવક સહિત, અપરાધ અને દશ અપરાધના દણ્ડ અને શિક્ષા સહિત, અને ભૂતોપાત પ્રત્યય સહિત, સૈનિકોના પ્રવેશમુક્ત ... ... ... બ્રહ્મદાયના નિયમ અનુસાર નમસ્ય દાન તરીકેના ઉપભોગ માટે, ચન્દ્ર અને સૂર્યના અસ્તિત્વ કાળસુધી પુણ્ડવર્ધન નગરથી આવેલા, દામોદર ભટ્ટના પુત્ર, કૌશિક ગોત્રના, વાજિકાણ્વ સબ્રહ્મચારી કેશવ દિક્ષિતને પાણીના અતિ અર્ધથી અપાયું છે, તેની સીમાઃ— પૂર્વે ઘોડેગ્રામ ગામ; દક્ષિણે વાગજુલ્લી ગામઃ પૂર્વે વિગ્ગચ વિહરગ (?) ગામઃ અને ઉત્તરે— સોન્નેહી ગામ.

( પં. ૫૨ ) જ્યારે કેશવ દીક્ષિત આ ચાર સીમાવાળું લોહગ્રામ ગામ ખેડતો હોય અથવા ખેતી કરાવતો હોય; ઉપભોગ કરતો હોય અથવા અન્યથી ઉપભોગ કરાવતો હોય, ત્યારે તેમાં તેને કોઈએ કંઈ પ્રતિબંધ કરવો નહીં. આ મારા દાનને અમારા વંશના કે અન્ય ભાવિ નૃપોએ લક્ષ્મી પવનથી ધીમે ક્ષુબ્ધ થએલાં જલના તરંગો સમાન ચંચળ છે અને જીવિત શરદ ઋતુના મેઘ સમાન અનિત્ય છે અને ભૂમિદાનનું ફળ ( દેનાર અને ચાલુ રાખનારને ) સામાન્ય છે, એમ માની અનુમતિ આપવી અને રક્ષણ કરવું.

( પં. ૫૫ ) અને રામભદ્રે કહ્યું છે કે :—"આ ધર્મી નૃપોનો સામાન્ય સેતુ સદા તારાથી રક્ષાવો જોઈએ." આમ રામભદ્ર પુનઃ પુનઃ સર્વ ભાવિ નૃપોને પ્રાર્થના કરે છે. ભૂમિદાન દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે, પણ તે જપ્ત કરનાર અથવા તેમાં અનુમતિ આપનાર તેટલાં જ વર્ષ નરકમાં વાસ કરે છે.

તેના પોતાનાથી અથવા અન્યથી દેવાએલી ભૂમિ જે હરી લે છે તે શ્વાનની વિષ્ટામાં કીડો જન્મે છે અને તેના પૂર્વજો સહિત સંતાપમાં રંધાય છે. કંજુસાઈથી આ પવાથી અને છીપેલું જપ્ત કર્યાથી જન્મથી આપેલું સર્વ અફલ થાય છે. ભૂમિદાન દેનાર બ્રહ્માના જગમાં સહસ્ર કરોડ અને શત કરોડ કલ્પ વસે છે. અખિલ જગની ઉન્નતિ થાઓ. ૐ શિવને નમન !

# ચૌલુકય વંશના લેખો

નં૦ ૧૩૭

## મૂલરાજનું દાનપત્ર[1]

વિ. સ. ૧૦૪૩ માઘ વ. ૧૫

### અણહિલવાડના ચૌલુક્યોનાં અગિયાર દાનપત્રો સંબંધી ઐતિહાસિક નોંધ

રેવાકાંઠાના કામચલાઉ પોલિટીકલ એજન્ટ મેજર જે. ડબલ્યુ વોટસને થોડા સમય પહેલાં મને ખબર આપી કે ગાયકવાડના ઉત્તર મહાલના મુખ્ય ગામ કડીની ગાયકવાડી કચેરીમાં કેટલાંક જૂનાં તામ્રપત્રો પડેલાં છે. ઓનરેબલ સર ઈ. સી. બેઈલીની વિનતિ ઉપરથી ગવર્નમેંટ ઓફ ઇંડીયાના ફોરીન સેક્રેટરી ડો થેર્નટનને વડોદરાના એજન્ટ મારફત ગાયકવાડના દીવાન સર. ટી. માધવરાવ ઉપર વગ ચલાવી ૨૦ પતરાં એટલે કે નં૦૧ અને નં.૩ થી ૧૧ એમ લેખો પ્રસિદ્ધિ માટે મેળવી આપ્યા. નં. ૨ પાલનપુરના પો. એ. કર્નલ શોર્ટે રાધનપુરના દરબાર પાસેથી મેળવી આપેલ.

અત્યાર સુધી[2] અણહિલવાડના ચૌલુક્ય રાજાઓનાં ત્રણ દાનપત્રો પ્રસિદ્ધ થયાં છે:
(૧) કુમારપાલનાં નાડોલનાં પતરાં[3] (૨) ભીમદેવ ૧ લાનાં કચ્છનાં પતરાં[4] (૩) ભીમદેવ બીજાનાં અમદાવાદનાં પતરાં.[5]

આટલાં સામટાં પતરાંની શોધ તેટલા માટે ગુજરાતના ઇતિહાસ માટે બહુ ઉપયોગી છે. બીજા વંશના કરતાં આ વંશની દંતકથાઓ વધુ પ્રમાણમાં જૈન પંચાયત મારફત સુરક્ષિત રહેલ છે.[6] તોપણ ઘણી ઐતિહાસિક હકીકત ઉપર હજુ વધુ અજવાળું પાડવાની જરૂર છે. આ વંશની ઉત્પત્તિ તથા મૂલરાજ કેવી રીતે ગાદીએ આવ્યો તે ચોક્કસ થયેલ નથી. રાજાઓની સંખ્યા પણ શંકાસ્પદ છે. ભીમદેવના લેખમાં ૪ થા રાજા વલ્લભને છોડી દીધો છે. મુસલમાન ગ્રંથકારોનું ગુજરાત ઉપર મહમુદ ગઝનવીની ચઢાઈનું વર્ણન જૈન ગ્રંથોની સાથે બંધ બેસતું નથી. ભીમદેવ ૨ જાના રાજ્યનો સમય અને વાઘેલા વંશની ઉત્પત્તિ સંબંધી પણ વિશેષ અજવાળું પાડવાની જરૂર છે. મી. ફીનલોક ફોર્બસની રાસમાળામાં આ બાબત બહુ જ જુજ માહિતી છે. કારણકે તેને સોમેશ્વરની કીર્તિકૌમુદી, રાજશેખરનો પ્રબંધ કોશ અને હર્ષગણિનું વસ્તુ પાલચરિત ઉપલબ્ધ નહોતાં. આટલા માટે આહીં આ લેખોનાં અક્ષરાન્તર વિગેરે ઉપરાંત ઐતિહાસિક નોંધ મૂકવી જરૂરની છે.

ગુજરાતના ઘણાખરા જૈન કથાકાર લખે છે કે ગુજરાતનો પહેલો ચૌલુક્ય રાજા, કનોજની રાજધાની કલ્યાણમાં રાજકર્તા ભુવનાદિત્યના દીકરા રાજથી તથા અણહિલવાડ પાટણના છેલ્લા

---

૧ ઈ. એ. વો. ૬ પા. ૧૮૦ જી. બ્યુલર ૨ ઈ. સ. ૧૮૭૭ ૩ ટોડ રાજસ્થાન વો. ૧ પા. ૭૦૭ ૪ ફોર્બસ રાસમાળા વો. ૧ પા. ૬ ૫ કચ્છનો ઇતિહાસ આત્મારામ કે. ત્રિવેદીકૃત પા. ૧૭. ૬ અત્યાર સુધી નીચેના ગ્રંથો સુરક્ષિત છે—(૧) હેમચંદ્ર અને અભય તિલકનો દ્વયાશ્રય કોશ. લખ્યો ઈ. સ. ૧૧૬૦ સુધાર્યો ઈ. સ. ૧૨૫૫—૫૬ (૨) સોમેશ્વરની કીર્તિકૌમુદી ઈ.સ.૧૨૨૦-૩૫ (૩) કૃષ્ણ ભટ્ટની રત્નમાલા ઈ. સ. ૧૨૩૦. (૪) મેરૂતુંગની પ્રબંધ ચિંતામણિ ઈ. સ.૧૩૦૮. (૫) મેરૂતુંગની વિચારશ્રેણી ઈ. સ. ૧૩૧૦. (૬) રાજશેખરનો પ્રબંધકોશ ઈ. સ. ૧૩૪૦ (૭) હર્ષગણિનું વસ્તુપાલચરિત ઈ. સ. ૧૪૪૦–૪૧. (૮) જીનમંડનનું કુમારપાલચરિત ઈ. સ. ૧૪૩૫–૩૬ તથા તેમાંથી ગુજરાતી ઉતારો.

ચાપોત્કટ અથવા ચાવડા રાજાની બ્હેન લીલાદેવીથી ઉત્પન્ન થયો હતો. મેરૂતુંગ લખે છે કે વિ. સં. ૯૯૮ માં પોતાના બે ભાઈ સાથે રાજ સોમનાથ પાટણની યાત્રાએથી વળતાં અણહિલવાડ પાટણ રોકાયો હતો અને ઘોડેસ્વારની કવાયતની ટીકાથી તેમ જ પોતાની ઘોડેસ્વાર તરીકેની હુશીયારીથી રાજાનું ધ્યાન ખેચ્યું. તેનું કુળ જાણ્યા બાદ તેની સાથે લીલાદેવીને પરણાવી. તે પ્રસવસમયે ગુજરી ગઈ, પણ તેનુ પેટ ચીરી, મૂલરાજને જીવતો કાઢયો. મૂલરાજ( મૂળ નક્ષત્રમાં જન્મ્યો તેથી )ને તેના મામાએ ભણાવ્યોગણાવ્યો અને મોટો કર્યો. દારૂના નિશામાં તેને ઘણી વાર રાજગાદી આપવામાં આવતી, પણ નિશો ઉતર્યા બાદ પાછી લઈ લેવામાં આવતી. આથી કંટાળી મૂળરાજે તેનું ખૂન કરાવી ગાદી પડાવી લીધી.

મી. ફોર્બસે આ વૃત્તાન્તને થોડી ઘણી અસંબદ્ધ હકીકત કાઢી નાંખીને સ્વીકાર્યો છે અને તેણે તથા મી. એલ્ફીન્સ્ટને માન્યું છે કે મૂલરાજનો બાપ કનોજમાંથી નહીં, પણ દક્ષિણના ચૌલુક્ય વંશની રાજધાની કલ્યાણમાંથી આવેલો હતો. મેરૂતુંગ લખે છે કે સામંતસિંહે વિ. સ. ૯૯૧–થી ૯૯૮ સુધી રાજ કર્યું. તેમ જ રાજ અણહિલવાડમાં પણ ૯૯૮ માં આવ્યો એમ લખેલ છે. આ બે બનાવ વચ્ચે ઓછામાં ઓછું વીશ વર્ષનું અંતર હોવું જોઇએ, તેથી આ વૃત્તાન્ત સર્વથા ત્યાજ્ય છે. ચાપોત્કટ અને ચૌલુક્ય વંશને જોડવાના હેતુથી ભાટચારણોએ આ બનાવ કલ્પી કાઢયો હોવો જોઇએ. દ્વયાશ્રય કોશમાં આ સંબંધી કાંઈ પણ ઉલ્લેખ નથી, તેથી તેમ જ તામ્રપત્ર નં. ૧ માંની થોડી હકીકત છે તેથી ઉપરની અટકળને ટેકા મળે છે. ફોર્બસે સુચવ્યું છે તે મુજબ દ્વયાશ્રય કોશ હેમચંદ્રની જ કૃતિ નથી. વિ. સ. ૧૩૧૨ માં અભયતિલકે તેમાં સુધારોવધારો કરેલ છે અને કેટલીક અસંબદ્ધ હકીકત ઉપરથી અટકળ થાય છે કે બાકીનો ભાગ પણ માત્ર ૧૨ મી સદીના લેખકનો રચેલો નથી. તોપણ એકંદરે તે મેરૂતુંગના ગ્રંથ કરતાં વધુ પ્રમાણભૂત છે. તેમાં મૂલરાજને માત્ર ચૌલુક્ય લખ્યો છે. અને તેની બહાદુરી અને શક્તિનાં વખાણ કરેલ છે. આપણા લેખમાં પણ દાન દેનારની ઉત્પત્તિ સંબંધી ટૂંકુ વર્ણન છે. તેને સોલંકી વંશમાં જન્મેલો અને મહારાજાધિરાજ રાજીનો દીકરો લખ્યો છે. તેણે સારસ્વત મંડલ ( સરસ્વતી નદીની આસપાસનો મુલક ) પોતાના બાહુબળથી મેળવ્યું. મેરૂતુંગનું વર્ણન સાચું હોય તો રજપૂતના રખડતા નાના છોકરાને મહારાજાધિરાજ લખાય નહી.

મૂલરાજના દાનપત્રની હકીકત ધ્યાનમાં લેતાં તેમ જ મૂલરાજને વંશનો સ્થાપક વર્ણવ્યો છે તે ઉપરથી અનુમાન થાય છે કે તેના પૂર્વજો ચૌલુકયના અસલ દેશના રાજા હશે અને ત્યાંથી તેના દુશ્મનોથી હાંકી કાઢવાથી અગર વધુ પ્રદેશ મેળવવાના લોભથી ગુજરાતમાં તે આવ્યો હશે. તે અસલ પ્રદેશ કયો તે સવાલ વિચારવાનો છે. ગુજરાતના ભાટો લખે છે કે વિ. સ. ૭૫૨માં કનોજમાં કલ્યાણકટકનો રાજા ભૂરાજ, ભૂયડ અગર ભૂવડ ( એટલે કે ભૂપતિ ) ગુજરાતમાં રાજ કરતો હતો અને જયશેખરનો નાશ કર્યો અને ત્યાર બાદ કર્ણાદિત્ય, ચંદ્રાદિત્ય, સોમાદિત્ય અને છેવટે ભુવનાદિત્ય જે રાજીનો બાપ હતો તે કલ્યાણની ગાદીએ આવ્યો. મી. ફોર્બસ મી. એલફીનસ્ટન વિગેરેએ આ કલ્યાણને દક્ષિણ ચૌલુકયોની રાજધાની કલ્યાણ માનેલ છે અને હું પણ અમુક વખત એમ માનતો. તેના આધારમાં નીચેની બીનાઓ આપી શકાય તેમ છેઃ ( ૧ ) દક્ષિણનું કલ્યાણ આઠ સદી સુધી ચૌલુકયની રાજધાની હતી અને કનોજમાં આવું ગામ મળી આવતું નથી. ( ૨ ) દક્ષિણના ચૌલુકયોના લેખોમાં ગુજરાત જિત્યાનું લખે છે—( ૩ ) ચૌલુકય રાજા વિજયરાજના શ. સ. ૩૯૪ ઇ. સ. ૪૭૨–૭૩ ના તામ્રપત્રમાં લખ્યું છે કે તે ભરૂચના પ્રદેશોનો માલિક હતો. પરંતુ બીજા મતનાં પ્રમાણ વધુ સબળ છે : ( ૧ ) દક્ષિણના રાજાઓ ચાલુકય, ચલુકય, ચલિકય અગર ચલ્કય લખે છે, જ્યારે ગુજરાતમાં ચૌલુકય લખે છે. પાટણ વંશનો સ્થાપક દક્ષિણમાંથી આવ્યો હોત તો પોતાને ચૌલુકય લખત. ( ૨ ) દક્ષિણ ચૌલુકયોના કુલદેવતા વિષ્ણુ છે

જ્યારે ગુ. ચૌલુક્યો શૈવ છે (૩) દ. ચૌ. નું લાંછન વરાહ છે જ્યારે ગુ. ચૌ. નું નંદી છે. (૪) ભૂપતિથી રાજી સુધીના રાજાઓનાં નામ દક્ષિણ વંશના લેખોમાંની વંશાવલી સાથે મળતાં નથી. (૫) મૂલરાજને દ. ચૌ. સાથે મિત્રભાવ ન હોતો. તે ગાદીએ આવ્યા બાદ તેલિંગનના તૈલપ રાજાએ બારપને હુમલો કરવા મોકલ્યો હતો. (૬) મૂલરાજે તથા તેની પછીના રાજાઓ એ ગુજરાતમાં ઘણા બ્રાહ્મણોને વસાવ્યા જે ઔદિચ્ય (ઉત્તરતરફના) નામે મશહુર છે અને તે એોને સિહોર (સિંહપુર), ખંભાત (સ્તંભતીર્થ) તેમ જ બનાસ અને સાબરમતી વચ્ચે અનેક ગામો દાનમાં આપ્યાનું પૂરવાર થાય છે. મૂલરાજ જો દક્ષિણમાંથી આવ્યો હોત તો ગુજરાત તેલિંગણ અને કર્ણાટકી બ્રાહ્મણોથી ભરપૂર હોત. આ છેલી હકીકત બહુજ સબળ છે, જો કે બીજી હકીકતોનું કદાચ સમાધાન થઈ શકે; જેમ કે મૂલરાજે પોતાનું લાંછન તથા ધર્મ ગુજરાતમાં આવીને બદલ્યાં હોય. વળી કનોજમાં બીજું કલ્યાણ હોવું અસંભવિત નથી. કનોજના ઈતિહાસમાં આઠમી સદીના યશોવર્માથી માંડી દશમી સદી સુધી કાંઈ પણ પ્રકાશ પડેલ નથી. આ ખાડો ભૂપતિ અને તેના અનુયાયીઓથી પૂરાઇ શકે તેમ છે. ભૂપતિ ઈ. સ. ૬૯૫–૬ માં રાજ કરતો હતો અને મૂલરાજ ૯૪૧–૪૨ માં ગાદીએ આવ્યો. વિશેષમાં દક્ષિણના ચૌલુક્યે માને છે કે તેના પૂર્વજો ઉત્તરમાંથી આવેલા અને અયોધ્યામાં રાજ્ય કરતા હતા. નોર્થવેસ્ટ પ્રોવીન્સીઝના ગેઝેટીયરમાં લખેલ છે કે ચૌલુક્ય રજપૂતો કનોજ પ્રદેશમાં અત્યારે પણ હયાત છે. કલ્યાણ નામે ઘણાં ગામો હતાં, જેવાં કે મુંબઈ પાસેનું કલ્યાણ અને દક્ષિણનું કલ્યાણ; તેથી કનોજમાં કલ્યાણ હોવાનું અસંભવિત નથી. આ બધી હકીકત ઉપરથી હું એમ નિશ્ચય ઉપર આવું છું કે મૂલરાજ કાન્યકુબ્જમાં રાજકર્તા રાજાનો વંશજ હોવો જોઇએ અને ગુજરાત જિત્યું હોવું જોઇએ, તેમજ તેની મા ચાવડા વંશની હોઈ શકે. ભાટોને રાજવંશાવલી બાબતમાં બહુ જ ચોક્કસ માનવા જોઈએ, કારણ તે સાચવી રાખવી તે તેનો ધંધો કહેવાય.

આ લેખથી બીજી બે બાબતોને પુષ્ટિ મળે છે. લેખ નં. ૧ પં. ૨ માં મૂલરાજને त्र्यंबक इव विहिताचलाश्रयः વર્ણવ્યો છે. અણહિલવાડ પાટણની આસપાસ પચાશ માઇલ સુધીમાં ટેકરી પણ નથી, તે હકીકત ધ્યાનમાં લેતાં ઉપરનું વર્ણન ઐતિહાસિક વૃત્તાન્તને ઉદ્દેશીને છે એમ સમજવું જોઈએ. મેરૂતુંગ લખે છે કે ગાદીએ બેઠા પછી તરત મૂલરાજ ઉપર બે લશ્કરો ચઢી આવ્યાં હતાં. એક તો શાકમ્ભરી(સામ્ભર)ના રાજા સપાદલક્ષીયનું અને બીજું કલ્યાણના તૈલપના સુબા બારપનું. જેને પરિણામે તે કચ્છના વાગડ પરગણમાંના કંથકોટ(કંથાદુર્ગ)માં ભાગી ગયો હતો તેને શિવજીની કૈલાસની સ્થિતિ સાથે કવિએ સરખાવી લાગે છે. બીજી બાબત વળી વિશેષ સ્પષ્ટ છે. મેરૂતુંગ પ્રબન્ધચિંતામણિમાં લખે છે કે મૂલરાજ સોમનાથનો અનન્ય ભક્ત હતો અને દર સોમવારે સોમનાથ પાટણ (૨૫૦ માઈલની મુસાફરી કરીને) દર્શન માટે જતો. આ ભક્તિથી તુષ્ટ થઈ સોમનાથ પ્રથમ મણ્ડલી (વિરમગામ તાલુકાનું માંડલ) અને પછી અણહિલવાડ પધાર્યા. મણ્ડલીમાં મૂલરાજે મૂલેશ્વરનું મંદિર બંધાવ્યું. મૂલનાથ દેવને કમ્બોઈક ગામ દાનમાં આપવામાં આવ્યું તે આ મૂલેશ્વરનું મંદિર હોવું જોઇએ. લેખનો ઐતિહાસિક વિભાગ બહુજ ટુંકો છે અને તેમાં મૂલરાજની વામનસ્થલી(વંથળી)ના આભીર અગર યાદવો ઉપરની તેમજ લાટના રાજા ઉપરની ચઢાઈનું વર્ણન નથી. સંવત ૧૦૪૩ વિક્રમ આપ્યો છે તે મૂલરાજના રાજ્ય સમય વિ. સં. ૯૯૮–૧૦૫૩ સાથે બંધ બેસતો આવે છે.

મેરૂતુંગના વૃત્તાંત અનુસાર મૂલરાજ પછી તેનો દીકરો ચામુંડ ગાદીએ આવ્યો; જેણે તેર વર્ષ એટલે કે ૧૦૬૬ (ઇ. સ. ૧૦૦૯–૧૦) સુધી રાજ્ય કર્યું. તેના પછી તેના બે દીકરા વલ્લભરાજ અને દુર્લભરાજ ગાદીએ આવ્યા. જેમાંનો પહેલો ૬ માસ બાદ શીળીમાં મરણ પામ્યો જ્યારે બીજાએ સં. ૧૦૭૮ (ઈ. સ. ૧૦૨૧–૨૨) સુધી રાજ્ય કર્યું. તે વરસમાં તેણે પોતાની ગાદી છોડી અને પોતાના નાનાભાઈ નાગરાજના દીકરા ભીમદેવ ૧ લા ને ગાદી આપી. આ

સમય સંબંધી કાંઈ વધુ વિગત પ્રાપ્ત નથી. ચામુંડ અને દુર્લભરાજ બન્ને સ્વામી થએલા અને તેમાંથી એક કાશી ગયા ત્યારે તેમનું માળવાના રાજાએ અપમાન કર્યું તેથી માળવા સાથે વૈરભાવ ઉત્પન્ન થયો. ભીમદેવ ૨ જાના વિ. સં. ૧૨૬૬ ના તામ્રપત્રમાં વલ્લભરાજનું નામ નથી, પણ આ પતરાં-માંથી નં. ૪ થી ૧૦ બધામાં તેનું નામ છે તેથી અટકળ થાય છે કે તેના ટુંકા સમયને લીધે અમુકમાં નામ નહીં લખાયું હોય.

બીજી બાબત એટલે કે ગુજરાતની દંતકથાઓ અને આઇને અકબરી વિગેરે ગ્રંથો વચ્ચે સાલનો ગડબડાટ વધારે ગંભીર છે. જો ચામુંડને ૧૦૧૦ ને બદલે ઇ. સ. ૧૦૨૪ માં મુકીએ તો ગુજ-રાતી ગ્રંથકારોની સાલો બધી વીંખાઈ જાય છે. મી. ફોર્બસનું તે સંબંધી પ્રકરણ બહુ ગોટાળાભરેલું છે, કારણ કે મુસલમાની અસલ ગ્રંથોનો અને ભીમદેવના લેખોનો બારીકીથી અભ્યાસ થયો નહોતો. સર એચ. ઇલીઅટના હિંદુસ્તાનના ઇતિહાસના વો. ૨ પા. ૪૨૯ મે ( પુરવણીમાં ) મહમુદની હિંદ ઉપરની ચઢાઈનું પૂરૂં વર્ણન આપ્યું છે. સોમનાથની ચઢાઇનું સૌથી પ્રાચીન વર્ણન ઇબ્ન આસીર પા. ૪૬૯ મે આપેલ છે. તેમાં લખેલ છે કે અણહિલવાડનો રાજા ભીમ ભાગીને અમુક કિલ્લામાં ભરાણો. પછી સોમનાથ ઉપર દખલવારા દ્વારા ચઢાઇનું અને મંદિર સર કર્યાનું વર્ણન છે. પછી મહમુદને ખબર મળી કે ભીમ કન્દહતના કિલ્લામાં ભરાણો છે તેથી તે ત્યાં ગયો. ભરતી વખ્તે ખાડી ઓળંગી અને દુશ્મનને ત્યાંથી હાંકી કાઢયો. ત્યાંથી મનસુરા જવા પાછો વળ્યો. આ વર્ણનમાં ભીમનું નામ બે વાર આવે છે. તેથી ગુજરાતી ગ્રંથકારોનાં લખાણ અનુસાર ઈ. સ. ૧૦૨૪ માં ભીમ ગાદી ઉપર હતો. વળી તેમાં મુસલમાનોની ગુજરાતમાં લાંબા વખત સુધીની સ્થિતિ અગર દાબિશ્લીમના વંશજને અણહિલવાડની ગાદી ઉપર સ્થાપ્યા બાબત સ્હેજ પણ ઈસારો નથી. તે હકીકત તેમજ ગુજરાતની અખૂટ દોલત વિગેરેનો ઉલ્લેખ મીરખોન્દના ઇતિહાસમાં પ્રથમ જોવામાં આવે છે, તેથી અનુમાન થાય છે કે પાછળના મુસલમાની ગ્રંથ-કારોએ તે પાછળથી ઘુસાવી દીધેલ હશે. ભીમનું કન્દહત ( કંથકોટ ) ભાગી જવું પણ તદ્દન સંભવિત છે; કારણ મૂલરાજ પણ ત્યાં ભાગી ગયો હતો. કંથકોટ પાસે દરિયો હોવાનું વર્ણન કાં તો તે વખ્તની સ્થિતિફેરને લીધે અગરતો મુસલમાની ગ્રંથકારોના અજ્ઞાનને લીધે હશે.

ભીમદેવના લેખો પણ ઉપરના અનુમાનને અને ગુજરાતી ગ્રંથકારોના લખાણને સમર્થન કરે છે. તેમાં લખેલ છે કે ભીમદેવ વિ. સં. ૧૦૮૬ અને ૧૦૯૩ માં એટલે કે ઇ. સ. ૧૦૨૯ અને ૧૦૩૬ માં રાજ્ય કરતો હતો. તે ઉપરથી સમજાય છે કે મહમુદની ચઢાઈ પછી તુરત તે પાછો અણહિલવાડ આવ્યો હશે. પરિણામે ગુજરાતી ગ્રંથકારો અનુસાર ભીમદેવ વિ. સં ૧૦૭૮ ઈ. સ. ૧૦૨૨માં ગાદીએ આવ્યો. મહમુદ આવ્યો ત્યારે તે રાજ્ય કરતો હતો અને ભાગીને કંથકોટ ગયો. મહમુદે તેને ત્યાંથી હાંકી કાઢયો અને મનસુરા તરફ ગયો. ભીમદેવ તરત અણ-હિલવાડ પાછો ફર્યો અને વધુ પચાસ વર્ષ સુધી રાજ કર્યું.

આપણા આ લેખોમાંથી ભીમદેવના છેવટના ભાગ સંબંધી તેમ જ તેના દીકરા કર્ણ ૧ લા વિ. સ. ૧૧૨૮-૫૦ ( ઈ. સ. ૧૦૭૨ થી ૧૦૯૩-૯૪ ) સંબંધી કાંઈ પણ હકીકત મળતી નથી. માત્ર તેનું બિરૂદ ત્રૈલોક્યમલ્લ આપેલું છે. કર્ણના પુત્ર જયસિંહ સંબંધી નં. ૫ માંની વંશા-વળી તેને અવન્તિનાથ અને વર્વરકજીષ્ણુ લખે છે. નં. ૩ માં તેમજ નં. ૬ થી ૧૦ સુધીનામાં આ બે બિરૂદ વચ્ચે ત્રિભુવનગંડ લખેલ છે. દ્વયાશ્રય કોશમાં બર્બરને રાક્ષસોના નેતા લખ્યો છે અને શ્રી સ્થલ સિદ્ધપુરના બ્રાહ્મણોને તે ત્રાસ દેતો હતો. જયસિંહે તેને હરાવ્યો, પણ તેની સ્રી પિંગલિકાની આજીજીથી તેને જીવતો રાખ્યો. બર્બરે જયસિંહને અનેક ભેટો આપી. મી. ફોબસે બર્બરને માલવાનો રાજા માન્યો છે તે ભૂલ અવન્તિનાથ અને વર્વરકજીષ્ણુ એ બેને ભેળાં વાંચવાથી થએલ હશે. કીર્તિકૌમુદીમાં બર્બરકને ભૂતનો ઉપરી લખ્યો છે અને તેને શ્મશાનમાં

વશ કરવાથી જયસિંહને સિદ્ધરાજ નામ પ્રાપ્ત થયું એમ પણ ઘટાવે છે. બધો ઊહાપોહ કર્યા પછી એમ સંભવે છે કે બર્બરક ઉત્તર ગુજરાતમાં રહેતી કોઇ અનાર્ય જાતિનો એટલે કે કોળી, ભીલ્લ અગર મેહેર જાતિનો હશે.

કુમારપાલના રાજ્યના અનેક ઉપયોગી બનાવોમાંથી શાકમ્ભરીના રાજાને જિત્યા બાબતનું જ વર્ણન લેખ નં. ૩ થી ૧૦માં છે. ત્યારપછીના રાજા અજયપાલ સંબંધી જૈન ગ્રંથકારો બહુ જ જુજ લખે છે. કારણ કે તેને તે ધિક્કારતો હતો. તેને પરમમાહેશ્વર અને મહા માહેશ્વર લખ્યો છે તેથી જૈનધર્મ તરફની વિમુખતા સ્પષ્ટ થાય છે. તેણે હેમચંદ્રના શિષ્ય રામચંદ્રને જીવતો બાળી મૂકયો અને જૈનનાં મંદિરો તેમ જ પુસ્તકોનો નાશ કર્યો. તેની પછીના મૂળરાજ બીજાના રાજ્ય સંબંધી એક જ બનાવ જૈનગ્રંથકારોએ વર્ણવ્યો છે. અને તે તેની મુસલમાન ઉપરની જિત છે. ગર્જનક તે ગઝનવીનું સંસ્કૃત રૂપ છે. મેરૂતુંગ તેઓને ગજ્જનક લખે છે. કીર્તિકૌમુદીમાં સ. ૨ શ્લો. ૫૭ માં આ મૂલરાજે તુરૂષ્કના પાદશાહને જીત્યો એમ લખેલ છે. મી. ફોર્બ્સ પણ તે જિત ખરેખરી અટકળી છે.

ત્યાર પછીના રાજા ભીમદેવ બીજાના અગર ભોળોભીમના રાજ્ય માટે લેખો બહુ ઉપયોગી છે. ગુજરાતી ગ્રંથકારો મી. ફોર્બ્સના સમયમાં જણાએલા તેમજ અત્યારે જણાએલા પણ તેના રાજ્ય માટે બહુ જ થોડું લખે છે. મેરૂતુંગ અને સોમેશ્વરને આ ભીમ માટે મમતા નહોતી. તેઓનું ધ્યાન, ગુજરાતના ભાવિ રાજાના બાપ, ધવલગૃહ અગર ધોળકાના રાણા વીરધવલ તરફ અને તેના બે જૈન મંત્રીઓ તેજપાલ અને વસ્તુપાલ તરફ ખેંચાયું હતું. મી. ફોર્બ્સે તેટલા માટે ચાંદના પૃથિરાજ રાસા ઉપર તેમ જ પાછળના મુસલમાન ગ્રંથકારો જે ભરોંસાપાત્ર નહોતા તેના ઉપર આધાર રાખેલ છે. ચાંદ ભીમને ઈ. સ. ૧૧૯૩ પહેલાં મરેલો વર્ણવે છે. મી. ફોર્બ્સ તેને ઇ. સ. ૧૨૧૫ માં મુએલો વર્ણવે છે. ઇ. સ. ૧૨૩૧ ના આબુના લેખમાં ભીમને જીવતો લખ્યો છે અને તે લેખનો ઉલ્લેખ મી. ફાર્બ્સ કરે છે. છતાં ઇ. સ. ૧૨૧૫ માં ભીમને મુએલો કેમ કહ્યો તે સમજાતું નથી. મેરૂતુંગ પણ પ્રબન્ધચિંતામણિમાં લખે છે કે ભીમદેવે વિ. સં. ૧૨૩૫ પછી ૬૩ વર્ષ સુધી, એટલે કે વિ. સ. ૧૨૯૮ અગર ઇ. સ. ૧૨૪૧–૪૨ સુધી રાજય કર્યું. આપણા લેખોમાં પણ ભીમદેવનું છેલ્લું દાનપત્ર વિ. સં. ૧૨૯૬નું છે અને ત્યાર પછીના ત્રિભુવનપાલનું પહેલું વિ. સં. ૧૨૯૯ નું છે. ભીમદેવના રાજ્યના ઐતિહાસિક બનાવો સંબંધી મેરૂતુંગ પ્રબન્ધચિંતામણિમાં લખે છે કે માલવાના સોહડ એટલે કે સુભટવર્મને ગુજરાત ઉપર ચઢાઈનો પ્રયત્ન કર્યો હતો અને તેના દીકરા અર્જુનદેવે ગુજરાતનો નાશ કર્યો હતો. વ્યાઘ્રપલ્લી અગર વાઘેલનો લવણપ્રસાદ જે રાણા વીરધવલનો બાપ હતો તે ભીમનો રાજ્યચિન્તાકારી હતો. ત્યાર બાદ વાઘેલાના તેમ જ તેના જૈનમંત્રીઓના વર્ણનમાં ઉતરી જાય છે. તેની વિચાર-શ્રેણીમાં તેણે ભીમ ૧૨૩૫ માં ગાદીએ બેઠો એટલું જ લખ્યું છે અને પછી ગજ્જનક( મુસલ-માન )નું રાજ્ય થયું. સોમેશ્વરે કીર્તિકૌમુદી સ. ૨ શ્લો. ૫૯–૬૧ માં ભીમને તેથી પણ ખરાબ વર્ણવ્યો છે, અને પછી મેરૂતુંગની માફક વાઘેલાનું વર્ણન શરૂ કરે છે.

ગ્રંથકારો આમ લખે છે છતાં ભીમદેવના લેખો તેને ક્ષુદ્ર રાજા તરીકે વર્ણવતા નથી. આપણાં તામ્રપત્રોમાં તેને અભિનવ સિદ્ધરાજ નારાયણવતાર અને સપ્તમ ચક્રવર્તિન લખેલ છે. તે બિરૂદો તેનાં પોતાનાં જ તામ્રપત્રોમાં નહીં, પણ જયન્તસિંહના ( નં. ૪ ) તેમ જ ત્રિભુવનપાલ( નં. ૧૦ )-ના લેખોમાં પણ છે. લેખો ઉપરથી એમ પણ પુરવાર થાય છે કે તેના તાબામાં સાબરમતીની ઉત્તરનો ગુજરાતનો ઘણોખરો ભાગ જે મૂલરાજ ૧ લાના તાબામાં હતો તે હતો અને દક્ષિણ રજપૂતાનાના ચંદ્રાવતી અને આબુના રાજાઓ તેની સત્તા કબુલ કરતા હતા. નં. ૬–૮–૯ માં

અપાએલાં જૂદાં જૂદાં ગામો તેમ જ વીલસનના લેખો[1] નં. ૧૧ ઇ. સ. ૧૨૦૮—૯ નામાં તેમ જ નં. ૪ ઇ. સ. ૧૨૩૦–૩૧ નામાં જે વર્ણન મળે છે તે ઉપરથી તે ગુજરાત તેમજ આબુ પ્રદેશ-માં લાંબા વખ્ત સુધી સર્વોપરી સત્તા ભોગવતો હતો એમ પૂરવાર થાય છે. બીજી તરફથી લવણપ્રસાદ અને વીરધવલને મહારાજા અને મહારાજાધિરાજ લખ્યા છે. લવણપ્રસાદ સ્વતંત્ર થયાની તારીખ વસ્તુપાલના ગિરનારના લેખમાંથી મળે છે; કારણ કે તે વિ. સં. ૧૨૭૬ પછી પોતાની સીલ વાપરતો હતો. તેઓએ ધોળકા ધંધુકા ઉપરાંત ખંભાત, લાટ અને ગોધરા ચાલુક્યો પાસેથી બચાવી લીધાં, એમ સોમેશ્વર લખે છે. કાઠિયાવાડ ત્યાંના સ્થાનિક સુબાના હાથમાં ગયું અને પ્રબન્ધકોશમાં વઢવાણના રાજા વીરધવલ સાથે લડતો વર્ણવ્યો છે.

ગુજરાતના બધા ગ્રંથકારો ભીમદેવથી ચાલુક્યવંશ સમાપ્ત થયાનું માને છે. લેખ નં. ૧૦ માં ત્રિભુવનપાલને વિ. સં. ૧૨૯૯ માં રાજ્ય કરતો વર્ણવ્યો છે. પણ તેના ટુંકા સમયને લીધે તેને રાજા તરીકે ગણ્યો લાગતો નથી. મેરૂતુંગે પણ વિચારશ્રેણીમાં લખ્યું છે કે વીરધવલનો દીકરો વીસલદેવ વિ. સ. ૧૩૦૦માં ચાલુક્યની વાઘેલા શાખાનો પહેલો રાજા થયો.

વીસલદેવ વાઘેલાના ઇતિહાસ સંબંધી રાજશેખર અને હર્ષગણિ લખે છે કે વીરધવલ વિ. સ. ૧૨૯૫–૯૬ માં ગુજરી ગયો. તેને બે દીકરા હતા વીરમદેવ અને વીસલદેવ. મોટાએ એક વાણીયા ઉપર જુલમ કરીને પોતાના પિતાની તેમજ મંત્રી વસ્તુપાલની ઈતરાજી વ્હોરી હતી તેથી તેને વીરમગ્રામ( વીરમગામ )માં કાઢી મૂક્યો હતો. પોતાના બાપની ગંભીર માંદગીની ખબર પડવાથી તે ધોલકા રાજ્ય લેવા આવ્યો; પણ વસ્તુપાલ બહુ જોરદાર હોવાથી વીસલદેવને ગાદીએ બેસાર્યો અને વીરમને ગામમાંથી નાસી જવાની ફરજ પાડી. તેણે બંડ ઉઠાવ્યું અને હાર્યો તેથી પોતાના સસરા જાબાલિના રાજા ઉદયસિંહની મદદ માગી, પણ વસ્તુપાલે તેને દગલબાજીથી મરાવી નાંખ્યો. વીસલદેવે નાગડ નામના બ્રાહ્મણને મહામંત્રી નીમ્યો અને બન્ને ભાઈઓ( વસ્તુપાલ તેજપાલ )ને નીચેની પદવી આપી. તેઓને બહુ અપમાન સહન કરવું પડ્યું. સોમેશ્વરે તેને બચાવી લીધો હતો. થોડા સમય પછી રાજાના મામા સિંહે વસ્તુપાલના ગુરૂ યતિને માર્યો, તેથી વસ્તુપાલે તેના રજપૂત નોકર મારફત તેનો હાથ કપાવી નાંખ્યો. આથી જેઠવાઓએ મંત્રીને સહકુટુંબ મારી નાંખવાનો ઠરાવ કર્યો. સોમેશ્વરે ફરી સમાધાન કરાવ્યું. દેવગિરિના યાદવ રાજા સિંઘણે વીરધવલ ઉપર ચઢાઈ કરી હતી ( કીર્તિકૌમુદી સ. ૪ ). માલવાનો પૂર્ણમલ્લ પણ ચડી આવ્યો હતો. મેદપાટ[2] ( મેવાડ )ના રાજાને પણ સોલંકી-ના દુશ્મન તરીકે વર્ણવ્યો છે. કર્ણાટના રાજા એટલે કે ઘણું કરીને દ્વારસમુદ્રના બલ્લાલ યાદવની દીકરીના સ્વયંવરમાં ફત્તેહમંદ થયો હતો, એમ પણ લેખમાં વર્ણન છે. મેરૂતુંગ અનુસાર વીસલદેવે વિ. સં. ૧૩૧૮ સુધી રાજ્ય કર્યું અને તેની પછી નીચેના રાજાઓએ રાજ્ય કર્યું.

| | | | | |
|---|---|---|---|---|
| અર્જુનદેવ ... | વિ. સં. ૧૩૧૮–૧૩૩૧= | ઇ. સં. | ૧૨૬૧–૬૨ થી | ૧૨૭૪–૭૫ |
| સારંગદેવ ... | ,, ૧૩૩૧–૧૩૫૩= | ,, | ૧૨૭૪–૭૫ ,, | ૧૨૯૬–૯૭ |
| કર્ણ ઘેલો ... | ,, ૧૩૫૩–૧૩૬૦= | ,, | ૧૨૯૬–૯૭ ,, | ૧૩૦૩–૪ |

અર્જુનદેવનો સોમનાથ પાટણનો ઇ. સ. ૧૨૬૪–૬૫ નો અને કચ્છનો વિ. સ. ૧૩૨૮= ૧૨૭૧–૭૨ લેખ મળેલા છે અને સારંગદેવનો આબુ ઉપરના વસ્તુપાલનો ઇ. સ. ૧૨૯૪ નો લેખ મળેલ છે તેથી મેરૂતુંગની તારીખોનું સમર્થન થાય છે. ઇ. સ. ૧૩૦૪ માં ગુજરાત મુસલ-માનોના હાથમાં ગયું, એ નિર્વિવાદ છે.

---

૧ એસીઆટિક રીસર્ચીઝ વો. ૧૬ પા. ૨૯૯–૩૦૧ ૨ મેદ મેડ એટલે કે મેરનો મુલક.

## अक्षरान्तर

### पतरुं पहेलुं

પતરાંનું માપ ૭"×૧૦" લિપિ જૂની કાયસ્થ દેવનાગરી, સ્થિતિ સુરક્ષિત.

१ राजावलीपूर्व्वम् ॥ राजहंस इव विमलोभयपक्षः । कमलयोनिरि-
२ व विततकमलाश्रयः । विष्णुरिव विक्रमाक्रांतभूतलः । त्र्यम्बक इव विहिताच-
३ लाश्रयः । शतमख इव विवुधानंदजनकः । कल्पवृक्ष इव वांछितार्त्थफलप्र-
४ दः । मेरुरिव सर्व्वदा मध्यस्थः । तोयधिरिव बहुसत्वाश्रयः । जलद इव सर्व्वसत्वा-
५ नुकंपी । सुरेंद्रद्विप इव सदा दानतोयार्द्रीकृतकरः । चौलुकिकांन्वयो महारा-
६ जाधिराजश्रीमूलराजः । महाराजाधिराजश्रीराजिसुतः । निजभुजोपार्जित सारस्व-
७ तमण्डलो श्री मोढेरकीयार्द्धाष्टमेषु कम्बोइकाग्रामे समस्तराजपुरुषान् ब्राह्म-
८ णोत्तरान् तन्निवासिजनपदांश्च बोधयत्यस्तु वः संविदितं । यथा । श्रीमदणहिलपाट-
९ कस्थानावस्थितैरस्माभिः सूर्यग्रहणपर्व्वणि श्रीस्थलके प्राचीसरस्वतीवारिणि *
१० [स्नात्वा] तृदशपतिं रुद्रमहालयदेवमभ्यर्च्य संसारस्यासारतां विचिंत्य नलिनीदल-
११ गतजललवतरल प्राणितव्यमाकलय्यं । अद्दष्ठफलमंगीकृत्य च । मातापित्रोरात्मन-

---

૧ ઈ. એ. વો. ૬ પા. ૧૯૧ જી. બ્યુલ્હર. પં. ૩ પતરાં ઉપરના અક્ષરો जननः જેવા દેખાય છે; પરંતુ હું ધારૂં છે કે માત્ર તેનું કારણ क નો જમણો લીટો ભૂસાઈ ગયો છે તેથી છે. વાંચો वृक्षः પં. ૫ का ઉપરનું અનુસ્વાર ઉડાડી નાંખો પં. ૮ त्तरान् ના त्त નીચેનો લીટો च જેવો, લાગે છે; પરંતુ હું ધારૂં છે કે તે વિરામ ચિહ્ન માટેનો હશે. પં. ૧૦ વાંચો त्रिदशपति પં. ૧૧ વાંચો तरलं; य्य ઉપરનું અનુસ્વાર ઉડાડી નાંખો. વાંચો अदृष्ट.

## पतरुं बीजुं

१ श्च पुण्ययशोभिवृद्धये । उपरिलिखितग्रामोयं स्वसीमापर्यन्तः स्वकाष्ठतृणोदकोपे-
२ तः स्वगोचरसहितः सदण्डदशापराधो वर्द्धिविषये मण्डस्यां स्थापितश्रीमूलनाथदे-
३ वाय शासनेनोदकपूंर्व्वमस्माभिः प्रदत्तः । इति मत्वा । तान्निवासिजनपदैर्यथादी
४ मानभागभोगकरहिरण्यादि सर्व्वमाज्ञाश्रवणविधेयैर्भूत्वा सर्वदाऽस्मै समुपने-
५ तव्यं । सामान्यं चैतत्पुण्यफलं बुध्वाऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तध
६ र्म्मदायोयमनुमंतव्यः पालनीयश्च । उक्तं च भगवता व्यासेन । षष्ठिं वर्षसहस्राणि स्व-
७ र्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमंता च तान्येव नरके बसेत् ॥ बहुभिर्व्व-
सुधा भुक्त्वा राज-
८ भिः सगरादिभिः । यस्य यस्य यदा भूमिस्तस्य तस्य तदा फलं ॥ यानीह दत्तानि
पुरा नरें-
९ द्रैर्दानानि धर्म्मार्त्थयशस्कराणि । निर्म्माल्यवां[ तप्रति ]मानि तानि को नाम
साधुः पुनराद-
१० दीत ॥ लिखितमिदं शासनं कायस्थजेज्ज सुतकांचणनेति ॥ ० ॥ सम्वत् १०४३
११ माघ वदि १५ रवौ

श्रीमूलराजस्य ॥

---

પં. ૩ पू ઉપરનું અનુસ્વાર ભૂંસી નાખો. પં. ૬ વાંચો षष्टिं પં. ૭ વાંચો भुक्त्वा પં. ૧૦ વાંચો कांचणेन.

### ભાષાન્તર

ૐ ! રાજાવલી પહેલાં ( માફક )

રાજહંસ જેમ બન્ને વિમલ પક્ષવાળો, સુખનું સ્થાન હોવાથી કમલાશ્રયી બ્રહ્મા સરખો, નિજ પ્રભાવથી પૃથ્વી પ્રાપ્ત કરી એક પગલે પૃથ્વી માપનાર વિષ્ણુ જેવો, કૈલાસનિવાસી ત્ર્યંબકને ગિરિનિવાસી હોઈ મળતો, ઇન્દ્ર જેમ વિબુધ ( પ્રજ્ઞ ) જનોને અનુરંજતો, કલ્પતરૂ માફક આશ્રયીઓને વાંચ્છિત ફલ આપનાર, બ્રહ્માંડમાં મેરૂ પર્વત મધ્યસ્થ છે તેમ સર્વદા મધ્યસ્થ, સાગર જેમ સત્ત્વાશ્રયી, મેઘ માફક સર્વ પ્રાણી તરફ દયાળુ, ભીંજાયેલી સૂંઢવાળા ઐરાવત માફક દાન માટે પાણીના અર્ઘ્યથી ભીંજાયેલા હાથવાળો, ચૌલુકય કુળનો, નૃપેશ શ્રી રાજિનો પુત્ર, નૃપાધિરાજ શ્રી મૂલરાજ જેણે બાહુબલથી સરસ્વતી નદીથી સિંચન થએલો પ્રદેશ જિત્યો હતો, તે ( મૂલરાજ )કંબોઇકિ[1] ગામમાં મોઢેરના અર્ધાષ્ટમમાં વસતા સર્વ રાજપુરૂષો અને બ્રાહ્મણોત્તર સર્વ પ્રજાને આ પ્રમાણે જાહેર કરે છેઃ—

તમને જાહેર થાઓ કે મારી રાજધાની પ્રસિદ્ધ અણહિલપાટકમાં રહી, સૂર્યગ્રહણને દિવસે શ્રીસ્થલકમાં સરસ્વતી નદીના પૂર્વ ભાગમાં સ્નાન કરી, દેવપતિ રૂદ્રમહાલયની[2] પૂજા કરી, સંસારની અસારતાનું ચિંતન કરીને, જીવન કમલપત્ર પરના જલબિંદુ જેવું અસ્થિર માનીને અને પુણ્યકર્મનું ફલ પૂર્ણ સમજીને, મારા તથા મારા માતાપિતાનાં પુણ્ય અને યશની વૃદ્ધિમાટે ઉપર જણાવેલું ગામ તેની સીમા પર્યંત, કાષ્ઠ, તૃણ અને જલ સહિત, ગોચર સહિત, અને દશ અપરાધના દંડનો હક્ક અને તેવાં કૃત્યોનો નિર્ણય કરવાની સત્તા સહિત, મેં વર્દ્ધિ[4]વિષય- ( જીલ્લા )માં મણ્ડલીમાં વસતા શ્રીમૂલનાથ દેવને,[3] દાનને શાસનથી અનુમતિ આપી, પાણીના અર્ઘ્ય સાથે આપ્યું છે.

આ જાણી ત્યાં વસતી સર્વ પ્રજા, અમારી આજ્ઞાને ધ્યાનપૂર્વક પાળીને, ઉત્પન્નનો ભાગ, વેરા, સુવર્ણ આદિ સર્વ તે દેવને અર્પણ કરશે. અમારા વંશજોએ અથવા અન્ય નૃપોએ દાનનું પુણ્યફલ સર્વ નૃપોનું સામાન્ય છે તેમ માની, આ ધર્મદાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું. આને માટે ભગવત વ્યાસે કહ્યું છે કે ... ... ... ... ... ... ...

કાયસ્થ જેજજના પુત્ર કાંચનથી આ દાનપત્ર લખાયું છે. સંવત ૧૦૪૩, માઘ વદી ૧૫ રવિવાર, શ્રી મૂલરાજના સ્વહસ્ત.

---

૧ ગાયકવાડી ઉત્તર મહાલોમાં મોંઢેરાથી વાયવ્ય ખૂણામાં આવેલું નવું કમ્બોઈ. ૨ સિદ્ધપૂરમાં મૂલરાજના ‘ રૂદ્રમાલા ’ મંદિરના હાલના નામનું આ દેખીતી રીતે મૂળ નામ છે. તેનો અર્થ રૂદ્ર એટલે શિવનો મહેલ એમ થાય છે. ૩ મંડલની મારી છેલ્લી મુલાકાતમાં આ એક વખતના સુવિખ્યાત મંદિરની શોધમાં ફોકટ ફાંફાં માર્યાં. તેમ વારંવાર દાનપત્રોમાં જણાવેલા તેની સાથેના આશ્રમની નિશાની પણ મળી નહીં. આવું મંદિર હતું તે બાબત કોઈ પણ માણસે સાંભળ્યું હોય એમ જણાતું નથી. છેવટે એક બુદ્ધિશાળી ભાટે સૂચના કરી કે મંડલને પૂર્વે બે માઈલ ઉપર મોલુ કા–કુઆ—નામનો એક કૂવો છે તેની નજીક કદાચ તે મંદિર હશે અને મોલુ એ મૂલરાજનું અપભ્રંશ નામ હશે. હું કહીશ કે તેનો અર્થ ‘ ખારાશવાળું ’ એમ થાય છે. મારી માન્યતા પ્રમાણે જે તળાવ પાસે ઘણા શિલાલેખો ઉભેલા છે તે તળાવ પાસે જ દક્ષિણ બાજુએ આ મંદરની હસ્તિ હતી. ૪ વર્દ્ધિ એ ‘વધિઆર’ ‘વઢિયાર’નો પર્યાય છે કે જે પ્રાચીન અને હાલનું નામ ઝીંઝુવાડાથી રાધનપુર વચ્ચેના કચ્છના રણની પડોશના પ્રદેશનું છે.

નં૦ ૧૩૮

# મૂલરાજ ૧ લાનાં બાલેરાનાં પતરાં

**( વિક્રમ ) સંવત ૧૦૫૧ માઘ સુદિ ૧૫**

મી. એચ. એચ. ધ્રુવ અને મુન્શી દેવીપ્રસાદે આ પતરાંની નોંધ લીધેલી છે. જોધપુર સ્ટેટના સાંચોર ડિસ્ટ્રિક્ટમાં બાલેરાના બ્રાહ્મણ દેવરામના કબજામાં આ પતરાં છે. મી. ડી. આર. ભાંડારકરે મને આપેલી છાપો ઉપરથી હું તે પ્રસિદ્ધ કરૂં છું.

૭૩''×૫'' નાં માપનાં બે પતરાં છે અને દરેક એક જ બાજુએ કોતરાએલું છે. તેમાં એકંદરે ૨૧ પંક્તિ લખેલી છે. તેમાંની ૧૦ પંક્તિઓ પહેલા, અને ૧૧ પંક્તિઓ બીજા પતરા ઉપર છે. વથા પતરાં સુરક્ષિત સ્થિતિમાં છે. તેને એક કડી વડે સાથે જોડેલાં છે. મી. ભાંડારકરને આ પતરાં મળ્યાં ત્યારે આ કડી ભાંગી ગયેલી હતી. તેના ઉપર મુદ્રા નહોતી.

ચૌલુક્યોની અણહિલવાડ શાખાના સ્થાપનાર મહારાજાધિરાજ મૂલરાજ ૧ લાનો આ લેખ છે. મૂલરાજના બીજા બે લેખો પણ જાણમાં છે. જૂનામાં જૂનો[૧] લેખ જેના ઉપર ઈ. સ. ૯૭૪ ના ઑગસ્ટની તા. ૨૪ ને વાર સોમને મળતી વિક્રમ–સંવત્ ૧૦૩૦ ના ભાદ્રપદ શુક્લ પક્ષ ૫ ની તિથિ લખેલી છે. તેની નોંધ મી. ધ્રુવે લીધેલી છે. બીજો લેખ, ઇ. સ. ૯૮૭ ના જાન્યુઆરીની તા. ૨ વાર રવિને મળતી વિક્રમ સંવત્ ૧૦૪૩ ના માઘ વદિ ૧૫ ની તિથિનો કડીનો છે. આપણો લેખ મૂલરાજનો છેલ્લામાં છેલ્લો છે. અને તેના ઉપર, ઈ. સ. ૯૯૫ ના જાન્યુઆરીની તા. ૧૯ મી ને વાર શનિ, જે દિવસે હિન્દુસ્તાનમાં ચંદ્રગ્રહણ દેખાયું હતું તેને લગતી સંવત્ ૧૦૫૧ ના માઘ શુક્લ પક્ષ ૧૫ મી તિથિના ચંદ્રગ્રહણની તારીખ છે. આમાંના કોઈ પણ લેખમાંથી આપણને મૂલરાજ વિષે બહુ જાણવા જેવી હકીકત મળતી નથી. કડીનાં પતરાં ઉપરથી જણાય છે કે, તે ચૌલુક્યોનો વંશજ, તથા મહારાજાધિરાજ રાજીનો પુત્ર હતો, અને તેણે પોતાના બાહુબળ વડે સારસ્વત—મંડલ જિત્યું હતું. ગુજરાતના વૃત્તાન્તમાં રાજી કનૌજમાં કલ્યાણકટકનો રાજા હોવાનું લખ્યું છે, તથા તેના વિષે કેટલીક વાતો પણ આપી છે. પરંતુ આ વાતોનું પ્રમાણ લેખોમાં મળતું નથી. મૂલરાજના વંશના બીજા લેખોમાંથી તેના વિષે મળી આવતી હકીકત પણ જૂજ છે. તેને " ચૌલુક્ય વંશનાં કમળ— સરોવરને પ્રફુલ્લિત કરતો સૂર્ય " કહ્યો છે. ( જુઓ જયંતસિંહ, ભીમદેવ, અને ત્રિભુવનપાલનાં કડીનાં પતરાં[૩] ). આ દાનપત્રનો હેતુ, કાન્યકુબ્જમાંથી દેશાંતર કરી આવેલા, દુર્લભાચાર્યના પુત્ર દીર્ઘાચાર્યને એક ચંદ્રગ્રહણને દિવસે આપેલું દાન નોંધવાનો છે. તેનો લેખક કાયસ્થ કાન્ચન છે. તેણે કડીનાં સંવત ૧૦૪૩ નાં પતરાં પણ લખ્યાં છે.[૪] અને તેનો પુત્ર વટેશ્વર ભીમદેવનાં સંવત્ ૧૦૮૬ નાં કડીનાં પતરાંનો લેખક છે.[૫] દૂતક મહત્તમ શિવરાજ છે.

દાનમાં સત્યપુર—મંડલમાં વરણક નામનું ગામ આપ્યું હતું. તેની સીમાઃ–પૂર્વે ધણાર ગામ, દક્ષિણે ગુંડાઉક ગામ, પશ્ચિમે વોઢા અને ઉત્તરે મૈત્રવાલ. સત્યપુર એ જોધપુર સ્ટેટનું હાલનું સાંચોર છે. મુન્શી દેવીપ્રસાદ કહે છે કે, જ્યાંથી પતરાં મળ્યાં છે તે હાલનાં બાલેરા ગામનું ( ઈંડીયન એટલાસ, શીટ ૨૧ એન. ડબ્લ્યુ; ૭૧° ૩૨' લૉ°, ૨૪° ૪૩° લે: ) સ્થળ વરણક છે. તેના આ મતનો આધાર હું જાણતો નથી અને વરણક માટે પૂર્વ દિશામાં ઘણે દૂર, ૭૨°૩૩'' લૉ. અને ૨૪°૪૯'' લે. માં જ્યાં ગોંડો ગામ છે, અને જે ગુંડાઉકને મળતું આવે છે, ત્યાં આપણે શોધ કરવી જોઇએ એમ વધારે સંભવિત લાગે છે. ગોંડોની ઉત્તરે મિરપુર ગામ છે. તે મૈત્રવાલનું પાછળથી થયેલું રૂપ હોય, જ્યારે વાયવ્ય કોણમાં આવેલું બોહાણ વોઢા હોય, અને ઈશાન કોણનું દંતવારા ધણાર હોય, એ સંભવિત છે.

આ દાન અણહિલપાટક એટલે અણહિલવાડમાંથી આપ્યું હતું.

---

૧ એ. ઈ. વો. ૧૦, પા. ૭૬ પ્રો. સ્ટેનકોનો ૨ વિએના જર્નલ વો. ૫ પા. ૩૦૦ ૩ ઈ. એ. વો. ૬ પા. ૧૯૬ વિગેરે ૪ ઈ. એ. વો. ૬ પા. ૧૯૨ ૫ ઈ. એ. વો. ૬ પા. ૧૯૪

## अक्षरान्तर

### पहेलुं पतरूं

१ ॐ[1] संवत् १०५१ माघ शुदि १५ आद्येह श्रीमदणहिलपाट-
२ के राजावली पूर्व्ववत् पैरमभट्टारकमहाराजाधिराज-
३ परमेश्वरश्रीमूलराजदेवः स्वभुज्यमानसत्यपुरमंड-
४ लांतःपातिवरणकग्रामे समस्तराजपुरुषान् ब्रा( ब्रा )ह्मणोत्तरां-
५ स्तन्निवासिजनपदांश्च वो( बो )धयत्यस्तु वः संविदितं यथा अ-
६ द्य सोमग्रहणपर्व्वणि चराचरगुरुं भगवंतमांवि( बि )कापति-
७ मभ्यर्च्चर्य मातापित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये उपरि-
८ लिखितवरणकग्रामोयं स्वसीमापर्यंतः सवृक्षमाला-
९ कुलः सकाष्ठतृणोदकोपेतः सदंडदशापराधः श्री-
१० क( न् )यकुब्ज( ब्ज ) विनिर्ग्गताशेषविद्यापारगतपोनिधि-

### बीजुं पतरूं

११ श्रीदुर्लभाचार्यसुताय श्रीदीर्घाचार्याय शास-
१२ नेनोदकपूर्व्वमस्माभिः प्रदत्तेति मत्वाअस्मद्वंशजैर-
१३ परैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्म्मदायोयमनुमं-
१४ तव्यः पालनीयश्च । अस्य च ग्रामस्य पूर्व्वस्यां दिशि धणा-
१५ रग्रामो दक्षिणस्यां गुंदाउकग्रामः पश्चिमायां वोढग्राम
१६ उत्तरस्यां मेत्रवालग्राम इति चतुराघाटोपलक्षितो-
१७ यं धावलीकूपत्रिभागोदकेन सह दत्तः ॥ उक्तं च भगव-
१८ ता व्यासेन ॥ षष्ठिर्व्वर्षसहस्राणि स्वर्ग्गे तिष्ठति भूमिदः । आच्छे-
१९ त्ता चानुमंता च तान्येव नरकं( के ) वसेत् ॥ लिखितमिदं सा( शा )सनं
२० कायस्थकांचनेन ॥ दूतोत्र महत्तमश्रीशिवराजः ॥—[3]
२१ श्रीमूलराजस्य ॥

---

१ चिह्नरूपे दर्शावेलो छे. २ 'आ' नी मात्रा भट्टारक मां मूळमां भूंसाई गयेलो लागे छे. ३ पुष्पनी आकृति चीतरेली छे.

### ભાષાન્તર

ૐ ! સંવત ૧૦૫૧ માઘ શુદ્ધિ ૧૫ આજે પ્રખ્યાત અણહિલપાટકમાંથી પહેલાં પ્રમાણે રાજાવલી—પરમ ભટ્ટારક, મહારાજાધિરાજ, પરમેશ્વર શ્રી મૂલરાજદેવ, પોતાના રાજ્યના સત્યપુર મંડલનાવરણક ગ્રામમાં વસતા સમસ્ત રાજપુરૂષો અને બ્રાહ્મણાદિ સર્વ પ્રજાને શાસન કરે છેઃ—

"તમને જાહેર થાઓ કે આજે ચંદ્રગ્રહણસમયે જગતના સ્વામિ, અમ્બિકાના પવિત્ર સ્વામિ શિવની પૂજા કરીને ઉપર જણાવેલું વરણક ગામ તેની યોગ્ય સીમા સુધી, વૃક્ષઘટા સહિત, કાષ્ઠ, તૃણ, જલ સહિત, દશાપરાધના દંડની સત્તા સહિત, અમારા માતાપિતા અને અમારા પુણ્ય યશની વૃદ્ધિ માટે, કાન્યકુબ્જથી આવેલા, દુર્લભાચાર્યના પુત્ર, સર્વ વિદ્યામાં નિપુણ, તપોનિધિ, શ્રીદીર્ઘાચાર્યને દાનપત્રથી પાણીના અર્ઘ્ય સાથે અમોએ આપ્યું છે. આ જાણીને અમારા વંશના કે અન્ય ભાવી નૃપોએ આ અમારાં દાનને અનુમતિ આપવી અને તેનું રક્ષણ કરવું. અને એ નીચે વર્ણવેલી ચાર સીમાઓ સહિત અપાયું છે–પૂર્વે ધણાર ગામ : દક્ષિણે–ગુન્દ્રાઉક ગ્રામઃ પશ્ચિમે વોઢ ગામઃ ઉત્તરે મેત્રવાલ ગામઃ— આ ગામની સાથે ઘાઘલીકૂપના ત્રીજા ભાગનુ પાણી પણ અપાયું છે. અને ભગવાન વ્યાસે કહ્યું છેઃ– ભૂમિદેનાર ૬૦૦૦૦ વર્ષ સ્વર્ગમાં વસે છે. પણ દાન હરી લેનાર અથવા હરી લેવામાં અનુમતિ દેનાર તેટલો જ કાળ નરકમાં વસે છે. આ દાન કાયસ્થ કાઞ્ચનથી લખાયું હતું. દૂતક મહત્તમ શ્રી શિવરાજ હતો. શ્રી મૂલરાજના સ્વહસ્ત.

---

નં० ૧૩૯

# ભીમદેવનું દાનપત્ર*

વિક્રમ સંવત્ ૧૦૮૬ કાર્તિક સુદ ૧૫

## अक्षरान्तर

### पतरुं पहेलुं

१ ९ विक्रम सम्वत् १०८६ कार्तिक शुदि १५ अद्येह श्रीमदणहिल-
२ पाटके समस्तराजावलीविराजितमहाराजाधिराजश्रीभी-
३ मदेवः स्वभुज्यमानकच्छमंडलांतःपातिघडहडिकाद्वादश-
४ के मसूरग्रामे समस्तराजपुरुषान् ब्राह्मणोत्तरांस्तन्निवा-
५ सिजनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा अद्य कार्त्ति-
६ कीपर्व्वणि भगवंतं भवानीपतिमभ्यर्च्य कच्छमंडलमध्यव-
७ र्त्तिनवणीसकस्थानविर्ग्गताय आचार्यमंगलशिवसुता-
८ य भट्टारक आजपालाय सहिरण्यभागः संदडदसापराध
९ सर्व्वादायसमेत उपरिलिखितमसूरग्रामः शासनेनोद-
१० कपूर्व्वमस्माभिः प्रदत्तो यस्य पूर्व्वस्यां दिशि घडहडिकाग्रा-
११ मो दक्षिणस्यां ऐकयिकाग्रामः पश्चिमायां घरवद्रिकाग्राम
१२ उत्तरस्यां प्रझरिकाग्राम इति चतुराघाटोप-

### पतरुं बीजुं

१ लक्षितं मसूरग्रामं मत्वा तन्निवासिभिर्यथादिय-
२ मानभागभोगादि सर्व्वं सर्व्वदा आज्ञाश्रवण-
३ विधेयैर्भूत्वाऽस्मै आजपालाय समुपनेतव्यं सामा-
४ न्यं चैतत्पुण्यफलं वुध्वाऽश्मद्वंशजैरन्यैरपि भाविभो-
५ क्तृभिरश्मप्रदत्तधर्म्मदायोयमनुमंतव्यः पाल-
६ नीयश्च उक्तं च भगवता व्यासेन षष्ठिं वर्षसहश्राणि
७ स्वर्ग्गे तिष्ठति भूमिदः आच्छेत्ता चानुमंता च तान्ये-
८ व नरकं वसेत् लिखितमिदं कायस्थकांचनसुते [ न ]
९ वटेश्वरेण दूतकोऽत्र महासांधिविग्रहिकश्रीचंड-
१० शर्म्मा इति मंगल महाश्रीः श्रीभीमदेवस्य
११ स्वरजी .... ... ... स्थापीत

---

* ઈ. એ. વૉ. ૬ પા. ૧૯૩ ડૉ. બ્યુલ્હર. પતરાંનું માપ ૯''×૭'' છે. લિપિ અર્વાચીન દેવનાગરી હોઈ ઘણીજગ્યાએ ड, न, द्ध, ध, स्य નાં પ્રાચીન રૂપનો ભેળસેળ છે. સ્થિતિ સુરક્ષિત છે. અક્ષરાંતર નારાયણ શાસ્ત્રીએ મારી દેખરેખ તળે તૈયાર કર્યું. પં. ૮ વાંચો दशापराधः. પં. ૧૦ ઉમેરો आघाटाः પં. ૧૧ घरवद्रिका માં वद्रि સંશયવાળું છે. પં. ૪ વાંચો वुद्ध्वास्मद्वं પં. ૫ વાંચો स्मत्प्रद પં. ૬ વાંચો षष्ठिं वर्षसहस्राणि પં. ૮ વાંચો नरके; પં. ૧૧ આ પંક્તિમાં અક્ષરો અર્વાચીન અને પછીથી ઉમેરેલા છે. મારી ધારણા પ્રમાણે, આ વાક્ય જેવાણીઆના કબજામાંથી આ પતરાંઓ મળ્યાં હતાં તેનેસાં આ પતરાંઓ ગીરો મુકાયા સંબંધી સૂચન કરે છે. અને તેનો અર્થ 'સ્વરજી' એટલે સૂરિજી—આચાર્યે અથવા બ્રાહ્મણે (મારા ઘરમાં) સ્થાપેલાં છે—એમ થાય છે.

## સારાંશ.

૧ પ્રસ્તાવના—વિક્રમ સંવત ૧૦૮૬, કાર્તિક શુદિ ૧૫ ને દિને અણહિલપાટકના મહારાજાધિરાજ ભીમદેવ કચ્છમંડલના ઘડહડિકાના દ્વાદશમાં આવેલા મસુરાગ્રામના સમસ્ત રાજપુરૂષો અને નિવાસીઓને નીચેનું દાન જાહેર કરે છેઃ—

૨ દાન લેનાર પુરૂષ—કચ્છમાં આવેલા નવણીસકથી આવેલા આચાર્ય મંગલશિવનો પુત્ર ભટ્ટારક અજપાલ.[1]

૩ દાન—મસૂરા ગામ,[2] તેની સીમાઃ—

(અ) પૂર્વમાં ઘડહડિકા ગામ.
(બ) દક્ષિણમાં ઐકયિકા ગામ.
(ક) પશ્ચિમે ઘરવડિકા ગામ.
(ડ) ઉત્તરે પ્રઝરિકા ગામ.

૪ રાજપુરૂષો—દાન લખનાર કાયસ્થ કાંચનનો[3] પુત્ર વટેશ્વર, દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રીચંદ્રશર્મન.

---

૧ મી. ડી. ખખ્ખર મને જણાવે છે તે પ્રમાણે ભટ્ટારકના વંશજો હજુ પણ કચ્છમાં આજદિનપર્યંત હૈયાત છે.
૨ આ ગામ અથવા અન્ય દર્શાવેલાંમાંનું કોઈ પણ ગામ નકશાથી જાણી શકાતાં નથી. ૩ જુઓ દાનપત્ર નં. ૨ જું

નં० ૧૪૦

# ભીમદેવનાં તામ્રપત્રો[૧]

## વિ. સં. ૧૦૮૬ વૈ. સુ. ૧૫

માહિમનો જિતનાર અને રાજા ભીમદેવ પોતાનાં આ અપ્રસિદ્ધ તામ્રપત્રો છે. પતરાં બે છે, અને બન્ને અંદરની બાજુએ કોતરેલાં છે. પહેલામાં છ અને બીજામાં પાંચ પંક્તિઓ છે. તેનું માપ ૪૭/૮"×૩૧/૮" છે. પહેલા પતરાના નીચેના ભાગમાં અને બીજા પતરાની ઉપરના ભાગમાં વચ્ચો વચ એકેક કાણું છે અને તેમાં ૧/૨" વ્યાસની નાની કડી છે. પતરાં સુરક્ષિત છે અને કોતરકામ ઘણું સુંદર અને સ્પષ્ટ છે.

### अक्षरान्तर

#### पतरुं पहेलुं

१ ओं विक्रमसम्वत् १०८६ वैशाख शुदि १५ अद्ये-
२ ह श्रीमदणहिल्पाटके समस्तराजावलीवि-
३ राजितमहाराजाधिराजश्रीभीमदेवः स्वभु-
४ ज्यमानवर्द्धिविषयांतःपातिमुंडकग्रामे स-
५ मस्तजनपदान्बोधयत्यस्तू वः संविदितं यथा
६ अद्य वैशाखी पर्वणि उदीचब्राह्मणबलभद्र

#### पतरूं बीजुं

७ सुताय वासुदेवाय ग्रामस्योत्तरस्यां दि-
८ शि मुंडकग्रामेऽत्रैव भूमेहलवाहाएका १
९ शासनेनोदेकपूर्वमस्माभिः प्रदत्ता इउ [ ति ]
१० लिखितमिदं कायस्थकांचनसुतवटेश्वरेण
११ दूतकोऽत्र महासांधिविग्रहिकश्रीचंडशर्म्मा
इउ [ ति ] श्रीभीमदेवस्य ॥

### ભાષાન્તર

(વિ. સં. ૧૦૮૬ ( ઇ. સ. ૧૦૩૦ )ના વૈશાખ સુદિ ૧૫ ને દિવસે આંહી અણહિલપાટકમાં બધા રાજાઓને શોભા આપનાર મહારાજાધિરાજ શ્રીભીમદેવ પોતાના ભોગવટાના પ્રદેશમાં આવેલા મુંડક ગામમાં બધા રહેવાશીઓને જાહેર કરે છે કે—તમને માલુમ થાય કે આજે વૈશાખી પર્વણીને દિવસે ઉદીચ ( ઔદિચ્ય ) બ્રાહ્મણ બલભદ્રના દીકરા વાસુદેવને મુંડકગામમાં ગામની ઉત્તર દિશામાં હલવાહ[૨] એક ભૂમિ શાસનના પાણી પૂર્વક અમે દાનમાં આપેલ છે. કાયસ્થ કાંચનના દીકરા વટેશ્વરે આ દાન લખ્યું; દૂતક તરીકે સંધિ વિગ્રહ ખાતાનો અધિકારી શ્રી ચંડશર્મા હતા.

શ્રી ભીમદેવની ( સહી )

---

૧ જ. બો. બ્રે. રો. એ. સો. વધારાનો અંક—"મુંબઈની ઉત્પત્તિ" પા. ૪૯ જે. જી. ડા'કુન્હા ૨ અસલ પતરાં ઉપરથી એક હળથી ખેડાય તેટલી જમીન.

નં० ૧૪૧-૧૪૨

# ચાલુકય કર્ણદેવના સમયનાં
# નવસારીમાંથી મળેલાં બે દાનપત્રો (તામ્રપત્રો જોડી બે[1])

**શ. સં. ૯૯૬ માર્ગ. સુ. ૧૧**

આ. સ. વે. સ. ના ૧૯૧૮ આખરના રીપોર્ટમાં જણાવ્યા અનુસાર આ તામ્રપત્રો મુંબઈ-માંની રે. એ. સો. ની શાખાના લાઇબ્રેરીયન મી. પી. બી. ગોથોસ્કરે સુપરીટેન્ડન્ટને મેળવી આપ્યાં હતાં. તે રીપોર્ટ ભાગ બીજામાં પા. ૩૫ મે આ પતરાં સંબંધી ટુંકી નોંધ છે. પતરાંના ફોટોગ્રાફ તથા રબિંગો પ્રસિદ્ધ કરવા ડો. વી. એસ. સુકથંકરને આપવામાં આવેલ, પણ તેઓ લાંબી રજા ઉપર ગયા ત્યારે મને સોંપવામાં આવ્યાં.[2] આ બે જોડીમાંથી પહેલી જોડી 'એ' ફોટોગ્રાફ તથા રબિંગ ઉપરથી અને બીજી જોડી 'બી' માત્ર ફોટોગ્રાફ ઉપરથી પ્રસિદ્ધ કરૂં છું. આ બધાં ઉપરાંત પતરાં સંબંધી એક ટાઇપ કરેલી નોટ કોઈ તે બાજુના લેખકે લખેલી મને સોપવામાં આવેલ, જેમાં તેમાં લખેલાં સ્થળો ઓળખાવવાનો પ્રયત્ન કરેલો હતો.[3]

'એ' દાનનાં ત્રણ રબિંગો છે અને એમ અનુમાન થાય છે કે પહેલું પતરૂં બન્ને બાજુ અને બીજું એકજ બાજુ કોતરેલું હશે. 'બી' દાનનાં બે જ રબિંગ છે અને તેનાં બન્ને પતરાં એક જ બાજુ કોતરેલાં હશે. બધાં પતરાંનું માપ ૯૧/૨"×૬૩/૪" છે. બધાં પતરાંમાં કાણાં પાડેલાં છે, પણ કડી તેમ જ સીલ માટે કાંઈ કહી શકાતું નથી. રબિંગ ઉપરથી કહી શકાય કે 'એ' દાનનાં પતરાં સંભાળપૂર્વક ઊંડાં કોતરેલાં છે, જ્યારે 'બી' દાનનાં પતરાં બહુ જ બેદરકારીથી છીછરાં કોતરેલાં છે. બધાં પતરાં સુરક્ષિત લાગે છે. એ દાનની છેલ્લી બે પંક્તિઓ 'બી' દાનના કોતરનારે કોતરી લાગે છે. લિપિ બન્નેમાં નાગરી છે અને અક્ષરોનું સરાસરી માપ પહેલામાં ૩/૮ ઇંચ અને બીજામાં ૧/૪ ઇંચ છે. ભાષા બન્નેમાં સંસ્કૃત છે. 'એ' દાનનો ઘણો ખરો ભાગ, પંક્તિ ૪ થી ૧૧, ૨૭ થી ૨૯ અને ૩૦ થી ૩૬ બાદ કરીને, પદ્યમાં છે. જ્યારે 'બી' દાનમાં છેલ્લા બે શાપના શ્લોકો સિવાય બધો ભાગ ગદ્યમાં છે.

'એ' દાનની શરૂવાત વાસુદેવને નમસ્કારથી તેમ જ વિષ્ણુના વરાહ અવતારની સ્તુતિથી થાય છે પં. (૧—૪). ત્યારપછી દાનની તિથિ નીચે મુજબ આપેલ છે—શક સંવત ૯૯૬ ના માર્ગશીર્ષ સુદિ ૧૧ વાર ભૌમ (પં. ૪—૫). પછી ચાલુકયોની વંશાવળી છે જેમાં મૂળરાજથી શરૂ કરી, અનુક્રમે દુર્લભરાજ ભીમદેવ અને કર્ણદેવનાં નામ આપેલ છે (પં. ૬—૯). આ કર્ણદેવના રાજ્યમાં મહામણ્ડલેશ્વર શ્રી દુર્લભરાજે દાન આપેલું છે. તેનું મથક લાટ પ્રાંતમાં નાગસારિકામાં હતું. આ દુર્લભરાજ પણ ચાલુકય વંશનો જ છે અને તે ગાંગેયનો પૌત્ર અને ચંદ્રરાજનો દીકરો હતો. (પં. ૧૦—૨૪). તેણે પંડિત મહિધરને ધમણાચ્છ ગામ દાનમાં આપ્યાનું ત્યાર બાદ લખેલ છે (પં. ૨૫-૩૪). છેલ્લી બે પંક્તિ ૩૫ ને ૩૬ જેમાં તે ગામની ચતુઃસીમા આવે છે તે પાછળથી ઉમેરી હશે.

'બી' દાનની શરૂવાત એકદમ વંશાવલીથી જ થાય છે અને મૂલરાજથી કર્ણદેવ સુધીની હકીકત આપેલ છે (પં. ૧—૬). આમાં મૂલરાજ અને દુર્લભરાજ વચ્ચે ચામુંડરાજનું નામ વિશેષ જોવામાં આવે છે. પછી દાનનું વર્ણન એ દાનની માફક જ આવે છે. માત્ર તિથિમાં ફેર છે; કારણ આમાં વિ. સં. ૧૩૧૧ કાર્તિક સુ. ૧૧ આપેલ છે (પં. ૭—૨૧). અંતમાં શાપના શ્લોકો તેમ જ લેખક તથા દૂતકનાં નામ છે.

---

૧ જ. બો. બ્ર. રો. એ. સો. વો. ૨૬ પા. ૨૫૦ જી. વી. આચાર્ય. ૨ ડો. સુકથંકરે ટાંચેલી કેટલીક હકીકતો તેમણે મને આપી હતી તે માટે, તેમનો ઉપકાર માનું છું. ૩ મેં આ લેખ વાંચ્યો ત્યારે ડો. જીવણજી. જે. મોદી એ જાહેર કર્યું કે તે નોટ તેમણે લખી છે.

આમાંનો કર્ણદેવ તે અણહિલવાડના ચાલુકય રાજા સિદ્ધરાજ જયસિંહનો બાપ છે અને તેણે ઈ. સ. ૧૦૬૪થી ૧૦૯૪ સુધી રાજય કર્યું હતું. આ રાજાનો બીજો લેખ એ. ઈ. વો. ૧ પા. ૩૧૭ માં વિ. સં. ૧૧૪૮ નો પ્રસિદ્ધ થએલ છે.

'એ' દાનની તિથિ શબ્દ તેમ જ અંકમાં શક સંવત ૯૯૬ માર્ગશીર્ષ સુદિ ૧૧ વાર ભૌમ અને બી દાનની તિથિ વિ. સ. ૧૧૩૧ કાર્તિક સુદિ ૧૧ આપેલ છે. મી. કે. એન દીક્ષિતે કરેલી ગણત્રી અનુસાર તે તિથિઓ મંગળવાર તા ૨૭ ડીસેંબર ૧૦૭૪ ઈસ્વી અને રવિવાર તા. ૨૭ નવેમ્બર ૧૦૭૪ ઈસ્વી સાથે મળતી આવે છે.

'એ' દાનમાં દાન આપનાર કર્ણદેવ પોતે છે, જયારે 'બી' દાનમાં તેનો ખંડિયો રાજા નવસારિમાં રહેતો દુર્લભરાજ દાતા તરીકે છે. દાન લેનાર બન્નેમાં એક જ વ્યક્તિ છે અને તે બ્રાહ્મણ રુદ્રાદિત્યનો પુત્ર માંડવ્ય ગોત્રનો પંડિત મહીધર આપેલ છે. બી દાનમાં મહીધરના દાદા મધુસૂદનનું નામ પણ આપેલ છે, જયારે 'એ' દાનમાં પંડિતનાં પાંચ પ્રવરો વર્ણવ્યાં છે. મધ્યદેશ કે જ્યાં તે રહેતો હતો ત્યાંથી પંડિત લાટદેશમાં આવેલો હતો.

દાનમાં આપેલું ગામડું ધામણાચ્છા તલભદ્રિકા છત્રીસીમાં આવેલું હતું અને તેની પૂર્વમાં કાલાગ્રામ દક્ષિણમાં તોરણગ્રામ, પશ્ચિમમાં આવલસઠિ અને ઉત્તરે કછાવલિ અથવા તો કચ્છાવલિ ગામ હતાં. આ. સ. વે. સ. ના સુપરીટેન્ડેન્ટે આમાંનાં બે ગામો ધામણાચ્છા અને તોરણગ્રામને હાલનાં ધમડાછા અને તરણગામ અગર તોરણગામ માનેલાં છે.[1] બાકીનાં સ્થળો પણ ટાઈપ કરેલી નોટના લેખકે બરોબર ઓળખાવ્યાં છે. કચ્છાવલિગ્રામ તે હાલનું કછોલી અને અવલસાઠિગ્રામ અથવા આમ્વલસાટિગ્રામ તે હાલનું બી. બી. એન્ડ સી. આઈ રેલ્વેનું અમલસાડ સ્ટેશન છે. કાલાગ્રામ માટે તે બહુ ચોક્કસ નથી, તો પણ સૂચવે છે કે તે કદાચ હાલનું કલવચ, અગર ખેરગામ હોય. આ સિવાય બીજાં ત્રણ સ્થળો લેખમાં આવે છે જેમાંનું નાગસારિકા તે હાલનું નવસારી છે. લાટદેશ તે ઉત્તર તેમ જ દક્ષિણ ગુજરાતનું જૂનું નામ છે અને મધ્યદેશ તે ગંગા અને જમનાં વચ્ચેનો પ્રદેશ છે.

આ બે તામ્રપત્રો 'એ' અને 'બી' એક જ દાન આપવા માટે શા માટે લખાયાં હશે અને તેમાંનું કયું સાચું અને કયું ખોટું તે નિશ્ચય કરવો કઠણ છે. સુપરી. આ. સ. વે. સ. તેમ જ ટાઈપ કરેલી નોટના લેખક માને છે કે 'એ' દાનપત્ર જે વધારે સારી રીતે કોતરેલું છે તે ખરૂં છે અને બીજું પાછળથી તેની નકલ તરીકે તૈયાર થએલ હશે. ટાઈપ કરેલી નોટના લેખકે એવું સમાધાન કર્યું છે કે એનો લખનાર કાયદાથી બીનવાકેફ હશે તેથી તેણે સીમા વગેરે લખેલ નહીં. 'બી'ના લેખકે પ્રથમ તે ભૂલ મૂળ એ માં જ સુધારવાનો પ્રયત્ન કર્યો, પણ પાછળથી બધું નવેસરથી લખવાનું દુરસ્ત ધાર્યું. પરંતુ બન્ને દાનપત્રો બારીકીથી તપાસ્યા બાદ હું તેનું નીચે મુજબ સમાધાન કરવા ઈચ્છું છું. બન્ને દાનપત્રોમાં નીચે લખ્યા ફેરફાર સહજ જોવામાં આવે તેમ છે.

(૧) 'બી' દાનપત્ર બીજાં ઉત્તર ગુજરાતનાં તામ્રપત્રોની પદ્ધતિએ લેખાએલું છે, જયારે 'એ' દાનપત્ર દક્ષિણનાં તામ્રપત્રોની પદ્ધતિને અનુસરે છે.

(૨) 'બી'માં સાલ વિક્રમ સંવતમાં આપેલી છે, જયારે 'એ'માં દક્ષિણનાં તામ્રપત્રની માફક શક સંવતમાં આપેલ છે.

---

૧ આ સ. વે. સ. રીપોર્ટ ઈ. સ. ૧૯૧૮ પા. ૩૬ ફે. ૫૮

(૩) ઈ. એ. વો. ૬ પા. ૧૯૪ અને ત્યાર પછીના પાનામાં પ્રસિદ્ધ થએલાં ચાલુક્ય તામ્રપત્રોની માફક 'બી' વંશાવલિ વિભાગથી શરૂ થાય છે, જ્યારે 'એ' માં મંગલાચરણના શ્લોકો તથા વરાહ અવતારની સ્તુતિ છે જે દક્ષિણનાં તામ્રપત્રોમાં જોવામાં આવે છે.

(૪) શાપ દર્શાવનારા શ્લોકો 'બી' માં છે, પણ 'એ' માં નથી.

(૫) 'બી' માં દાન લેનારાના દાદાનું નામ છે, જે 'એ' માં નથી.

(૬) 'બી' માં ચામુંડરાજનું નામ છે, જે 'એ' માં જોવામાં આવતું નથી.

(૭) સીમા વિગેરે દાનની વિગત 'બી' માં પુરેપુરી આપેલી છે, જ્યારે 'એ' માં તે ભૂલાઈ જવાઈ છે તે પાછળથી ઉમેરવાનો પ્રયત્ન કરેલો છે.

(૮) બંડિયા રાજા દુર્લભરાજનું સ્તુતિ રૂપ વર્ણન 'એ' માં બહુ વિસ્તારથી છે, જ્યારે 'બી' માં નથી.

૯ 'બી' માં લેખક તેમ જ દૂતકનાં નામ આપેલ છે, જ્યારે 'એ' નામંજુર થયું હશે તેથી તે બધી વિગતો તેમાં પૂરી કરેલ નથી.

આ બધી વિગતો ઉપરથી એવું અનુમાન થઈ શકે છે કે 'બી' દાનપત્ર મૂલ ચાલુક્ય રાજાઓની રાજધાનીમાં લખાયું હશે અને નવસારી જીલ્લાના સુબા દુર્લભરાજને તે દાન લેનારને સોંપવા માટે મોકલ્યું હશે. પણ તેણે તે જ દાનપત્ર સોંપવાને બદલે તે દાન દક્ષિણ તામ્રપત્રોની પદ્ધતિસર નવું કોતરાવ્યું અને તે વખતે પોતાનું તેમ જ પોતાના પૂર્વજોનું પ્રશંસાત્મક વર્ણન તેમાં દાખલ કરાવ્યું. આ નવી નકલ મંજુરી માટે રજુ થઇ હશે ત્યારે તેમાંના દોષો સીમા વિગેરે ન લખવારૂપી માલુમ પડયા હશે અને તે પાછળથી છેલ્લી બે લીટીમાં ઉમેર્યા છતાં સંતોષકારક ન જણાયું તેથી અપૂર્ણ જ રહ્યું અને લેખક તેમ જ દૂતક વિગેરેનાં નામો તેમાં લખાયાં નહીં. બન્નેની તિથિ તપાસવાથી પણ ઉપરના અનુમાનને ટેકો મળે છે. 'બી' દાનમાં રવિવાર તા. ૨ જી નવંબર ૧૦૭૪ આપેલ છે, જ્યારે 'એ' માં મંગળવાર તા. ૨ જી ડીસેમ્બર ૧૦૭૪ આપેલ છે. એટલે કે 'બી' દાન બરાબર એક મહીના પહેલાં લખાયું હતું.

---

## अक्षरान्तर 'ए'

### पतरूं पहेलुं पहेली बाजु

१ ॐ नमो भगवते वासुदेवाय ॥ पायात्कर्द्दमवांच्छया भगवतः व्राडाकृ
२ तेः क्रीडतो यस्याङ्घिस्तृणबिंदुवत्परिगतो दष्ट्रौग्रभागैकतः ॥ अन्य
३ स्मिन्नपि रेणुवद्विलसति क्षोणी युगान्तागमे लज्जावेशविसस्तुलै-
४ स्य दधतः सूत्कारसारं वपुः ॥ स्वस्ति शकसम्वत्सरषडधिकनवत्य-
५ धिकनवसत्यों अंऽकतोपि ९९६ मार्गशिरशुदि ११ भौमे ॥ अ-
६ द्येह महाराजाधिराजपरमेश्वरश्रीमूलराजदेवपादानुध्यातपर-
७ मभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीदुर्ल्लभराजदेवपादानु-
८ ध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीभीमदेवपादानें-
९ ध्यातपरमभट्टारकमहाराजाधिराजपरमेश्वरश्रीकर्ण्णदेवकल्या-
१० णविजयराज्ये सत्येतस्मिनै काले लाटदेशान्तःपातिनागसारिका-
११ सौं तत्पादपद्मोपजीवी ॥ आसीद्वंदितपादपंकजपुराण्चौर्लुक्यरा-
१२ जान्वये सौर्योदार्यगुणान्वितो द[ हर ]जो गांगेयना-
१३ मा पुरा यस्याद्यापि दिवौकर्मां प्रतिगृहं गायंति सि-
१४ द्धांगनाः ॥ कीर्तिं तस्य न यांति सांप्रतमहो वक्तुं गु-
१५ णामाहशैः ॥

### पतरूं पहेलुं बीजी बाजु

१६ संभोगभूमिर्भुवि लब्धकीर्तिः श्रीचंद्रराजोथ ब-
१७ भूव तस्मातें ॥ अद्यापि यस्य प्रभुतां प्रभूताः
१८ गायंति गति[13] खलु भूभुजोपि । जातः श्रीदुर्ल्ल-
१९ भेशः क्षिविपतितिलकश्चंद्रराजात्प्रतापी । कीर्तिः सप्ताब्धिमध्ये वि-
२० लशति[14] च बलाद्राजहंसीव नित्यं ॥ यस्योच्चैर्व्वाजिराजप्रसरखुर-
२१ पुटोत्खातनिर्भिन्नभूमेर्धूलीमेघावलीव प्रसरति गगने विश्वमा-
२२ च्छादयंती ॥ गतभुवनकुलानि व्यासदिग्मंडलानि श्रुतंतुहि-
२३ नगिरीणि[ क्रांत ]तारापथानि । सरसकमलकंदच्छेदगौराणिकामं ।

१ वांचो क्रोडा २ वांचो दंष्ट्रा ३ वांचो संस्थुल ४ वांचो नवशत्यां ५ वांचो पादानु ६ वांचो तस्मिन् ७ वांचो यां ८ वांचो पुराच्चौलु ९ वांचो शौर्यौदा १० वांचो कसां ११ वांचो तस्मात् १२ वांचो गाने १३ वांचो क्षितिप १४ वांचो लसति १५ वांचो श्रित

२४ ममुरमरपते[ र्नो ]धाम्नि धामानि यस्य । स्नात्वा पुण्यमृदूदकेन विभिवौ[1]

२५ संतर्प्य देवान् पितृम्[2] । धर्म्माशासनतत्परेण मनसा संपूज्य नारा-

२६ यणं । आहूयाखिलविप्रपंडितजनान् भ-मवाजा ददौ ॥ गो[ प ]त्यानि

## पतरूं बीजुं

२७ समस्तशास्त्रविधिना दानानि चान्यानि च । निजराजावली विराजितमहा-

२८ मेडलेश्वर[3]श्रीदुर्लभराजः स्वनियोगस्थार्त[4] । मंविपुराहितसेनापत्यात्कर्प[5]-

२९ टलिकप्रभृतीन् समाज्ञापयति ॥ चला विभूतिः जॅ[6]णभंगि यौवनं कृतांतदं[7]-

३० तांतरवर्ति जीवितं । त[ थैघवजुं ]पटलजीवितमाकलय्य । मध्यदेशादा-

३१ गतसकलवेदशास्त्रा[ र्थ ]विदाय । मांडव्यगोत्रोत्पनार्य[8]मांडव्यभार्ग-

३२ व्यअंगिराऊर्म्मिजमदग्निपंचप्रवरसयुतोय[9] । विप्ररुद्रा । दित्यसुत-

३३ पंडितमहीधराय । तलभद्रिकाषड्रिंशत्पथके । उदकेन । सवृक्ष[10]-

३४ मालाकुलं ससीमापर्यंतं धामणाच्छाग्रामं ददौ । पूर्वस्यां दिशि का-

३५ लाग्रामः दक्षिणस्यां दिशि तोरणग्रामः पश्चिमस्यां दिशि आवल-

३६ सादिग्रामः उतर[11]स्यां दिशि कछावलीग्रामः ॥

## अक्षरान्तर ' बी '

### पहेली बाजु

१ राजावली [ पूर्व ]वत् ॥ परमभट्टारकमहाराजाधिराजपरमेश्व-

२ रश्रीमूलराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराज-

३ श्रीचामुंडराजदेवपादानुध्यातपरमभट्टारकमहाराजाधिराज-

४ श्रीदुर्लभराजदेवपादानुध्यातपरमभट्टारकमहाजाधिराज-

५ श्रीभीमदेव पादानुध्यातपरमभट्टारकमहाराजाधिराजश्रीकर्ण्णदे-

६ व[ स्वभुज्य ]माननागसारिकाविषयप्रतिबद्धतलहदष[ ड्विंश ]ता-

७ न्तःपातिनःसमस्तराजपुरुषान् ब्राह्मणोत्तरान् तन्निवासिज-

८ नपदा[12]र्थं बोधयत्यस्तु वः संविदितं[13] यथा श्रीविक्रमादित्योत्पादि-

९ तसवत्सरै[14][ शते ]ष्वेकादशसु एकत्रिं[15]शदधिकेषु अत्रां[16]केतोपि सं. ११३१

१० कार्त्तिकशुदि ११ एकादशीपर्वणि चराचरगुरुमहेश्वरमभ्यर्च्य सं-

११ सारासारता विचिंत्य पित्रोरा[ त्मनश्चपुण्य ]यसो[17]भिवृद्धये मध्यदेशा-

---

१ वांचो विधिना २ वांचो पितॄन् ३ वांचो मंडलेश्वर ४ वांचो योगस्थान ५ वांचो पत्यक्षप ६ वांचो क्षणं ७ वांचो तदं ८ वांचो त्पन्नाय ९ वांचो संयुता १० वांचो सवृक्ष ११ वांचो उत्तरस्यां १२ वांचो पदार्थ १३ वांचो दितं १४ वांचो संवत्स- १५ वांचो त्रिंश- १६ वांचो त्रांक १७ वांचो यशो-

१२ दशाताय अधीतसकलशास्त्राय मांडव्यगोत्राय ब्राह्मणमधुसूदनपौ-

१३ त्राय रुद्रादित्यसुताय पंडितमहीधराय सशीमापर्यंतः सहिरण्यभा-

१४ [ गभो ]गः सवृक्षमालाकुलः सदंडदशापराधः सोपरिकरः

१५ सर्वादायसमेतः पूर्वप्रदत्तदेवदायब्रह्मदायवर्ज्जंधाम-

## बीजी बाजु

१६ णाछाभिधानग्रामः शासनेनोदकपूर्वमस्याभिप्रदत्तः

१७ [ त ] स्य च पूर्वस्यां दिशि—राईग्रामः । दक्षिणस्यां दिशि

१८ तोरणग्रामः । पश्चिमस्यां दिशि आम्वलसाढिग्रामः उत्तरस्यां

१९ दिशि कच्छावली: इति चतुराघाटोपलक्षितग्राममेनं तन्नि-

२० वासिजनपदैर्यथादीयमानभागभोगकरहिरण्यादिसर्वदास-

२१ देमाज्ञाश्रवणविधेयैर्भूत्वा अस्मद्वंशजैरन्यैरपि अस्माभि । प्रदत्त-

२२ मुपनेतव्यं पालनीयं च ॥ उक्तं च भगवता व्यासेन: षष्टिर्वर्षसह-

२३ स्राणि[1] स्वर्गे तिष्ठति भूमिदः आछेत्ता[3] चानुमंता च तान्येव नर-

२४ के[4] वसेत् । विंध्याटवीष्वतोयासु शुष्ककोटरवासिनः कृष्णस-

२५ र्पाः प्रजायंते भूमिदानापहारकाः ॥ २ ॥ लिखितमिदं शासनं का·

२६ यस्यवटेश्वरसुतकेका-दूतकोत्र महासांधिविग्रहिक

२७ श्री-गादित्यइति

१ वांचो णम्यां २ वांचो स्राणि ३ वांचो आच्छेत्ता ४ वांचो के

### ભાષાન્તર સંક્ષિપ્ત

#### ‘ એ ’ જોડી

ઓં વાસુદેવને નમસ્કાર—વરાહ અવતારની સ્તુતિ. મૂલરાજના ચરણ સેવનાર દુર્લભરાજ અને તેનાં ચરણ સેવનાર ભીમદેવ અને તેનાં ચરણ સેવનાર રાજા કર્ણદેવ રાજ્ય કરતો હતો તે વખતે લાટ દેશમાં નાગસારિકામાં દુર્લભરાજ સૂબો હતો. તે દુર્લભરાજ ચન્દ્રરાજનો દીકરો અને ગાંગેયનો પૌત્ર હતો. ગાંગેય તે ચાલુક્યના વંશમાં નાના ભાઈનો વંશજ હતો.

આ દુર્લભરાજે સ્નાન, પૂજા, સ્મરણ ઇત્યાદિ કરીને શક સંવત ૯૯૬ ના માર્ગશીર્ષ સુ. ૧૧ વાર મંગળના રોજ તલભદ્રિકા છત્રીશીમાં આવેલું ધામલાચ્છા ગામ પંડિત મહિધરને દાનમાં આપ્યું. મહિધર બ્રાહ્મણ રુદ્રાદિત્યનો દીકરો હતો અને તે વેદશાસ્ત્રપારંગત હતો અને મધ્યદેશમાંથી આવેલો હતો. તેનું ગોત્ર માંડવ્ય હતું અને માંડવ્ય, ભાર્ગવ, અંગિરા ઉર્મિ અને જામદગ્નિ, એ પાંચ પ્રવર હતાં.

તે ગામની પૂર્વે કાલા ગ્રામ, દક્ષિણે તોરણ ગ્રામ પશ્ચિમે આમ્વલસાઢિ અને ઉત્તરે કછાવલી, એ ગામો આવેલાં હતાં.

#### ‘ બી ’ જોડી

વંશાવલિ પહેલાંની માફક. મૂલરાજનાં ચરણ સેવનાર ચામુંડરાજ તેનાં ચરણ સેવનાર દુર્લભ-રાજ તેનાં ચરણ સેવનાર ભીમદેવ અને તેનાં ચરણ સેવનાર કર્ણદેવ બધા અમલદારો વગેરેને તેમ જ નાગસારિકામાં તલભદ્રિકા છત્રીશીમાં રહેતા બધા બ્રાહ્મણો તેમ જ અન્ય વર્ગને જણાવે છે કે—વિ. સ. ૧૧૩૧ ના કાર્તિક સુ. ૧૧ ને દિવસે, ધામણાચ્છા નામનું ગામડું, મધ્ય દેશમાંથી આવેલા વેદશાસ્ત્રપારંગત અને માંડવ્ય ગોત્રના મધુસૂદનના પૌત્ર અને રૂદ્રાદિત્યના દીકરા પંડિત મહીધરને દાનમાં આપેલું છે. તેની પૂર્વમાં ... ... ... દક્ષિણે તોરણગ્રામ, પશ્ચિમે આવલસાઢી અને ઉત્તરે કછાવલી આવેલાં છે. આ દાન ચતુઃસીમા ચોક્કસ કરીને મેં આપ્યું છે, અને બધાંએ કબુલ રાખવાનું છે. કાયસ્થ વટેશ્વરના દીકરા કેક- ... ... આ દાન લખ્યું. દૂતક સન્ધિવિગ્રહના અધિકારી શ્રીમાન્ ... ... ગાદિત્ય હતો.

નં૦ ૧૪૩

# ચૌલુકય રાજા કર્ણ ૧ લાનું સૂનકનું દાનપત્ર[1]

### વિક્રમ સંવત ૧૧૪૮ વૈશાખ સુદિ ૧૫ સોમવાર

મી. એચ. કસેન્સે કૃપા કરી મોકલેલી બે ઉત્તમ છાપો પરથી નીચેને। લેખ પ્રસિદ્ધ કર્યો છે. આ લેખ બે તામ્રપત્રોના અંદરના ભાગમાં કોતરેલો છે. આ પતરાં સૂનકમાંથી મળ્યાં હતાં, જે સૂનક ગામ ઉત્તર ગુજરાતમાં પાટણના અગ્નિકોણુમાં પૂર્વે આશરે ૧૫ માઈલ પર, અને ઉંઝા[2] રેલ્વેસ્ટેશનથી પશ્ચિમમાં આશરે ૫ માઈલ પર આવેલું છે. આ પતરાં હાલ પાટણના રહીશ મી. નારાયણ ભારતીના કબજામાં છે. જ્યારે મી. કસેન્સે પતરાંની નકલ લીધી ત્યારે તે એક કડી વડે જોડેલાં હતાં. તે કડી કેટલાક વખત પહેલાં ભાંગેલી હતી. બીજી કડી, જેના ઉપર કદાચ મુદ્રા હશે તે ખોવાઈ ગઈ હતી. છાપો ઉપરથી અનુમાન કરતાં પતરાં સંપૂર્ણ રીતે સુરક્ષિત જણાય છે.

લેખ સંસ્કૃત ગદ્યમાં છે. દાનપત્રની તારીખ વિક્રમ-સંવત્ ૧૧૪૮ ના વૈશાખ સુદિ ૧૫ સોમવારે થએલા ચંદ્રગ્રહણની છે. આ તારીખની ગણત્રી મી. ફ્લીટે નીચે પ્રમાણે મને કરી આપી છેઃ— "આ તારીખને મળતી યુરોપની તારીખ ઈ. સ. ૧૦૯૧ ના મે મહિનાની તા. ૫, સોમવારની છે. આ દિવસે ચંદ્રગ્રહણ હતું. તે ઉત્તરનું વિક્રમ-સંવત્ ૧૧૪૮ મું વર્ષ, જે પૂરૂં થયું હતું અગર દક્ષિણનું વિક્રમ-સંવત ૧૧૪૭ નું, જે ચાલતું હતું, તેના વૈશાખની પૂર્ણિમાની તિથિ હતી. મુંબઈ માટેના સૂર્યોદયના કાળ પછી ૫૦ ઘડી અને ૫૩ પળે આ તિથિનો અંત આવ્યો હતો, તેથી ગ્રહણ હિંદુસ્તાનમાં દેખાવું જોઇએ. દક્ષિણના પૂરા થયેલા વિક્રમ-સંવત ૧૧૪૮ માં તેજ તિથિએ, ઈ. સ. ૧૦૯૨ નાં એપ્રિલની ૨૪ મી તારીખે ગ્રહણ હતું. ઉત્તરના ચાલુ વિક્રમ સંવત ૧૧૪૮ માં આ તિથિએ ગ્રહણ નહોતું."

દાન આપનાર મહારાજાધિરાજ કર્ણદેવ હતો. તેનું ઉપનામ ત્રૈલોકયમલ્લ હતું. ડૉ. બુલ્હરના મત પ્રમાણે વિક્રમ-સંવત ૧૧૨૦ થી ૧૧૫૦ સુધી રાજ્ય કરનારો ચૌલુકય રાજા કર્ણ ૧ લો આ દાનપત્રનો કર્ણ છે. રાજાએ અણહિલપાટકમાંથી આ શાસન જાહેર કર્યું હતું, અને આનંદપુર મુખ્ય શહેરવાળા એક ૧૨૬ ગામના મહાલમાં વસનારાઓને સંબોધાએલું છે. દાનમાં લઘુ-દાભી એટલે નાની ડાભીમાં એક જમીનનો ટુકડો આપ્યો હતો, જેની ઉપજમાંથી સૂનકમાં એક તળાવ ચાલુ રાખવાનું હતું. લઘુ-ડાભીમાં આપેલી જમીનની વાયવ્ય કોણમાં સંડેરા ગામ આવ્યું હતું.

અણહિલપાટક ચૌલુકયોનું મુખ્ય શહેર અણહિલવાડ છે, અને આનંદપુર હાલનું વડનગર છે. સૂનક ગામ જ્યાંથી પતરાં મળ્યાં હતાં તે હાલનું સુનક છે.

લેખના અંતમાં લેખક અને દૂતકનાં નામો તથા રાજાની સહિ આપેલી છે. લેખક કેક્કક, કાયસ્થ વટેશ્વરનો પુત્ર હતો. આ વટેશ્વર,અને ભીમ ૧ લાના વિક્રમ-સંવત ૧૦૮૬[3]ના દાનપત્રનો લેખક, કાયસ્થ કાંચનનો પુત્ર વટેશ્વર એ બન્ને એક જ લાગે છે.

આંહિ નોંધ લેવી જોઇએ કે, થોડા વખત પહેલાં મી. ફ્લીટે પ્રસિદ્ધ કરેલું ભીમદેવનું દાનપત્ર[4] ભીમ ૨ જાનું નહીં પણ ભીમ ૧ લાનું જણાય છે. કારણ કે તે આ જ વટેશ્વર, કાયસ્થ

---

૧ એ. ઈ. વો. ૧ પા. ૩૧૬ ઈ. હુલ્ઝ ૨ આ ગામ એક પછીના ચૌલુકય દાનપત્રમાં પણ આવે છે; ઈ. એ વો. ૬ પા. ૨૧૦ અને વો. ૧૮ પા. ૧૦૮. સિદ્ધપુરથી દક્ષિણે ૭॥ માઈલ પર આવેલું એક મોટું ગામ છે, અને ઘણું કરીને ગુજરાતના કડવા કુલમ્બીઓ અથવા કણબીઓનું મૂળસ્થાન ગણાય છે.— બર્જેસની ગુજરાતની મુસાફરી સંબંધી નોટ ૧૮૬૯ પા. ૫૭-૬૧. ૩ ઈ. એ. વો. ૬ પા. ૧૯૪. ૪ ઇ. એ. વો. ૧૮ પા. ૧૦૮.

કાંચનના પુત્રે લખ્યું હતું તેમ જ બન્ને દાનપત્રોનો દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રી-અડુકશર્મન હતો. આથી મી. ફ્લીટના લેખની તારીખ, સંવત ૯૩, સિંહ સંવતની ન હોઈ શકે પરંતુ ડૉ. બુહ્લરે ધાર્યું હતું[1] તે પ્રમાણે વિક્રમ-સંવત ૧૦૯૩ નું ટુંકું રૂપ હશે.

છેવટના ચૌલુક્ય રાજા ભીમ ૨ જાનાં દાનપત્રોની માફક આ દાનપત્રના અંતમાં 'इति' શબ્દ ચાલુ હસ્તાક્ષરમાં અને સુશોભિત રીતે લખેલો છે. રાજાની સહીમાં પણ ચાલુ હસ્તાક્ષરની લિપિ છે. આ અક્ષરો લેખના અક્ષરો કરતાં જરા મોટા અને જુદા આકારના છે. આ સહી કર્ણદેવની ખુદ સહીની પ્રતિકૃતિની નકલ હોય એમ સ્પષ્ટ જણાય છે.

## अक्षरान्तर

### पतरूं पहेलुं.

१ ओं विक्रमसम्वत् ११४८ वैशाख शुदि १९ सोमे । अद्येह श्रीमदण-
२ हिलपाटके समस्तराजावलीविराजितमहाराजाधिराजश्रीम-
३ त्रैलोक्यमल्ल[ : ] श्रीकर्ण्णदेवः स्वभुज्यमानश्रीमदानंदपुरप्रतिबद्धष-
४ ड्शित्यधिकग्रामशतांतःपातिनः समस्तराजपुरुषान् ब्राह्म-
५ णोत्तरांस्तन्निवासिजनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा ।
६ अद्य सोमग्रहणपर्वणि चराचरगुरुं भगवंतं भवानीपतिम-
७ भ्यर्च्य संसारासारतां विचिंत्य ऐहिकमामुष्मिकं च फलमंगीकृ-
८ त्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये सूनकग्रामे रसोषि-
९ कठक्कुरमहादेवेन कारितवाप्यै लघुडाभीग्रामे कुटुं ० ज-
१० सपाल । लाला । वकुलस्वामिनां सत्कनामोपलक्षितभूमि[ : ] पा-
११ इलां १२ वंहंति हल ४ इति हलचतुष्टयभूमी शासनेनोद-
१२ कपूर्वमस्माभिः प्रदत्ता । अस्याश्च भूमेः पूर्वस्यां

---

[1] ઇં. એ. વો. ૬ પા. ૧૮૫ અને પા. ૨૧૩ [2] વાંચો त्रैलोक्यमल्लः [3] વાંચો कुटुंबी

पतरूं बीजुं

१३ दिशि भट्टारिकाक्षेत्रं । तथा ब्राह्मणरुद्र । नेहा । ला-
१४ लाक्षेत्रं च । दक्षिणस्यां महिषरामक्षेत्रं । पश्चिमायां संडेरग्रा-
१५ मसीमा । उत्तरस्यामेव संडेरग्रामसीमा ॥ इति चतुराघाटो-
१६ पलक्षितां भूमिमेनामवगम्य तन्निवासिजनपदैर्यथादी-
१७ यमानभागभोगकरहिरण्यादि सर्वमाज्ञाश्रवणविधेयै-
१८ र्भूत्वा ऽस्यै वाप्यै समुपनेतव्यं सामान्यं चैतत्पुण्यफलं मत्वा
१९ परिपंथना केनापि न कार्या । उक्तं च भगवता व्यासेन । षष्टि-
२० र्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आच्छेत्ता चानुमंता च
२१ तान्येव नैरकं वसेत् ॥ लिखितमिदं शासनं कायस्थवटेश्वर-
२२ रसुत आक्षपटलिककेक्ककेन । दूतको ऽत्र महासांधिवि-
२३ ग्रहिकश्रीचाहिल इति [ ॥ ] श्रीकर्ण्णदेवस्य ॥

ભાષાન્તર

ૐ. વિ. સં. ૧૧૪૮ વૈશાખ શુદ્ધિ ૧૫ સોમવારે, આજે, અહીં વિખ્યાત અણહિલપાટકમાં શ્રી ત્રૈલોક્યમલ્લ ઉર્ફે શ્રી કર્ણદેવ મહારાજાધિરાજ જે સમસ્ત રાજાવલીથી વિરાજિત છે તે પોતાના ઉપભોગનાં શ્રીમદ્ આનન્દપુર વિષયમાં આવેલાં ૧૨૬ ગામ સાથેના સંબંધવાળા સમસ્ત રાજપુરૂષોને અને આ વિષયમાં વસતા બ્રાહ્મણાદિ સર્વ જનોને જાહેર કરે છેઃ—

તમને જાહેર થાઓ કે, આજે ચંદ્રગ્રહણસમયે જગતના સ્વામિ, ભવાનીના પતિ શિવની પૂજા કરીને જગતની અસારતા વિચારીને અને આ લોકમાં તેમ જ પરલોકમાં દાનનાં ફળમાં માનીને, અમે અમારા માતપિતા અને અમારા પુણ્યયશની વૃદ્ધિ અર્થે, શાસનથી, પાણીના અર્ઘ સહિત, રસોવિક (?) ઠક્કુર મહાદેવે સૂનક ગામમાં બંધાવેલાં સરોવરને લઘુ—ડાભી ગામમાં કુટુમ્બિન્ જસપાલ (યશઃ પાલ) લાલા, અને બકુલ સ્વામિની માલકીનાં અને તેમનાં નામ ધારી ૧૨ પાઈલાં (અથવા ૪૮ સેર[4]) (બીજ તરીકે) લેતી ૪ હલ એટલે (શબ્દમાં) ચાર હલવાહ ભૂમિ આપી છે. આ ભૂમિની પૂર્વે— ભટ્ટારિકાનું ક્ષેત્ર અને રૂદ્ર, નેહા અને લાલા દ્વિજોનાં ક્ષેત્રો છે; દક્ષિણે—મહિષરામનું ક્ષેત્ર; પશ્ચિમે—સણ્ડેર ગામની સીમા; ઉત્તરે તે જ પ્રમાણે સણ્ડેર ગામની સીમા. આ પ્રમાણેની ચાર સીમાવાળી ભૂમિ જાણીને અને આ શાસન સાંભળીને તેનાં પાલન અર્થે આ ભૂમિમાં વસતા જનો તે સરોવર અર્થે, અત્યાર સુધી લેવાય છે તે પ્રમાણેના સર્વ ભાગ (હિસ્સા), ઉપભોગ, કરો, સુવર્ણ વગેરે આપશે. અને ધર્મ દાનનું ફળ સર્વને સામાન્ય છે તે ધ્યાનમાં રાખીને તેના માલીકને કોઈ પ્રતિબંધ કરશે નહીં. અને ભગવાન વ્યાસે કહ્યું છે કેઃ—ભૂમિ દેનાર સ્વર્ગમાં ૬૦ હજાર વર્ષ વસે છે. તે હરી લેનાર અને તેના હરણમાં અનુમતિ આપનાર તેટલો જ સમય નરકમાં વસે છે. આ શાસન કાયસ્થ વટેશ્વરના પુત્ર આક્ષપટલિક કેક્કકથી લખાયું છે. આ દાન પત્રનો દૂતક મહાસાંધિવિગ્રહિક શ્રી ચાહિલ છે. શ્રીકર્ણદેવના સ્વહસ્ત.

---

૧ વાંચો षष्टिं वर्षसहस्राणि ૨ વાંચો आक्षेप्ता અથવા आच्छेत्ता ૩ વાંચો नरके.

૪ पाइलां १२ वहंति શબ્દોની સમજુતી માટે હું ડો. બ્યુલ્હરને આભારી છું. ડો. બ્યુલ્હરે આના ઉપર ચર્ચા કરતાં કહ્યું છે કે આ શબ્દોનો અનુવાદ માત્ર પ્રયોગાર્થે છે. 'पाइलां' ગુજરાતી શબ્દ પાઈલુંનું બહુવચન છે, જે હાલની 'પાયલી' શબ્દને મળતો હું ગણું છું. 'પાયલો' નું માપ શેર (૪°૮ પૌં.) થાય છે.

નં० ૧૪૪

# સિદ્ધરાજ જયસિંહનો ગાળાનો શિલાલેખ[1]

## વિ. સં. ૧૧૯૩ વૈ. વ. ૧૪

કાઠિયાવાડમાં ઝાલાવાડ પ્રાંતમાં ધ્રાંગધરાથી આઠ માઇલ ઉપર ગાળા અને દુદાપુર ગામથી સરખે અંતરે ચન્દ્રભાગા નદીને પશ્ચિમ કાંઠે જૂના મંદિરનાં ખંડેર છે. કાઠિયાવાડ ગેઝેટીઅરમાં તેમ જ સ્વર્ગસ્થ કર્નલ જે. ડબલ્યુ. વોટસને રચેલ ધ્રાંગધરા સ્ટેટના વૃત્તાંતમાં તેના સંબંધી સ્હેજ પણ ઈસારો નથી તે ઉપરથી એમ માની શકાય કે તે મંદિર અત્યાર સુધી કોઈના પણ જાણવામાં આવ્યું નહોતું. પરિણામે મંદિર વદન અરક્ષિત દશામાં પડેલું છે. પરંતુ હવે તે મંદિરની ઐતિહાસિક ઉપયોગિતા સ્ટેટને સમજાવ્યા પછી તેની પૂરતી સંભાળ લેવાશે એમ મને ખાત્રી છે. અત્યારે જેટલો ભાગ મંદિરનો હયાત છે તે ઉપરથી તે મંદિર કયા દેવનું હશે તેનું અનુમાન થઈ શકે તેમ નથી. સભામંડપમાં જવાનો માર્ગ એક નાની ચાલીના જેવો છે અને તેનું માપ ૮'-૪"×૬'-૪ છે. પરંતુ સભામંડપની પશ્ચિમ તેમ જ ઉત્તર બાજુએ નિજમંદિરનું નામ નિશાન નથી. માત્ર દક્ષિણ તરફ ઉત્તરાભિમુખ નાનું મંદિર છે અને તેમાં ગણેશની ખંડિત મૂર્તિ છે. આ મંદિરમાંના બધા લેખો ભૂખરા પત્થર ઉપર કોતરેલા હોવાથી ઘસાઈ ગએલા છે. જોકે આ એક લેખ પ્રમાણમાં સહુથી વધુ સુરક્ષિત છે. લિપિ લગભગ બારમી સદીની દેવનાગરી છે. માત્રા બધે હાલની માફક અક્ષરની ઉપર નહીં, પણ અક્ષરની પહેલાં લખેલ છે. ભાષા અશુદ્ધ સંસ્કૃત છે.

લેખ વિ. સ. ૧૧૯૩ વૈ. વ. ૧૪ ગુરૂવારની સાલનો છે અને તેમાં ચૌલુકય રાજા સિદ્ધરાજ જયસિંહનો ઉલ્લેખ છે. આ રાજા મૂળરાજથી સાતમો છે અને ગુજરાતમાં સધરો જયસિંગ તરીકે ઓળખાય છે. તેણે ઇ. સ. ૧૦૯૪ થી ૧૧૪૩ સુધી રાજ્ય કર્યું. સિદ્ધરાજનો આ પહેલામાં પહેલો શિલાલેખ છે.

જયસિંહદેવના બિરૂદો પૈકીનાં નીચેના ત્રણ આ લેખમાં આપેલ છેઃ ૧ સમસ્ત રાજાવલિ વિરાજિત ૨ સિદ્ધચક્રવર્તિ ૩ અવન્તિનાથ. ત્રીજી પંક્તિમાં ખજાનચી (વ્યયકરણે મહામાત્ય) અંબપ્રસાદનું નામ આપેલું છે. તે જ મંદિરમાં વિ. સં. ૧૨૧૫ ના બીજા લેખમાં બીજા અમલદાર કુલપ્રસાદનું નામ પણ વાંચી શકાય છે. આ બે નામો માટે જયસિંહદેવના પ્રસિદ્ધ થએલા લેખોમાં મેં જોયું પણ કયાંઈ મળતાં નથી, તેથી આ લેખમાંથી તે પહેલી જ વખતે જાણવામાં આવ્યાં છે.

બધી પંક્તિનો શરૂવાતનો ભાગ તેમ જ મધ્યમાંનો થોડો ભાગ ઘસાઈ ગએલ છે, છતાં લેખની મતલબ સમજી શકાય છે. લેખમાંથી સમજાય છે કે અંબપ્રસાદના સંબંધીઓએ ગણેશ તેમ જ ભટ્ટારિકાનું દેવળ બંધાવ્યું છે.

સિદ્ધરાજ જયસિંહે માળવા જિત્યાની તારીખ ચોકસ રીતે હજુ જણાઈ નથી. ઉજ્જનમાંથી મળેલા તામ્રપત્રમાં પરમાર યશોવર્માને વિ. સં. ૧૧૯૧ મહારાજાધિરાજ લખેલો છે. તે ઉપરથી સમજાય છે કે વિ. સં. ૧૧૯૧ સુધી માળવા જિતાયું નહોતું. ઉજ્જનમાં બીજો શિલાલેખ વિ. સં. ૧૧૯૫ નો મળ્યો છે, જેની હકીકત આર્કે. સ. વે. સ. ના ૧૯૧૫ આખરના રીપોર્ટમાં આપેલી છે. તેમાં સિદ્ધરાજને અવન્તિનાથ લખેલો છે. આ ઉપરથી અનુમાન કરેલું કે માળવા વિ. સ. ૧૧૯૧ અને ૧૧૯૫ વચ્ચે જિતાયું હશે. પરંતુ આ ગાળાનો લેખ વિ. સં. ૧૧૯૩ નો છે અને તેમાં સિદ્ધરાજને અવન્તિનાથ લખ્યો છે તેથી માળવા ૧૧૯૧ અને ૧૧૯૩ વચ્ચે જિતાયું હોવું જોઈએ.

---

૧ જ. બો. બ્રે. રો. એ. સો વો. ૨૫ પા. ૩૨૪ ગી. વી. આચાર્ય.

## अक्षरान्तर

१ [ श्री ] संवत् ११९३ वै[ शा ]ख वदि १४ गुराव[ द्ये ]ह [ स ]मस्त [ रा ]-
जावली विराजित महा — — वि.... ....

२ अ ... [सि]द्ध चक्रवर्ति अवंतीनाथ श्रीम[ ज्ज ]यसिंहदेव कल्याण विजय
राज्ये इत्येतस्मिन्कालेऽ — — व .... [ मा ] ....

३ ... .... [ त्र ]व्ययकरणे महामात्य श्री अंबप्रसाद प्रतिबद्ध महं [ वाल्हु ]
रा । पारि० श्रीकुमार । द्वि० पारि० केर ... णे ... ....

४ ... .... [ ळी ]दि पंचकुलेन द्रुमतीर्थ खान्यां श्रीभट्टारिका[ ख्य ]
श्रीदेवतायाः .... .... विनायकदेव कुलिकासमे[ तं ] कारितं

५ .... .... पानंदनायति ॥ मंगलं महा श्रीः ॥ शिवम[ स्तु ] सर्वजगतः
॥ छ ॥ ऽत्र ... सूत्र० म[ ह ] ... केन.

### ભાષાન્તર

પં. ૧–૨ શ્રી આંહિ આજે ગુરુવાર વૈશાખ વદિ ૧૪ સંવત ૧૧૯૩ ને દિવસે, ચક્રવર્તિ અવન્તીનાથ શ્રીમાન જયસિંહદેવના કલ્યાણકારી અને વિજયી રાજ્યમાં ... ... ...

પં. ૩ ... ... ... ... મહં [ વાલ્હુ ]ર શ્રીમાન અંબપ્રસાદ જે ખજાનચી હતો તેના સંબંધિ ... ...શ્રીમાન કુમાર ... ...તથા બીજા સેવકો ... ...પાંચ કુળથી... ... ...

પં. ૪ ... ... ... ... ...બાંધવામાં આવ્યું ... ...દ્રુમતીર્થ ખાનિમાં ગણેશના મંદિર સહિત ભટ્ટારિકા દેવીનું ... ... ...

પં. ૫ આનંદ પમાડવા માટે ... ... ...મોટું મંગળ ... ... આખું જગત સુખી રહો ... ... સૂત્રધાર મહ...થી

નં૦ ૧૪૫

# માંગરોળમાંની સોઢડી વાવમાંનો શિલાલેખ[1]

વિ. સં. ૧૨૦૨ આશ્વિન વદિ ૧૩

કાઠિયાવાડમાં પ્રાચીન શહેરો પૈકીના એક માંગરોળ નામે ગામમાં ગાદિ દરવાજેથી પેસતાં ડાબી બાજુની શેરીમાં એક વાવ છે. તે વાવમાં ઉતરતાં જમણી બાજુની દિવાલમાં ચણી લીધેલ એક પત્થર ઉપર આ શિલાલેખ છે. પત્થર સખ્ત કાળો છે અને તે સુરક્ષિત છે. તેનું માપ ૧૮ ઇંચ ×૧૫ ઇંચ છે અને તેમાં ૨૪ાા પંક્તિમાં દેવનાગરી લિપિમાં શ્લોકો લખેલા છે.

તેમાં લખેલ છે કે અણહિલપુરમાં કુમારપાળ રાજ્ય કરતો હતો ત્યારે શ્રી સહારનો પૌત્ર અને સહજીગનો પુત્ર ગોહિલ મુલુક નામે રાજા રાજ્ય કરતો હતો. તેણે પોતાના બાપની યાદ-ગીરિમાં સહજીગેશ્વર નામનું દેવળ બંધાવ્યું અને જકાતમાંથી કેટલીક ઉપજ તેને અર્પણ કરી. ચોરવાડના મહાજને પણ દેશુઆ નામની વાવ મંદિરના ઉપયોગ માટે આપી. ચોરવાડથી વિસણ-વેલિ ગામ જતાં રસ્તા ઉપર આ વાવ છે.

તેમાં વિ. સં. ૧૨૦૨ સિંહ સં. ૩૨ આપેલ છે.

---

૧ ભા. પ્રા. સં. ઈ. પા. ૧૫૮

## अक्षरान्तर

१ ॥ उँ ॥ उँ नमः शिवाय ॥ मुकुटः स हरस्य पातु वः शशिपंकेरुहकंद्कांक्षया ॥ गंगनादाचिरेण य-

२ त्र सा सुरहंसीव पपात जान्हवी ॥ कृत्वा राज्यमुपारमन्नरपतिः श्रीसिद्धराजो-यदा दैवादुत्तम-

३ कीर्त्तिमंडितमहीपृष्ठो गरिष्ठो गुणैः ॥ आचकाम ऋगित्य ( झटित्य ) चित्यम-हिमा तद्राज्यसिंहासनं श्रीमा-

४ नेष कुमारपालनृपतिः पुण्यप्ररूढोदयः ॥ राज्येऽमुष्य महीभुजोभवदिहे श्री-गूहिला-

५ ख्यान्वये श्रीसाहारइति प्रभूतगरिमाधारो धरामंडनं ॥ चौलुक्यांगनिगूहकः सहजिगः ख्या-

६ तस्तनूजस्ततस्तत्पुत्रा बलिनो बभूवुरवनौ सौराष्ट्ररक्षाक्षमाः ॥ एषामेकतमो वीरः सोम-

७ राज इति क्षितौ ॥ विख्यातो विदधे देवं पितुर्नाम्ना महेश्वरं ॥ श्रीसोमनाथदे-वस्य जगत्यां पू-

८ ण्यवृद्धये ॥ इंदुकुंदयशाश्चक्रे कीर्तिमेरुसमाश्रितं ॥ पूजार्थमस्य देवस्य भ्राता ज्येष्ठोस्य मूलुकः ॥

९ सुराष्ट्रानायकः प्रादाच्छासनं कुलशासनं ॥ ठं० श्रीसहजिगपुत्रठ० श्रीमूलुकेन श्रीसहजिगे-

१० श्वरदेवस्यानवरतपंचोपचारपूजाहेतोः श्रीमन्मंगलपुरशुल्कमंडपिकायां दिनंप्रतिका १

११ तथा तळाराभाव्यमध्यात्दिनंप्रति का १ तथा बलीवर्द्दछाटमाणकाभाव्ये( छा )टां प्रति १ क-

१२ णभृतगडकंप्रति का ४ तथा रासभछाटां प्रति का. ॥ तथा समस्तलोकेन निः-शेषवलीकारे-

१३ श्च पत्रभरांवीडहराकेरीवाटुयाप्रभृतीनां प्रत्येकंका० ॥ तथा पत्रभृतंउटभरकं प्रतिका २ ॥

१४ तथापत्रभृतगंत्रींप्रति द्रं १ क्षेत्रंप्रतिउच्चताभाव्येका १ तथा आगरमध्ये खुंटितं-खरालिहासाप्रति

---

१ ग. २ हृ ३ र्सि ४ तां. ५ ठाकोर ६ कार्षापण ७ घ्रू ८ द्रम ९ तथा

१५ का ० । तथा अनयैव स्थित्या चोरुयावाडे वलइजे च ग्राह्यं ॥ तथा लाठिवद्रा-पथके वहंतशुल्कमंडपि

१६ कामध्यात् दिनंप्रति ठ० श्रीमूलुकेन रूपकैकः प्रदत्तः ॥ तथा चोरूयावाडे न्यसमस्तवृहत्पुरुषैरे-

१७ कमतीभूय चतुराघाटनविशुद्धा यथा प्रसिद्धपरिभोगा सवृक्षमालाकुला वीसण-वेलीग्राममार्गस-

१८ मासन्ना देगुयावावीनामवापी राजानुमत्या श्रीसहजिगेश्वराय प्रदत्ता ॥ तथा श्रीवामनस्थल्यांशुल्क–

१९ मंडपिंडीपिकायांदिनंप्रति का १ तथा घृतमध्ये दिनंप्रतिका १ तथापत्रकुथ्यां-भराप्रतिपत्रशत १ तथावी

२० डहरा । केरी । वाडुया । प्रभृतिनां प्रत्येकं पत्र ५० तथातलाराभाव्यमध्यात् तांबुलिकहट्टं प्रति प्रतिदिं

२१ नंपत्र २ मडावापूग १ देवदार्यं समस्तोयं समस्तैर्भाविभूमिपैः पालनीयो नुमान्यश्च दानाच्छ्रेयोनु

२२ पालनं ॥ शिवः पात्रं जनो दाता पालकः पुण्यभाक्परं । लोपकृच्च महापापी विचार्यैवं प्रपालयेत् यत

२३ उक्तं च ॥ बहुभिर्व्वसुधा भुक्ता राजभिः सगरादिभिः यस्य यस्य यदा भूमि-स्तस्य तस्य तदाफलं ॥ श्री मद्विक्रमसं

२४ वत् १२०२ तथा श्री सिंहसंवत् ३२ आश्विनवदि १३ सोमे ॥ प्रशस्तिरियं नि( र्मिता ) ॥ कृतिरियंपरमपाशुप-

२५ ताचार्यार्यमहापंडितश्रीप्रसर्व्वज्ञस्य ॥

---

१ मंडपिकायां २ बु ३ यः ४ व ५ भु

ભાષાન્તર

શિવજીને નમસ્કાર ॥ શિવજીનો મુકુટ, એટલે જટાજૂટ તમારૂં રક્ષણ કરો. જે જટાજૂટમાં ગંગા નદી આકાશથી ઉતાવળે ઉતરી, તે જાણે ચંદ્રમા રૂપી કમળના નાળની ઈચ્છાને લીધે ઉતરતી દેવલોકની હંસણી જ હોય નહીં શું ! ( ૧ ) ઉત્તમ કીર્તિ વડે શોભાવ્યું છે ભૂતળ જેણે એવો; અને ગુણોએ કરીને મોટો એવો શ્રીસિદ્ધરાજ રાજા રાજ્ય કરીને, જ્યારે દૈવયોગથી મૃત્યુ પામ્યો ત્યારે તુરત અદ્ભુત મહિમાવાળો અને પુણ્યથી રુઢતા( નિશ્ચળતા )ને પામ્યો છે ઉદય જેનો, એવો આ કુમારપાળ રાજા તેના રાજ્યનું સિંહાસન દબાવી બેઠો (૨) આ (કુમારપાળ) રાજાના રાજ્યમા આંહિ શ્રીગૂહિલ નામના વંશમાં પુષ્કળ મોટાઈનો આધાર અને પૃથ્વીનું ઘરેણું એવો શ્રી સાહાર નામે થયો. તેનો પુત્ર ચૌલુકય( સોલંકી )ના સૈન્યનું ગોપન કરનાર (સંતાડનાર) તથા વિખ્યાત એવો સહજિગ નામે થયો. અને તેના પુત્રો પૃથ્વીમાં બળવાન અને સૌરાષ્ટ્ર દેશની રક્ષા કરવામાં સમર્થ થયા. ( ૩ ) એઓમાંનો એક શૂરવીર સોમરાજ નામે પૃથ્વીમાં પ્રખ્યાત થયો જેણે પોતાના પિતાને નામે ( સહજિગેશ્વર ) મહાદેવનું સ્થાપન કર્યું. ( ૪ ) ચંદ્ર તથા ટોલરનાં પુષ્પ સરખા યશવાળો સોમરાજ પૃથ્વીમાં પુણ્યની વૃદ્ધિ કરવા માટે શ્રી સોમનાથ દેવની કીર્તિને મેરુ પર્વત ઉપર આરોહણ કરે (બેસે) તેવી કરી. આ સોમરાજનો મોટો ભાઈ મૂલુક સૌરાષ્ટ્રનો નાયક હતો; તેણે આ મહાદેવની અખંડ પૂજા થવા માટે પોતાના વંશજોએ પાલવા લાયક વર્ષાસન કરી આપ્યું. ( ૬ ) ઠ૦ ( ઠાકોર ) શ્રી સહજિગના પુત્ર ઠ૦ (ઠાકોર) શ્રી મૂલુકે શ્રી સહજિગેશ્વર મહાદેવની કાયમ પંચોપચાર પૂજા ( સ્નાન, ચંદન, ધૂપ, દીપ, નૈવેદ્ય,) થવા માટે માંગરોળની દાણમાંડવીમાં પ્રતિદિવસ કાર્ષાપણ* ( "શબ્દ સ્તોમમહાનિધિ" નામે કોષમાં લખ્યા પ્રમાણે જેનો અર્થ પણ એટલે એક કર્ષ વજનનો ૧ ત્રાંબાનો ૧ પૈસો તેમજ દ્રમ્મનો ૧/૧૬ થાય છે તે ) એક તથા ખુશકી જકાતની ઉપજમાંથી પ્રતિદિવસ કાર્ષાપણ એક, તથા પોઠિયાની છાટ ઉપર કાર્ષાપણ એક, દાણા ભરેલ ગાડા ઉપર કાર્ષાપણ ચાર તથા ગર્દભની છાટ ઉપર કાર્ષાપણ અર્ધ, તથા સમસ્ત લોકોએ અને સર્વ વેલાળી ( નાગરવેલને ઉછેરી તેનો વ્યાપાર કરનારાઓ ) એ પાનના ભાર, જે કે બીડહરા, ( બીડા ) કેરી, વાટુયા, એવા નામથી જે શબ્દો તે વખતે ઓળખાતા હશે તે પ્રત્યેકે કાર્ષાપણ અર્ધ, પાન ભરેલા દરેક ઊંટના ભારે કા ૨ ॥ અઢી, તથા પાન ભરેલ ગાડી પ્રત્યેકે દ્રમ્મ એક ક્ષેત્ર;( ખેતર ) માં ઉત્તમ પાક થાય ત્યારે પ્રત્યેક ક્ષેત્રે ( ખેતરે ) કાર્ષાપણ એક, તથા અગર( મીઠું પાકવાની જગાએ તેના કરેલા ઢગલા )માં ખુંટી, તથા ખરાળી, અને હાસા, પ્રત્યે કાર્ષાપણ એક; અને તેજ પ્રમાણે ચોરવાડ તથા બળેજમાં પણ લેવું; ને લાઠોદરા પરગણામાં રાહાદારી જકાત માંડવીમાંથી પ્રતિદિવસે ઠ૦ શ્રી મૂલુકે એક રૂપૈયો આપ્યો તથા ચોરવાડમાં બીજા તમામ મહાજનોએ એકમત થઈને ચાર સીમાડાએ શુદ્ધ અને પ્રખ્યાતિને પામેલી તથા વૃક્ષોની ઘટાએ સહિત અને વીસણવેલી ગામના માર્ગની સામે આવેલી દેગુયા વાવ નામની વાવ, રાજાના અનુમતથી શ્રીસહજિગેશ્વર મહાદેવને આપી; તેમજ શ્રીવણથલીમાં દાણ માંડવીમાં પ્રતિદિવસ કાર્ષાપણ એક. તથા જુગટામાં પ્રતિદિવસ કાર્ષાપણ એક, તથા પાનની કોટડીમાં દિન પ્રત્યે પાન શત ( સો ) એક, તથા વીડહરા, કેરી, વાટુયા વગેરે પ્રત્યેકે પાન ૫૦ પચાશ, તથા તળારા( વળોદરા )ના ઉત્પન્નમાંથી તંબોળીના હાટ પ્રત્યે પ્રતિદિવસે પાન બે, મડાવા ( ત્રોફા ) સોપારી એક, આ સઘળો દેવભાગ છે ત સર્વ ભાવષ્યના રાજાઓએ પાળવો અને માન્ય રાખવો; કારણ કે દાન દેવાનાં કરતાં દાનનું પાલન કરવું તે શ્રેય છે. (૧) દાન લેનાર શિવરૂપ છે અને દાન આપનાર તો મનુષ્ય છે, પાળનાર પુણ્યભાગી છે અને દાનનો લોપ કરનાર મહાપાપી છે, એમ વિચારીને દાન જરૂર પાળવું. ( ૨ ) જે માટે કહેલ છે કે, સગરાદિ ઘણા રાજાઓએ પૃથ્વી ભોગવી છે; ( પણ ) જેની જેની જ્યારે પૃથ્વી હોય તેને તેને ત્યારે ફળ મળે છે: ( ૩ ) શ્રીમાન વિક્રમનો સંવત્ ૧૨૦૨ તથા શ્રીસિંહ સંવત્ ૩૨ આશ્વિન વદી ૧૩ સોમવારે આ પ્રશસ્તિ બનાવી. શ્રેષ્ઠ પાશુપતાચાર્ય ઉત્તમ મોટા પંડિત શ્રી પ્ર સર્વજ્ઞની આ પ્રશસ્તિ રચેલી છે.

---

* કાર્ષાપણ શબ્દ ૧૬ પણ તથા ૧ પણ એ બન્ને અર્થ માટે ચાલુ છે. અને પણ એટલે એક રૂપૈયા બાર ત્રાંબાનો એક પૈસો અથવા એંશી કોડીની બરાબર છે. અને ૧૬ પણનો એક દ્રમ્મ છે. હવે આ લેખમાં કાર્ષાપણ તથા દ્રમ્મ એ બન્ને શબ્દો વપરાયા છે. માટે કાર્ષાપણ નો અર્થ સોળપણ નહિ ગણતાં એકજ પણ ગણવો યોગ્ય છે.

નં० ૧૪૬

# ચૌલુકચ રાજા કુમારપાલનો ચિતોડગઢનો શિલાલેખ[1]

વિક્રમ સંવત ૧૨૦૭

આ લેખ રાજપુતાનાના ઉદયપુર સ્ટેટમાં ચિતોડગઢમાં મોકલજિના મંદિરમાં સાચવેલી એક કાળા આરસની શિલા ઉપર કોતરેલો છે.

લેખમાં ૧'×૮" પહોળી અને ૧'×૩" ઉંચી જગ્યા રોકતી ૨૮ પંક્તિઓના લખાણનો સમાવેશ થાય છે. ૧ થી ૧૪ પંક્તિઓ સાધારણ રીતે સારી સ્થિતિમાં છે. પણ પાછળની પંક્તિઓમાં અમુક લખાણનો ભાગ તદ્દન ગયો છે. બરાબર જમણી બાજુએ પત્થર છોલાઈ જવાથી અને તેવા જ કારણથી ડાબી તરફ ૨૪–૨૮ પંક્તિઓમાં ઘણા અક્ષરો પણ અદશ્ય થયા છે. લખાણની વચ્ચે ૧૭–૨૩ પંક્તિઓમાં ભંગાણ પાડતી ૩½" ચોરસ અલંકારિત ચિત્રાકૃતિ છે; જેમાં આશરે ૩½" વ્યાસવાળો એક ગોળાકાર છે. આ ગોળાકારના પરિઘની પાસે અને ચોરસની વચ્ચે ઉભી અને આડી રીતે કંઈક લખાણ (શ્લોક જેવું જણાતું) જેનો મોટો ભાગ વાંચવા માટે ઘણો ઝાંખો છે તે છે. અક્ષરોનું માપ ⅕" અને ½" ની વચ્ચેનું છે. નાગરી લિપિ છે, ભાષા સંસ્કૃત છે અને લગભગ આખો લેખ શ્લોકમાં છે. તે સંભાળપૂર્વક લખાયેલો અને કોતરેલો છે, અને લેખન પદ્ધતિના સંબંધમાં બ્ એ વ્ ના નિશાનથી જણાવેલો છે એટલું જ કહેવું આવશ્યક છે, અને દન્તસ્થાની ઉષ્માક્ષર ઘણી વખત તાલુસ્થાની માટે અને તાલુસ્થાની ઉષ્માક્ષર દન્તસ્થાની ઉષ્માક્ષર માટે એક જ વખત વપરાયો છે.

લેખ (પંક્તિ ૨૮ માં) સં. ૧૨૦૭, વિક્રમ સંવત પ્રમાણે ઈ. સ. ૧૧૪૯–૫૦ કે ૧૧૫૦–૫૧ ને મળતી તિથિવાળો છે. અને તેનો આશય ચૌલુકચ નૃપ કુમારપાલની ચિત્રકૂટ ગિરિ, હાલન ચિતોડગઢની મુલાકાત અને તે સમયે ગિરિ પર સમિદ્ધેશ્વર (શિવ) દેવના મંદિરને રાજાએ કરેલાં કેટલાંક દાનોની નોંધ લેવાનો છે. "ॐ! નમઃ સર્વજ્ઞાય" એ શબ્દો પછી લેખમાં પાંચ શ્લોક છે, જેમાંના ત્રણ શિવની શર્વ, મૃડ્ અને સમિદ્ધેશ્વરના નામથી સ્તુતિ કરે છે અને બીજા વાણીની દેવી સરસ્વતીની સહાયની આરાધના કરે છે, અને કવિઓનાં કાર્યોની સ્તુતિ કરે છે. કર્તા પછી (પં. ૫ માં) ચૌલુકચોના કુળની સ્તુતિ કરે છે. તે કુળમાં મૂલરાજ નૃપ જન્મ્યો હતો. (પં. ૬) અને તે અને તે વંશના અન્ય ઘણા નૃપો સ્વર્ગમાં ગયા હતા ત્યારે સિદ્ધરાજ નૃપાલ (પં. ૭) આવ્યો, જેની પછી કુમારપાલ (પં. ૯) આવ્યો. જ્યારે આ નૃપે શાકમ્ભરીના નૃપનો પરાજય કર્યો હતો (પં. ૧૦) અને સપાદલક્ષ મંડળ ઉજજડ કર્યું (પં. ૧૧) ત્યારે તે શાલિપુર નામે સ્થાનમાં ગયો (પં. ૧૨) અને ત્યાં પોતાની મહાન છાવણી નાંખીને તે ચિત્રકૂટ પર્વતનું મહત્ સૌન્દર્ય નિરખવા આવ્યો; મન્દિરો, મહેલો, સરવરો કે તડાગો, ઢોળાવ અને વનોની ૧૩–૧૯ પંક્તિઓમાં પ્રશંસા થઈ છે. કુમારપાલે ત્યાં જે જોયું તેનાથી તે પ્રસન્ન થયો હતો અને તે પર્વતના ઉત્તર તરફના ઢોળાવ પર આવેલા સમિદ્ધેશ્વર દેવના મન્દિરમાં આવીને (પં. ૨૨) તેણે દેવની અને તેની સહચરીની પૂજા કરી અને મન્દિરને એક ગામ (જેનું નામ સારી હાલતમાં નથી તે) આપ્યું (પં. ૨૬). બીજાં દાનો (ઘાણુક અથવા દીપ માટે તેલની ઘાણી વિગેરે) માટે પં. ૨૭ માં કહેવાયું છે, અને પં. ૨૮ આપણને કહે છે કે, આ પ્રશસ્તિ જયકીર્તિના શિષ્ય દિગમ્બરોના નાયક રામકીર્તિથી રચાઈ હતી અને ઉપર દર્શાવેલી તિથિ ટાંકે છે.

આ લખાણના સારાંશમાંથી જણાશે કે આ લેખ અતિ મહત્ત્વનો નથી; પણ એ એટલું તો જણાવે છે કે કુમારપાલનો રાજપુતાનામાં શાકમ્ભરી (સાંભર)ના રાજનગરવાળા સપાદલક્ષ મણ્ડળના નૃપ અર્ણોરાજ ઉપરનો વિખ્યાત વિજય વિ. સં. ૧૨૦૭ કે તે પહેલાં ઘણા ટુંકા સમયમાં થયો હોવો જોઈએ. જે શાલિપુર ગામમાં કુમારપાલે છાવણી કરી કહેવાય છે અને જે ગામ ચિત્રકૂટ પાસે હોવું જોઈએ તે ગામનું અભિજ્ઞાન કરવા હું અશક્તિમાન છું.

---

1. એ. ઈ. વો. ૨ પા. ૪૨૧ પ્રો. કિલ્હોર્ન

## अक्षरान्तर

१ ओं[1] ॥ नमः सर्व्व[ ज्ञा ]यैः ॥ नमो[3] ....[ स ]द्यार्च्चिदग्ध[ ग्ध ]संकल्पजन्मने ।
शर्व्वाय परम ज्योति[ र्द्धू ] स्तसंकल्पजन्मने ॥ जयतात्समृडः श्रीमान्मृडा[4]....

२ दनाम्बु[ म्बु ]जे । यस्य कण्ठच्छवी रेजे से[ शे ]वालस्येव वल्लरी ॥ यदीय
शिखरस्थितोल्लसदनल्पदिव्यध्वजं[5] समंडपमहो नृणामपि वि[ दू- ]

३ रतः पश्यतां । अनेकभवसंचितं क्षयमियर्त्ति पापं द्रुतं स पातु पदपंकजानतहरिः
समिद्धेश्वरः ॥ यत्रोल्लसत्यद्भुतकारिवाचः[6] स्फुर[ न्ति चि ]

४ चे विदुषां सदा तत् । सारस्वतं ज्योतिरनंतमंतर्विस्फूर्ज्जतां मे क्षतजाड्यवृत्ति ॥
जयंत्यज श्र ( स्र ) पीयूषविंदुनिष्यंदिनोमलाः । कवीनां [ सम ]

५ कीर्त्ती[ र्त्ती ]नां वाग्विलासा महोदयाः ॥ न वैरस्यस्थितिः[8] श्रीमान्न जलानां[9]
सभाश्रयः । रत्नराशिरपूर्व्वोस्ति चौलुक्यानामिहान्वयः ॥ तत्रो-

६ दपद्यत श्रीमान्सद्वृत्तस्तेजसां निधिः । मूलराजा( ज )महीनाथो मुक्तामणिरिवोज्व
( ज्ज्व )लः ॥ वितन्वति भृशं यत्र क्षेम( मं )सर्व्वत्र सर्व्वथा । प्रजा राज-
न्वती नून( नं ) ज-

७ ज्ञेसौ चिरकालतः ॥ तस्यान्वये[10] महतिभूपतिषु क्रमेण यातेषु भूरिषु सुर्पर्व-
पतेर्न्निवासं । प्रोर्ण्णुत्य वीध्रयशसा ककुभां सुखानि श्रीसिद्धरा

८ जनृपतिः प्रथितो व( ब )भूव ॥ जयश्रिया[11] समाश्लिष्टं यं विलोक्य समंततः
श्रांत्वा जगंति यत्कीर्त्तिज( र्ज )गा [ हे ]मरमंदिरम् ॥ तस्मिन्नमरसाम्रा-

९ जां ( ज्यं ) संप्राप्ते नियतेव्वसात्[12] । कुमारपालदेवोभूत्प्रतापाक्रांतशात्रवः
स्वतेजसा प्रसह्येन न परं येन शात्रवः । पदं भूमृच्छिरस्सूच्चैः कारि-

१० तो वं ( वं ) घुरप्यलं ॥ आज्ञा यस्य महीनाथैश्चतुरम्बु( म्बु )धिमध्यगैः ।
ध्रियते मूर्द्धभिन्नम्रे( म्रै )र्देवशेषेव सन्ततम् ॥ महीभृन्निकु( कुं )जेषु[13] शाकंभरी-

११ शः प्रियापुत्रलोके न शाकंभरीशः । अपि प्रास्तशत्रुर्भयात्कंप्रभूतः स्थितो यस्य
मत्तेभवाजिप्रभूतः[14] ॥ सपादलक्षमामर्द्य[15] नम्रीकृ-

१२ तभयानकः । [ स्व ]य[ म ]याम्महीनाथो ग्रामे शालिपुराभिधे ॥ सन्निवेश्य[16]
सि( शि )विरं पृथु तत्र त्रासितासहनभूपतिचक्रम् । चित्रकू-

---

१ चिह्नરૂપે દર્શાવેલો છે. ૨ વાંચો ज्ञाय. ૩ છંદ–શ્લોક ( અનુષ્ટુભ્ ) પછીના શ્લોકો પણ તેજ. ૪ નાશ પામેલા અક્ષરો नीव છે. ૫ છંદ–પૃથ્વી. ૬ છંદ–ઉપજાતિ. ૭ છંદ–આ શ્લોક તથા પછીના ત્રણ શ્લોકોનો અનુષ્ટુભ્ છે. ૮ वैरस्य स्थितिः એમ વિભાગ કરો. ૯ એટલે. जडानां ૧૦ છંદ વસંતતિલકા. ૧૧ આ અને પછીના ત્રણ શ્લોકોનો છંદ અનુષ્ટુભ્ ૧૨ વાંચો तेर्व्वशात् ૧૩ છંદ ભુજંગ પ્રયાત. ૧૪ અસલ मत्येभ એમ કોતરેલું હતું. ૧૫ છંદ અનુષ્ટુભ્ ૧૬ છંદ સ્વાગત.

१३ टगिरिपु[ ष्क ]रुशोभां द्रष्टुमार नृपतिः कुतुकेन ॥ यदुच्चसुरसद्माग्रोपरिष्टा-
त्प्रपतन्सदा रथं नयत्यलं मंदं मंदं भंगभयाद्रविः ॥ य-

१४ त्सौधशिखरारूढकामिनीमुखसान्निधौ । वर्त्तमानो निशानाथोलक्ष्यते लक्ष्मलेखया ॥
प्रफुल्लराजीवमनोहराननां विवृत्तपाठीनविलोललोच-

१५ —। ³— च[ भ्रूं ]गावलिरोमराजयो रथांगवक्षोरुहमंडलश्रियः ॥ परिभ्रम-
त्सारसहंसनिस्वनाः सविभ्रमा हारिमृणालवा( बा )हुकाः । वृ( बृ )हन्नितंबा-
( बा )मलवारि-

१६ —⌣— मुदे सतां यत्र सदा सरोङ्गनाः ॥ स( सु )रभिकुसुमगंधाकृष्ट-
मत्तालिमालाविहितमधुररावो˘ यत्र चाधित्यकायां । स्खलिततरणिभानुः सप्त

१७ ——⌣— – ⌣⌣ मथिषति शशत्कामिनः कामिनीभिः ॥ शुंभे
यद्वने शाखिशाखांतराले प्रियाः क्रीडया सन्निलीना निकामं । घने [ प ]—

१८ ⌣– – ⌣– –⌣– [ णां ] [ त ]नूगंधसक्तालयः सूव[ च ]यंति ॥ प्रापै
कदापि न या हृदये शं सानुनयं समया हृदयेशं । यद्वनमेत्य सु[ सं ? )-

१९ ⌣⌣– – –⌣⌣ - ⌣⌣– [ र ]तरागं ॥ एवमादिगुणे˘ दुर्गे स्वर्गे वा
भुवि [ सं ]स्थिते । राजा जिष्णुः परप्रीत्या संचरन्निजलील—

२० या ॥ ति ........[ ता ? ]श्चर्यसंकुलम् । ददर्शागाधगंभीरस्वच्छं स्वमिव मान-
सम् ॥ निर्म्मलं सलिलं यत्र पि-

२१ हितं प[ द्मि ]—⌣ — । ... जे नीलाब्ज( ब्ज )राग[ भू ]श्रियम् ॥
विमुच्य व्योमपातलरसा यत्र त्रिमार्ग्गगा । लोका-

२२ न् पु[ नाति ]....... ⌣–⌣– ॥ [ त ]स्योत्तरतटेद्राक्षीन्नग्रामरसमर्चितं ।
श्रीसमिद्धेश्वरं देवं प्रसिद्धं

२३ जगत्ती ⌣— ॥ ... ....⌣—⌣ते । त्रैसंध्य[ तू ]र्यनादेन कलि( लिं )
निर्भर्त्सयन्निव ॥ य [ त्त्त ? ] वस्याधिपत्येस्थात्पुरा भ-

२४ द्वारिकोत्त [ मा । ].... [ वि ] नृपाभ्य [ र्च्या ? ]....⌣–⌣— ॥ तस्याः
शिष्याभवत्साध्वी सुव्रतव्रातभूषिता । गौरदेवीति वि[ ख्या ] .... [ ता ? ]
कृतोद्यमा ॥ सु[ मनो ? ]....

---

१ છંદ આ તથા પછીના શ્લોકનો—અનુષ્ટુભ્ ૨ આ અને પછીના શ્લોકનો છંદ વંશસ્થ. ૩ આંહી લોક થએલા અક્ષરો કદચ નાઃ । प्रम છે. ૪ આંહિ લોપ થએલા અક્ષરો કદાચ राशयी છે. ૫ છંદ માલિની. ૬ છંદ ભુજંગપ્રયાત. ૭ છંદ દોધક ૮ આ તથા પછીના બધા શ્લોકો છંદઃ અનુષ્ટુભ

२५ संसेव्या [मा ?]... यविनाशिनी । दुर्ग्गा हि...... ⏑–⏑ [ ता ] ॥ यत्तपः पावनं वीक्ष्य पवीत्रीकृतसज्जनं । सस्मरुः पूर्व्वयमि.... ⏑–⏑– ॥ शिवं प्रपूज्य त[ त्र ]....

२६ ....[ म ]गमत्प्रभुः । प्रणम्य [तावुभौ ?] भक्त्या सि ( शि ) रसा ⏑–⏑– ॥ [ तस्वां ]तः पूजार्थं हरपादयोः कुमारपालदेवोदाद्ग्रामं श्री ⏑– ⏑— ॥ [1].... स्यां दिश्याराम....

२७ टा दक्षिणपूर्व्वोत्तरंपश्चिमतः सरःपाली भूणादित्य.... राज .... दीपार्थं घाण-कमेकं सज्जनोप्यदात् दंडनाथ.... मेतद्दानम....

२८ श्रीज( य )कीर्त्तिशिष्येण[2] दिगंव( ब )रगणेशिना । प्रशस्तिरीदृशी चक्रे .... श्रीरामकीर्त्तिना ॥

संवत् १२०७ सूत्रधा........[3]

---

१ આહિથી તે પંક્તિ ૨૭ મીના અંત સુધીના ગદ્યભાગમાં કેટલા અક્ષરોનો લોપ થયો છે તે કહેવું અશક્ય છે ૨ છંદ શ્લોક અનુષ્ટુભ્. ૩ આ પંક્તિ પછી નીચે કેટલાક વધારે અક્ષરો સફાઈ વગરના કોતરેલા છે; પરંતુ છાપની અંદર તેઓ તદ્દન અવાચ્ય છે.

નં૰ ૧૪૭

# કુમારપાલના રાજ્યની વડનગર પ્રશસ્તિ[1]

**વિક્રમ સંવત ૧૨૦૮ આશ્વિન સુદિ ૫ ગુરૂવાર.**

**( પુનઃ લખાઈ—વિ. સં. ૧૬૮૯ ચૈત્ર સુદ ૧ ગુરૂવાર )**

સાથેની વડનગર પ્રશસ્તિની આવૃત્તિ ભાવનગરના વજેશંકર. જી. ઓઝાએ મોકલેલી કાગળની છાપ તથા ઉપયોગી અક્ષરાન્તર ઉપરથી બનાવી છે. તેઓના પ્રાચીન વસ્તુઓ સંબંધી ઉત્સાહને લીધે પશ્ચિમ હિન્દના લેખોનો ઘણો મોટો ભાગ મળી શકયો છે. પ્રુફો સુધારવામાં, મી. એચ. કઝીન્સે તૈયાર કરેલી એક છાપ ડો. બર્જેસે મને આપી હતી તેનો પણ મે ઉપયોગ કર્યો છે.

મી. એચ. એચ. ધ્રુવે ઈ. એ. વો. ૧૦ પા. ૧૬૦ માં પ્રથમ ધ્યાન ઉપર આણેલો આ લેખ વડનગરમાં સામેલા તળાવ પાસે અર્જુન બારીમાં એક પત્થરના ટુકડામાં કોતરેલો છે છાપ ઉપરથી અનુમાન કરતાં તે ટુકડો ૩૫½ ઈંચ ઉંચો અને ૩૨ ઇંચ પહોળો લાગે છે, અને ખરાબ રીતે કોતરેલી સાધારણ નાગરી લિપિની ૪૬ પંક્તિઓ છે. એકંદરે તે સુરક્ષિત છે. ફક્ત મધ્યમાં ૧૯ મી પંક્તિ પત્થરમાં ફાટ પડવાથી આખી નાશ પામી છે, અને ૧૭, ૧૮ તથા ૨૦ મી પંક્તિઓને થોડું ઘણું નુકશાન થયું છે. ૨૬ તથા ૨૭ મી પંક્તિઓના અંતના થોડા અક્ષરો નાશ પામ્યા છે. ભાષા સંસ્કૃત છે, અને પ્રસ્તાવિક પ્રાર્થના તથા અંતના ભાગ સિવાય આખો લેખ પદ્યરૂપ છે.

આ લેખમાં, ચૌલુક્ય રાજા કુમારપાલે વિક્રમ સંવત્ ૧૨૦૮ માં બંધાવેલા આનંદપુર નગરના કિલ્લા ઉપરની શ્રીપાલની પ્રશસ્તિની નકલ તથા વિક્રમ સંવત્ ૧૬૮૯ માં કરેલા જીર્ણોદ્ધાર વખતે આ નકલના બનાવનારે કરેલા બે વધારાના શ્લોકો છે. શ્રીપાલની કવિતા શિવની પ્રાર્થના તથા બ્રહ્માને સંબોધિત મંગલથી શરૂ થાય છે. ( શ્લોક ૧ ) ત્યાર પછીના સાત શ્લોકો ( ૨–૮ )માં ચૌલુક્યોનો ઉદ્ભવ, તે વંશના મૂળ પુરુષનું નામ, તથા ગુજરાતના પહેલા આઠ ચૌલુક્ય રાજ્ય કર્તાઓનું વર્ણન આપ્યું છે. બીજે સ્થળેથી જણાયેલા રાજાઓની નોંધ સાથે આ નોંધ મળતી આવે છે.

૧. મૂલરાજ.
૨. તેનો પુત્ર ચામુણ્ડરાજ.
૩. તેનો પુત્ર વલ્લભરાજ.
૪. તેનો બંધુ દુર્લભરાજ.
૫. ભીમદેવ.
૬. તેનો પુત્ર કર્ણ.
૭. તેનો પુત્ર જયસિંહ—સિદ્ધરાજ.
૮. કુમારપાલ.

દરેક રાજાના નામ સાથે આપેલી ઐતિહાસિક નોંધમાં ખાસ જાણવા જેવું કંઈ નથી. પરંતુ લેખની પ્રાચીનતાને લીધે તે ઉપયોગી છે. આ લેખ જૂનામાં જૂના પ્રબંધ, હેમચંદ્રના ‘ દ્વયાશ્રય કાવ્ય ’ જેટલો પ્રાચીન છે. મૂલરાજ વિષે ( શ્લોક ૫ માં ) કહ્યું છે કે “ તેણે ચાપોત્કટ રાજાઓનું દ્રવ્ય, તેઓને જિતીને, વિદ્વાન, બંધુજનો, બ્રાહ્મણો, કવિઓ તથા સેવકજનોના ઉપભોગ માટે અર્પણ કર્યું. ” મૂલરાજનાં જમીનનાં દાનમાં ( ઈ. એ. વો. ૬ પા. ૧૯૨ ) પણ ઉપર પ્રમાણે કહ્યું છે કે “ તેણે પોતાનાં બાહુબળ વડે સરસ્વતી નદીનો પ્રદેશ જિત્યો, ” અને આથી

---

૧ એ. ઈ. વો. ૧ પા. ૨૯૩ વજેશંકર જી. ઓઝા તથા જી. બ્યુલ્હર.

એમ ધારવાને એક વધુ પ્રમાણુ મળે છે કે પહેલા ચૌલુકચે જિત મેળવીને ગુજરાત લીધું હતું; અને પ્રબંધમાં કહ્યું છે તેમ પોતાના નજીકના સંબંધી છેલ્લા ચાપોત્કટને દગાથી મારીને નહિ. ૬ ઠ્ઠા શ્લોકમાં ચામુંડે સિંધના રાજાને લડાઈમાં હરાવ્યાનું કહ્યું છે. આ બાબત બીજા કોઈ લેખમાં આપી નથી, પણ અસંભવિત નથી. કારણ કે ચૌલુકચના રાજ્યની પશ્ચિમની સીમા ઉપર સિંધ આવ્યું હતું, તથા ત્યાર બાદ ભીમદેવ અને તેનો પુત્ર કર્ણ બન્નેને ત્યાંના રાજાઓ સાથે વઢવાડ હતી. વલ્લભરાજ વિષે લેખમાં ( શ્લોક ૭ ) કહ્યું છે કે તેણે માળવા ઉપર ચઢાઈ કરી હતી. આ હકીકત " કીર્તિ કૌમુદી, " "સુકૃતસંકીર્તન" તથા ત્યાર પછીના ' પ્રબંધ 'માં પણ આપી છે, જ્યારે હેમચંદ્રનું આ વિષે મૌન છે. જ્યાં સુધી સોમેશ્વર અને અરિસિંહની સાક્ષીને તેઓની પહેલાંનો પુરાવાનો ટેકો નહોતો મળ્યો ત્યાંસુધી આ હકીકતમાં સંશય રહેતો હતો. હવે આ દંતકથાની સચ્ચાઈ ઉપર દોષારોપણ થઈ શકે તેમ નથી; દુર્લભરાજે લાટ જિત્યો એમ કહ્યું છે. પણ આ પરાક્રમનું વર્ણન બીજે કયાંઈ આપ્યું નથી. સાધારણ રીતે મધ્ય ગુજરાતને ચૌલુકયોના રાજ્ય સાથે મૂલરાજે જોડયું, એમ ગણાય છે. આપણી પ્રશસ્તિમાં ભીમદેવે ધારા જિતવાનું લખ્યું છે તે પણ તેટલીજ જાણવા જેવી હકીકત છે. આ હકીકત પણ " કીર્તિકૌમુદી, સુકૃતસંકીર્તન " અને ત્યાર પછીના ' પ્રબંધ 'ની હકીકતને મળતી આવે છે. તેમાં લખ્યું છે કે ભીમે ભોજનો નાશ કરાવ્યો. આ બાબત હેમચંદ્રે લક્ષમાં લીધી નથી, તે વાત હવે નિરૂપયોગી છે.

દુર્ભાગ્યે જયસિંહ–સિદ્ધરાજ સંબંધી શ્લોકો ( ૧૧–૧૩ ) ભૂંસાઈ ગયા છે. ફક્ત એક જ શ્લોક આખો છે. તેમાં કહ્યું છે કે તેણે માળવાના રાજા યશોવર્માને બંદિવાન કર્યો હતો, તથા તેને પારસમણિ અગર અર્ક મળ્યો હતો તે વડે પોતાની સર્વ પ્રજાનું કરજ આપ્યું હતું. ૧૨ મા શ્લોક ઉપરથી જણાય છે કે ભૂતપ્રેત ઉપર તેની સત્તા હતી. આથી જણાય છે કે, હેમચંદ્રના દ્વયાશ્રય કાવ્યમાં છે તેમ, શ્રીપાલને પણ પોતાના સ્વામીને અલૌકિક સત્તા આપવાની જરૂર જણાઈ હતી. કુમારપાલ સંબંધી પાંચ શ્લોકો, ૧૪થી૧૮, તેણે મેળવેલી બે પ્રખ્યાત જિતની બહુ પ્રશંસા આપે છે. તેમાંની એક, ઉત્તરના, એટલે રાજપૂતાનામાં શાકંભરી–સાંભરના રાજા અર્ણોરાજ ઉપર મેળવેલી, તથા બીજી પૂર્વમાં માળવાના રાજા ઉપર મેળવેલી હતી. માળવાના રાજાએ સ્વદેશનું રક્ષણ કરતાં પોતાની જીંદગી ગુમાવી હોય એમ લાગે છે, કારણ કે ૧૫ મા શ્લોકમાં કહ્યું છે કે, તેનું મસ્તક કુમારપાલના મહેલના દ્વાર ઉપર લટકાવ્યું હતું, તથા ૧૭ મા શ્લોકમાં પણ ફરીથી તેનાં છેદાયેલા મસ્તક વિષે લખ્યું છે.

આ બન્ને લડાઈઓ બીજાં ઘણાં સ્થળે આપેલી છે. તેમ છતાં આપણી પ્રશસ્તિમાંથી જાણવું જરૂરનું છે કે, તે લડાઈઓ વિક્રમ સંવત્ ૧૨૦૮ પહેલાં બંધ થઈ હતી. અત્યાર સુધી, નાંડોલના દાનપત્રના આધારે ફક્ત એટલું જ કહી શકાતું હતું કે, અર્ણોરાજને વિક્રમ સંવત્ ૧૨૧૩ પહેલાં જિતવામાં આવ્યો હતો. હવે આપણે જાણીએ છીએ કે જયસિંહે અગાઉ ગુજરાત સાથે જોડી દીધેલા માળવામાં થયેલો બળવો પણ પાંચ વર્ષ વહેલો દાબી દીધો હતો.

શ્લોક ૧૯ થી ૨૯ માં બ્રાહ્મણોનાં પ્રાચીન રહેઠાણ નગર અથવા આનંદપુર તથા તેને ફરતા કુમારપાલે બંધાવેલા કિલ્લાનાં વખાણ, તથા તેના લાંબા આયુષ્ય માટેની ઇચ્છા દર્શાવેલ છે. આનંદપુર જેને હાલ સાધારણ રીતે વડનગર અથવા સંસ્કૃતમાં વૃદ્ધિનગર કહેવામાં આવે છે તે વડોદરા રાજ્યના કડી ડિસ્ટ્રિકટના ખેરાળુ મહાલમાં આવ્યું છે. હ્યુએન સીઆંગના પ્રવાસ ( સી-યુ-કિ, વો ૨. પા. ૨૬૮ )માં તેના અસ્તિત્વની વહેલામાં વહેલી નોંધ છે. ત્યાર બાદ થોડા સમય પછી તેનું નામ વલભીનાં જમીનનાં દાનપત્રોમાં આવે છે. અને જ્યાં શીલાદિત્ય ૬ ઠ્ઠા ધ્રૂભટે તેનું ( ગુપ્ત )-સંવત ૪૪૭×નું શાસન કાઢયું હતું તે કદાચ આજ આનંદપુર હોય.

× ઈ. એ. વો. ૭ પા. ૮૧ અને કો. ઈ. ઈ. વો. ૩ પા. ૧૭૧ વગેરે

ગુજરાતના બ્રાહ્મણોમાં સૌથી અગત્યની નાગર જ્ઞાતિનું આ અસલ નિવાસસ્થાન છે, એ જાણીતું છે. આ જ્ઞાતિ ગુજરાતના રાજાઓ સાથે બહુ મોટી વગ ધરાવતી હતી એ હકીકત ૧૦ મા સૈકાથી સિદ્ધ થતી આવી છે. આ સ્થળનું પ્રાચીન મહત્ત્વ જોતાં, પ્રશસ્તિમાં કહ્યું છે તેમ જો તેની આસપાસ કુમારપાલના રાજ્ય પહેલાં કિલ્લો ન હોય તો એ આશ્ચર્યકારક છે.

શ્લોક ૩૦ માં કર્તાનું નામ આપ્યું છે. તેમાં કહ્યું છે કે, શ્રીપાલને જયસિંહ-સિદ્ધરાજે બંધુ તરીકે સ્વીકાર્યો હતો, અને તેણે " कविचक्रवर्तिन् " ' કવિઓમાં સર્વોપરિ રાજા ' નો ઈલ્કાબ ધારણ કર્યો હતો. જયસિંહના રાજકવિ તરીકે "પ્રબંધો" માં શ્રીપાલનું ઘણી વાર નામ આવે છે. ' પ્રભાવક ચરિત્ર ' માં તેની મુખ્ય કૃતિ તરીકે ' વૈરોચનપરાજય ' આપી છે, અને કહ્યું છે કે, શ્રીસ્થલ–સિદ્ધપુરના રૂદ્રમહાલય તથા દુર્લભરાજ મેરૂ માટે તેણે પ્રશસ્તિઓ લખી હતી. ' પ્રબંધચિન્તામણિ ' માં મેરૂતુંગે, અણહિલવાડ-પાટણ પાસે જયસિંહે ખોદાવેલા પ્રખ્યાત સહસ્રલિંગ તળાવની તેણે કરેલી પ્રશંસા વિષે લખ્યું છે. તેનો એક શ્લોક સારઙ્ગધરે " પદ્ધતિ " ૧૩૩, ૭ ( નં૦ ૩૭૮૯, પીટર્સન )માં લીધેલો છે. આપણી પ્રશસ્તિમાંથી જણાય છે કે તેનો રાજકવિ તરીકેનો અધિકાર કુમારપાલ પાસે પણ ચાલુ રહ્યો હતો. રાજશેખરના ' પ્રબંધકોશ ' પ્રમાણે, તેના પછી તેનો પુત્ર રત્નપાલ આવ્યો હતો.

આ પ્રશસ્તિનો લેખક નાગર બ્રાહ્મણ પંડિત વાલણ હતો, અને તારીખ વિ. સં. ૧૨૦૮ ના આશ્વિન સુદિ ૫ ( ? ) ગુરૂવાર ઇ. સ. ૧૧૫૦ અને ૧૧૫૨ વચ્ચે આવવી જોઈએ. તે કદાચ ઇ. સ. ૧૧૫૧ ના સપ્ટેંબરની ૨૮ ને ગુરૂવાર હશે.

વેણી, એટલે વેણીલાલ અથવા વેણીદાસના પુત્ર નાગર જોશી વિષ્ણુજીએ ઉમેરેલા બે શ્લોકોમાંના પહેલા શ્લોકમાં કિલ્લાનો જીર્ણોદ્ધાર તથા કેટલાક ભાગોનું સમારકામ અમુક રાજાએ કે જેનું નામ વાંચી શકાતું નથી, તેણે કર્યા વિષેનું વર્ણન છે; તથા જે સ્થળેથી આ શિલા મળી આવેલ છે તે અર્જુનબારિકા, એટલે અર્જુન બારી પણ તેમાં આપેલી છે. બીજામાં તિથિ વિ. સ. ૧૯૮૯ ચૈત્ર સુદિ ૧, ગુરૂવાર આપેલી છે.

## अक्षरान्तर

१ ओं ॥ ओं नमः शिवाय ॥ ब्रह्माद्वैतधिया मुमुक्षुभिरभिध्यातस्य बद्धाक्षरै रिछाशक्तिमाभिष्टवीमि जगतां पत्युः श्रुतीनां निधेः । या व्यापारित-

२ संहृतैः स्वसमयं ब्रह्मांपिंडैर्न्नवैः । क्रीडंती मणिकंदुकैरिव स स्वच्छंदमाह्लादते॥१[॥][1] गीर्वाणैर्व्वीतगर्वै दनुजपरिभवात्प्रार्थितस्त्रायकार्थं । वेधाः संध्या-

३ नमस्यन्नपि निजचुलुके पुण्यगंगांबुपूर्णे । सद्यो वीरं चुलुक्याह्वयमसृजदिमं येन कीर्त्तिप्रवाहैः पूतं त्रैलोक्यमेतन्नियतमनुहंरत्येव हेतो फलं श्रीः ॥ २ [॥][2]

४ वंशः कोपि ततो बभूव विविधाश्चर्यैकलीलास्पदं । यस्माद्भूमिभृतोपि वीतगणिताः प्रादुर्भवंत्यन्वहं । छायां यः प्रथितप्रतापमहतीं धे विपन्नोपि सन् । यो

५ जन्यावधि सर्वदापि जगतो विश्वस्य दत्ते फलं ॥ ३ [॥][3] वंशस्यास्य यशः प्रकाशनविधौ निर्मूल्यमुक्तामणिः । क्षोणीपालकिरीटकल्पितपदः श्रीमूलरा-

६ ... ... ... ... ... ... ... जोऽभवत् । यो मूले कलिदावदग्धनिखिलन्यायाद्रुमोत्पादने । यो राजेव कै‍रै प्रकामशिशिरैः प्रीतिं निनाय प्रजाः ॥ ४ [॥][4] यश्चापोत्कटराजराज्यकमलां स्व-

७ ... ... ... छंदवंदीकृतां विद्वद्बांधवविप्रबंदिभृतकव्यूहोपभोग्यां व्यधात् यत्खड्गाश्रयिणीं तदा श्रियमलं युद्धस्फुरद्विक्रमक्रोताः सर्वदिगंतरक्षितिभुजां

८ ... ... ... लक्ष्म्यश्चिरं भेजिरे ॥ ५ [॥] सूनुस्तस्य बभूव भूपतिलकश्चामुंडराजाह्वयो यद्गंधद्विपदानगंधपवनाघ्राणेन दूरादपि । विभ्रस्यन्मदगंधभग्नक-

९ ... ... ... रिभिः श्रीसिन्धुराजस्तथा । नष्टः क्षोणीपतिर्यथास्य यशसां गंधोपि निर्नाशित ॥ ६ [॥][5] तस्माद्वल्लभराज इत्यभिधया क्ष्मापालचूडामणि-

१० यज्ञे साहसकर्मनिमितचमत्कारक्षमामंडलो यत्कोपानलजृंभितं पिशुनया तत्संप्रयाणश्रुतिक्षुभ्यन्मालवभूपचक्रविकसन्मालि-

११ ... ... ... न्यधूमोद्गमः ॥ ७ [॥][6] श्रीमदुर्भराजनामनृपतिर्भ्रातास्य राज्यं दधे । शृंगारेपि निषिणधीः परवधूवर्गस्य यो दुर्लभः । यस्य क्रोधपरामृणस्य किमपि भ्रूवल्लरी भंगुरा-

१२ सद्यो दर्शयति स्म लारवसुधाभंगस्वरूपं फलं ॥ ८ [॥][7] भीमोपि द्विषतां सदा प्रणयिणां भोग्यत्वमासेदिवान् । क्षोणीभारमिदं बभा-

---

૧ શ્લોક ૧ છંદ શાર્દૂલવિક્રીડિત. વાંચો स्वसमये; ब्रह्मांडपिं; सदा स्वच्छंदमा ૨ છંદ સ્રગ્ધરા. વાંચો संध्यां; मनुहरत्येव हेतोः ૩ છંદ ૩–૨૭ શ્લોક શાર્દૂલવિક્રીડિત વાંચો दध्रे विपन्नोपि ૪ વાંચો मूलं; न्यायद्रुमोत्पादने; करैः ૫ વાંચો क्षोणिपतेर्यथा; निर्नाशितः ૬ વાંચો जज्ञे; निर्मित; पिशुनयत्येतत्प्रयाण ૭ વાંચો श्रीमद्दुर्लभराज; निषण्ण; क्रोधपरायणस्य; लाट.

१३ ... ... ... ...र नृपति [:] श्रीभीमदेवो नृपः । धारापंचकसाधनैकचतुरै-
स्तद्वाजिभिः साधिता । क्षिप्रं मालवचक्रवर्त्तिनगरी धारेति को विस्मयः ९[॥] त-
१४ स्माद्भूमिपतिर्बभूव वसुधाकर्णावतंसस्फुरत्कीर्त्तिप्रीणितविश्वकर्णविवरः श्रीकर्णदेवा-
ह्वयः । येन ज्याप्रथितस्वनं च्युतशरं धर्मं पुर-
१५ ... ... ... ... ... स्कुर्वता न्यायज्ञेन न केवलं रिपुगणः कालोपि
विद्ध [ : ] कलिः ॥ १० [ ॥ ][1] दप्यन्मालवभूपबंधनविधित्रस्ताखिलक्ष्मापति·
भक्तयात्कृष्टवितीर्णदर्शनशिव
१६ ... ... ... ...[ मू ]त्त्प्र[ भ ]वोदयः । सद्य सिद्धरसानृणीकृतजग-
द्गीतापमानस्थितिर्जज्ञे श्रीजयसिंहदेवनृपतिः सिद्धाधिरजिस्ततः ॥ ११ [ ॥ ][2]
वश्या वेश्म रसा-
१७ ... ... ... तलं च विलसद्भोगि [ त्वचं प्राविशन् ] । - [ सं ]
भोक्तुम— ि ⏑— ⏑ ⏑ ⏑— क्षत्राणि रक्षांसि च ॥ यः क्षोणिधरयागिनीं
च सुमहाभोगां सिषेवे चिरं हेला-
१८ सिद्धरसाः स [ दा ] क्षितिभुज- - ⏑ - - - ⏑ रे १२ [॥]- - तीतवितीर्ण-
दाननिवहैः संपन्नपुण्योच्चयः । क्रीडाक्रांतदिगंतराल-
१९ ... .... ... [ सकल ] - - ⏑ - - - ⏑ - [ । ] - - - ⏑ ⏑ —
⏑ ⏑ ⏑ - - - ⏑ - - - ⏑ - [ ॥ १३ ॥ ][3] - - -
२० ... ... कुलभूप — ⏑ ⏑ ⏑ - - - वलंब ⏑ - क्रीडाक्रोड इवोद्दधार
वसुधां देवाधिदेवाज्ञया । देवः [ सोथ ]कुमारपालनृपतिः श्रीराज्यचूडाम-
२१ ... ... ... ... ... ... ... णि - - गांदवतीर्णवान् हरिरिति
ज्ञातः प्रभावाज्जनैः ॥ १४ [ ॥ ][4] अर्णोराजनराधिराजहृद[ ये ]क्षि[ प्त्वै ]
कबाणव्रजाश्वयोतल्लोहिततर्प-
२२ णादमदयच्चंडी भुजस्थायिनीं । द्वारालंबितमालवेश्वरशिरः पद्मेन यश्चाहरल्लीला-
पंकजसंग्रहव्यसनिनीं चौलुक्यराजान्वयः ॥ १५ [ ॥ ][5]
२३ शुद्धाचारनवावतारसरणिः संधर्मकर्मक्रमप्रादुर्भावविशारदो नयपथप्रस्थानसार्था-
धिपः । यः संप्रत्यवतारयन् कृ-
२४ ... ... ... तयुगं योगं ⏑ ` लंघयन् [ म ]न्ये संहरति स्म भू[ मि ]
वलयं कालव्यवस्थामपि ॥ १६ [ ॥[6] ] प्रत्यू— ⏑ ⏑ खंडितांगुलिद[ लै ]:
पर्युल्लस [ त्पल्ल ]-

१ वांचो वसुधाकर्णावतंसः २ वांचो शिवो मूर्त्तं; सद्यः; जगद्गीतोपमान; नृपतिः; सिद्धाधिराजस्ततः कौंसमां मूकेला अक्षरो बहु स्पष्ट नथी. ३ श्लो. १२ अने १३नी स्थिति घणी खराब होवाथी एमां सुधारावधारा सूचववानुं हुं योग्य धारतो नथी. ४ चोथा पादना शरूआतना बे अक्षरो कदाच यैः स्व. होई शके. ५ वांचो व्रजं; चंडीं. कौंसमां जणावेला अक्षरो तद्दन चोक्कस नथी. ६ वांचो सद्धर्म; कलेर्लंघयन

२५ .. ... ... वी नष्टोदीच्यनराधिपोज्जितसितछत्रैः प्रसूनोज्वलः । छिन्न-
प्राच्यनरेंद्रमालिकमलै प्रौष्यत्फलद्योतित छाया दूरमवर्द्धयन्निज-

२६ .... .... कुले यस्य प्रतापद्रुमः ॥ १७ [॥][१] आचारः किल तस्य रक्षण-
विधिविन्नेशानिर्नाशितप्रत्यूहस्य फलावलोकिशकुनज्ञानस्य मं[ त्रान्व ]यः ।

२७ .... .... .... देवीमंडलखंडिताखिलरिपोर्युद्धं विनोदात्सवः ।
श्रीसोमेश्वरदत्तराज्यविभवस्याडंबरं वाहिनी ॥ १८ [॥][२] राज्ञानेन च भुज्य–⏑⏑

२८ ... .... .... .... भगा विश्वंभरा विस्फूरद्रलद्योतितवारिराशिरशनां
शीताद्रिविंध्यस्तनीं । एता भूषयदस्थिकुंडलमिव श्रुत्याश्रयं ष्टता विभ्रा[ णा ] ⏑

२९ .... .... गराह्वयं द्विजमहास्थानं सुवर्णोदयं ॥ १९ [ ॥ ][३] आन्नाादि
ऋषिप्रवर्त्तितमहायज्ञकमोत्तंभितैर्यूपैर्दत्तकरावलंबनतया पादव्यपेक्षाच्युतः ।

३० धर्मोत्रैव चतुर्युगेपि कलिनानंदः परिस्पंदते तेनानंदपुरेति यस्य विबुधैर्नामांतरं निर्मि-
तं ॥ २० [ ॥ ] आश्रातद्विजवर्गवेदतुमुलैर्बाधिर्यमारापि-

३१ ... ... ... ... तः शश्वद्धोमहुताशधूमपटलैरांध्यव्यथां लंभितः ।
नानादेवनिकेतनध्वजाशिसाघातैश्च खंजीकृतो यस्मिन्नद्य कलि स्वकालविहितोत्सा-

३२ ... ... ... ... ... ... ह्यापि नोत्सर्पति ॥ २१ [ ॥ ]
सर्पद्विप्रवधूजनस्य विविधालंकाररत्नांशुभिः स्मेराः संततगीतमंगलरवैर्वाचालतां
प्रापिताः । अस्तांतोत्सवलक्ष्यमाण-

३३ ... ... ... ... विभात्कर्षप्रकाशस्थितौ मार्गा एव वदंति यत्र नृपतेः
सौराज्यसंपद्गुणं ॥ २२ [ ॥ ][६] अस्मिन्नाकराक्षमापद्विजजनस्त्राणं करोत्यध्वरै
रक्षां शांतिकपौष्टिकै वितनुते

३४ ... ... ... ... भूपस्य राष्ट्रस्य च । मा भूत्तस्य तथापि तीव्रतपसो
बाधेति भक्त्या नृपो । वप्र विप्रपुराभिरक्ष[ ण ]कृते निर्मापयामास सः २३ [ ॥ ][७]
अस्मिन्वप्रगुणेन तोय-

३५ ... ... ... निलयाः प्रीणंति लोकं जलैः कामं क्षेत्रभुवोपि वप्रकलिता-
स्तन्वंति धान्यश्रियं । एवं चेतसि संप्रधाय सकलब्रह्मोपकारेछया । चक्रे वप्र-
विभूषितं

---

१ જાણે કે પ્રથમ અવાચ્ય શબ્દમાં એક પદ વધારાનું હોય એમ દેખાય છે. વાંચો પોજ્ઝિત; मौक्तिकफलैः; प्रुष्यत् અથવા शुष्यत्; द्योतितच्छायां. ૨ વાંચો विधिर्वि; ज्ञानं तु; विनोदोत्सवः ૩ વાંચો भुज्यमानसुभगा; रशना; स्तनी; एषा; तिष्ठति; नगराह्वयं. ૪ વાંચો कलिता. ૫ વાંચો अश्रान्त; आरोपितः; शिखाघातैश्च; कलिः; त्साहोपि ૬ વાંચો विभवोत्कर्ष. ૭ વાંચો अस्मिन्नागर वंशजद्विज; पौष्टिकैर्वि; वप्रं.

લે. ૬૪

३६ … … … पुरमिदं चौलुक्यचूडामणिः ॥ २४ [ ॥ ][1] पादाक्रांतरसा-
तलो गिरिरिव श्लाघ्यो महाभोगतः शृंगारीव तरंगिणीपतिरिव स्फारोदयद्वारभूः ।

३७ स्सर्पत्कपिशीर्षको जय इव क्रव्यादनाथद्विषां नारीवर्ग रावेष्टकांत[ रु ]चिरः
सालोयमालोक्यते ॥ २५ [ ॥ ][2] भोगाभोगमनोहरःपणशतैरुत्तुंग-

३८ … … … … … गतां धारयन् यातः कुंडलितां च यज्ञपुरुष-
स्याज्ञावशेनागतः । रत्नस्वर्णमहानिधिं पुरमिव त्रातुं स शेषस्थितः प्राकारः सुधया
सितोप-

३९ … … … लशिराः संलक्ष्यते वृत्वान् ॥ २६ [ ॥ ][3] काम कामस-
मृद्धिपूरकरमारामाभिरामाः सदा । स्वच्छंदस्वपततरुरैर्द्विजकुलैरत्यंतबाधालिताः ।

४० उत्सर्पद्गुणशालिवप्रवलयप्रीतैः प्रसन्ना जनैः । रत्रांताश्च बहिश्च संप्रति भुवः शोभा-
द्भुतं बिभ्रतिः ॥ २७ [ ॥ ] लक्ष्मीकुलं क्षोणिभुजो दधानः प्रौ-

४१ … … … ढोदयाधिष्टितविग्रहोयं । विभ्राजते नागरकाम्यवृष्टि वप्रश्च
चौलुक्यनराधिपश्च ॥ २८ [ ॥ ][4] यावत्पृथ्वी पृथविरचिताशेषभूभृन्निवेशा ।

४२ यावत्कीर्त्तिः सगरनृपतेर्विद्यते सागरोयं । तावन्नंद्याद्विजवरमहास्थानरक्षानिदान
श्रीचौलुक्यक्षितिपतियशः कीर्त्तनं वप्र एष ॥

४३ … … … … … ॥ २९ [ ॥ ][5] एकाहनि [ प्प ]
न्नमहाप्र-धः श्रीसिद्धराजप्रतिपन्नबंधुः । श्रीपालनामा कविचक्रवर्त्ती प्रशस्तिमेताम-
करोत्प्रशस्तां ॥ ३० [ ॥ ]

४४ संवत १२०८ वर्षे आश्विन शुदि [ ५ ] गुरौ लिखितं नागरब्राह्मणपंडितवाल-
णेन ॥[6] चौलुक्य[ नाम्ना ह्य ]धिपेन कारिता प्रतोलिका या-

४५ … … … … [ र्जु ]न [ बा ]रिकोपनत् । पुनर्नवीना लतफहा—
त—वेगमिर्जाने ⏑ - नेन नृपेण कारिता ॥ १ [ ॥ ][7] चैत्रमासे शुभ्रे पक्षे प्रति-
पद्गुरुवासरे । नंदाष्टनृपे

४६ … १६८९ वर्षे प्रशस्तिलिखिता पुनः ॥ २ [ ॥ ][10] नागरब्राह्मणजोशीवेणी-
सुतन विष्णुजीकेन लिखिता प्रशस्ति ॥[11] शुभं भवतु ॥ छ ॥

---

१ वांचो संप्रधार्य सकलं. २ वांचो इवेष्टकातरुचिरः ३ वांचो फणशतैरुत्तुंगतां; पुरमिदं; शेषः; वृत्तवान् ४ वांचो स्वच्छंदः स्वन अथवा स्वर; अत्रांतश्च बहिश्च; बिभ्रति. ५ छंद इन्द्रवज्रा वांचो धिष्ठित; वृष्टिर्वप्रश्च ६ छंद मन्दाक्रान्ता वांचो निदानं; एषः ७ छंद उपजाति. वांचो महाप्रबन्धः ८ वांचो संवत्. कौंसमां जणावेलो अंक चोक्कस नथी, अने २ अथवा ३ होय. ९ छंद वंशस्थ अने इन्द्रवंशानो उपजाति. वांचो बारिकोपणा १० छंद अनुष्टुभ् बीजी पंक्तिना पहेला चरणमां एक पद ओछुं छे. वांचो प्रशस्तिर्लिखिता. ११ वांचो सुतेन; प्रशस्तिः.

ભાષાન્તર

ૐ ! ૐ ! શિવને નમસ્કાર હોજો.

( શ્લોક. ૧ ) હું ત્રિભુવનના સ્વામિ અને વેદના નિધિની—જેનું અદ્વૈત બ્રહ્મપેઠે શાન્તિથી મુમુક્ષુપુરૂષો ધ્યાન કરે છે તેની સંકલ્પશક્તિ જે પોતાના સમયમાં ઉત્પન્ન કરતી અને નાશ કરતી રત્નજડિત પિંડ જેમ નવાં બ્રહ્માંડપિંડો સાથે ક્રીડા કરતાં સ્વચ્છંદ મુજબ પોતે આનન્દ લે છે તે શક્તિની સ્તુતિ કરૂં છું.

( ૨ ) દનુના પુત્રોના અપમાન સામે રક્ષક માટે દેવો વડે પ્રાર્થના થવાથી વેધસે( બ્રહ્માએ ), જો કે સંધ્યાની પૂજા કરવાની તૈયારીમાં હતો છતાં તેના ગંગાના પવિત્ર જળથી ભરેલા ચુલુકમાં ( ઘડામાં ) સહસા પોતાના યશના પૂરથી ત્રિભુવનને પાવન કરતો ચુલુકય નામનો વીર સર્જ્યો. ખરે ખર હેતુની શ્રી તેનાં ફળને પોતા જેવું જ ઉત્પન્ન કરે છે.[1]

( ૩ ) તેનામાંથી અનેક અદ્ભુત કૃત્યોની એક જ રંગભૂમિ સમાન, જેમાં અસંખ્ય નૃપો પણ નિત્ય દેખાય છે, જે તેની પડતીના સમયમાં પણ ઉજ્જવળ છે જે વિખ્યાત વિક્રમથી મહાન્ છે અને જે સદા અખિલ જગતમાં પ્રત્યેક જનને ( સામાન્ય જનોને ) સુખ આપે છે તે વંશ પ્રકટયો.

( ૪ ) શ્રી મૂલરાજ, જે નૃપોના મુગટપર ચરણ મૂકતો, તે પોતાના કુળના યશની પ્રભાની વૃદ્ધિ કરવામાં અમૂલ્ય મુક્તામણિ હતો.—તે કે જે કલિયુગના દાવાનલથી ભસ્મ ( દગ્ધ ) થએલા ન્યાય વૃક્ષના મૂળ સમાન થયો હતો અને જેણે સાચા નૃપને ઉચિત અતિ મૃદુ કરોથી[2] પોતાની પ્રજાનો અનુરાગ પ્રાપ્ત કર્યો.

( ૫ ) સ્વેચ્છાથી બન્ધીવાન કરેલા ચાપોત્કટ નૃપોની લક્ષ્મીને વિદ્વાન, પોતાના બન્ધુજન દ્વિજો, કવિ અને ભૃત્યોના ઉપભોગની વસ્તુ બનાવી. યુદ્ધમાં પ્રબળ પ્રતાપવાળા શૌર્યથી પરાજય પામી ને અન્ય સમસ્ત મંડળના નૃપોની દિગ્દેવીઓ તેની અસિની શ્રીને ચિરકાળ વળગી રહી.

( ૬ ) તેને રાજાઓમાં અગ્ર અલંકાર સમાન ચામુણ્ડરાજ નામે પુત્ર હતો. ચામુણ્ડના ઉત્તમ માતંગોના મદથી સુગંધિત લહરિઓ દૂરથી પણ સુંઘીને તે મદગંધથી દબાઈ ગયેલા પોતાના માતંગો સહિત શ્રી સિન્ધુરાજ નાશી ગયો, અને એવી રીતે અદૃષ્ટ થયો કે તે રાજાના યશનાં સર્વ ચિહ્નો પણ નાશ પામ્યાં.

( ૭ ) તેમાંથી ભૂમંડળને સાહસોથી વિસ્મય પમાડનાર વલ્લભરાજ નામે નૃપોમાં ચૂડામણિ જન્મ્યો હતો. તેના પ્રયાણના શ્રવણથી કંપિત થયેલા માલવ નૃપના રાજ્યમાંથી નીકળતો અતિ શ્યામ ધૂમ્ર તેના ક્રોપાગ્નિનો પ્રસાર પ્રકટ કરતો.

( ૮ ) તેના પછી તેના ભાઈ શ્રી દુર્લભરાજ રાજાએ રાજ્ય કર્યું જે અનુરાગિ હોવા છતાં પર વધૂને દુર્લભ[3] હતો. જયારે તે ક્રોધથી ભરાયો ત્યારે પોતાની વળેલી ભ્રમરો જરા ચઢાવી, જેથી તરત જ લાટ પ્રદેશના નાશરૂપી પરિણામ આવ્યું.

( ૯ ) પછી પોતાના શત્રુઓને ભીમ ( ભયંકર ) હતો, છતાં મિત્રોને નિત્ય ઉપભોગ આપનાર, શ્રી ભીમદેવ નૃપે, ભૂપ તરીકે ભૂમિના આ ભારનું[4] વહન કર્યું ધારા ( પાંચ કદમ ) સાધનામાં પરમ ચતુર તેના અશ્વોએ માલવ ચક્રવર્ત્તિનું રાજનગર ધારા સત્વર પ્રાપ્ત કર્યું તેમાં શું આશ્ચર્ય હતું ?

---

૧ ચુલુકયના સર્જન સંબંધે, સરખાવો વિક્રમાંક દેવચરિત સર્ગ ૧ ૩૬,૩૯ વગેરે. તેનો ઉત્પત્તિ હેતુ બ્રહ્માનો ચુલુક છે, અને તે પવિત્ર હોઈ તેમાંથી માત્ર પવિત્ર વીરપુરૂષ જ ઉત્પન્ન થાય છે ૨ करैः प्रकामशिशिरैः નો અર્થ અલબત અતિ શીતલ કિરણોથી ' એમ થાય છે ૩ જુઓ સુકૃત સંકીર્તન પા. ૧૧ ૪ भार આંહિ નપુંસકલિંગમાં વપરાયું છે; પરંતુ તે પુલ્લિંગ છે. भारं ને આપણે લખવું જોઇએ.

(૧૦) તેમાંથી ભૂમિના કર્ણનો અલંકાર, પોતાની ઉજ્જ્વળ યશ( ની વાર્તાઓ )વડે વિશ્વના શ્રુતિપંથ ( કર્ણ ) પ્રસન્ન કરનાર શ્રી કર્ણ નૃપ ઉદ્ભવ્યો. તે ધર્મીએ ધર્મને પોતાની સમીપમાં ઢાલ જેમ મૂકી ( પોતાની ધનુષ્યની ) દોરીના મહાન્ રણકારથી અને શરોની વૃષ્ટિથી કેવળ શત્રુ-ગણને નહીં પણ કલિયુગને પ્રહાર કર્યો.[૫]

(૧૧) તેમાંથી, શ્રી જયસિંહ દેવ–સિદ્ધાધિરાજ ઉત્પન્ન થયો જે મદભરેલા માલવ નૃપને બન્ધીવાન કરવાના કૃત્યથી પૃથ્વીના સર્વે નૃપને ભયભીત કરનાર હતો; જે ભક્તિથી તેના તરફ આકર્ષાએલા તરફ દર્શનમાં શુભ હતો; જે પ્રભાવ વૃદ્ધિનો અવતાર હતો અને જેનું સિદ્ધ રસથી ઋણમાંથી મુક્ત કરેલી પ્રજાથી સદા ઉપમાના પ્રમાણ સમાન ગાન થતું હતું.[૬]

(૧૪) ... ... ... ... ... જેણે વિષ્ણુની પેઠે વરાહ રૂપે, દેવાધિદેવની[૭] આજ્ઞાથી પૃથ્વીનો ઉદ્ધાર કર્યો, શ્રી[૮]ના રાજ્યમાં ચૂડામણિ સરખો અને અતિ પ્રતાપથી સ્વર્ગમાંથી અવ-તરેલા હરિ સમાન જનોથી ગણાતો મહારાજ કુમારપાલ નૃપ હતો.

(૧૫) ચૌલુક્ય નૃપોના કુળના આ વંશજે નરાધિરાજ અર્ણોરાજના હૃદયમાં શરોની એક વૃષ્ટિ કરી. અને તેના કર પર બેઠેલી ચંડી દેવીને વહેતા રક્તથી[૯] સંતુષ્ટ કરીને મસ્ત કરી અને જ્યારે તેણીને પંકજ રૂપી રમકડાની અભિલાષ થઈ ત્યારે તેના દ્વાર પર લટકાવેલા માલવનૃપના શર પદ્મથી તેણીને વિસ્મિત કરી.

(૧૬) શુદ્ધ આચારને નવેસર ઉતરી આવવાનો માર્ગ, સદ્ધર્મનાં કર્મોનો પ્રાદુર્ભાવ કરવામાં ચતુર નયને માર્ગે જવામાં સાર્થવાહ, એવો જે રાજા હાલ કૃતયુગને પ્રવર્તાવતો અને કલિયુગને હાંકી કાઢતો કેમ જાણે કે ભૂમિમંડળને જ નહીં પણ કાલવ્યવસ્થાને પણ વશ કરે છે.

(૧૭)... કાપેલી આંગળીઓ જેનાં પલ્લવો છે. નાશ પામેલા ઉદીચ્ય નૃપનાં તજાએલાં શ્વેત છત્રો જેનાં પુષ્પો છે, પ્રાચ્ય નરેંદ્રોને કપાયેલાં મસ્તકો જેનાં ભીનાં ફળો છે એવા જેના પ્રતાપદ્રુમે પોતાની છાયા ખૂબ વિસ્તારી છે.

*(૧૮) ગણેશે જેનાં વિઘ્નોનો નાશ કર્યો છે એવા એ રાજાની રાજ્યરક્ષણની વ્યવસ્થા માત્ર બાહ્યાચાર છે; ફળ જોઈ શકનારું શકુન જ્ઞાન જેને છે એવા એ રાજાનો મંત્ર ... ... ... દેવીઓએ જેના બધા શત્રુઓને હણ્યા છે એવા એ રાજાને યુદ્ધ માત્ર વિનોદનો ઉત્સવ છે. શ્રી સોમેશ્વરે જેને રાજ્યવિભવ આપ્યો છે, એવા એ રાજાનું લશ્કર માત્ર ભૂષણ હતું.

(૧૯) એ રાજાથી ભોગવાવાથી સુભગ બનેલી, સ્ફુરી રહેલાં રત્નો વડે પ્રકાશિત સમુદ્ર રૂપી રશનાવાળી, હિમાચલ અને વિન્ધ્ય પર્વતો રૂપ સ્તનવાળી, આ પૃથ્વી દ્વિજનું મહાનિવાસસ્થાન, ઉત્તમ વર્ણની આબાદાનીવાળું એવા નગરને ભૂષણરૂપ અસ્થિકુંડળની માફક શ્રુતિ–આશ્રય (=૧ કર્ણમાં આશ્રય પામેલું, ૨ વેદનો આશ્રય ) બનાવીને ધરી રહી છે.

(૨૦) બ્રહ્માદિક ઋષિઓએ કરેલા મહાયજ્ઞોને અવસરે ઉભા કરેલા યજ્ઞસ્તંભોએ આપેલા ટેકાને લીધે પગની ગરજ વિનાનો બનેલો[૧] ધર્મ એ નગરમાં ચારે યુગોમાં આનંદથી વિકસી રહ્યો છે, તેથી એ નગરને દેવોએ આનંદ એવું બીજું નામ આપ્યું છે.

---

૫ કવિનું તાત્પર્ય એ છે કે કર્ણે માત્ર ધર્મ્ય વિજયો જ કર્યા અને જે તેણે પવિત્ર નીતિને અનુસરવાથી કલિને જીત્યો. ૬ શ્લોક ૧૨ અને ૧૩ એટલા બધા ભગ્ન છે કે તેનો અનુવાદ થઈ શકે તેમ નથી. ૭ ' શિવ ' હોવાનો સંભવ છે ૮ ' શ્રીમાન રાજાઓમાં ઉત્તમ ' ૯ ચંડી દેવીને હમેશાં રકતથી—ખાસ કરીને નરરકતથી પ્રસન્ન કરવી જોઈએ. રાજાના કર ઉપર બેઠેલી કહેવાય છે તેનું કારણ એ કે તે 'ચંડપ્રતાપ' હતો.

* આ શ્લોકનો અર્થ એ. ઈ. માં આપ્યો છે તે સ્વીકારી શકાય એવો નથી. એ ગ્રન્થમાં આ શ્લોકના બીજા ચરણમાં ज्ञानस्य ને સ્થાને ज्ञानं तु પાઠ સૂચવ્યો છે એ પણ એક ભૂલ છે. पादव्यपेक्षाच्युतः =પગની અપેક્ષાથી રહિત; એ. ઈ. માં ભાષાંતર આપ્યું છે તે અયોગ્ય લાગે છે.

(૨૧) દ્વિજવર્ગના અશ્રાન્ત વેદઘોષથી બ્હેરો બનેલો, અવિરત હોમના અગ્નિના ધુમાડાઓથી અંધાપાને પામેલો, અનેક દેવમંદિરોની ધ્વજશિખાઓના આઘાતથી લૂલો બનેલો, કલિયુગ, પોતાનો સમય હોવાથી ઉત્સાહયુક્ત હોવા છતાં, આજે એ નગરની સમીપ આવી શકતો નથી.

(૨૨) વિપ્રવનિતાઓના વિવિધ રત્નાલંકારની ફેલાઈ રહેતી પ્રભા વડે હસતા, અને સતત ગીતધ્વનિથી વાચાળ બનેલા માર્ગો જ એ નગરમાં, અવિરત ઉત્સવમાં દૃષ્ટિએ પડતા બ્હોળ વિભવને પ્રકટ કરીને, રાજાની સૌરાજ્ય-સંપત્તિને જાહેર કરે છે.

(૨૩) એ નગરમાં દ્વિજજન યજ્ઞો વડે દેવોનું પણ રક્ષણ કરે છે[1] અને શાન્તિક પૌષ્ટિક કર્મ વડે ભૂપની અને રાષ્ટ્રની પણ રક્ષા કરે છે; છતાં એના તીવ્ર તપને બાધ ન આવે એ હેતુથી એ રાજાએ વિપ્રપુરના રક્ષણ અર્થે કોટ બંધાવ્યો છે.

(૨૪) એ કોટના પ્રભાવ વડે આ નગરમાં જલાશયો જળથી લોકને તૃપ્ત કરે છે, અને એ કોટથી રક્ષાએલી ક્ષેત્રભૂમિ પણ પુષ્કળ ધાન્યસંપત્તિ ઉપજાવે છે, એ વાત મનમાં ધરીને, સકલ બ્રાહ્મણની ઉપર ઉપકાર કરવાની ઇચ્છાથી, ચૌલુક્યચૂડામણિએ આ નગરને કોટથી વિભૂષિત બનાવ્યું.

(૨૫) આ દિવાલ તેના પાયા રસાતલમાં જતા હોવાથી ગિરિ સમાન છે; તે મહા આભોગથી શ્લાઘ્ય હોઈ મહાભોગથી શ્લાઘ્ય શૃંગારી સમાન છે; તે મહાન ઉન્નતિની પ્રાપ્તિનું સાધન હોવાથી સાગર સમાન છે; કપિનાં શિર તેમાંથી દેખાતાં હોવાથી રાક્ષસોના પતિ(રાવણ)ના રિપુઓના વિજય સમાન છે; ઈષ્ટિકાઅન્તથી રૂચિર હોવાથી ઈષ્ટાકાન્ત રૂચિર નારી વર્ગ સમાન છે.

(૨૬) આ ગોળ દિવાલ જેનું શિલાશિર ચુનાના લેપથી શ્વેત છે, તે, ગુંચળાંના કદથી મનોહર, શત ફણ ઉંચી કરનાર, કુંડળી રૂપમાં ગોળ વીંટાઈ જનાર, યજ્ઞપુરૂષ(વિષ્ણુ)ની આજ્ઞાથી રસાતળમાંથી આવનાર અને રત્નો(ઉચ્ચ જાતિના જનો)ના નિધિ સમાન તેના નગરની રક્ષા અર્થે અહીં વસનાર શેષ (નાગ) સમાન દેખાય છે.

(૨૭) કામની વૃદ્ધિ કરનાર લક્ષ્મી સમાન સુંદર નારીઓ વડે નિત્ય રમ્ય બની, શ્રુતિનાં ગાનપરાયણ દ્વિજોનાં મંડળથી અતિ ગર્જિત થઈ, અને પરમગુણ સંપન્ન આવૃત કરતી ઉચ્ચ દિવાલથી પ્રસન્ન થએલા જનોથી ઉજ્જવળ થએલી અંદર અને બહારની ભૂમિ અહીં હવે અદ્ભુત શોભા ધારે છે.

(૨૮) ચૌલુક્ય નૃપ અને પ્રૌઢ અંગ ધારનાર અને નાગરોને અભિલાષિત વરની વૃષ્ટિ કરનાર નૃપથી બંધાવેલા લક્ષ્મીનું ગૃહ ધારણ કરતો આ કોટ પ્રકાશે છે.

(૨૯) પૃથુથી નિર્માણ થએલા સ્થાનમાં જ્યાં સુધી સર્વ પર્વતોને ભૂમિ ધારશે, સાગર અને સગર નૃપનો યશ જ્યાં સુધી ટકશે ત્યાં સુધી દ્વિજોના ધર્મસ્થાનના રક્ષણનો પરમ હેતુ અને શ્રી ચૌલુક્ય નૃપના યશની પ્રતિમા સમાન આ કોટ ટકી (કાયમ) રહો.

(૩૦) કવિ ચક્રવર્તિ શ્રીપાલે, જેણે આ મહાન રચના એક દિનમાં પૂર્ણ કરી અને જે સિદ્ધરાજથી ભાઈ તરીકે લેખાયો હતો તેણે, આ ઉત્તમ પ્રશસ્તિ કરી છે.

સં. ૧૨૦૮ આશ્વિન શુ. ૫ (?) ને ગુરૂવારે નાગર બ્રાહ્મણ પંડિત વાલણથી લખાયું.

---

૧ મૂળમાં नाकराक्षमाप એવો પાઠ છે અને પ્રસિદ્ધ કર્તા "नागरवंशज" એવો સુધારો સૂચવે છે, જે તદ્દન અયુક્ત છે—વર્ણ અને અર્થ ઉભયદૃષ્ટિએ. ખરી રીતે नाकसदामपि એવો જ મૂળ શુદ્ધ પાઠ હશે એ નિઃશંક છે.

કે. ૧૯

નં૦ ૧૪૮

# ચૌલુક્ય રાજા કુમારપાલના સમયનો મારવાડમાં બાડમેરા પાસે કેરાડુ ગામનો શિલાલેખ.[1]

સંવત્ ૧૨૦૯ માઘ વદિ ૧૪ શનિવાર

મારવાડમાં બાડમેરા તાબે હાથમો નજીક કેરાડુ ગામ છે. ત્યાં ઘણાં દેવળો મકાનો વિગેરેનાં ખંડેરો છે. તેમાંના એકમાં આ લેખ એક પત્થરના થાંભલામાં કોતરેલો મળી આવ્યો હતો. આ ધોળો પત્થર છે. અને હવા તથા બીજાં કારણોથી તેને ઘણું નુકશાન થયેલું જણાય છે, એટલે તે પરનો લેખ બરાબર ઉકેલવો મુશ્કેલ થાય છે. પત્થરનું માપ ૧૭ ફૂટ×૧૭ ફૂટ છે. અને તેના ઉપર સંસ્કૃત ભાષામાં હાલની દેવનાગરી લિપિમાં ૨૦½ પંક્તિઓ લખેલી છે. લેખની મતલબ એવી છે કે અમુક પવિત્ર દિવસોએ કોઈએ પણ વધ કરવો નહીં. છતાં આવો વધ કરનારા રાજ્યકુટુંબનો કોઇ હશે તો તેને દંડની શિક્ષા થશે, અને અન્ય કોઈ હશે તો તેને દેહાંત દંડની શિક્ષા થશે. આ હુકમ ગુજરાતની ગાદી ઉપર બેઠા પછી થોડા જ સમયમાં રાજા કુમારપાલે કાઢ્યો હતો. લેખની તારીખ સંવત્ ૧૨૦૯ ઈ.સ. ૧૧૫૩ છે.

---

૧ ભા. પ્રા. સં. ઈ. પા. ૧૭૨

अक्षरान्तर

१ संवत् १२०९ माघवदि १४ शनौअद्येहश्री ...... राजाधिराजप
२ रमेश्वरउमापतिवरलब्धप्रौढप्रताप ...... निर्जितसकलराज
३ भूपालश्रीमत्कुमारपालदेवविजयराज्ये ...... पश्रीमहादेवे श्री
४ श्रीकरणादौ समस्तमुद्राव्यापारान् परिपं ...... प्रभुप्रसादावा
५ सश्रीकिराटकूपलाटहृदशिवा ...... महाराजश्रीआलण
६ देवः शिवरात्रिचतुर्दश्यां शुचिर्दे ...... पापे यशोऽति
७ वृद्धये प्राणिनामभयप्रदानंम ...... राजतरावृचि
८ कसमस्तप्रकृतीनं् संबोध्य अभय ...... याशिरुभय
९ यो पक्षयोः अष्टमीएकादशीचतुर्दशी ...... हश्रेयोऽनंत
१० रं एतासु तिथिषु नगरत्रयेऽपि जी( व )......जाचव्यतिक्रम्यजी
११ वानां वधं कारयति करोति वासव्यापा ...... आचंद्रार्कं याव
१२ त् केनापि न लोपनीयं अपरं पुरोहितार्थं ...... सर्वैरपरैश्च ए
१३ षा अमारिरूढिः प्रमाणीकार्या ।। य ...... कालेन क्षीयते
१४ फलं ।। एष ( त ) स्याभयदानस्य क्षयं ...... त्वस्य प्रदत्ताभ
१५ यदक्षिणा न तु विप्रसहस्रेभ्यो ...... कोपि पापिष्ठतरो जी
१६ ववधं कुरुते तदा सपंचद्रम्मैर्दंडनीयः.. ... नाहराज्ञि कस्यैको
१७ द्रम्मोस्ति स्वहस्तोयं महाराजश्रीअल्हणदेवस्य ...... महाराजपुत्रश्रीकेल्हण
१८ देवमतमेतत् ।। + महाराजपुत्रसांधिविग्रहिक ठ० खेलादित्येनलि-
१९ खितमिदं ।। श्रीनद्दलपुरवासिप्राग्वाटवंशप्रभूतशुभंकराभिधानः
श्रावकः तत्पुत्रौ क्षि
२० तितले धर्मतया विख्याता पूतिगशालिगौ ताभ्यामतिकृपापरावाराभ्यां प्राणिनाम-
भयदानशा
२१ सनं विज्ञप्य करापितं( कारित )मिति ।। छ ।। उत्कीर्णं गजाइलेन

१ तीः २ वि.

### ભાષાન્તર

સંવત ૧૨૦૯ મહાવદિ ૧૪ શનિવારે આજે ... ... ... રાજાધિરાજ શ્રીમાન્ કુમારપાલદેવના વિજયશાલી રાજ્યમાં જેણે સર્વ નૃપોનો પરાજય કર્યો છે ... ... ... પાર્વતિના સ્વામી શંકરના પ્રસાદથી પ્રાપ્ત કરેલા પોતાના મહાન પ્રભાવથી ... જ્યારે શ્રીમહાદેવ શ્રીશ્રીકરણ આદિ કાર્યો કરતો ... ... શ્રી કીરાત, લાટ, હૃદ, પ્રભુના પ્રસાદથી પ્રાપ્ત કરેલાં ... ... મહારાજશ્રી આલનદેવ શિવરાત્રિ ચતુર્દશિના પવિત્ર દિને (શિવની મન માનીતી રાત્રિએ) ... ... (તેના) યશની મહા વૃદ્ધિ અર્થે પ્રાણીઓનાં જીવિતનું અભયદાન આપ્યું ... ... ... સર્વ કારભારીઓને તેનો મહિમા સમજાવી ... ... બન્ને પક્ષની (પખવાડીઆંની) અષ્ટમી, એકાદશી, ચતુર્દશીને દિને ... ... અને આ તિથિઓએ ત્રણ શહેરોમાં પણ ... ... જે કોઈ પશુનો વધ કરી અથવા વધ કરાવી આજ્ઞાનું ઉલ્લંઘન કરે તેને મારી નાંખવો જોઈએ ... ... સૂર્ય અને ચંદ્રના અસ્તિત્વકાળ સુધી કોઇએ આ આજ્ઞાનો લોપ કરવો નહીં ... પછી બીજા હિતાર્થે ... ... અન્ય સર્વ પ્રાણીઓના પ્રાણને માન આપવાની આ રૂઢિ અનુસરવી જોઈએ ... ... ફળ સમય જતાં નાશ પામે છે. (પણ) આ અભયદાન કદિ પણ નાશ પામશે નહીં ... ... આ સહસ્ર બ્રાહ્મણોને પણ નહીં તેવા આ પોતાનાથી થયેલા અભય દાન ... ... જો કોઈ મહા પાપી કોઈ પશુનો વધ કરે તો તેનો ૫ (પાંચ) દ્રમ્મ દંડ કરવો ... ... કહે છે. રાજવંશનો પુરુષ એક દ્રમ્મ આપશે. આ (ખંજરની નિશાની) મહારાજ શ્રી આલણદેવના સ્વહસ્ત છે. ... ... (તેનો) પુત્ર મહારાજશ્રી કેલ્હણદેવ પણ તે જ મતનો છે. તેનો પુત્ર મહારાજ ... ... મહાસાંધિવિગ્રહિક ઠકર ખેલાદિત્યથી આ લખાયું છે. શ્રીનડ્ડૂલપુરનિવાસી, પ્રાગ્વાટ વંશમાં જન્મેલા શ્રાવક શુભંકરના અખિલ જગમાં ધાર્મિકતા માટે વિખ્યાત અને દયાળુ પુત્રો પુતિગ અને શાલિગથી આ પ્રાણીઓનું અભયદાન જાહેર થયું છે. ગજાઈથી આ શાસન કોતરાયું હતું.

નં૦ ૧૪૯

# ગિરનારના લેખો. નં. ૧૬[1]

(વિ. સં. ૧૨૧૫ ચૈત્ર. સુ. ૮

( નેમિનાથના મંદિરના ઉત્તર દરવાજા તરફ ઘડી ઘડુકાના મંદિરમાં જવાના નાના દરવાજાની પાસેના ઓરડામાં પશ્ચિમ ભીંત ઉપર દક્ષિણ તરફ ).

## अक्षरान्तर

१ संवत १२१९ वर्षे चैत्रशुदि८ रवावद्येह श्रीमदुज्जयंततीर्थे
जगतीसमस्तदेवकुलिकाम्रत्कछाजाकुवालिसंवि-

२ रणसंघविठ. सालवाहणप्रतिपत्या सू० जसहडउ० सावदवेन
परिपूर्णा कृता ॥ तथा ठ. भरथसुत ठ. पंडि[त] सालि

३ वाहणेन नागजरिसिरायापरितः कारित [ भाग ] चत्वारि बिंबीकृत

४ कुंडकर्मांतर तदधिष्ठात्री श्रीअंबिकादेवीप्रतिमा
देवकुलिका च निष्पादिता ॥

## ભાષાન્તર

" સ્વસ્તિ શ્રી સંવત ૧૨૧૫, ચૈત્ર શુદિ ૮ રવિવારે. "

" આજે અહીં શ્રીમદ્ ઉજ્જયન્ત તીર્થસ્થાને સંઘવી ઠાકુર સાલિવાહનની અનુમતિથી શિલ્પિ જસહદ અને સાવદેવે સમસ્ત જૈન દેવની પ્રતિમાઓ પરિપૂર્ણ કરી છે. તથા ભરથના પુત્ર પંડિત સાલિવાહને ' નાગજરિસિરા ' અથવા હાથીકુંડ દિવાલથી ઘેરી લીધેલ છે. જેમાં ચાર પ્રતિમાઓ મૂકી છે. ઉપરના કહેલા કુણ્ડ પછી તેના પર શ્રીઅંબિકા દેવીની પ્રતિમા અને મૂર્તિઓનું મંડળ ઉભાં કર્યાં છે.

---

૧ રી. લી. એ. બો. પા. ૭૫૬.
 કે. ૬૧

નં૦ ૧૫૦

# ગ્વાલીયરમાં ઉદયપુરમાંથી મળેલા ત્રણ લેખો.[1]

મી. ફ્લીટે મને આપેલાં રબિંગ્સ ઉપરથી નીચેના લેખો પ્રસિદ્ધ કરૂં છું. તેમને જનરલ સર એ. કનિંગહામે તે રબિંગ્સ આપ્યાં હતાં. અસલ લેખો ગ્વાલીઅર સ્ટેટમાં આવેલું ઉદયપુર નામનું નાનું શહેર છે, જે પ્રથમ માલવાના રાજ્યનો ભાગ હતો તેમાં છે. આ શહેર ઈંડીયન એટલાસ ક્વાર્ટર શીટ નં. ૫૨, લે. ૨૩° ૫૪' ઉત્તર; લોં ૭૮°૭' પૂર્વ, ઉપર છે. ' એ ' અને ' સી' લેખો મહત્ત્વના છે. કારણ કે, તે ઉપરથી જણાય છે કે અણહિલવાડના ચૌલુક્ય રાજાઓએ માલવાના રાજાઓને વારંવાર હરાવ્યાની બડાઈ ખોટી નથી. તથા ' બી ' લેખ તેની તારીખ, તથા ' સી ' માં બતાવેલા એક ભાગનું નામ તેમાં આવતું હોવાથી ઉપયોગી છે. ઉદયપુરમાં એક બીજો પણ લેખ છે એ અહિં જણાવવું જોઈએ. તેની ૩ જી પંક્તિમાં તે લેખ જયસિંહના રાજ્યના સમયમાં લખાયો હોવાનું જણાવ્યું છે. લેખ ' એ ' માં બતાવેલા કુમારપાલની પહેલાં આ જયસિંહ થયો હતો. રબિંગની ખરાબ સ્થિતિ ને લીધે તે લેખ હાલ પ્રસિદ્ધ થઈ શકે તેમ નથી. તે રબિંગના ઉપર પેન્સીલથી લખેલી હકીકત ઉપરથી જણાય છે કે આ લેખ તે શહેરના મોટા મંદિરના પ્રવેશદ્વારની બહાર છે, અને આશરે ૨' ૮" પોહોળી × ૧'૫" ઉંચી જેટલી જગ્યામાં તેના ઉપર ૧૨ પંક્તિઓ લખેલી છે.

## ' એ '–કુમારપાલદેવનો શિલાલેખ.[2]

( વિક્રમનું વર્ષ ૧૨૨૦ ? )

શહેરના મોટા મંદિરના પૂર્વ તરફના પ્રવેશદ્વારની અંદર આ લેખ હોવાનું જણાવ્યું છે. તેના ઉપર આશરે ૧' પોહોળી×૧'૧૧" ઉંચી જગ્યામાં ૨૦ પંક્તિઓ લખેલી છે. પરંતુ આ લેખ અત્યારે અધુરો છે, કારણ કે, દરેક પંક્તિની શરૂઆતમાં આઠથી દશ અક્ષરો નાશ પામ્યા છે, જે અક્ષરોએ હાલ જાળવેલાં લખાણની બરાબર જમણી બાજુમાં ઉપરથી છેડા સુધી આશરે ૮ ઇંચ પોહોળાઈની જગ્યા રોકી હશે. અક્ષરોનું કદ ૧" થી ૧¼" વચ્ચે છે. લિપિ નાગરી અને ભાષા સંસ્કૃત છે. બાકી રહેલા ભાગ ઉપરથી અનુમાન થાય છે કે આખો લેખ ગદ્યમાં હતો. એકંદરે લખાણ સુરક્ષિત સ્થિતિમાં છે, પરંતુ નીચેના ભાગનું રબિંગ કેટલેક સ્થળે ઝાંખું હોવાથી તથા લેખ અધુરો હોવાથી, લેખના હેતુ વિષે હું એટલું જ કહી શકું છું કે, ઉદયપુરમાં ઉદલેશ્વર ભગવાનના મંદિરને વસંતપાલ નામના માણસે આપેલાં કેટલાંક દાનોની નોંધ માટે આ લેખ હશે. આ માણસના વંશનું નામ ૯ મી પંક્તિમાં આપ્યું છે. પરંતુ તે હુ ચોક્કસ વાંચી શકતો નથી.

ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી ભાગ લેખમાં ૧–૮ પંક્તિઓમાં છે. તેમાંથી જણાય છે કે ઉપરનાં દાનો અણ[ હિલપાટક ]ના રાજા કુમારપાલદેવના સમયમાં અપાયાં હતાં. તેણે શાકંભરીના રાજા તથા અવન્તીનાથ ( એટલે માલવાના રાજા ) એ બન્નેને હરાવ્યા હતા. તે વખતે યશો. ધવલ મુખ્ય-મંત્રિ હતો અને કોઈ રાજ્યપાલ જેને ' મહા–સાધનિક '[3] કહ્યો છે તથા જેને કુમારપાલ દેવે નિમ્યો હતો તે ઉદયપુરમાં રાજ્ય કરતો હતો. આ હકીકત ઉપરથી ચોક્કસ થાય છે કે જ્યારે દાનો અપાયાં હતાં ત્યારે ઉદયપુર, અને તેની આસપાસના ભાગનો અણહિલવાડના રાજ્યમાં સમાવેશ થતો હતો.

---

૧ તથા ૨ ઈ. એ. વો. ૧૮ પા. ૩૪૧ પ્રો. એફ્ કિલ્હૉર્ન ૩ આ હોદ્દેદાર ધારાના વાક્પતિરાજના દાનપત્રમાં પણ દર્શાવેલો છે.—ઇ. એ. વો. ૧૪ પા. ૧૬૦.

લેખની તારીખ પહેલી પંક્તિની શરૂઆતમાં સંપૂર્ણ આપી હતી. પણ અત્યારે ફક્ત " શ– સુદિ ૧૫ ગુરો " એટલા જ અક્ષરો બાકી રહ્યા છે. તેનો અર્થ ' કોઈ મહિનો ' જેનો છેલ્લો અક્ષર ' શ ' (કદાચ, ' ષ ') હોવો જોઈએ, તેની સુદ ૧૫ ને ગુરૂવારે ' એવો છે, તેમ છતાં, ૧૧ મી પંક્તિમાં કહ્યું છે કે, આ દાનો ચંદ્રગ્રહણ સમયે અપાયાં હતાં, તે ઉપરથી ચોક્કસ તારીખની ગણત્રી કરી શકાય તથા પહેલી પંક્તિનો નાશ પામેલો ભાગ આપી શકાય એમ મને લાગે છે.

નીચે આપેલા ' સી ' લેખ ઉપરથી જણાય છે કે, કુમારપાલ દેવનું રાજ્ય ઇ. સ. ૧૧૭૩ ના એપ્રિલમાં પૂરૂં થયું હતું, અને બીજાં સ્થળોમાંથી[1] જણાય છે કે તે લગભગ ઇ. સ. ૧૧૪૩–૪૪ માં ગાદીએ આવ્યો હતો. આપણા લેખની તારીખ નક્કી કરવાના પ્રયાસમાં આપણે પહેલું એ જ ચોક્કસ કરવું જોઈએ કે, આશરે ઇ. સ. ૧૧૪૧ થી એપ્રીલ ૧૧૭૩ સુધીમાં કેટલાં ચંદ્ર-ગ્રહણો ગુરૂવારે થયાં હતાં, અને આવા ગુરૂવારોએ કઈ હિંદુ તિથિઓ આવી હતી. આ પ્રમાણે ગણત્રીનું પરિણામ નીચે મુજબ આવે છેઃ—

ગુરૂવાર—તા. ૧૨ ફેબ્રુવારી, ઈ. સ. ૧૧૪૨,=ફાલ્ગુન સુદિ ૧૫;
તા. ૧૬ જુન, ઈ. સ. ૧૧૫૫=આષાઢ સુદિ ૧૫;
તા. ૯ ઓકટોબર, ઇ. સ. ૧૧૫૮=આશ્વિન સુદિ ૧૫;
તા. ૧૮ ઓગષ્ટ, ઇ. સ. ૧૧૬૦=ભાદ્રપદ સુદિ ૧૫;
તા. ૧ ફેબ્રુવારી, ઇ. સ. ૧૧૬૨,=માઘ સુદિ ૧૫;
તા. ૧૨ ડિસેંબર, ઇ. સ. ૧૧૬૩=વિક્રમ ૧૨૨૦ પૂરૂં થયું, પૌષ. સુદિ ૧૫;
તા. ૨૭ મે, ઇ. સ. ૧૧૬૫,=જ્યેષ્ઠ સુદિ ૧૫;
તા. ૬ એપ્રિલ, ઇ. સ. ૧૧૬૭,=ચૈત્ર સુદિ ૧૫;
તા. ૧૯ સપ્ટેંબર, ઈ. સ. ૧૧૬૮,=આશ્વિન સુદિ ૧૫;
તા. ૧૩ જાન્યુવારી, ઇ. સ. ૧૧૭૨,=માઘ સુદિ ૧૫;

આ પ્રમાણેના ગુરૂવારોએ ચંદ્રગ્રહણો હતાં. ઉપરનાં નિવેદન ઉપરથી જણાય છે કે, કુમાર-પાલદેવના આખા રાજ્યસમયમાં છેલ્લો અક્ષર ' ષ ' આવતો હોય એવા હિંદુ મહિનાના ગુરૂ-વારે ચંદ્રગ્રહણ થયું નહોતું, અને તે જ સમયમાં, એક હિંદુ મહિનો જેનો છેલ્લો અક્ષર ' ષ ' છે. તેના એક ગુરૂવાર તા. ૧૨ મી ડિસેંબર, ઇ. સ. ૧૯૬૩ ને દિવસે એક ચંદ્રગ્રહણ થયું હતું. એટલે ગુરૂવાર, ૧૨ મી ડિસેંબર, ઈ. સ. ૧૧૬૩=વિક્રમ ૧૨૨૦ પૂરા થયેલાના પૌષ સુદિ ૧૧ નો દિવસ આપણા લેખની તારીખ હોવી જોઈએ. અને પહેલી પંકિતની શરૂવાતમાં સંપૂર્ણ તારીખ " સંવત ૧૨૨૦ વર્ષે પૌષ સુદિ ૧૫ ગુરૌ " હોવી જોઈએ અને આ પરિણામ સાથે, મેં " રિપોર્ટ ઓન ધી સર્ચ ફોર સંસ્કૃત મેન્યુસ્ક્રિપ્ટસ્ " ૧૮૮૦–૮, પા ૧૦ માં પ્રસિદ્ધ કરેલ " કલ્પચૂર્ણી " ની હસ્તલિખિત પ્રતને અંતે આપેલી હકીકત બરોબર મળતી આવે છે. જેમાં આ લેખમાં કહેલો મુખ્ય મંત્રિ યશોધવલ " સંવત ૧૨૧૮ વર્ષે દ્વિ. આષાઢ–સુદિ ૫ ગુરૌ, "=ગુરૂવાર તા. ૨૯ મી જુન, ઇ. સ. ૧૧૬૧, એટલે આ લેખની મેં તારીખ નક્કી કરી છે તેનાં અઢી વર્ષમાં કુમારપાલ-દેવ પાસે મુખ્ય મંત્રિનાજ અધિકાર ઉપર હતો.

૧ ઈ. એ. વો. ૬ પા. ૨૧૩.

## अक्षरान्तर

१ … ष[1] सुदि १५ गुरौ ॥ अद्येह श्रीमदण-[2]
२ …( ज्र ) आवलीविराजितपरमभट्टारक महा-[3]
३ … तिवरलध्ध( ब्ध )प्रौढप्रतापनिजभुज- [ विक्र]-[4]
४ … सा( शा )कंभरीभूपालश्रीदेवंतीनाथ श्रीमत्कु-
५ … तन्नियुक्तमहामात्यश्रीजसोधव-
६ … [ स्त ] मुद्राव्यापारान्परिपंथयति त्येत-[8]
७ … ( जा )विराज श्री कुमारपालदेवेन निज-
८ … ले तन्नियुक्तमहासा( ध )निक श्रीरा [ ज्य ]
९ … [ न्ब ( ब्ध ) ? ] श्री उदयपुर( रे ) [ स्थारों ? ]वकान्वयमहारा[ज]-
१० … महाराजपुत्र श्री वसंतपाल[ केनात्र अनु- ? ]
११ … रव्य[ ते ][1] यथा ॥ अद्य सोमग्रहणपर्व्वणि
१२ … [ स्वर्ण ? ] समाहृततीर्थोदकैः स्नात्वा जगद् [ गु ]-
१३ … [ स्व ]पुण्ययशोतिवृधये[1] उदयपुरे कारि-
१४ … गृहोपेत [ - ] देवगृहा[ वा ] सन पानीय [ को ]-
१५ … का[ दि ] गृहोपेतं सिंघ [ द्रौ ? ] तुर २[गाश्वाद्यौ ? ]
१६ … मोपेतं श्रीकद्दलेस्व( श्व )रदेवाय स ( त्त्र ) म-
१७ … सा( शा )सनेन प्रदत्ता [ - ] तथा से( श्रे )ष्ठोद [ कुक ? ]-
१८ … कोडावो १ एका प्रदत्ता [ ॥* ] अस्मत्वद-
१९ … वंस( श )जैः पालनीयं [ ॥* ] अस्यार्थे [ या अन्यलो ? ]-
२० … मंगलं महाश्री [ :* ] ॥[3]

---

१ આ પંક્તિની શરૂઆત મારી માન્યતા પ્રમાણે આ હશેઃ—ॐ संवत् १२२० वर्षे पौष सुदि १५ गुरौ २ એટલે—अणहिलपाटके समस्तराजावली ३ महाराजाधिराजपरमेश्वरो मापतिवरलब्ध અથવા એ પ્રમાણે ના કોઈ શબ્દો ४ विक्रमरणांगणविनिर्जित—આ પ્રમાણે સમાસની ધારણા રાખી શકાય. ५ श्रीद વાંચન અસલ શિલાલેખમાં હશે; પરંતુ રંગિગમાં બે અક્ષરો ભૂસી નાંખી આગળનો ल નો क्ला કર્યો હોય એમ જણાય છે, જેનાથી भूपालावन्तीनाथએ પ્રમાણેનું વાચન સૂચવાય છે. ६ कुमारपालदेवकल्याणविजयराज्ये. ७ यशोधवले श्रीश्रीकरणादौ समस्तमुद्राव्यापारान् ८ एतस्मिन्काले प्रवर्तमाने महाराजाधिराज ९ निजप्रतापोपार्जित એસમાસ જોડે કોઈ પ્રાન્ત અથવા ડિસ્ટ્રિકટનું નામ બતાવતો શબ્દ અને તે પછી, मण्डले એવો બીજો શબ્દ હશે એમ હું ધારૂં છું. १० लिख्यते ११ આંહિ અને કેટલીક જગ્યાએ નીચેના ભાગમાં અક્ષરો એટલા બધા અસ્પષ્ટ છે કે, ચોક્કસ વાંચન આપી શકવું બને તેમ નથી. વાંચો पुण्ययशोभिवृद्धये १३ આ પછી એક વધારાની પંક્તિ લખેલી છે જે કાંઈ જુદી જ લીપિમાં છે અને તેને આગલી પંક્તિ સાથે કંઇ પણ સંબંધ હોય એમ દિસતું નથી.

નં० ૧૫૧

# ગ્વાલિયરમાં ઉદયપુરના ત્રણ લેખો[1]

* બી—( વિક્રમ ) સંવત્ ૧૨૨૨ નો સ્થંભ ઉપરનો શિલાલેખ.

શહેરના મોટા મંદિરના પૂર્વતરફના પ્રવેશ દ્વારની દક્ષિણે એક સ્થંભમાં આ લેખ છે. તેમાં પાંચ પંક્તિઓ છે. આશરે ૧' ૩'' પહોળી અને ૬½'' ઉંચી જગ્યા લખાણથી રોકાયેલી છે. તે સુરક્ષિત જણાય છે. અક્ષરોનું કદ ⅜'' અને ½'' વચ્ચે છે. લિપિ નાગરી અને ભાષા સંસ્કૃત છે. આખો લેખ ગદ્યમાં છે.

શ્રી ચાહડ[2] ઠકુરે, પોતાનાં માતપિતા[3]ના પુણ્યની વૃદ્ધિ અર્થે ( જ્યાં લેખ મૂકવામાં આવ્યો હતો તે મંદિરને ) ઉદયપુરમાં ભ્રિંગારી–ચતુષષ્ઠિ, એટલે ભૂંગારી નામના ૬૪ ગામડાંઓના સમૂહમાં આવેલા સાંગવટ્ટા ગામનો અર્ધ ભાગ આપ્યો હતો. લેખ ખાસ કરીને ૧–૨ પંક્તિમાં આપેલી હકીકતને લીધે જાણવાલાયક છે. તેમાંથી જણાય છે કે, સંવત્ ૧૨૨૨ ના વૈશાખ સુદ ૩ સોમવારે, અક્ષય તૃતીયાને દિવસે આ દાન આપ્યું હતું.

વિક્રમ સંવતમાં આ દિવસ જોવાથી વૈશાખ સુદ ૩ માટે નીચે પ્રમાણે તેને મળતા દિવસો આવે છેઃ—

ઉત્તરનાં વર્ષ ૧૨૨૨ ચાલુ, જેમાં અધિક વૈશાખ માસ હતો, તે પ્રથમ વૈશાખ માટે શુક્રવાર, ૨૭ માર્ચ ઈ. સ. ૧૧૬૪ દ્વિતીય વૈશાખ માટે રવિવાર, ૨૬ એપ્રિલ ઇ. સ. ૧૧૬૪ ઉત્તરનાં વર્ષ ૧૨૨૨ પૂરાં થતાં, અથવા દક્ષિણનાં ચાલુ વર્ષ માટે ગુરૂવાર, ૧૫ એપ્રિલ ઇ. સ. ૧૧૬૫ દક્ષિણનાં વર્ષ ૧૨૨૨ પૂરાં થયેલ માટે સોમવાર, ૪ થી એપ્રિલ ઈ. સ. ૧૧૬૬, જ્યારે શુકલ પક્ષની ૩ સૂર્યોદય પછી ૨૧ ક. ૩૫ મિ. એ પૂરી થઈ. એટલે ખરી તારીખ સોમવાર, ૪ થી એપ્રિલ ઇ. સ. ૧૧૬૬ છે, અને વર્ષ ૧૨૨૨ એ દક્ષિણનું પૂરૂં થયેલું વિક્રમ સંવત છે.

સાંગવટ્ટા અને ભૂંગારી, જે હવે પછીના 'સી' લેખમાં પણ આવે છે, તે સ્થળો હું ઓળખાવી શકતો નથી.

## अक्षरान्तर

१ ॐ[4] संवत् १२२२ वर्षे वैशाखशुदि ३ सोमेऽद्येह उद-

२ यपुरे अक्षयतृतीयापर्वाणि अर्वोटी [ गू ] ो पा [ ल ]- [ पुण्य ? ]- सू [ ो- ( सौ ) ]-

३ [ चधर्म्मा ] य ठा.[5] श्री चाहडेन उदकपूर्वकं आचंद्रकालि-

४ कं भृंगारीचतु [ :* ] षष्ठौ ( ष्टौ ) सांगवट्टा ग्रामार्द्धं प्रदत्तं ॥

५ यो न पालयति स महापंचपापभागी भवतु ॥

---

ઈ. એ. વો. ૧૮ પા. ૩૪૩ પ્રો. કિલ્હોર્ન. ૧ 'બી' લેખ સંબંધી ચર્ચા માટે જુઓ—'એ'–કુમારપાલ દેવનો શિલાલેખ 'સાથેનું' ગ્વાલિયરમાં ઉદયપુરના ત્રણ લેખોના મથાળા તળેનું વિવેચન ઇ. એ. વો. ૧૮ પા. ૩૪૧ ૨ ચાહડ એ કુમારપાલ દેવના સેનાપતિઓમાંનો કોઈ એક હશે એમ લાગે છે. જુઓ. ઇ. એ. વો. ૪ પા. ૨૬૭. ૩ અસલ લેખમાં આ ભાગ શકાસ્પદ છે.

૪ રબિમ્બગ ઉપરથી ૫ ચિહ્નરૂપે દર્શાવેલ છે. ૬ આંહિથી તે ધર્મ્માય સુધીનું બધું લખાણ રબિમ્બગમાં અસ્પષ્ટ છે, અને કેટલાક અક્ષરો જુદી જ રીતે વાંચવાના હશે. ૭ 'એટલે' ઠક્કુર.

નં. ૧૫૨

# ગિરનાર લેખો–નં. ૨૭[1]

વિ. સં. ૧૨૨૨

( ખબુત્રીખાણુ ઉપર અને સુવાવડી પરબ નીચે રસ્તાની ઉત્તર બાજુની દિવાલ ઉપર )

अक्षरान्तर

संवत् १२२२ श्रीमालज्ञाती-
यमहं. श्रीराणिगसूतमहं
श्रीआंबाकेन पद्या कारिता

ભાષાન્તર

" સંવત ૧૨૨૨, શ્રીમાળ જ્ઞાતિના રાણિગના પુત્ર આંબાકથી આ પવિત્ર પગથીયાં કરાવાયાં છે.

---

નં. ૧૫૩

# ગિરનારના લેખો–નં. ૩૦[2]

સં. ૧૨૨૩

( ખબુત્રીખાણુમાં આવેલો છે. )

अक्षरान्तर

सं. १२२३ महं. श्रीराणिगसुत[ महं ] श्रीआबाकेन पद्या कारिता.

ભાષાન્તર

સંવત ૧૨૨૩ રાણિગના પુત્ર શ્રીઆબાકથી આ પગથીયાં કરાવાયાં છે.

---

૧ રી. લી. એ. બો. પા. ૩૫૯ ૨ રી. એ. રી. બો. પા. ૩૫૯

નં૦ ૧૫૪

# જૂનાગઢમાં ભૂતનાથના મંદિરમાં

# રાજા કુમારપાલના સમયનો શિલાલેખ.[1]

વલ્લભી સંવત ૮૫૦

( વિ. સં. ૧૨૨૫ ઇ. સ. ૧૧૬૯ )

આ લેખ કઠણ કાળા પત્થર ઉપર કોતરેલો છે. તેની સપાટીનું માપ ૨૦ ફુટ×૧૨ ફુટ છે. જૂનાગઢના પ્રતિષ્ઠિત નાગર બ્રાહ્મણ મી. નૃસિંહપ્રસાદ હરિપ્રસાદે બંધાવેલા ભૂતનાથના શિવમંદિરમાં તે હાલ રાખ્યો છે. પરંતુ તેમાં લખ્યું છે કે, ધવલની પત્નિએ બે શિવમંદિરો બંધાવ્યાં હતાં અને તેના પોષણ માટે એક ગામ દાનમાં આપ્યું હતું. આ ધવલ, કદાચ આગળના લેખમાં જણાવેલો, કુમારપાલ રાજાનો મંત્રિ યશોધવલ હશે. લેખનો મધ્ય ભાગ ઘણોખરો નાશ પામ્યો છે અને તે ભાગના અક્ષરો તદ્દન ભૂંસાઈ ગયા છે. તેમાં એકંદરે હાલની દેવનાગરી લિપિમાં લખેલી સંસ્કૃતની ૩૪ પંક્તિઓ છે. તેમાં આપેલી તારીખ જાણવા જેવી છે કારણકે તેમાં બે જૂદા સંવતો આપ્યા છે એક, વલ્લભી અને બીજો સિંહ. પહેલા સંવતનું વર્ષ ૮૫૦ બીજાના વર્ષ ૬૦ ને મળતું આવે છે, અને બન્ને ઈ. સ. ૧૧૬૯ ને મળતાં આવે છે.

---

૧ પ્રા. સં. ઈ. પા. ૧૮૪

નં૦ ૩—નો સારાંશ.

૧. પ્રસ્તાવના—( અ ) વંશાવલી.‡

૧. મૂલરાજ ૧ ( પહેલો ).

૨. ચામુણ્ડરાજ

૩. દુર્લભરાજ

૪. ભીમદેવ. ૧

૫. કર્ણદેવ, ત્રૈલોક્યમલ્લ.

૬. જયસિંહદેવ–અવન્તિપતિ, ત્રિભુવનગણ્ડ અને વર્વરકપર વિજય મેળવનાર અને સિદ્ધ ચક્રવર્ત્તિ. ( સિદ્ધોનો ચક્રવર્ત્તિ )

૭. કુમારપાલદેવ–શાકંભરીના રાજાને યુદ્ધમાં જિતનાર.

૮. અજયપાલદેવ–શિવનો પરમ ભક્ત અને સપાદલક્ષના રાજાને નમાવનાર.

૯. મૂલરાજ. ૨ ( બીજો ) ગજ્જર્નકના રાજાનો યુદ્ધમાં પરાજય કરનાર

૧૦. ભીમદેવ-અભિનવ ( બીજો ) સિદ્ધરાજ

( બ ) અણહિલપાટકમાં રાજ્ય કરતો ભીમદેવ, અગંભૂતા અથવા ગંભૂતાના રાજપુરૂષો અને નિવાસીઓને વિક્રમ સંવત ૧૨૬૩, શ્રાવણ સુદી ૨ ને રવિવારે નીચેનું દાન જાહેર કરે છે.

૨ દાન ઈંદિલા ગામ. તેની સીમા—

( અ ) પૂર્વમાં દેઉલવાડા ગામ.

( બ ) દક્ષિણે કાલ્હરી ગામ.†

( ક ) પશ્ચિમે શેષદેવતિ ગામ.

( ડ ) ઉત્તરે ધારીયાવલિ ગામ.

૩ દાનનાં પાત્ર—રાણા સમરસિંહ ચહુમાનની પુત્રી રાણી લીલાદેવીએ કરીરા અને માલકતરી ગામો વચ્ચે લીલાપુરમાં બંધાવેલાં ભીમેશ્વર અને લીલેશ્વરનાં મંદિરો અને તે જ સ્થળનાં પ્રપા અને સત્રાગાર.

૪ રાજપુરૂષો—દાનનો લેખક કાયસ્થ, ઠાકુર કુમારનો પુત્ર ( એટલે ચીફ રજીસ્ટ્રાર ) મહાક્ષપટલિકા ઠાકુર વોસરિન|| ( ૨ ) દૂતક મહાસાંધિવિગ્રહિક ઠાકુર સૂધ( ? )

---

‡ અહિં દર્શાવેલા બધા રાજાઓ આ દાનપત્રમાં અને પછીનાંમાં મહારાજાધિરાજ પરમેશ્વર અને પરમભટ્ટારકના ઈલ્કાબો ધારણ કરે છે, જેથી તેઓ ઉચ્ચ ગુણવાન્ અને શિવના ઉપાસકો હતા, એમ જણાઈ આવે છે. † વિરમગામથી પાટણના રસ્તામાં આવેલું કાલરી ગામ કદાચ હોય. || ' કેસરીન 'ને બદલે ભૂલ હશે.

નં૦ ૧૬૧

# ભીમદેવ ૨ જાના રાજ્યસમયનો આબુનો લેખ[1]

## વિ. સં. ૧૨૬૫ વૈશાખ સુ. ૧૫ મંગળવાર

પ્રોફેસર એચ. એચ. વિલ્સને નીચે આપેલા લેખનું એક અધુરૂં ભાષાંતર એ. રી. વો. ૧૬ પા. ૨૯૯-૩૦૧ માં આપ્યું છે. હવે પ્રસિદ્ધ થયેલો પ્રતિલેખ, પ્રો. જી. બુલ્હરની મદદથી ડૉ. બર્જેસે લીધેલી પ્રતિકૃતિ પ્રમાણે તૈયાર કર્યો છે.

લેખ સંભાળપૂર્વક રાખેલો છે. પહેલી અને બીજી પંક્તિને અંતે થોડો ઘસારો લાગેલો છે, અને લેખના છેલ્લા અક્ષરો નાશ પામ્યા છે. લિપિ ૧૨ અને ૧૩ મી સદીની સાધારણ જૈન-દેવનાગરી છે.

આ લેખ ઉજ્જૈનના શિવમઠના મહંત કેદારરાશિએ કોતરાવ્યો હતો. તે ચપલ અથવા ચપલીય જાતિનો હતો. લેખનો હેતુ, તેણે અચલગઢમાં કનખલના તીર્થમાં કરેલાં બાંધકામોનું સ્મારક રાખવાનો છે. પવિત્ર આબુ પર્વતના ઇશ્વર શિવની સ્તુતિથી તે શરૂ થાય છે, અને ઉજ્જૈનનાં વખાણ પછી, જેમ રાજાઓ પોતાનાં દાનોમાં વંશાવલિ આપે છે તેમ, કેદારરાશિના આધ્યાત્મિક પૂર્વજોનાં નામો આપ્યાં છે. પહેલો સાધુ તાપસ છે. તે નૂતન-મઠમાંથી આવ્યો હતો અને ચણ્ડિકાશ્રમનો મહંત હતો. તેના પછી વાકલરાશિ, જયેષ્ઠજરાશિ, યોગેશ્વરરાશિ, મૌનિરાશિ અને યોગેશ્વરી-એક સાધ્વી, દુર્વાસરાશિ, અને છેવટે કેદારરાશિ આવે છે.

કનખલના દેવો માટે કેદારરાશિએ ઘણાં બાંધકામ કરાવ્યાં હશે એમ લેખ ઉપરથી જણાય છે. પહેલું, તેણે કનખલમાં કોટેશ્વરના મંદિરનો પુનરૂદ્ધાર કરાવ્યો, બીજું, તીર્થની અંદરનો બધો ભાગ પત્થરની મોટી લાદીઓથી જડાવ્યો, અને આસપાસ ઉંચી ભીંત ચણાવી હતી; ત્રીજું, અતુલનાથનાં મંદિરનો જીર્ણોદ્ધાર કર્યો હતો; ચોથું, શૂલપાણિનાં બે નવાં મંદિરો બંધાવ્યાં, અને કનખલ શંભુના મણ્ડલમાં કાળા પત્થરના સ્થંભોની હાર ઉભી કરીને તે મંદિરની શોભા વધારી હતી. તેની બેન મોક્ષેશ્વરીએ પણ એક શિવમંદિર બંધાવ્યું હતું.

આ બાબતો પ્રાચીન વસ્તુઓના અભ્યાસીને રસપડે એવી છે, પરંતુ ઐતિહાસિક દૃષ્ટિએ આ લેખનું મહત્ત્વ તેની તાજાકલમમાં છે. તેમાં કહ્યું છે કે, અણહિલવાડનો ભીમદેવ ૨ જો આબુનો મહારાજાધિરાજ હતો, અને ચંદ્રાવતીના મણ્ડલિક ધારાવર્ષે તેનું સર્વોપરિપણું સ્વીકાર્યું હતું, સંવત્ એટલે વિક્રમ સંવત્ ૧૨૫૫, અથવા ઈ. સ. ૧૨૦૮-૯.

---

૧ ઈ. એ. વો. ૧૧ પા. ૨૨૦ ડબલ્યુ કાર્ટેલીરી વિએના.

## अक्षरान्तर

१ ओं स्वास्ति ॥ यः पुंसां द्वैतभावं विघटयितुमिव ज्ञानहीनेक्षणाना — मर्द्धे स्वीयं विहायार्द्धमपि मुररिपोरेकभावात्मरूपः । — — —

२ रोदजन्मा प्रलयजलधरश्यामलः कंठनाले भाले यस्यार्द्धलेखा स्फुरति ग्रहभृतः पातु वः स त्रिनेत्रः ॥ १[1] अवंती भूलोकं निज[ भु ]-

३ जभृतां सौर्यपटलैः पुनंती विप्राणां श्रुतिविहितमार्गानुगमिनां । सदाचारैस्तारैः स्मरसरसयूनां परिमलैरवंती हर्षंती जय-

४ ति धनिनां क्षेत्रधरणी ॥ २[4] एतस्यां पुरि नूतनाभिधमठात् संपन्नविद्यातपा धी-रात्मा चपलीयगोत्रविभवो निर्वाणमार्गानुगः । एका-

५ ग्रेण तु चेतसा प्रतिदिनं चंडीशपूजारतः संजातः स च चंडिकाश्रमगुरुस्तेजोमय-स्तापसः ॥ ३ शिष्यो मुनेरस्य महातपस्वी

६ विवेकविद्याविनयाकरो यः । गुरूरुभक्तिव्यसनानिरिक्तो वभौ मुनिर्वाकलरासिनाम ॥ ४[6] जज्ञे ततो ज्येष्टजराशिरस्मा-

७ देकांतरी शांतमनास्तपस्वी । त्रिलोचनाराधनतत्परात्मा वभूव यागेश्वरराशिनाम ॥ ५ तस्मादाविरभूदहस्कर इव प्रव्य-

८ क्तलोकद्वयः कोधध्वांतविनाशनैकनिपुणः श्रीमौनिराशिर्मुनिः । शान्तिक्षान्तिद-यादिभिः परिकरैः शूलेश्वरीसन्निभा

९ शिष्या तस्य तपस्विनी विजयिनी योगेश्वरी प्राभवत् ॥ ६[8] दुर्वासराशिरेतस्याः शिष्यो दुर्वाससा समः । मुनीनां स वभूवो-

१० ग्रस्तपसा महसापि च ॥ ७ ॥[9]व्रतनियमकलाभिर्यामिनीनाथमूर्त्तिर्निजचरितवि-तानैर्दिक्षु विख्यातकीर्त्तिः । अमलचप-

११ लगोत्रप्रौघतानां मुनीनामजनि तिलकरूपस्तस्य केदारराशिः ॥ ८[10]जीर्णोद्धारं विशालं त्रिदिवपतिगुरोरत्र को-

१२ टेश्वरस्य व्यूढं चोत्तानपट्टं सकलकनखले श्रद्धया० यश्चकार । अत्युच्चैर्भिंपिमार्गे-र्दिवि दिवसपतिस्यंदनं वा वि-

१ छंद स्रग्धरा २ पं. ३ वांचो शौर्यपटलैः ३ वांचो मार्गानुगामिनां ४ छंद शिखरिणी ५ छंद शार्दूलविक्रीडित ६ छंद उपजाति पं. ६ वांचो भक्तिर्व्यस; बभौ; राशिनामा. पं. ७ वांचो बभूव; राशि-नामा. पं. ८ वांचो क्रोध. पं. ९ वांचो बभूवो. ७ छंद उपजाति ८ छंद शार्दूलविक्रीडित ९ छंद अनुष्टुभ १० छंद मालिनी.

१३ गृह्नन् येनेहाकारि कोटः कालिविहगचलचित्तवित्रासपासः ॥ ९ [2]अभिनवनिजकी-र्तेर्मूर्त्तिरुच्चैरिवादः स-

१४ दनमतुलनाथस्योद्धृतं येन जीर्ण्णं । इह कनखलनाथस्याग्रतो येन चक्रे नवनिवि-डविशाले सद्मनी

१५ शूलपाणेः ॥ १० [3] यदीया भगिनी शांता ब्रह्मचर्यपरायणा शिवस्यायतनं रम्यं चक्रे मोक्षेश्वरी भुवि ॥ ११ ॥ [4] प्रथम-

१६ विहितकीर्त्तिप्रौढयज्ञक्रियासु प्रतिकृतिमिव नव्यां मंडपे यूपरुपां । इह कनखलशंभोः सद्मनि स्तंभ-

१७ मालाममलकषणपाषाणस्य स व्याततान ॥ १२ [5] यावदर्बुदनागोयं हेलया नंदि-वर्द्धनं [6] वहति पृष्ठतो लो-

१८ के तावन्नंदतु कीर्त्तनं ॥ १३ [7] यावत् क्षीरं वहति सुरभी शस्यजातं धरित्री या-वत् क्षोणीं कपटकमठो यावदा-

१९ दित्यचंद्रौ । यावद्वाणी प्रथमसुकवेर्व्यासभाषा च यावत् श्रीमल्लक्ष्मीधरविरचिता तावदस्तु प्रशस्ति ॥ १४ [8]

२० संवत् १२६५ वर्षे वैशाख शु १५ भौमे चौलुक्योद्धरणपरमभट्टारकमहाराजा-धिराजश्रीमद्भीमदेवप्रवर्द्ध-

२१ मानविजयराज्ये श्रीकरणे महामुद्रामत्यमहं० ठाभूप्रभृति समस्तपंचकुले परिपंथय-ति । चंद्रावतीनाथमांड-

२२ लिकासुरशंभुश्रीधारावर्षदेवे एकातपत्रवाहकत्वेन भुवं पालयति । षट्दर्शनअवलं-बनस्तंभसकलकलाकोविद-

२३ कुमारगुरुश्रीप्रल्हादनदेवे [9] यौवराज्ये सति इत्येवं काले केदारराशिना निष्पादित मिदं कीर्त्तनं । सूत्र पाल्हण ह

२४ केन [ उत्कीर्ण्णं ]

---

१ पं. १४ वांचो गृह्नन्; पाशः; मूर्त्ति. पं. १५ वांचो ब्रह्म, २ छंद स्रग्धरा. ३ छंद मालिनी ४ छंद अनुष्टुभ् ५ छंद मालिनी ६ पं. १७ वांचो दर्बुद. पं. १९ वांचो प्रशस्तिः ७ छंद अनुष्टुभ् ८ छंद मंदाक्रान्ता ९ पं. २२ वांचो दर्शनावलंबन अ नी ઉપર બે લીટા છે જે બતાવે છે કે अ ને ભૂંસી નાંખો પં. ૨૩ વાંચો प्रह्लादन.

ભાષાન્તર

ૐ ! સ્વસ્તિ !

(૧) જ્ઞાનહીન જનોનો દ્વૈતભાવ નાશ કરવા, જેણે પોતાનું અર્ધું અંગ ત્યાગ કર્યું છે અને બીજું અર્ધું વિષ્ણુના રૂપ જેવું જ કર્યું છે, જે ... ... નો જન્મ, જેનો કંઠ પ્રલય કાળના શ્યામ વાદળ સરખો છે અને જેના ભાલપર ચંદ્રની અર્ધલેખા સ્ફુરે છે તે–ત્રણ લોચનવાળા દેવ (શિવ) તમારૂં રક્ષણ કરો.

(૨) અવન્તી નગરીનો જય હો !–જે નગરી ધનિકોનું સ્થાન છે, જે તેના રાજાઓના શૌર્યથી જગતનું રક્ષણ કરે છે અને શ્રુતિવિહિત માર્ગનું અનુગમન કરતા દ્વિજોનાં પવિત્ર અને ઉજ્જવળ જીવિતથી જે જગતને શુદ્ધ કરે છે અને જે સ્મરના આવેશથી શોભતા યુવાનોની ક્રીડાના પરિમલથી જગતને આલ્હાદ આપે છે.

(૩) આ શહેરમાં નૂતન મઠમાંથી તાપસ પ્રકટયો જે વિદ્યા અને તપ સંપન્ન, ધીરાત્મા ચપલીય ગોત્રનું ભૂષણ, નિર્વાણ માર્ગને અનુસરતો, અને જે પ્રતિદિન ચંડીશ(શિવ)ની પૂજા ખરા મનથી કરતો તે ચંડિકાશ્રમનો શ્રી ગુરૂપતિ થયો.

(૪) આ મુનિના શિષ્ય મહાતપસ્વી, વિદ્યા, વિવેક, અને વિનયના ભંડારરૂપ, અને ગુરૂઓની ભક્તિ કરનાર, વ્યસન રહિત વાકલરાશિ નામે ઋષિ હતા.

(૫) તેના પછી જ્યેષ્ટજ રાશિ આવ્યો. અને તેના પછી ત્રિલોચન (શિવ)ની પૂજામાં એકચિત્ત અને શાંત મનનો તપસ્વી યોગેશ્વરરાશિ નામે હતો.

તેના પછી બન્ને લોકને પ્રકાશતા સૂર્ય સમાન, ક્રોધનું તિમિર હણવામાં અતુલ શ્રીમૌનિરાશિ, પ્રકટયો. આ સાધુની શિષ્યા તપસ્વીની અને વિજયશાલી યોગેશ્વરી ઉત્પન્ન થઈ, જે સાધ્વી, શાન્તિ, ક્ષાન્તિ અને દયા વગેરે ગુણોથી શૂલેશ્વરી સમાન હતી.

(૭) તેનો શિષ્ય દુર્વાસરાશિ, દુર્વાસા સમાન હતો; તે ઉગ્ર તપથી તથા પ્રતાપથી મુનિઓમાં અગ્રણી ગણાયો.

(૮) મલ રહિત ચપલ ગોત્રના મુનિઓનો અલંકાર સમાન તેનો શિષ્ય કેદારરાશિ ઉત્પન્ન થયો જે કલાથી વૃદ્ધિ પામનાર ઇન્દુ સમાન તેનાં વ્રત અને નિયમ પાલનથી હતો અને જેના સદાચારવાળા જીવિતનો યશ અખિલ જગમાં વિખ્યાત હતો.

(૯) જે કેદારશશિએ ઇન્દ્રના ગુરૂ કોટેશ્વરના (શિવના) મંદિરનો વિશાલ જીર્ણોદ્ધાર કરાવ્યો અને આખા કનખલમાં ફરસબંધી ભવ્ય કામ શ્રદ્ધાથી કરાવ્યું. જેણે આ સ્થાનમાં કોટ બંધાવ્યો હતો, જે કોટ તેની ઉંચી દિવાલોથી નભમાં સૂર્યનો રથ કદાચ અટકાવશે એવો લાગતો હતા અને જે કલિના પક્ષિસમાન ચલાયમાન ચિત્તને ભયભીત કરનારી જાળ જેવો લાગતો હતો.

(૧૦) જેણે અતુલનાથનું જૂનું નિવાસસ્થાનનું સમારકામ કરાવ્યું હતું, અને પોતાના યશની એક ઉચ્ચ પ્રતિમા સમાન કનખલનાથના અગ્ર સ્થાનમાં બે નવાં શૂલપાણિનાં ભવ્ય મંદિરો બંધાવ્યાં હતાં.

(૧૧) જેની ભગિની મોક્ષેશ્વરીએ જે પૃથ્વીપર શાન્ત અને બ્રહ્મચર્યપરાયણ હતી, તેણે શિવનું રમ્ય મંદિર બાંધ્યું.

(૧૨) કેદારશશિએ કનખલશંભુના મંડપમાં, પ્રાચીન બૃહતકીર્તિવાળા યજ્ઞોની ક્રિયામાં કરેલા યજ્ઞસ્થમ્ભના અનુકરણ જેવા શુદ્ધ શ્યામ પત્થરના સ્થંભની હાર બંધાવી.

(૧૩) જ્યાંસુધી અર્બુદ નાગ શ્રમ વિના નન્દિવર્ધનને પોતાની પીઠ પર ધારે ત્યાંસુધી આ કીર્તિન જગમાં રહેશે.

(૧૪) વિખ્યાત લક્ષ્મીધરથી આ રચાએલી પ્રશસ્તિ, જ્યાંસુધી ઈશમાંથી પ્રકટ થતી ગંગાનાં સર્વોત્તમ જળનું વહન ભૂમિ કરે, જ્યાંસુધી વિષ્ણુ કૂર્મના રૂપમાં પૃથ્વીનુ ધારણ કરે, જ્યાંસુધી ચંદ્રસૂરજનું અસ્તિત્વ રહે અને જ્યાંસુધી* આદિ કવિવરની વાણી અને વ્યાસની વાણી રહે ત્યાંસુધી ટકી રહો.

સંવત ૧૨૯૫, વૈશાખ સુદિ ૧૫ ને મંગળવારે; ચૌલુકય વંશના ઉદ્ધારક પરમભટ્ટારક, મહારાજાધિરાજ શ્રીભીમદેવના વિજયીરાજ્યમાં: જ્યારે મહં ઠાભૂ (?) શ્રીશ્રીકરણાદિ સમસ્તમુદ્રા અને પંચકુલનું કાર્ય કરે છે, જ્યારે ચન્દ્રાવતીનો નાથ માંડલિકોનો સ્વામી શ્રી ધારાવર્ષદેવ પૃથ્વીની રક્ષા કરે છે; જ્યારે શ્રી§પ્રહ્લાદનદેવ–સર્વકલા અને શાસ્ત્રોમાં નિપુણ ને અતિ પૂજનીય કુમાર–યુવરાજ હતો તે સમયે કેદારરાશિએ આ કીર્તનની રચના કરી. (કોતરાયું) સૂત્ર પાલ્હણ કડીઆથી.

---

* વાલ્મીકિની રામાયણ. § ધારાવર્ષનો ન્હાનો ભ્રાતા પ્રહ્લાદનદેવ કવિ હતો અને તેણે ઘણાં સંસ્કૃત નાટકો લખ્યાં હતાં. જુવો રી. ઓન સર્ચ ફોર સંસ્કૃત મેન્યુ. મુંબઈ. ૧૮૭૨–૭૩ પા. ૪.

# અણુહિલવાડના ચૌલુક્ય રાજા ભીમદેવ ૨ જાનું દાનપત્ર[1]

### વિક્રમ સંવત ૧૨૬૬ અને સિંહ સંવત ૯૬

આ લેખ પણ, રોયલ એસિયાટિક સોસાયટિની લાયબ્રેરીમાંથી ૧૮૭૯ માં તપાસવા માટે મને મળેલાં અસલ પતરાં ઉપરથી હું પ્રસિદ્ધ કરૂં છું. આ લેખ અગાઉ પ્રસિદ્ધ થયો નથી. આ પતરાં કયાંથી મળ્યાં તે હું જાણતો નથી. આ લેખનો લિથોગ્રાફ હવે પછી ઇંડિયન ઇન્સ્ક્રિપશન્સ, નં. ૧૧ માં પ્રસિદ્ધ થશે.

આ ત્રણ પતરાં છે. તેમાં પહેલું અને બીજું એક જ બાજુએ કોતરેલું છે. દરેક પતરૂં લગભગ ૧૧૩/૧૬"×૭૫/૮" માપનું છે. તે વદન લીસાં છે. તેના કાંઠા જાડા અથવા વાળેલા પણ નથી. પરંતુ સુરક્ષિત સ્થિતિમાં છે, અને આખું લખાણ સહેલાઇથી વાંચી શકાય છે. પહેલા અને ત્રીજા પતરાના માર્જીનમાં લખાણની નીચે, તથા બીજા પતરાની પાછળની બાજુએ તેના અનુક્રમે અંકો લખ્યા છે. પહેલા પતરાના નીચેના ભાગમાં અને બીજાં બેના ઉપરના ભાગમાં તેને જોડવા માટે એક કડીનાં કાણાંઓ છે. કડી ત્રાંબાની અને સાદી છે. અને તે ૫/૧૬" જાડી તથા ૨૧/૨" વ્યાસની છે. મને પતરાં મળ્યાં ત્યારે એ કડી કાપેલી હતી તેની ઉપર મુદ્રા લગાડેલી અથવા કાઢી લીધેલી હોવાની નિશાની નથી. આ દાનપત્રની જો મુદ્રા હોય તો તે ઉપલબ્ધ નથી. પતરાંના સ્થળ અને સમયને યોગ્ય લિપિ છે. તેમાં ૨ થી ૨૯ પંક્તિઓમાં અને પતરાંના અનુક્રમમાં ૧ થી ૬ સુધીના તથા ૯ માટેના દશાંશ આંકડા આપ્યા છે. અક્ષરોનું સરાસરી કદ ૧/૪" છે, પરંતુ આ કદ એક સરખું જાળવેલું નથી. કોતરકામ સારૂં અને ચોખ્ખું છે, ભાષા સંસ્કૃત છે, અને એક આશીર્વાદ તથા શાપનો શ્લોક જે ૪૭–૪૮ પંક્તિમાં આપ્યો છે, તે સિવાય આખો લેખ ગદ્યમાં છે. તેમાં ભૂલો ઘણી છે; પરંતુ, ૧૭ મી પંક્તિમાં ઠાવીના રાજા નાગાર્જુનનો સંતોષકારક પાઠ, જે આ વંશનાં અન્ય કોઈ પ્રસિદ્ધ થયેલાં દાનપત્રોમાંથી મળતો નહોતો, તે આમાંથી મળે છે, એ વિચિત્ર છે.

આ લેખ અણહિલવાડના ચૌલુક્ય રાજા ભીમદેવ ૨ જાના સમયનો હોવાનું લખ્યું છે. પરંતુ તેમાં લખેલું દાન કોઈ ઉતરતા દરજ્જાના માણસોએ કંઈ ગોઠવણ કર્યાનું કહે છે. લેખ સાંપ્રદાયિક નથી. તેનો હેતુ એક ખેતી માટેનો કૂવો તથા તે સાથેના હવાડાના પોષણ માટે આપેલાં જમીનનાં દાનોની નોંધ લેવાનો છે.

અણહિલપાટક, અથવા આ અને બીજા લેખોમાં લખ્યું છે તેમ, અણહિલ્લપાટક જે શહેરમાં લેખ લખવામાં આવ્યો હતો તે સિવાયનાં બીજાં સ્થળો નીચે મુજબ દર્શાવેલાં છેઃ—ઘાટેલાણા, જે ગામમાં તે કુવો તથા હવાડો હતાં; આકવલીયા, ભૂહરડા, સાકલી, સમડીયા, સીવાલીયા, અને વરડી ગામો, તથા સોષડી નદી જે દાનની વિગતમાં આપી છે; બ્રહ્મપુરીનું ગામ અથવા ગામડું, જે સાક્ષીઓની યાદીમાં આપ્યું છે; અને ધર્મવહિકા– શહેર અથવા ગામડા જેવું લાગે છે—જે સ્થળે દૂતકે દાનપત્ર દાન લેનાર પુરૂષને, સ્વાધીન કર્યું હતું તથા તામ્રપત્રો ઉપર કોતરાયું હતું.

---

૧ ઈ. એ. વો. ૧૮ પા. ૧૧૦–૧૧ જે. એફ. ફ્લીટ

પ્રસ્તાવનામાં કહ્યું છે તે મુજબ આ સ્થળો, હાલના કાઠિઆવાડમાં સુરાષ્ટ્ર મણ્ડલ( હાલનો સોરઠ પ્રાન્ત )ની તથા વામનસ્થલી જે કાઠિઆવાડમાં જુનાગઢ સ્ટેટમાં હાલનું વંથળી છે, તેની નજીકમાં છે. પરંતુ ધર્મવર્હિકા એ કદાચ અણહિલવાડનું જ બીજું નામ હશે. વંશાવળીમાં આપેલાં સ્થળોમાં અવન્તી એ માળવામાં ઉજ્જયિનીનું બીજું નામ છે. શાકંભરી એ રાજપૂતાનામાં જયપુર સ્ટેટનું **સંભર** અથવા **સાંભર** માનવામાં આવે છે. ( ઇ. એ. વો. ૮ પા. ૫૯, નોટ ૬; અને વો. ૧૦ પા. ૧૬૧ ). **સપાદલક્ષ** પ્રદેશ એ ડૉ. ભગવાનલાલ ઇંદ્રજીએ પંજાબમાં **સિવાલિક** પર્વતોની હારનો પ્રદેશ કહ્યો છે. ઈ. એ. વો. ૧૦, પા. ૩૪૫; અને કાવી એ ભરૂચ ડિસ્ટ્રિક્ટનું હાલનું **કાવી** જણાય છે.

આ લેખની તારીખ ૧ **થી** ૪ પંક્તિમાં શબ્દ અને દશાંશ સંખ્યાઓમાં આપી છે, તેની વિગતઃ—વિક્રમ-સંવત ૧૨૬૬,-ચાલુ અથવા પૂરૂં થયેલું તે ચોકખું બતાવ્યું **નથી**,-અને સિંહ-સંવત ૯૬; માસ માર્ગ એટટલે માર્ગશીર્ષ શુકલ પક્ષ; તિથિ ૧૪ તથા ગુરુવાર. તેની બરોબર અંગ્રેજી તારીખ ઈ. સ. ૧૨૦૮ અથવા ૧૨૦૯ માં, આપેલું વિક્રમ સંવત ઉત્તરનું અથવા દક્ષિણનું લઈ ચાલુ અથવા ગત જે પ્રમાણે લઈએ તે ઉપર આધાર રાખી, આવે છે. પ્રોફેસર કે. એલ. છત્રેનાં ટેબલ ઉપરથી નીચે પ્રમાણે આવે છે.

દક્ષિણ( અને ઉત્તર )નાં વિક્રમ સંવત ૧૨૬૬, ચાલુમાં માર્ગશીર્ષ શુદ ૧૪, ૨૩ મી નવેંબર ઈ. સ. ૧૨૦૮ રવિવારે અણહિલવાડ માટે સૂર્યોદય પછી ૫ ઘડી અને ૫૮ પળે પૂરી થઈ. અને દક્ષિણનાં ( અને ઉત્તરનાં ) ચાલુ વિક્રમ સંવત ૧૨૬૭( ૧૨૬૬ ગત )માં માર્ગશીર્ષ શુદ ૧૪–જે તિથિ જોઇએ છે તે મુજબ, ઈ. સ. ૧૨૦૯ ના નવેંબર તા. ૧૨ તે ગુરૂવારે આશરે ૨૨ ઘડી અને ૩૧ પળે પૂરી થઇ એટલે લેખમાં આપેલી તારીખની બરોબર આ યોગ્ય અંગ્રેજી તારીખ છે.

## अक्षरान्तर[1]

### पतरूं पहेलुं.

१ ॐ[2] स्वस्ति श्रीमद्विक्रमनृपकालातीत संवत्सरै[3] शतेषु द्वादशसु षटषष्ठ्यधिके[4]
२ षु लौकिकं[5] मार्ग्गमासस्य शुक्लपक्षचतुर्दश्यां गुरुदिने अत्रांकतोः पि[6] श्री-
३ विक्रमसंवत् १२६६ वर्षे श्रीं[7]सिंहसंवत् ९६ वर्षे लौकि० मार्ग्ग शुदि १४ गुरात्र-
४ स्यां संवत्सरमासपक्ष द्रिनवारपूर्वायां तिथावद्येह श्रीमदणहिल्लपाटके सम-
५ स्त राजावली विराजित परमभट्टारक महाराजाधिराज परमेश्वरश्रीमूलराज-
६ देवपादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीचामु( ं* )डराजदेव-
७ पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीदुर्लभराजदेव पादा-
८ नुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वर श्रीभीमदेवपादानुध्यात प-
९ रमभट्टारक महाराजाधिराजपरमेश्वर त्रैलोक्यमल्ल श्रीकर्ण्णदेवपादानु-
१० ध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्वरावंतीनाथ वर्व्वरकजिष्णु सिद्धच-
११ क्रवर्त्ति श्रीमज्( ज् * )यसिंहदेव पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमे-
१२ श्वर प्रौढप्रतापचतुर्भुजविक्रमरणांगणविजित णकंररीभूपाल श्री-
१३ कुम( ा× )रपालदेव पादानुध्यात परमभट्टारक महाराजाधिराज परमेश्व-
१४ र कलिकालनिक्व( ष्क )लंकावतारित रान्व( म )राज्यप्राप्ता( त )करदी कृत सपा-

### पतरूं बीजुं—प्रथम बाजु

१५ दलक्ष लक्ष्मापाल श्रीमदजयपालदेव पादानुध्यात परम भ-
१६ ट्टारक महाराजाधिराज परमेश्वर परमट्टारकं आहवे परा-
१७ भूत दुर्जय नागार्जुन काविरोज श्रीमूलराजदेव पादानुध्या-
१८ त परमभट्टारक महाराजाधिराज परमेश्वराभिनव सिद्धराज-

---

१ અસલ પતરાં ઉપરથી २ ચિહ્નરૂપે દર્શાવેલ છે. તે જ પ્રમાણે લેખને છેડે; પરંતુ ચિહ્ન આંહિના જેવું નથી. ૩ આ ર શબ્દ પ્રથમ ભૂલાઈ ગયો હતો અને પાછળથી ઉમેરવામાં આવ્યો છે. ૪ વાંચો षट्षष्ट्य० ૫ અહીં લઘુરૂપની નિશાની કદાચ એમ બતાવતી હોય કે આ શબ્દને બદલે लौकिक गणनया એવો કોઈ શબ્દ હશે. ૬ आंकतोपि ૭ વાંચો श्री ૮ આંહિ વાપરેલ द् નું રૂપ સામાન્ય રીતે ध् ને માટે વપરાય છે. ૯ વાંચો शाकंभरी ૧૦ આ ટાઇટલ આગળ આવી ગયો છે અને નકામો ફરી વાપરેલો છે. ૧૧ વાંચો भट्टारकाहव ૧૨ વિક્રમ સંવત્ ૧૨૬૩ ના દાનપત્રમાં ( ઇ. એ. વો. ૬ પા. ૧૯૪ પં. ૧૦-૧૧ ) અને અન્ય સ્થળે ડો. બ્યુલ્હરે गर्ज्जनकाधिराज પાઠ તથા તરજુમો 'ગર્જ્જનકોના રાજા' પ્રસિદ્ધ કરેલ છે. પરંતુ આ દાનપત્રમાં મેં આપેલું વાંચન તદ્દન સ્પષ્ટ છે.

१९ देव वोले नारायणावतार श्रीभीमदेवकल्याणविजयराज्ये[ ।* ]
२० तत्पादपद्मोपजीविनि महामात्य श्रीरतनपाले श्री श्रीकरणा-
२१ दौ समस्तमुद्राव्यापारानुपरिपंथयतीत्येवं काले प्रवर्त्तमाने
२२ अस्य प्रभोः प्रसादावाप्तपत्तलयां भुज्यमान श्रीसुराष्ट्रमंडले
२३ महौं० प्रति० श्रीसोमराजदेवे क्त( त )न्नियुक्त वामनस्थली श्रीक-
२४ र्णे महँ० श्री सो( शो )भनदेव प्रभृतिपंचकुलप्रतिपत्तौ शासनम-
२५ भिलिख्यते यथा । प्राग्वात् ज्ञांतीय महं० वाल्हरासुत महं०-

पतरूं बीजुं—बीजी बाजु.

२६ महिपालेन घंटेलाणा ग्रामे दक्षिण दिशु( शा )भागे कारापित् ( ।· ) वापी तथा
२७ प्रपायां च संजातभरितायां तिथौ नागरज्ञातीय दु०पारास( श )रसुत दु०-
२८ माधवाय घंटेलाणा ग्रामे वापी प्रतिव( ब )द्ध क्षेत्रं भूमिपाँश वृसंख्या-
२९ यां पाश ५० पंचाशत( त् ) पाशा( :·। ) । अस्याघाटा [ यथा ÷ ] । पूर्वतो
ज्यो०⁸ सुमचंड क्षेत्र( ÷ × ) ।
३० तथा सोषडीनाम नदी सीमा[।÷] दक्षिणतोपि सोषडीनाम नदी सीमा । पश्चिम-
३१ तो रौ०⁹ वेदगर्भसक्त( त्क ) क्षेत्र( ÷।· ) सीमा । उत्तरतो राजमार्ग्ग( :+ )
सीमा । ( ।। )तथा प्रपाक्षे-
३२ त्रं द्वितीयं तथा ग्रामे उत( त्÷ )रादिशायां वा( य·। )व्य कोणश्रित भूमिपाशवृसंख्या-
३३ यां पाश १०० शतमेकं । अस्य च आघाटा यथा। पूर्वतो राजकीय भूमीशीमा* ।
३४ दक्षिणतो मेह० सोलूयौ क्षेत्र भूमी सीमा । पश्चिमतो भूहरडाग्रामसीमा
३५ यां सीमा । उत( त् ÷ )रतो वहणि सीमायां सीमा । ( ।। ) तथा आकवलीया
ग्रामे ग्रामात्-
३६ उत(त्)र दिशि(शा)भागे भूमिखंड १ संख्यायां वृ० पाश १०० शतमेकं । अस्य च
३७ आवाटा [ यथा+ ] । पूर्व्वतो साकलीग्रामसीमायां सीमा । दक्षिणतो वरडी
सीमा । प-
३८ श्चिमतो घंटेलाणाग्रामस्योपरि गच्छमान मार्ग्ग[ :÷ ]सीमा । उत( त् )रतो व-
हणीसीमा [ ।·। ]

---

१ बाल ને બદલે વાપરેલું वाल એમ સુધારો કરવો જોઇએ. वा નો वो કોતરનારની ભૂલથી થયો જણાય છે. ૨ કદાચ આપણે આ પાઠનો સુધારો पत्तलायां એમ કરવો ઘટે છે. પરંતુ એમ પણ સંભવ છે કે તે શબ્દ કોઇ બીજા અર્થમાં વપરાયો હોય તેને અંગે તૃતીયા વિભક્તિ સાચી હોય. ૩ એક જ હોદ્દો જેવો કે મહાપ્રતિહાર બતાવવાનું ટૂંકું રૂપ આ છે કે બે જૂદા જૂદા હોદ્દા જેવા કે 'મહામાત્ય—પ્રતિહાર' બતાવે છે તે કહી શકાતું નથી. ૪ એટલે महत्तर અથવા महत्तम ૫ વાંચો प्राग्वाड् ज्ञातीय ૬ આ ટૂંકું રૂપ શા માટે છે તે કહેવા હું અસમર્થ છું. ૭ એટલે वृत्तिः અથવા वृत्तम् ૮ કદાચ ज्योतिष ૯ रौत ૧૦ વાંચો भूमी सीमा ૧૧ मेहरनो સંભવ છે.

३९ तथा भूहरडा ग्रामो[ मे ]पि भूमिख[ ⁻ × ]ड १ संख्यायां वृ० पाश १०० शतमेकं । अस्य

पतरूं त्रीजुं

४० च आघाटा[ यथा ] पूर्वतो घांटेलाणाग्रामसीमायां सीमा । दक्षिणतो समडीया ग्राम सी-
४१ माय् [ आ ]म् [ सीमा ÷ ] । पश्चिमतो तथा ग्रामीयवहणिसीमायां सीमा । उत[ त् ]रतो सीवलीया-
४२ वहणिसीमाया [⁻]सीमा । एवं चतुराघाटविशुद्धा भूमि स्वसीमापर्यंत [⁻÷]य-
४३ थाप्रसिद्धपरिभोज्या गृहाणा [ ⁻ + ]पल्लडीकासमेता खलकक [ च् ÷ ]छक भूमी
४४ सहितां अकरा निर्मला गोपथगोप्रचारसमेता उदकपूर्वधर्म्मेण पद-
४५ त्ता । [ ॥ ]एषा वापी तथा प्रपाच दु० माधवेन सदैव भरणीया । वापी[ ⁻+ ] तथा प्रपा[ ⁻÷ ] च-
४६ दु० माधवेन भरमाणेन सता एषा भूमी ष[ खं ]डचतुष्टयसंख्याका आचं-
४७ द्रार्ककालं यावत[ त् ] संतानपरंपरया भोक्तव्या भोक्तारणीयाश्च ॥ जानीहिदत्तानि
४८ पुरा नरेंद्रै दानानि धर्म्मार्थयस[श]स्कराणि । निमाल्यवंते प्रतिमानि तानि को नाम
४९ साधु[ :× ]पुनारा ददीत ॥ अत्रार्थे साक्षि ॥ वामं श्रीसोमनाथदेवीयस्थानां० दुर्वासु ॥ श्री-
५० विसढेश्वरदेवमछि[ ढे ]त्यस्थाना[ न ]पति विम्वलज श्री केदारमठेत्यस्थाना० त्र( ब्र )ह्मजा । दे-
५१ वी श्री कपालेश्वरीस्ता[ स्था ]नीया स्थाना० क्षदजा स्थाना०यो० लाशासुतयो० वेदा ई[ ? ]क्षा आ-
५२ लासुत ई[ ? ]क्षा सावदेव । त्र( ब्र )ह्मपुरीय ई[ ? ]क्षा । दिसिकेसिसुत०- ई[ ? ]क्षां० छे डा । तथा त्रा[ ब्रा ]ह्मण-
५३ मद[ धु ]सूदनसुतपंडित० सोमरवि महाजनमोढ श्रेष्टि०[11] नानसुत० श्रेष्टि० सूमा । कल्य० श्रे-
५४ ष्टि०खेता । प्राग्वां० श्रेष्टिधरणिग श्रेष्टि०कुदासुत० गांदेव । गूर्जं०[13] महाजन श्र् [ ⁻ + ]ष्टि-
५५ यजके ॥ कूपं खलकं कस्थ[ च्छ ]कं गोपथं गोप्रचारं भोक्तव्यं च ॥ दूतकैः स्वयं ॥ धर्मवर्हि-
५६ कायां संचरितं चाज्ञातं ॥ छ ॥ श्रीः ॥ ॐ ॥

१ वांचो सहिता २ आंहि शो पाठ छे ते जणातुं नथी. ३ छंद ईन्द्रवज्रा हमेशनुं वांचन यानीह छे. ४ वांचो नरेन्द्रैर्दानानि ५ वांचो निर्माल्यवान्त० ६ पहेलां न कोतर्यो हतो अने पछी तेमांथी त नो सुधारो कर्यो छे ७ वामानस्थली ने बदले लघु रूप वामं वपरायुं छे. ८ एटले स्थानाधिकारि अथवा स्थानापति ( स्थानपति ने बदले ) तेनी पछीनी पंक्तिमां छे तेम. ९ एटले कदाच योगिन् १० लघु रूपनी निशानी भूलथी लखाई जणाय छे. ११ आंहि अने नीचे ज्यां आवे छे त्यां वांचो श्रेष्ठि १२ एटले प्राग्वाट्. १३ एटले गूर्जर अथवा वधारे संभवित गुर्जर १४ आ विसर्ग अधुरो कोतरेलो छे; मात्र तेनो नीचेनो भाग बराबर कोतरेलो छे.

### ભાષાન્તર—સારરૂપે

નીચે પ્રમાણે તારીખથી લેખનો આરંભ થાય છેઃ—શ્રીમાન વિક્રમ રાજાના કાળ પછી સંવત ૧૨૯૬ મા વર્ષમાં અને લૌકિક માર્ગમાસ શુક્લપક્ષ ૧૪ ને ગુરુવારે; અથવા સંખ્યામાં વિક્રમ વર્ષ ૧૨૯૬ વર્ષે અને સિંહ સંવત ૯૬ વર્ષે લૌકિક માર્ગમાસ સુદિ ૧૪ ને ગુરુવારે; ઉપર કહેલા સંવત, માસ, પક્ષ, દિન અને તિથિએ આજે; અણહિલપાટક પ્રસિદ્ધ શહેરમાં; અને ત્યાર પછી તે નીચેની વંશાવલી આપે છેઃ—

પરમભટ્ટારક, મહારાજાધિરાજ અને પરમેશ્વર શ્રીમાન મૂલરાજદેવ ( પહેલો ) ( પં. ૫ ) તેનો પાદાનુધ્યાત પ. મ. પ. શ્રીમાન્ ચામુણ્ડરાજદેવ (પં. ૬ ) હતો. તેનો પાદાનુધ્યાત પ. મ. પ. શ્રીમાન્ દુર્લભરાજદેવ હતો. (પં. ૭) તેનો—પાદાનુધ્યાત પ. મ. પ. શ્રીમાન્ ભીમદેવ (પહેલો) ( પં. ૮ ) હતો. તેનો પાદાનુધ્યાત પ. મ. પ. ત્રૈલોક્યમલ્લના ઉપનામવાળો શ્રીમાન્ કર્ણદેવ હતો. ( પં. ૯ ) તેનો પાદાનુધ્યાત પ. મ. પ. અવન્તિનાથ અને વરવરકોનો પરાજય કરનાર, સિદ્ધચક્રવર્તિના ઉપનામવાળો શ્રીમાન્ જયસિંહદેવ ( પં. ૧૧ ) હતો. તેનો પાદાનુધ્યાત વિષ્ણુ ભગવાન્ સરખો પ્રૌઢ પ્રતાપી, શાકંભરીના રાજાનો પરાજય કરનાર પ. મ. પ. શ્રીમાન્ કુમારપાલદેવ (પં. ૧૩) હતો. તેનો પાદાનુધ્યાત કલિયુગમાં રામ જેવું નિષ્કલંક રાજ્ય કરનાર, અને જેણે સપાદલક્ષ દેશના રાજા લક્ષ્માપાલ પાસેથી ખંડણી લીધેલી તે પ. મ. પ. શ્રીમાન્ અજયપાલદેવ ( પં. ૧૫ ) હતો. તેનો પાદાનુધ્યાત કાવિના દુર્જય રાજા નાગાર્જુનનો પરાજય કરનાર પ. મ. પ. શ્રીમાન્ મૂલરાજદેવ ( બીજો ) ( પં. ૧૭ ) હતો અને તેનો પાદાનુધ્યાત પ. મ. પ. શ્રીમાન્ ભીમદેવ ( બીજો ) ( પં. ૧૯ ) અભિનવ સિદ્ધરાજદેવ નામધારી સાક્ષાત્ બાલનારાયણ( વિષ્ણુ )નો અવતાર છે તે હતો.

રાજા ભીમદેવ ૨ બીજાના રાજ્ય સમયમાં જ્યારે તેનો પાદપદ્મોપજીવિન્ મહામાત્ય શ્રી રત્નપાલ (પં. ૨૦) રાજ મુદ્રાને લગતાં સમસ્ત કામી અને બીજાં ખાતાંઓની દેખરેખ રાખતો હતો; અને પોતાના ધણીની પ્રસાદીથી પ્રાપ્ત કરેલ સૌરાષ્ટ્ર મણ્ડલનો ઉપભોગ (પં. ૨૨) વામનસ્થલી શહેરમાં પોતાના પ્રતિનિધિ મહાપ્રતિહાર સોમરાજદેવદ્વારા કરતો હતો. ( પં. ૨૩ ) જ્યારે ( પં. ૨૩ ) મહત્તર અથવા મહત્તમ શ્રી શોભનદેવના કુળ સહિત પાંચ કુળોની અનુમતિથી નીચે પ્રમાણેનું દાનપત્ર જાહેર થયું હતું ( પં. ૨૫ ):—

પ્રાગ્વાટ જાતિના વાલહરાના પુત્ર મહિપાલે, ઘણ્ટેલાણા ગામના (પં. ૨૬) દક્ષિણ ભાગમાં વાપી કરેલો અને પ્રપા પણ કરાવ્યો છે. અને નાગર જાતિના પારાશરના પુત્ર માધવને ઘણ્ટેલાણા ગામમાંના ( પં. ૨૮ ) વાપી સાથે જોડાએલું ૫૦ પાશનું ( પં. ૨૯ ) ખેતર અપાયું છે. તેની સીમાઃ—પૂર્વમાં સુમચણ્ડનું ખેતર, ને સોષડી નદી (પં. ૩૦ ); દક્ષિણમાં પણ સોષડી નદી; પશ્ચિમે રૈતવેદગર્ભના કખજાનું ખેતર; અને ઉત્તરે રાજમાર્ગ છે.

વળી (પં. ૩૧) ગામના ઉત્તર દિશાના ભાગમાં વાયવ્ય ખૂણે આવેલું પ્રપાક્ષેત્ર જેની ભૂમિ ૧૦૦ પાશ ( પં. ૩૩ ) છે તે બીજું ખેતર પણ આપ્યું છે. તેની સીમાઃ—પૂર્વે રાજકીય ભૂમિ; દક્ષિણે મેહર સોલૂયાનું ખેતર; પશ્ચિમે ભૂહરડા ( પં. ૩૪ ) ગામની સીમા અને ઉત્તરે વહણિની સીમા છે.

તેમ વળી આકવલીયા ગામમાં ઉત્તર ભાગમાં એક ખંડ ધાન્ય ઉત્પન્નવાળું ૧૦૦ પાશનું ખેતર આપ્યું છે ( પં. ૩૬ ) તેની સીમાઃ—પૂર્વમાં સાકલીયા ( પં. ૩૭ ) ગામની હદ; દક્ષિણે વરડી ગામની હદ; પશ્ચિમમાં ઘણ્ટેલાણા ગામ જતો માર્ગ ( પં. ૩૮ ) અને ઉત્તરે વહણિ છે.

લે. ૭૮

તેમ જ વળી **ભૂહરડા** ગામમાં ( પં. ૩૯ ) એક ખંડ નિપજવાળી ૧૦૦ પાશ ભૂમિ આપી છે. તેની સીમાઃ—પૂર્વે **ઘણ્ટેલાણા** ગામની હદ; દક્ષિણે **સમડીયા** ગામની હદ; પશ્ચિમે ગામ વહણિની હદ; અને ઉત્તરે **સીવલીયા** ગામની વહણિની હદ છે ( પં. ૪૧ )

" આ વાપી અને પ્રપા (પં. ૪૫) ને લગતું ખર્ચ માધવને શિર છે અને તેમ થાય ત્યાં સુધી માધવ અને તેનાં સંતાનોની પરંપરા આ ચાર ખંડ નીપજવાળી જમીન ભોગવી શકશે.

" [ પછી ૪૭ પંક્તિમાં આશીર્વાદાત્મક અને શાપ આપનાર એક શ્લોક છે. તે પછી દાન-પત્રના સાક્ષીઓનાં નામની યાદી આપેલી છે, જેમાં સોમનાથદેવનો સ્થાનાધિકારી અથવા સ્થાનપતિ દુર્વાસુ, વિંસઠેશ્વર દેવના મઠનો સ્થાનપતિ વિમ્વલજ ( પં. ૫૦ ) કેદાર દેવના મઠના સ્થાનાધિકારી બ્રહ્મજા, કપાલેશ્વરી દેવના મંદિરનો સ્થાનપતિ ક્ષદજા ( પં. ૫૧ ) બ્રહ્મપુરી ગામના ઈક્ષા ( ? ) ( પં. ૫૨ ) પ્રાગ્વાટ શ્રેષ્ઠિ ધરણીગ ( પં. ૫૪ ); અને ગુર્જર મહાજન અને શ્રેષ્ઠિ યજકનાં નામોનો સમાવેશ થાય છે ]"

" વાપી ખલક, કસ્થક અથવા કચ્છક, ગોપથ અને ગોપ્રચારક્ષેત્ર ( ચરો ) ભોગવટાનાં છે ( પં. ૫૫ ) દૂતક કદાચ સોમરાજદેવ પોતે જ છે અને ધર્મવર્હિકામાં દૂતકથી આજ્ઞા અમલમાં મૂકાઈ છે અને ત્રાંબાના પતરા પર આજ્ઞાપત્ર લખાયો છે ( પં. ૫૫ )"

---

નં० ૧૬૩

# શ્રીધરની દેવપાટણ પ્રશસ્તિ[1]

**વિક્રમ સંવત ૧૨૭૩ વૈશાખ સુદિ ૪ શુક્રવાર ( ઈ. સ. ૧૨૧૬ એપ્રીલ ૨૨ શુક્રવાર )**

"નીચેનો લેખ, કર્નલ ટૉડે પોતાના તેની "ટ્રાવેલ્સ ઈન વેસ્ટર્ન ઈન્ડીઆ" ગ્રંથના પૃષ્ટ. ૫૧૩ અને પછીનામાં અને મી. પોસ્ટન્સે જર્નલ. ઑ. બ્રા. રૉ. એ. સો. વૉ. ૨. પૃષ્ટ. ૧૬ અને પછીમાં જેનું અવલોકન કર્યું છે તે જ છે. આ બન્ને લેખકોના કથનાનુસાર તે વેરાવલ નજીક દેવપટ્ટન કે સોમનાથ પાટણમાં કાજીના ઘર નજીકના સ્તંભ ઉપર જડયો હતો. હાલ, જે શિલા ઉપર તે કોતરાયો છે તે તે શહેરના મોટા દરવાજાની જમણી તરફ કિલ્લાની દિવાલમાં બાંધેલી છે. કર્નલ ટૉડ અને મી. પોસ્ટન્સ બન્ને મી. વાઘને એક વિદ્વાન જૈન ધર્મગુરુની સહાયથી અને રામદત્ત કૃષ્ણદત્ત પુરાણીએ સમક્ષ બનાવેલી નકલ પ્રમાણે તૈયાર કરેલા લેખનો તરજુમો જે કહેવાય છે તે આપે છે. મી. વાઘનનો તરજુમો અણહિલવાડના ચૌલુકય નૃપોના સંબંધમાં પરમ આશ્ચર્યકારક ટીકાઓથી પૂર્ણ છે, જેને સુભાગ્યે થોડું જ ધ્યાન અપાયું છે. આ હાલની આવૃત્તિ સ્વર્ગસ્થ પંડિત ગિરજાશંકર સામળજીસે તૈયાર કરેલાં રબ્બિંગ પ્રમાણે રજુ થઈ છે—જે મી. વી. જી. ઓઝાએ પ્રથમ કહેલા પ્રસિદ્ધ કર્તાને અક્ષરાન્તર, ગુજરાતી તરજુમો અને તેજ ભાષામાં કેટલીક સમજુતીની નોંધ સાથે પ્રગટ કરવા મોકલેલી.

રબ્બિંગ મુજબ શિલાનું માપ ૩० ઈંચ પોહળાઈમાં અને ૨૭ ઈંચ લંબાઈમાં છે; પાંચ ઈંચની જગ્યા નીચેના છેડાપર ખાલી મુકી છે. ઉપરના ડાબી તરફના ખૂણામાં એક ટૂકડો ભાંગી ગયો છે. લેખના અન્તમાં ઈજા થએલા ભાગો વધારે મોટા થતા હોવાથી જમણી બાજુમાંની ઘણી પંક્તિઓનો મોટો ભાગ અર્ધો અથવા પૂર્ણ ભુસાઈ ગયો છે. કારીગરી ( કૃતિ ) સારી છે. પહેલી પંક્તિમાં અનુસ્વારોને, ત્રણ અર્ધ ચક્રોથી આવૃત કરી અતિ અલંકારિત કર્યાં છે. તેના સૌથી ઉપરના અર્ધ ચક્રને માત્રાને મળતો એક લીટો જોડેલો છે એવા અન્તે બે સ્વસ્તિચિહ્ન છે જેમાનું બીજું સ્વસ્તિક છે. પહેલાનું નામ મને જાણીતું નથી. મથાળે બે નાનાં ચક્રવાળો અને મધ્યમાં એક ચક્રવાળો અને નીચે લગાડેલા ત્રિકોણવાળો લંબચોરસ છે. લિપિ ૧૩ મી સદીની સામાન્ય દેવનાગરી છે. व् એ ब् અને व् નું કાર્ય કરે છે. અને ज्य, त्व, द्य ની જોડણી અચૂક ज्य, त्व, અને द्य થઈ છે તે જાણવું જોઈએ. ૪૫ મા શ્લોકમાં હાલના ગુજરાતને મળતો ગૂર્જરાત્રા એ નવાઈ પમાડે તેવો શબ્દ છે. તે સુલ્તાનમાંથી સુરત્રાણ અને ઘઝનવમાંથી ગર્જનકની પેઠે ગુજરાવ શબ્દમાંથી બનાવી કહાડ્યો છે. ગુજરાત એ કદાચ ગુર્જર અથવા ગુર્જર જાતિનાં નામને એરેબીક સમૂહવાચક પ્રત્યય આત् ઉમેરી થએલી મિશ્રણ ક્રિયા છે.

પહેલા અને છેલ્લા શબ્દો સિવાય લેખનું—જે આખો છંદોબદ્ધ છે—તેનું લખાણ નીચે પ્રમાણે છે:—

( ૧ ) મંગલ, શ્લો. ૧–૩ પહેલો શિવનું પરબ્રહ્મ સાથે અભિજ્ઞાન કરાવી તેને ઉદ્દેશે છે.

( ૨ ) ક્ષયના અસહ્ય વ્યાધિમાંથી મુક્તિ અર્થે ઈન્દુએ કરેલી મંદિરની અને સોમનાથ-નગરની પ્રશસ્તિ, શ્લો. ૪–૫

( ૩ ) અણહિલવાડના ચૌલુકય નૃપોની અને વરત્રાકુલ વંશના અમુક પુરૂષોની પ્રશસ્તિ શ્લો. ૬–૨૫

---

૧ એ. ઈ. વો. ૨ પા. ૪૩૭ ડૉ. જી બ્યુલ્હર અને વજેશંકર જી. ઓઝા.

( ૪ ) દેવપટ્ટનમાં ઘણાં મંદિર બાંધનાર વિ. સં. ૧૨૭૩ માં વરત્રાકુલ વંશના પ્રતિનિધિ શ્રીધરની પ્રશસ્તિ. શ્લો. ૨૬–૫૧

( ૫ ) વિમલ શિવ (?) મુનિ, જે શૈવોનો ધર્મ ગુરૂ અથવા મંદિરનો ગુરુ હતો એમ જણાય છે તેની પ્રશસ્તિ શ્લો. ૫૨–૫૭.

( ૬ ) કવિતાનો ( કાવ્યનો ) કર્તા,—જેનું નામ ખોવાઈ ગયું છે તેની જાણ નવાં મંદિરોના અસ્તિત્વકાળ માટે પ્રાર્થના અને તેમના શિલ્પિ( નામ ખોવાયું છે )ની જાણ શ્લો. ૫૮–૬૦; અને તિથિ.

ચૌલુક્ય નૃપોની પ્રશસ્તિ આપણને નવું કંઈ શીખડાવતી નથી. ૧૬ મા શ્લોકના પહેલા પાદમાં ભંગાણથી ભીમદેવ ૧ લાનું નામ નાશ પામ્યું છે તે સિવાય મૂલરાજ ૧ થી ભીમદેવ ૨ સુધી સર્વ રાજાઓનાં નામો તેમાં છે તેઓનું વર્ણન લગભગ પૂરેપૂરૂં હમેશ માફક છે. ફક્ત એક જ ઐતિહાસિક હકીકત ( શ્લો. ૨૩ ) જણાવેલી છે કે ભીમદેવ ૨. એ મેઘધ્વનિ નામવાળો સોમેશ્વર મંડપ અથવા શિવના મંદિરને જોડેલો મંડપ બાંધ્યો. વરત્રાકુલ વંશનું વર્ણન વધારે અગત્યનું છે શ્લો. ૭ મો આપણને જણાવે છે કે તેનું વૈદિકગોત્ર શાણ્ડિલ્યના ગોત્રનું હતું અને તેનું સ્થાન ( રહેઠાણ ) નગર એટલે ઉત્તર ગુજરાતમાં વડનગર હતું. આ જાતિ( વંશ )માં એક ધર્મી જોશી ઊયાભટ્ટ હતો ( શ્લો. ૭–૮ ) જેના આશીર્વાદથી મૂલ એટલે મૂલરાજ. ૧ લા નૃપે ઇન્દ્રના વક્ષઃસ્થળમાં ઈર્ષા ઉપજાવે તેવું શત્રુઓથી મુક્ત ચિરકાળ સુધી રાજ્ય કર્યું. કદાચ આનો અર્થ એ હોય કે ઊયાભટ્ટ મૂલરાજનો જોશી કે રાજજોશી હતો. આ માણસને માધવ, લૂલ, અને ભાભ ત્રણ પુત્રો હતા, જેઓને નૃપે તેની સખાવતોની દેખરેખ, અને વાપી, કૂપ તથા તડાગના ખોદકામ તથા કુટ્ટિમ ( આશ્રય ગૃહ ), વિદ્યા મઠ, પ્રાસાદ, સત્રાલય, સૌવર્ણધ્વજ દંડ, કમાનો, બજારો, નગરો, ગ્રામો, પ્રપા અને મંડપનાં બાંધકામ સોંપ્યાં હતાં ( શ્લોક ૯–૧૦ ). ચામુંડ નૃપે તેમની તરફ કૃપા બતાવવી ચાલુ રાખી અને પોતાના પિતાના મિત્ર મહામંત્રિ માધવને કન્હેશ્વર ગામ આપ્યું (શ્લોક ૧૨) વરત્રાકુલનો વંશ ઊયાભટ્ટના બીજા પુત્ર લૂલની સંતતિથી આગળ ચાલુ રહ્યો હતો. લૂલને એક પૂત્ર હતો જે ભાભ અથવા લૂલ ( ? ) પણ કહેવાતો ( શ્લો. ૨૪ ) અને જે ભીમદેવ ૧ લાનો મિત્ર હતો. ભાભ–લૂલને "જયસિંહનો પ્રિય મિત્ર" શોભ અવતર્યો ( શ્લો ૨૫ ). તેનો પુત્ર વલ્લ કુમારપાલનો નિમેલો સચિવ થયો ( શ્લો. ૨૫ ) અને રોહિણી સાથે લગ્ન કર્યું. તેણીએ કુમુદ વિકસાવનાર ઇન્દુ સમાન નિજ વંશ વિકસાવનાર ( શ્લોક ૨૬ ) અને શ્રી ભીમ એટલે નૃપ ભીમદેવ ૨ ના રાજપુરુષોમાં માન પામેલા શ્રીધરને જન્મ આપ્યો ( શ્લોક ૨૭ ). તે પછી કવિ આ પુરૂષની અતિ મહાન સ્તુતિ કરે છે જેની સાથે થોડીક દેખીતી ઐતિહાસિક હકીકત મળેલી છે. ૪૦ મો શ્લોક આપણને જણાવે છે કે શ્રીધરે ઘણી વખત લગ્ન કર્યું હતું અને તેને સાવિત્રી, લક્ષ્મી અને સૌભાગ્યદેવી ત્રણ પત્નીઓ હતી. ૪૨ મા શ્લોક પ્રમાણેઃ "શ્યામ તમાલ વૃક્ષોના વન સમાન માળવાના યુદ્ધના માતંગોના ગણથી કંપિત દેશને તેના મંત્ર (એટલે તેના નય કે મંત્ર) ની શક્તિથી પુનઃ સ્થિર કર્યો અને નિજ બળથી શ્રીદેવપટ્ટનનું રક્ષણ કર્યું."

આ હકીકતમાંથી જણાશે કે તેણે તેના નૃપને, રાજા અર્જુનવર્મન સાથેની વિપત્તિઓમાંથી છૂટવા કોઇક રીતે સહાય કરી, જે અર્જુનવર્મન રાજાએ ઈ. સ. ૧૨૧૬ પહેલાં કોઇક સમયે ગુજરાતનો ભંગ કર્યો હતો. અને બીજી હકીકત એ પણ જણાશે કે તે પોતે દેવપટ્ટનનો સુબો (?) હતો. પાછળની હકીકત પછીના બીજા શ્લોકમાં પણ સૂચવાએલી જણાય છે. જ્યાં નક્કી કહેલું છે કે "શ્રીધર જે કિલ્લાનો ગર્વ હતો તેણે જગતના પ્રલય સમયે તટને રેલ છેલ કરતા ઉંચા ચઢતા સાગરના તરંગો સમાન, તેના ચરણની ગતિ માત્રના વેગથી પર્વતોનો ભંગ કરનાર, ભૂમિ મંડળનો બે ભાગમાં ભંગ કરનાર વીર હમ્મીરની સેનાને અતિ તૃણ સમાન કરી નાંખી."

"વીર હમીર" બહુધા મુસલમાન સેનાપતિમાંનો એક હતો, જેણે એક કરવાં વધારે વખત ચઢાઈ કરીને ભીમદેવના રાજ્ય સમયમાં ગુજરાત ટૂંક સમય માટે જિત્યું. રાજનીતિમાં અને યુદ્ધમાં આ વિજયો કેટલા મહાન અને અગત્યના ખરેખર હતા એ શંકાસ્પદ જ રહેલું જોઈ એ. કારણ–કે પ્રશસ્તિઓ રચનારથી નાનાનું મોટું (અતિશયોક્તિ) થાય છે. શ્લોક ૪૪ આપણને જણાવે છે કે શ્રીધરે સોમનાથ પાટણમાં રોહિણી સ્વામીના સ્થળે પોતાની માતાની યાદગીરી માટે વિષ્ણુને અર્પણ કરેલાં બે મંદિરો બંધાવ્યાં. અને એક શિવનું મંદિર પોતાના પિતા વલ્લના નામથી બંધાવ્યું. બાકીના શ્લોક એટલા બધા ખરાબ થઈ ગયા છે કે તેમના લખાણ માટે કંઈ ખાત્રીપૂર્વક કહેવું અશકય છે. વિ. સં. ૧૨૭૩, વૈશાખ શુદિ, ૪ શુક્રવાર, એ તિથિ પ્રોફેસર જેકોબીના ટેબલો (કોઠા) પ્રમાણે (એ. ઈ. વૉ. ૧ પૃષ્ટ ૪૦૩ અને પછી) ઈ. સ. ૧૨૧૬ એપ્રીલ ૨૨ શુક્રવાર સાથે મળે છે.

## अक्षरान्तर

१ .... .... .... : शिवाय ॥ मनोमन्यादिभूर्यंततत्वमालावलंबनं । उपा-
स्महे परं तत्वं पंचकृत्यैककारणं ॥ १ [॥ ][1] वियद्वायुर्वह्निर्जलमवनिरिंदुर्दिनकर-
श्चिदाधारश्चेति त्रिभुवनमिदं यन्मयमभूत् । स वः श्रेयो देया-

२ .... .... ... रनाथः सुरनदीं सरूपां बिभ्राणः शिरसि गिरिजाक्षेप-
विषयः ॥ २ [ ॥ ][2] पुष्णातु स्फुरदभ्रविभ्रमभृतः कृष्णस्य वक्षःस्थलप्रेंखत्कौ-
स्तुभकांतिभिः कवचिता लक्ष्मीकटाक्षावलिः । या संभोगभरालसा तनुत-

३ .... .... .... जन्यविन्यासभूर्दारिद्यद्रुमदावपावकशि-
खाकारानिशं वः श्रियं ॥ ३ [ ॥ ][3] श्रीसोमनाथायतनस्य रेखा भूमेरिवोद्धाँ-
गुलिरत्र भाति । अनन्यसाधारणशोभमेतत्पुरं पुरारेरिति सूचयंती ॥ ४ [ ॥ ]
महीवदनपंकजं भुवन

४ .... ... .... भूषाविधिर्निधिः सकलसंपदां त्रिपुर-
वैरिणः सम्मतं । तदेतदतिदुःसहक्षयविनाशसिद्धै पुरा शशांकरचितं पुरं जयति
वारिधेः सन्निधौ ५ [ ॥ ][4] अस्ति स्वस्तिमदंबुजासननिभैरध्यासितं यज्वभिर्धू-
मध्यामलिता-

५ —लांबरतलं स्थानं त्रयीकेलिभूः । अभ्यर्थ्य द्विजपुंगवान्नगरमित्यर्द्धें-
दुचूडामणिः । प्रादादष्टकुलान्वयापरचतुःषष्टयस्वतुष्टयै च यत् ॥ ६ [ ॥ ][5]
शांडिल्यारुयोदग्रवंशाग्रकेतुर्गोत्रं रुयातं नाम वस्त्राकुलं यत् । ऊया-

६ .... ... .... ट्टा देवयुस्तत्र जज्ञे देवज्ञत्वं यस्य सान्वर्थमासीत् ॥७[॥][6]
यदीयाशीर्वादैरमरपतिकार्प्पण्यजनकं भुनक्ति स्मायचं निहतरिपुराज्यं चिरतरं ।
निहत्य क्ष्मापालानणहिल्पुरे मूलनृपतिः प्रभुत्वं तत्पुत्रेष्वकृतसुकृतार्थन्यवसितं ॥८[॥]
गंगाप्रवाह-

७ .... .... ... प्रतिमा बभूवुस्तस्यात्मजा माधवलल्लभाभाः । ते मूल-
राजेन पुरस्कृताश्च भगीरथेनेव यशोऽवतंसाः ॥ ९ [ ॥ ][7] वापीकूपतडागकुट्टिम-
मठप्रासादसत्रालयान् सौवर्णध्वजतोरणापणपुरग्रामप्रपामंडपान् । कीर्तिश्रीसुकृत-
प्रदान्नरप-

---

१ ओं नमः शिवायः એમ ખાલી જગા પૂરો. છંદઃ અનુષ્ટુભ્. ૨ છંદ, શિખરિણી—ખાલી જગા પૂરો देयात्परमसुर—( વ. ગ. ઓ. ) ૩ છંદ, શાર્દૂલવિક્રીડિત—ખાલી જગામાં વાંચો—तनुतटे सौजन्य ૪ છંદ, ઉપજાતિ—વાંચો वोर्द्धांगुलि ૫ છંદ પૃથ્વી—ખાલી જગામાં વાંચો भुवनवास—( વ. ગ. ઓ. ) ૬ છંદ, શાર્દૂલવિક્રીડિત—ખાલી જગા પૂરો ध्यामलितामलं चूडामणि ; પછીનું વિરામ ચિહ્ન રદ કરો ૭ છંદ, શાલિની—ખાલી જગા પૂરો ऊयाभट्टो;–ऊया ( व ) य ભૂલથી–( વ. ગ. ઓ. ) ૮ છંદ શિખરિણી ૯ છંદ, ઉપજાતિ– यशोवतंसाः નો અવગ્રહ રદ કરો.

८ .... .... ... तः श्रीमूलराजस्त्रिभिस्तैरयासानिभैर्व्यधापयदयं चौलुक्य-
चूडामणिः १० [ ॥ ][1] यद्यात्रासु तुरंगमोद्धुरखुरक्षुन्नक्षमामंडलक्षोदच्छन्नदिगंत-
मंवरमभूदेकातपत्राकृति । आशाकुंजरकर्णकोटरतटीरन्ध्रु-

९ .... ... .... चगंडोपला.... ... .... र्निभदानः पटहध्वनिः
क्षितिधरश्रेणीषु वभ्राम च ॥ ११ [ ॥ ][2] तस्मिन्भूभुजि नाकनायकसभामध्या-
सिते भूपतिः प्रत्यर्थिक्षितिपालशैलकुलिशश्चामुंडराजोऽभवत् ॥ प्रीत्याग्रामवरं ददौ
निजपितुर्मित्रा-

१० ... ... ... ... य कन्हेश्वरं यः श्रीमाधवनामधेयकृतिने तस्मै महामंत्रिणे
॥१२[॥ ][3] यस्योत्तुंगतुरंगतांडवभवः पांशूत्करः सैनिकः स्वः सीमासु मरुद्गणा-
भयमहावप्रप्रकारोभवत् । शक्रेणासुर ... ... .... कप्रशमनं
दृष्ट्वातितुष्टा-

११ ... ... त्मना निःशंकं निदधे शचीकुचतटे चेतश्चिरेण भुवं ॥ १३ [॥][4]
तस्यात्मजस्तदनु दुर्लभराजनामा यस्यारिराजमकरध्वजशंकराख्या । पृथ्वीं वभार
परिपंथि .... .... ... ... ... णितभद्रपीठः १४ [ ॥ ][5] तदमु
तदनु-

१२ ... ... ... जोभूद्वल्लभो भूर्भुवः स्वस्त्रितयपठितकीर्त्तिर्मूर्त्तिमद्विक्रमश्रीः ।
यदरिनृपपुरेषु स्थूलक्ताफलांका मृगपतिपदपंक्तिर्लक्ष्यते चत्वरेषु ॥ १५ [ ॥ ][6]
क्षोणीचक्रैकशक्रे ... ... ... प्रेंखत्प्रतापप्रतिहतनि-

१३ खिलारातिराजन्यसैन्यः । तस्मिन् देवांगनानान्निविडतरपरीरंभभाजि क्षितीशे कर्णः
कीर्णाभियातिर्भुवमभृत भुजे भोगिभृन्मसरेण ॥ १६ [ ॥ ][7] तस्मिन्न ... ...
... ... .. रभूज्जयसिंहदेव ? । यस्य क्षपाक-

१४ ... ... ...रकप्रतिमल्लमूर्त्तिः कीर्त्तिर्जगत्सु नरिनर्त्ति नटांगनेव ॥१७[॥][8]
पाणौकृत्य जयश्रियं क्षितिभुजामग्रे समग्रां महीमेकच्छत्रपरिच्छदां विदधता
वीरेण वि .... रितः । येनारातिनृपा ... वृद्धाभिर्मृशं
संधुक्ष्य क्षुभि-

---

१ छंद, शार्दूलविक्रीडित–वांचो नरपतिः–( व. ग. ओ. ) २ छंद, शार्दूलविक्रीडित–वांचो क्षुण–(व. ग. ओ.) कोतर भूल छे–(व. ग. ओ.) ३ छंद, शार्दूलविक्रीडित–कन्देश्वरे भूल छे–( व. ग. ओ. ) ४ छंद, शार्दूलविक्रीडित–शक्रेणासुरगोष्टिक– (व. ग. ओ.) गोष्टिक वांचवुं जोइए ५ छंद, वसंततिलका–परिपंथिशिरः किरीटरत्न धृतिच्छुरितशोणित (व. ग. ओ.) ६ छंद, मालिनी–वांचो स्थूल मुक्ताफलांका–(व. ग. ओ.) ७ छंद, स्रग्धरा व. ग. ओ. शक्रे पछी वांचे छे [ मृत ... ... चंद्रकांते ... णे । ] वांचो न्मत्सरेण–( व. ग. ओ. ) आज प्रसिद्धकर्ता भूलथी कर्णोनित्या सुधारो करे छे ८ छंद, वसंततिलका– व. ग. ओ. तस्मिन्न पछी वांचे छे [ सद्यभुवनासि जय ... ... ], वांचो क्षपाकरकर–( व. ग. ओ. )

१५ तौर्वसंनिभसमुत्क्षेपः प्रतापानलः ॥ १८ [॥][1] तस्मिन्नुपेंद्रत्वमनुप्रवृत्ते त्रैलोक्य-
रक्षाक्षमविक्रमांकः ॥ लोकंपृणैरात्मगुणैरलंध्याः कुमारपालः प्रबभूव
भूपः ॥ १९ [॥][2] यदरि .... .... .... ास .... ात ... प्रसृमरपटुको-

१६ .... .... .... लालोढादिकः प्रतापः । कथयति घनफेनस्फारकल्लोलल्लोलं
जलनिधिजलमद्याप्युत्पातिष्णु प्रकामं ॥ २० [॥][3] आखंडलप्राङ्गणिकेच तस्मिन्-
भुवं बभाराजयदेव .... .... ... ....तरुप्रकांडानुवाप यो

१७ .... ... .... नैगमधर्मवृक्षान् ॥ २१ [२१][4] यत्खड्गधाराबलमग्ननाना
नृपेंद्रविक्रांतियशः प्रशस्तिः । बभ्राज तत्पुष्करमालिकेव श्रीमूलराजस्तदनूदि-
याय ॥ २२ [ ][5] [ तस्यानुजन्माजयतिक्षितीशः ] श्रीभीमदेवः प्रथित-
प्रतापः । अ-

१८ कारि सोमेश्वरमंडपोयं येनाऽत्र मेघध्वनिनामधेयः ॥ २३ [॥][6] लूलात्मजः
समजनिष्ट विशिष्टमान्यो भाभाख्यया सुभटभीमनृपस्य मित्रं [।] लूला ...
वजीवन .... .... .... पतिसभार्णवपूर्णचंद्रः ॥

१९ ... ... ... ... ... २४ [॥][7] तस्याभवद्भुवनमंडलमंडनाय
शोभाभिधः प्रियसुहृज्जयसिंहनाम्नः । यस्यात्मजः सचिवतामधिगम्य बल्लः
स[ म्मान ]यां सुचिरमास कुमारपालं ॥ २५ [॥][8] अथोप ... ... ...
हिणीमुमामिवेशः कम-

२० ... ... ... ... लामिवाच्युतः । अजायतास्यां कुलकैरवाकर प्रबोधकः
श्रीधरनामचंद्रमाः २६ [॥][9] क्षीरोदपूरपरिपांडुरपुण्यकीर्त्तिर्नीरोगमेष पुरु ... ष
मातनोति ।... ... ... नमंत्रशक्तिः श्रीभीमभू-

२१ पतिनियोगिजनैकमान्यः २७ [२७][10] आशीः परंपरा सेयमूयाभट्टस्य तायते [।]
चौलुक्यवस्त्राकुलयोराकल्पं प्रीतिरक्षता ॥ २८[11] [॥] कांत्या चंद्रति तेजसा ...
... ... ... ... त्तानपदात्मजत्यखि-

---

१ छंद, शार्दूलविक्रीडित– व. ग. ओ. वांचे छे विस्ता ( स्या ) रितः नृपा ... र – णि ... २ छंद, उपजाति ३ छंद, मालिनी– यदरिपुरेषु व्याघ्रवित्रासवात–( व. ग. ओ. ) ४ छंद, उपजाति– राजदेव भूपः । उच्छारयन् मूपतरुं ५ छंद, उपजाति ६ छंद, उपजाति–प्रथम पाद घणुं अस्पष्ट छे. ७ छंद, वसंततिलका– लूलाख( ख्य ) यातु भवजीवन पूर्ण कुम्भः श्रीभीमभूप– ( व. ग. ओ. ) आज प्रसिद्धकर्ता लूलात्मज-मांथी मूलात्मजः सुधारो करे छे. ८ छंद, पहेलां त्रण पाद वसंततिलका–सुचिर लेखने अंते आवे छे; साथे १९ नी संख्याना आंकनो उमेरो पण करायलो छे. ९ छंद, वंशस्थ– अथोपयेमे दयितां च रो-हिणी– ( व. ग. ओ. ) १० छंद वसंततिलका–पुरषायुषमा,–भूपालराजपरिनतनमंत्र– ( व. ग. ओ. ) ११ छंद, अनुष्टुभ् सेयंमयाभूदश्वतायते [ नव्याभूदिव दश्यते–[ व. ग. ओ. ]

२२ ... ... ... लसंपत्त्या धनाध्यक्षति । [ वृत्त्या ] सागरति प्रभा-
वविधिनानित्यं विरंचत्यसौ कीर्त्त्या रामति रूपसुंदरतया कंदर्प्पति श्रीधरः
॥ २९ [ ॥ ][1] निःसीमसं ... ... ... ... ...
गुरुभिर्निबद्धः । सौजन्यनी-

२३ .. .. ... ... रनिधिरुन्नतसत्वसीमा जागर्ति चास्य हृदये पुरुषः
पुराणः ॥ ३० [ ॥ ][2] श्रीधरोपि न वैकुंठः सर्वज्ञोपि न नास्तिवित् । ईश्व-
रोपि न कामारिरि ... ... [ ॥ ३१ ॥ ][3] त[ त्रानिशं विबुध ] पाद-
पकामधेनुमुख्याः स-

२४ ... ... ... मस्तजनवांच्छितदा भवंतु । किंत्वस्य सत्यभयदानवशंवदत्व-
विस्मेरवक्त्रविनयप्रमुखा विशेषाः ॥ ३२ [ ॥ ][4] जंबालस्तुहिनायते [ पिकततिः
श्रीराजहंसायते ] [ कालिंदी ] ... दायते हरगलः क्षीरोदवेला

२५ ... ... ... यते । शौरिः सीरधरायतेऽजंनगिरिः प्रालेयशैलायते यत्कीर्त्त्या
सुपयस्यते क्षितिगवी राहुः शशांकायते ॥ ३३ [ ॥ ][5] निर्माल्यं [ चंद्रदेवो ]
... ... ... ... ... क्षीरोदः पादशौचामृ-

२६ ... ... ... तमचलपतिर्देहसंवाहपंकः । उच्छिष्टं पांचजन्यं सुरसारिदमल-
स्वेदतोयोदयश्रीरित्येवं यस्य कीर्त्ते स्वयमकृत नुतिं सोम ...[ ३४ ] ... ...
... ... सीं त्रिलोकीमालोक्य

२७ ... ... ... संकीर्णनिवासमस्थाः [ ] वेधा विलक्ष स्तुतिमाततान
तवास्ति नान्यासदृशीति नूनं ॥ ३५ [॥] असौ वीरो दान्तः सुचरितपरिस्पंद-
सुभगः ... ... ... परिणवगिरां कोपि सुकृती [ । ] अमुं पूर्वे ज-

२८ ... ... ...न्मन्यखिलगुणविस्तारमधुरं नुनाव स्वच्छंदं विमलमिव वाल्मीकि-
रसकृत् ॥ ३६ [ ॥ ] यदीयगुणवर्णनश्रवणकौतुकोच्छेदया । ... ...
... ... गमा । मनः किमिव रज्यते-

२९ ... ...नुचितवंदिभिर्वेधसरतदस्य कविमानिभिर्न च चरित्रमुद्योतते ॥३७[॥][8]
दिग्दंतावलकर्णतालविलसत्तत्कुंभरंगांगणे यत्कीर्त्ति[ र्म्मदमत्त ... ... ...
नृत्यति [ । ] रोदः कंदरपूरण-

---

१ छंद, शार्दूलविक्रीडित— मुक्त्यौत्तानपदा०—( व. ग. ओ. ) २ छंद, वसंतिलका—निः सीमसंप-दुदयैकनिधानहेतुराकल्पमानजनतागुरु०— ( व. ग. ओ. ) ३ छंद, अनुष्टुभ्—०रिन्द्रोपि न च वृत्रहा.— ( व. ग. ओ. ) ४ छंद, वसंतिलका. ५ छंद, शार्दूलविक्रीडित.—कलिंदी जलदायते.—( व. ग. ओ. ) ६ छंद, स्रग्धरा.—चंद्रदेवो रघुपतिरचितः सेतुबंधः प्रणाली— ( व. ग. ओ. ) कीर्त्तेः— — — सोमनाथोऽतिश्रद्ध —( व. ग. ओ. ) ७ छंद, उपजाति.—( यत्कीर्त्त्यानाशु ) द्वयसी ( सि ) त्रिलोकीमालो— ( व. ग. ओ. ) वांचो विलक्षः— ८ छंद शिखरिणी ९ छंद, पृथ्वी — — — कमल — — नाशी — — लयता — मितामान.— ( व. ग. ओ. ) वांचो मुद्योतते.

के. ८०

३० ... ... ... प्रणयिनी निः शंकमात्मंभरिर्भिदंती तमसां कुलं कलिमलप्रध्वं-
सवद्धोत्सवा ॥ ३८ [ ॥ ][1] लोकालोकालवाला जलनिधिसलिलासिक्त[ मुक्ता-
वहंती ] [ शंभोर्मूर्द्धा ] वलंविन्यखिलगुणमयै-
३१ ... ... ... रंकुरैः कीर्त्तिवल्ली यस्य प्रालेयभानुप्रविकचकुसुमोदारतारा-
परागैर्दिक्चक्रं व्यापयंती जयति फणिपतिप्रांशुमूलाजगत्यां ॥ ३९ [ ॥ ] ...
... सावित्रीलक्ष्मीसौभाग्यदेव्याख्याः [ । ]
३२ ... ... ... इच्छाज्ञानक्रियाख्येया यद्वदीशस्य शक्तयः ॥ ४० [ ॥ ][2]
ताभिर्भुवनवंद्याभिः संध्याभिरिव वासरः [ । ] [ श्रीधरः शोभते शश्वल्लोकव्या-
प्त्येकदीपकः ॥ ४१ ] ... [ मालवतमाल ] वनायमानसेनागज-
३३ ... ... ... प्रकरभंगुरितां भुवं यः [ । ] [ भू ]यः स्थिरां सपदि
मंत्रवलेन कृत्वा श्रीदेवपत्तनमपालयदात्मशक्त्या ॥ ४२ [ ॥ ][4] प्रलयजल-
धिवेल्लोल्लोलकल्लोललोलं ... ... ... संपिष्टशैलं [ । ] दलितधरणि-
३४ ... चक्रं वीरहंमीरचक्रं वहुतृणमकरोद्यः श्रीधरो दुर्गदर्प्पः॥४३[।][5] मातुः
कैवल्यहेतोर्म्मुररिपुभवनं रोहिणीस्वामिनाम्ना ... केशवाद्यः [ । ] नाम्ना ता-
३५ ... ... ... तस्य तद्वच्छिवभवनमपि ... ... ...[ धाम ] श्रीमच्छि-
वस्य प्रतिहतदुरितं कारितं भूरिशोभं ॥ ४४ [ ॥ ][6] वल्लो दौवारिकोभूद ...
... ... ... गूर्जरात्रा निजनिपुण-
३६ ... ... ... गुणै सूनुना...ि...[ । ] [ येने[ ह ]श्रीधरीयो ह ] रमगर-
पदे योजितस्तस्य नाम्ना प्रासादः श्रीधरेणाप्ययमवनिजयः कारितः ... ...
[ ४५ ] ... ... ... धनस्तोमाच्चमत्कारिणः
३७ किंचिच्छ्रीनृपनायिकाभिरभित ... ी... ... [ । ]गीर्वाणाधिपचा [ पसा ]
दरमहारलस्फुरज्योतिषां नैते मेरुमहीधर ... [॥४६॥][8] ि मा द्विजवृद्धिभाजः
३८ ... ... ... समानदीर्घाः सगुणाः ... [ । ] ... ... ... माहेश्वर-
व्याकरणोपमानाः ॥ ४७ [ । ][9] ... ... ... ... ... [ । ]
... ... ... ... वैशेषिका इव ॥

---

१ छंद, शार्दूलविक्रीडित—० मत्त( वारवनितातल्यंपदा ).—( व. ग. ओ. ) २ छंद, स्त्रग्धरा. ३ छंद अनुष्टुभ् (तस्य पत्न्यस्तु ) सावित्रीं० ( व. ग. ओ. ) ४ छंद, वसंततिलकाः उत्तावमालवत०—( व. ग. ओ. ) कदाच उत्ताल० वांचवुं जोईए भंगुरितां वुदंय । सूर्यः स्थिरां( रं ) भूलथी ( व. ग. ओ. ) ५ छंद, मालिनी—चरण घरणमात्रापातसंपिष्ट०—( व. ग. ओ. ) ६ छंद, स्त्रग्धरा—नूनं – – – – – मभितो मंदिरं के०—( व. ग. ओ. ) मपि – – – – जयाख्यं ( व. ग. ओ. ) ७ छंद, स्त्रग्धरा.– भूदरिगिरि – – – – – – – – दाकृष्टा गुर्ज – ( व. ग. ओ. ) : गुणैः ॐ – ( व. ग. ओ. ) ; सूनुनात्मालिगम्यं कारितः शंकरस्य – ( व. ग. ओ. ) ८ छंद, शार्दूलविक्रीडित पहतधन; तः—कीयकुट्यांतरा महीधरः शशिदशामाकार ( व. ग. ओ. )– – ९ छंद, उपजाति – द्विजोत्तोभूद्विज; तारका माहेश्वर—( व. ग. ओ. )

३९ … … … … … … !! ४८ [ ॥ ][1] चित्तवृत्ति …
… … [ । ] … … … मुनयो यथा ४९ [ ॥ ][2] वि …
… … … र्गाः सततविहित-

४० … … … धूपोद्गतधा … … [ । ] … … … देते॥५०[॥][3]
… … [ कथाश्रयाय मठं वि … … [ । ] … … … …
चेतः ॥ ५१ [ ॥ ][4] अथ क-

४१ … … थमवि दैवादागतः … … … … श्रीधरेण [ । ]
… … … … … … … जलधि … .. [ ॥ ५२ ॥ ][5]
… … … भूपालकुलसद्गु-

४२ … रु:[ । ] … जीमूतवाहम … … [ ॥ ५३ ॥ ][6] … …
… … … [ । ] … … पावनो यतिपति-

४३ … … … र्यस्यांह्रिपूजावि[ धिः ] … … … ॥ ५४ [ । ][7]
श्री … दूरे प्रसरपरिणते … … … … क्षणिकमतमहाध्याल-

४४ … … … संरंभसिंधुः [ । ] … … … … … …
[ तदादिर्विमलशिवमुनि ]र्म्मानतीयो [ नवेंदुः ] ॥ ५५ [ ॥ ][8] … … … …
… … … च पादप-

४५ … … … ग्रौ [ । ] अंगीकृता … … … … … …
… [ ॥ ५६ ॥ ][9] … … … … … [ निः शेषपाषंडिमृणालषंडः]
[भक्त्यास्य तुष्टः प्रतिपन्नदर्प्पः] [प्रशस्तिमेतामयमुद्दधार] ॥ ५७ [॥][10] याव-

४६ द्विष्णोरुरसि … … … … … … … … … [ । ]
[ यावद्वाणी विहरतिवि … … … ता … … … ॥ [५७ [॥][11]
[ एते ] … … वेन प्रासादाः

४७ … … … सूत्रिताः शुभाः । लिखि … … … …[ ॥ ६० ॥ ]
श्रीमद्विक्रमनृपसंवत् १२७३ वर्षे वैशाख शुदि ४ शुक्रे[ निःषा ]दितमिति-
शिवमस्तु ॥ छ ॥ मंगलं महाश्रीः ॥

---

१ छंद, अनुष्टुभ्— पहेली पंक्तिनी शरूआत– आयोदयाः केपिसुंधा वैचे–( व. ग. ओ. ) २ छंद, अनुष्टुभ् ३ छंद, मालिनी–विभवा; भ्यवर्गाः घाराभ्र–( व. ग. ओ. ) ४ छंद, त्रिष्टुभ्—एषां सुखिद्दाय कथा श्रयाय मठं विधाय स्वपदेन वक्ता–( व. ग. ओ. ) ५ गतः ( श्रीनिवासी ); प्रतिनृपतिमतं यः पंडितंमन्य– ( त्रीजुं पाद ) मिवजलधि ६ छंद, अनुष्टुभ्; ७ छंद, शार्दूलविक्रीडित –– ––– दधिपरि ––– सचिवः सुधी सद्विधा — — — कृतोजित– ( व. ग. ओ. ) ८ छंद, स्रग्धरा– दलन्नदूरे; क्षणितमत,—( व. ग. ओ. ) ९ छंद, वसंततिलका ?–वीस्य च पादपयो–( व. ग. ओ. ) १० छंद, उपजाति. पाद १ लाने अन्ते प्रभूत ( व. ग. ओ. ) ११ मन्दाक्रान्ता– विहरति विधुर्वक्तृपिवांतरालैवा –– वलयमखिलं गेजयुती यमन्य–( व. ग. ओ.)

નં. ૧૬૪

# ભીમદેવ ૨ જાનો જામનગરતાબે ભરાણાનો શિલાલેખ[1]

## વિક્રમસંવત ૧૨૭૫ ભાદરવા સુદિ.

કાઠિઆવાડમાં જામનગર તાબે ખંભાળીઆ નજીક ભરાણા એ એક નાનું ગામડું છે. આ ગામની પશ્ચિમે બાવનો મઠ છે, જેમાં એક ખુલ્લો ઓટલો છે; જેની બાજુએ ગણપતિની છબી કોતરેલી છે. આ બાજુ ઉપર આ શિલાલેખ ચણી લીધેલો છે, અને તેના ઉપર ગાયનું ચિત્ર છે.

શિલાલેખનું માપ ૧૫"×૮" છે. નવ પંક્તિઓ કોતરેલી છે, જેમાંથી છેલ્લી બે અને પહેલી અને ચોથી પંક્તિઓના થોડા અક્ષરો બિલકુલ અસ્પષ્ટ છે. અણહિલપુરના રાજા ભીમદેવે નીમેલા સૌરાષ્ટ્રના સુબા શ્રીસામંતસિંહનું નામ તેમાં વર્ણવ્યું છે. આ સુબાના આદેશથી એક વાવ બંધાવવામાં આવી હતી, અને તેની ચાલુ સ્થિતિ માટે ભરાણા ગામની માંડવીની ઉપજમાંથી ખર્ચની ગોઠવણ કરી હતી.

આ લેખ દેવનાગરી લિપિમાં લખેલો છે, અને સંસ્કૃત ગદ્યમાં છે. તેનું વર્ષ વિક્રમ સંવત ૧૨૭૧ એટલે ઈ. સ. ૧૨૧૯ છે.

---

૧ ભા. પ્રા. સં. ઈ. પા. ૨૦૪-૨૦૫

## अक्षरान्तर

१ श्रीविक्रमात् संवत् १२(७)५ वर्षे भाद्रपदशुदि ... ... अद्येह श्रीमदणहि-
२ लपाटकाधिष्ठितसमस्तराजावलीसमलंकृतमहारा-
३ जाधिराजश्रीमद्भीमद(दे)वकल्याणविजयराज्ये श्रीसौ
४ .... देशाभियुक्तमहंश्री.... लवः श्रीसाम्वंतसी(सिं)ह
५ कस्यादेशेन च विनियुक्तमहं(महान्) श्रीअरिसी(सिं)हठ. श्रीज
६ यसींहाभ्यां श्रीमातरादेवीवापिकायाः पत्रशासनं का
७ रितं ॥ तथा स्थानीयेपि पूजार्थं भद्राणकमंडपिकायां
८ ... ... हि ... ... देवप्रति ... ... श्रीपि
९ ... ... ... ...

ભાષાન્તર

વિક્રમ સંવત ૧૨૭૫ ભાદરવા શુદિ ... ... આજે, શ્રીમદ્ અણુહિલપાટકનિવાસી સમસ્ત રાજાવલીથી મંડિત દરબારવાળો મહારાજાધિરાજ શ્રીમાન ભીમદેવના કલ્યાણવંત અને વિજયી રાજ્યમાં શ્રીસોરઠ દેશમાં કારભાર માટે નિમેલા શ્રીસામંતસિંહ દેવની આજ્ઞાથી મહાન શ્રીઅરિસિંહ અને ઠકર જયસિંહથી શ્રીમાતરાદેવી વાપીના સંબંધમાં આ લેખ કોતરાયો છે તેનો હેતુ નીચે મુજબનો છે કે આ સ્થાનના પૂજાના ખર્ચ માટે ભરાણાની માંડવીની આવકમાંથી... ... ... ... ... ... ... ... ... ...

નં૦ ૧૬૫

# શ્રીમજ્જયંતસિંહ અથવા અભિનવ સિદ્ધરાજનું દાનપત્ર[1]

વિક્રમ સંવત ૧૨૮૦ પોષ સુદિ ૩ ત્રીજ મંગળવાર

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति राजावलीपूर्व्वम् समस्तराजावलीसमलंकृतमहाराजाधिराजपरमेश्वरपरम ... ... भट्टारक ]उमापतिवरलब्ध-

२ प्रसादप्रौढप्रतापादित्य चौलुक्यकुल[ कमल ]... ... नानेकसंग्रामनि... ... श्रीमन्मूलराजदेवपादानुध्यातमहारा-

३ जाधिराजपरमेश्वरपरमभट्टारकउमापतिवरलब्धप्रसादप्राप्तराज्यलक्ष्मीस्वयंवरश्री- चामुंडराजदेवपादानुध्यातम-

४ हाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमापतिवरलब्धप्रसादसंपादितराज्यलक्ष्मीस्वयं- वर ... ... श्री

५ वल्लभराजदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमापतिवरलब्ध प्र- सादप्रौढप्रतापा ... ... च श्रीदुर्ल्ल-

६ भराजदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमापतिवरलब्धप्रसाद- प्रौढप्रतापतिमिरारि-

७ राजाभीमश्रीमद्भीमदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमापति- वरलब्धप्रसादं[ प्राप्तरा- ]

८ ज्जलक्ष्मीस्वयंवरकामिनीकंदर्प्पत्रैलोक्यमल्लश्रीकर्ण्णदेवपादानुध्यातमहाराजाधिराज- परमेश्वरपरमभट्टारकउमा-

९ पतिवरलब्धप्रसादावाप्तराज्यलक्ष्मीस्वयंवर अत्यद्भुत प्रतापमार्त्तंड चौलुक्यकु[ ल ] तिलकत्रिभुवनगंडवर्ब्बर-[ क ]जिष्णु-

---

ઈ. એ. વો. ૬ પા. ૧૯૬ જી. બ્યુલ્હર

૧ પતરાનું માપ ૧૪"×૧૫" લિપિ જૈન–દેવનાગરી. પતરાં કાટથી તથા તપાવી સાફ કરવાના પ્રયત્નોથી ખરાબરીને નુકશાન પામેલાં છે. પં. ૬–છેલ્લા ત્રણ અક્ષરો શંકાસ્પદ છે.

१० अवंतीनाथसिद्धचक्रवर्त्तिश्रीमज्जयसिंहदेवपादानुध्यातमहाराजाधिराज[ परमे ]श्वर-परमभट्टारकउमापतिव-

११ रलब्धप्रसादसंपादितराज्यलक्ष्मीस्वयंवरात्यद्भुतप्रतापभास्वानुचौलुक्यकुलकल्पद्रुम-विचारचतुराननरणांगणवि-

१२ निर्ज्जितशाकम्भरीभूपालश्रीकुमारपालदेव पादानुध्यातमहाराजाधिराजपरमेश्वर-परमभट्टारकउमापतिवर-

१३ लब्धप्रसादप्रौढप्रतापादित्यकलिकालनिष्कलंकावतारितरामराज्यआज्ञाऽजापाल-श्रीअजयपालदेवपादानुध्यात-

१४ महाराजाधिराजपरमेश्वरपरमभट्टारक उमापतिवरलब्धप्रसादप्रौढप्रतापवालार्क आहवपराभूतदुर्ज्जयगर्ज्जनका-

१५ धिराजश्रीमूलराजदेवपादानुध्यातमहाराजाधिराज[ परमेश्वर ]परमभट्टारकउमापति-वरलब्धप्रसाद — — — — ना-

१६ रायणावतारश्रीभीमदेवतदनंतरं स्छाने महाराजाधिराजपरमेश्वरपरमभट्टारकउमाप-तिवरलब्धप्रसाद-*

१७ संपादितराज्यलक्ष्मीस्वयंवरअत्यद्भुतप्रतापमार्तंडचौलुक्यकुलकल्पवल्लीविस्तारण-दीप्तसदुःसमयजल-

१८ धिजलमग्नमेदिनीमंडलोद्धरणमहावराहदुर्द्दैवदावानलनिर्द्दग्धगूर्ज्जरधराबीजप्ररोहैकप-र्ज्जन्यएकांगवीरेत्या-

१९ दिसमस्तविरदावलीसमुपेतश्रीमदणहिलपुरराजधानीअधिष्ठित अभिनवसिद्धराजश्री-मज्जयंतसिंहदेवो

२० वर्द्धिपथकेगंभूतापथके चत्तन्नियुक्तविषयाधिकारिणो बोधयत्यस्तु वः संविदितं यथा॥ अस्यां तिथौ संवत्सरमास-

२१ पक्षवारयुक्तायां गतसंवत्सरद्वादशवर्षशतेषु अशीत्युत्तरेषु पौषमासे शुक्लपक्षे तृती-यायां तिथौ भौमवारे

२२ संजातउत्तरागतसूर्यसंक्रमपर्वणि अंकतोऽपि सम्वत् १२८० वर्षे पौष शुद्धि ३ भौमेऽद्येह संजात [ उत्त ] रानय-

---

पं. ११.वांचो भास्वान् पं. १२ वांचो शाकंभरी पं. १६ वांचो श्रीभीमदेवः. पं. १७ दीप्तदुदुः पं. १८ वीरे अस्पष्ट छे. पं. १९ वांचो विरुदा. पं. २० वांचो च तन्नि.

## पतरूं बीजुं

१ नपर्वणि स्नात्वा शुचिर्भूत्वा चराचरगुरुं भगवंतं भवानीपतिमभ्यर्च्य संसारासारतां वीक्ष्य नलिनीदलगत +

२ जललवतरलतरं प्राणितव्यमाकलिज्य ऐहिकामुष्मिकं च फलमंगीकृत्य पित्रोरात्म- [ नश्च पुण्ययशो ]भिवृद्ध-

३ ये पूर्वपुरूषाणां स्वर्गेस्थितये वर्ध्मिपथके सांपावाडाग्रामः पूर्वं पलमानदेवदाय- ब्रह्मदायवर्ज्जं तथांगं भूतापथके शेषः

४ देवतिग्राममध्यात् डोडियापाटकसत्कभूमिखंड १ उभयमेतत् पूर्व्वस्छदेवदाय- ब्रह्मदायवर्ज्जितं अस्यामेव भू-

५ मौ सोलुं० राणकआना उ० लूणपसाकेन स्वीयमातृसलखणदेविनामके कारित- सलखणपुरे श्री[ आन ]लेश्वरदे-

६ वश्रीसलखणेश्वरदेवाभ्यां शासनोदकपूर्वमस्माभिः प्रदत्तं ॥ सांपावाडाग्रामस्या- घाटा यथा ॥ पूर्वस्यां भट्टाश्री-

७ शेषदेवतभूमौ सीमा । दक्षिणस्यां फींचडीग्रामहांसलपुरग्रामयोः सीमायां सीमा । पश्चिमायां——————————द्रे————————ऊ-

८ ग्रामयोः सीमायां सीमा । उत्तरस्यां राणेलोयग्रामखांभिलग्रामद्द० आघीवाडा- ग्रामाणां भट्टाश्रीशेषदेवतभूमौ च

९ सीमा । तथा डोडियापाटकभूमिखंडैकस्याघाटाः ॥ पूर्वस्यां इटिलाग्रामकाल्हरी- ग्रामवहिचरग्रामाणां सीमायां

१० सीमा । दक्षिणस्यां फींचडीग्रामसीमायां सीमा । पश्चिमायां भट्टाश्रीशेषदेवतभूमौ सीमा । उत्तरस्यां डोडियापाटकम-

११ ध्यन्यभूमौ संति ष्टसानवहपानीये तथा भट्टाश्रीशेषदेवतभूमौ च सीमा ॥ एवम- मीभिराघाटैरुपलक्षितः स्वसी- ‡

१२ मापर्यंतः सवृक्षमालाकुलः सहिरण्यभागभोगासदंडदशापराधः सकाष्ठतृणोदको- पेतः नवनिधानसाहित आभ्यां

---

+ पं. १ वीक्ष्य अस्पष्ट छे पं. २ वांचो माकलय्य. पं. ३ वांचो वर्द्धि. पं. ५ वांचो देवी पं. ६ भट्टा अस्पष्ट छे. ‡ पं. ११ पहेलुं चिह्न ध्य नहीं समजाय तेवुं छे,—कदाच के बदले होय वांचो सतिष्ठमान. पं. १२ वांचो वृक्ष —; भोगः स; काष्ठः.

१३ देवाभ्यां आचंद्रार्ककालयावद्धोक्तव्यः। यथा दीयमानकरहिरण्यादि सर्वं सर्व-
दाज्ञाश्रवणविघायीभूत्वाऽमुकाभ्यां देवा-

१४ भ्यां समुपनेतव्यं। सामान्यं चैतत्पुण्यफलं मत्वाऽस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभि-
रस्मत्प्रदत्तदेवदायोऽयमड-

१५ मंनुमंतव्यः पालनीयश्च। केनापि कदापि शासनमिदं न परिपंथनीयं॥ यत उक्तं
च व्यासेन॥ षष्ठिर्वर्षसहश्राणि

१६ स्वर्गे तिष्ठति भूमिदः। प्याछेत्ता चानुमंता च तान्येव नरकं वसेत्॥ १ बहु-
भिर्वसुधा भुक्ता राजभिः सगरा[ दिभि ]यस्यय-

१७ स्य यदा भूमी तस्यतस्य तदा फलं॥ २ अस्मद्वंशे च यो राजा ऽन्योमे——
————स्तस्याहंकारमग्नो————————

१८ येत्॥ ३ भो भूपा जन्मनः पुण्यमस्यां किमपि मामकं। सर्वेषां———म——
—————।४।—————मिदं ऊचे

१९ कालजातीयत्रा॰ महं श्रीआशादित्यसूनु———————श्रीस्तंयं

२० कलः॥

२१ श्रीमजयसिंहदेवस्य

---

पं. १३ वांचो यावद्धो; — दीयः— विधयीभू पं. १४ भ्यां समुप. पंक्तिनो छेल्लो अक्षर भुंसी नांखो पं. १५ प्रथम अक्षर भुंसी नांखो वांचो षष्टिं;— सहस्राणि. पं. १६ वांचो तिष्ठति;— आच्छेत्ता पं. २१ वांचो श्रीमज्ज.

ले. ८२

## સારાંશ

૧ પ્રસ્તાવના–( અ ) વંશાવલી.

૧ મૂલરાજ પહેલો–ચૌલુક્ય કુળના કમલક્ષેત્રને વિકસાવનાર પ્રૌઢ પ્રતાપી સૂર્ય.

૨ ચામુણ્ડરાજ.

૩ વલ્લભરાજ.

૪ દુર્લભરાજ.

૫ ભીમદેવ ૧.

૬ કર્ણદેવ. ત્રૈલોક્યમલ્લ.

૭ જયસિંહદેવ–ત્રિભુવનગંડ, વર્વરક અને અવન્તિનાથને જિતનાર, સિદ્ધોનો ચક્રવર્તિ એકાંગવીર નામ બીજું છે તે,

૮ કુમારપાલ–શાકંભરીના રાજાને યુદ્ધમાં હરાવનાર.

૯ અજયપાલ.

૧૦ મૂલરાજ ૨–ગર્જનકોના રાજાને યુદ્ધમાં હરાવનાર.

૧૧ ભીમ—સાક્ષાત્ નારાયણ સ્વરૂપ તેના પછી તેના સ્થાને.

૧૨ જયન્તસિંહ–અણહિલપાટકનો રાજા, અભિનવ સિદ્ધરાજ.

( બ ) જયન્તસિંહ વર્દ્ધિપથક અને અગંભૂતા અથવા ગંભૂતાના પથકના રાજપુરૂષોને સંવત ૧૨૮૦, પોષ સુદિ ૩ ને મંગળવારે નીચેનું દાન જાહેર કરે છે.

૨ દાન—( ૧ ) વર્દ્ધિપથકમાં સામ્પાવાડા ગામ. તેની સીમાઃ—

( અ ) પૂર્વમાં શેષદેવતની ભૂમિ

( બ ) દક્ષિણમાં ફીંચડી[1] અને હાંસલપુર ગામો.

( ક ) પશ્ચિમમાં--

( ડ ) ઉત્તરે રાણેલાય, ખાંભિલ,[2] આધિવાડા, ગામો અને ભટ્ટારક શ્રીશેષદેવતની ભૂમિ

( ૨ ) ગંભૂતા અથવા અગંભૂતા પથકમાં શેષદેવતિમાં ભૂમિખંડ ( જમીનનો ટૂકડો) તેની સીમાઃ-

( અ ) પૂર્વે ઈઠિલા કાલ્હરી અને વહિચર[3] ગામડાં

( બ ) દક્ષિણે ફીંચડી ગામ.

( ક ) પશ્ચિમે ભટ્ટારક શ્રીશેષદેવતની ભૂમિ.

( ડ) ઉત્તરે ડોઠિયાપક.

૩ દાનનું પાત્ર—સોલંકી રાણા આનાઓ લૂણપસાકે તેની માતા સલખણદેવીના પુણ્યાર્થે સલખણપુરમાં બાંધેલાં આનલેશ્વર અને સલખણેશ્વરનાં મંદિરો.

---

૧ દાનપત્ર નં. ૯ ( ઈ. એ. વો. ૬ પા. ૨૦૩ ) ના સારાંશની નોટ ૧૧ જુઓ. ૨ ક્વાર્ટર માસ્તર જનરલનું નકશાનું કાંબેઈલ; કદાચ હોય, જે રાધનપૂર સંસ્થાનમાં મુંજપૂરની પૂર્વે ગાયકવાડી સરહદ પર આવેલું છે ૩ વિરમગામ અને પાટણના રસ્તામાં આવેલાં કાલરી અને બેચરાજી ગામો હોવાનો સમ્ભવ છે.

# ભીમદેવ ૨ જાનું દાનપત્ર*

### વિક્રમ સંવત્ ૧૨૮૩ કાર્તિક સુદિ ૧૫ ગુરૂવાર

## अक्षरान्तर

### पतरुं पहेलुं

१ । ७ । स्वस्ति राजावलीपूर्व्ववत्समस्तराजावलीसमलंकृतमहाराजाधिराजपरमे-
२ श्वरपरमभट्टारकचौलुक्यकुलकमलिनीविकासनै[ कमार्त्तंडश्री ]मूलराज-
३ देवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टार[ क ]श्रीचामुंड[ राज ]-
४ [ देव ]पादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकश्रीवल्लभ[ राज ]-
५ [ देव ]पादानुध्यातमहाराजा[ धि ]राज [पर ]मे[ श्वर ]परमभट्टार-
कश्रीदुर्ल्लभरा[ ज ]-
६ [ दे ]वपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकश्रीमद्भी[ मदेव ]-
७ पादानुध्यातमहाराजाधिराजपरमेश्वरपरमभट्टारकत्रैलोक्यमल्लश्रीकर्ण-
८ देवपादानुध्यातपरमेश्वरपरमभट्टारकमहाराजाधिराजअवन्तीनाथवर्व्वरक-
९ जिष्णुसिद्धचक्रवर्त्तिश्रीमज्जयसिंहदेवपादानुध्यातमहाराजाधिराजपर[ मे ]-
१० श्वरपरमभट्टारकपरममाहेश्वरश्रीमत्कुमारपालदेवपादानुध्यातमहारा-
११ जाधिराज[ पर ]मेश्वरपरमभट्टारकहेलाकरदीकृतसपादलक्षक्ष्मापाल-
१२ श्रीअजयदेवपादानुध्यातपरमेश्वरपरमभट्टारकम्लेछतमोनिचयच्छन्न[ मही ]-
१३ वलयप्रद्योतनबालार्कमहाराजाधिराजश्रीमूलराजदेवपादानुध्यातमहाराजा-
१४ धिराजपरमेश्वरपरमभट्टारक अभिनवसिद्धराजसप्तमचक्रवर्त्तिश्रीमद्भीमदे-
१५ वः स्वभुज्यमानचालीसापथकांतर्वर्त्तिनः समस्तराजपुरुषान् ब्रा[ ह्मणोत्त ]रांस्तानि ‡
१६ युक्ताधिकारिणो जनपदां [श्च बोधये] त्यस्तु वः संविदितं यथा ॥ श्रीमद्विक्रमादि-

### पतरूं बीजुं

१ [ त्यो ]त्पादितसंवत्सरशतेषु द्वादशसु त्रि[ अ ]शीति उत्तरेषु लौकि[ कका-
र्त्तिकपूर्णि ]मायां गुरुवा-
२ रेऽत्रांकतोऽपि संवत् १२८३ वर्षे लौकि० कार्त्तिक शुदि १५ गुराव[ द्येह ]
श्रीमदणहिलपा-

---

* ઈ. એ. વો. ૬ પા. ૧૯૯ ૭. બ્યુહ્લર. પતરાંનું માપ ૯½"×૧૧½" લિપિ જૈન દેવનાગરી-સ્થિતિ સુરક્ષિત છે. થોડા થોડાભાગોમાં અક્ષરો ઉખડી ગયા છે. ‡ પં. ૧૫ વાંચો स्तानि.

३ टकेऽस्यां संवत्सरमासपक्षपूर्व्विकायां तिथौ स्नात्वा चराचरगुरुं भगवंतं भवानीप-
तिमभ्यर्च्च्य संसा-

४ रासारतां विचिंत्य नलिनीदलगतजललवतरलतरं प्राणितव्यमाकलिज्य ऐहिकाऽ-
[ मुष्मि ]-+

५ कं च फलमंगीकृत्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये नताउलीग्रामः स्वसीमाप-
[ र्यन्तः स- ]

६ वृक्षमालाकुलकाष्टतृणोदकोपेतसहिरण्यभागभोगसदंडोदशारापधः सर्व[ दानी ]¶

७ समेतो नवनिधानसहित पूर्व्वप्रदत्तदेवदायब्रह्मदायवर्ज्जमंडल्यां श्रीमूलेश्वरदेवा-

८ य नित्यपूजार्थं तथा मठस्य मेत्यतपोधनानां भोजनार्थं च स्थानपतिः वेदगर्भराशेः
शास-

९ नोदकपूर्व्वमस्माभिः प्रदत्तः ॥ ग्रामस्यास्य आघाटा यथा पूर्व्वस्यां ओंकरा —
अवया — — — —

१० ग्रामयोः सीमायां सीमा । दक्षिणस्यां अवयाणिजचुयांतिजग्रामयोः सीमायां
सीमा । पश्चिमा-

११ यां वडसर तलपदभूमिसीमायां सीमा । उत्तरश्च ओंकुरालग्रामसीमासंलग्नवडसर
[ सी ]मा-

१२ [ यां ] सीमा । एवममीभिराघाटैरुपलक्षितं ग्राममेनमवगम्य तन्निवासिभिर्जनप-
दैर्यथादी-

१३ यमानदानीभोगप्रभृतिकं सदाज्ञाश्रव[ णविधेयै ]र्भूत्वा अमुष्मै भट्टारकाय समुप
[ ने ]त-

१४ [ व्यं ] सामान्यं चैतत् पुण्यफलं मत्वा अस्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्र-
दत्त[ देवदा ]

१५ [ योऽयम ]नुमंतव्यः । पालनीयश्च । उक्तं च भगवता व्यासेन । प्रष्ठिवर्षसह-
श्राणि स्वर्ग्गे तिष्ठति [ भूमिदः ] ।

१६ आछेत्ता चानुमंता च तान्येव नरकं व्रजेत् ।१ अस्मद्वंशज — — — —

१७ क्रमभोऽस्मि मम दत्तं न लोपयेत् । २ लिखितामिदं शासनं कायस्थान्वयप्रसूत
ठ० सा-

१८ [ ति ]कुमारसुत आक्षपटलि० सोमसीहेन । दूतकोऽत्र महासांधि ठ० श्रीबहु-
देव इति श्रीमद्भीमदेवस्य

---

+ पं. ४ वांचो माकलय्य. ¶ पं. ६ वांचो काष्ठ; पेतः; भोगः सदंडद. पं. ७ वांचो सहितः; वर्ज्ज
पं. ८ वांचो नित्यमंत प्रतेः. पं. १५ वांचो षष्ठिं; सहस्राणि; तिष्ठति.

સારાંશ

૧ પ્રસ્તાવના—( અ ) વંશાવલી.
( ૧ ) મૂલરાજ ૧ — ચૌલુક્ય કુળના કમલક્ષેત્રને વિકસાવનાર પ્રતાપીસૂર્ય
( ૨ ) ચામુણ્ડરાજ
( ૩ ) વલ્લભરાજ
( ૪ ) દુર્લભરાજ
( ૫ ) ભીમદેવ ૧ લો
( ૬ ) કર્ણદેવ, ત્રૈલોક્યમાલ્લ.
( ૭ ) જયસિંહદેવ — અવન્તિપતિને વર્વરકોને જીતનાર અને સિદ્ધોનો ચક્રવર્તિ
( ૮ ) કુમારપાલદેવ — શિવનો પરમ ભક્ત.
( ૯ ) અજયદેવ— સાપાદલક્ષના રાજાને ખંડીઓ બનાવનાર
( ૧૦ ) મૂલરાજ. ૨. — ગર્જ્જનના રાજાનો પરાજય કરનાર, પૃથ્વીને પ્રકાશિત કરનાર પ્રભાતનો સૂર્ય
( ૧૧ ) ભીમદેવ ૨ — અભિનવ સિદ્ધરાજ, સાતમો ચક્રવર્તિ
( બ ) ભીમદેવ. ૨. અણહિલપાટકમાંથી ચાલીસાપથકના રાજપુરૂષો અને નિવાસીઓને વિક્રમ સંવત ૧૨૮૩, શ્રાવણ સુદી ૧૫ ગુરૂવારે નીચેનું દાન જાહેર કરે છેઃ-
૨ દાનઃ- નતાઉલી ગામ, તેની સીમાઃ—
( અ ) પૂર્વમાં ઓંકર ... ... અને અવયા...
( બ ) દક્ષિણમાં અવયાણિજ અને ચુયાન્તિજ ગામો
( ક ) પંશ્ચિમે વડસરની તલપદ ભૂમિ
( ડ ) ઉત્તરે ઓંકુરાલ અને વડસર ગામો
૩ દાનનાં પાત્રઃ— માણ્ડલમાં મૂલેશ્વરનું મંદિર અને તેને જોડેલા મઠના યોગીઓ, નિત્ય. પૂજા અને ભોજનાર્થે; તેના ટ્રસ્ટિ તરીકે— સ્થાનપતિ વેદગર્ભરાશિ ( માણ્ડલ મઠનો સ્થાન પતિ )
૪ રાજપુરૂષો — દાનનો લેખક કાયસ્થ સાતીકુમારનો પુત્ર આક્ષપટલિક સોમસીહ. દૂતક મહા સાંધિવિગ્રહિક ઠાકુર વહુદેવ.

# આબુગિરિપર શ્રીનેમનાથના મંદિરના જૈનલેખો[1]

આર્કિઓલોજીકલ સર્વે ઓફ ધી બોંબે પ્રેસિડેન્સીના સુપ્રિન્ટેન્ડેન્ટ મી. એચ. કઝીન્સે આબુ પર્વત ઉપરનાં મંદિરોના લેખોની શાહીની છાપો ૧૯૦૨ માં તૈયાર કરી હતી, અને પ્રોફેસર હુલ્શે પ્રોફેસર કિલ્હોર્નને મોકલી હતી; જેણે તે પ્રસિદ્ધ કરવા માટે મને આપી હતી. નીચે પ્રસિદ્ધ કરેલા ૩૨ લેખો નેમિનાથના મંદિરમાંથી છે, અને ચૌલુક્ય રાજા વીરધવલના મંત્રિ તેજપાલે તે મંદિર બંધાવીને ધર્મસ્થાન તરીકે આપ્યાનું જણાવે છે. હાલ આ મંદિર ' વસ્તુપાલ અને તેજપાલનું મંદિર' ના નામથી ઓળખાતું લાગે છે; પરંતુ લેખોમાં પાયો તેજપાલે એકલાએ જ નાંખ્યો હોવાનું જણાવ્યું હોવાથી આ નામ ખોટું છે, એ દેખીતું છે. એટલે જે મુનિને તે અર્પણ કર્યું હતું તેના નામથી ઓળખાવવાનું હું પસંદ કરૂં છું; અથવા લેખમાં બતાવ્યા પ્રમાણેનું તેનું અસલ નામ લૂણસિંહવસહિકા અગર લૂણવસહિકા રાખવું, વધારે યોગ્ય લાગે છે.

## આબુગિરિના જૈન લેખો—લેખ નં ૧

વિક્રમ સંવત ૧૨૮૭ ફાગણ વદ ૩ રવિવાર

લેખ નં. ૧ મંદિરના એક ગોખલામાં ચણેલા પાથરના કાળા ટુકડામાં કોતરેલો છે. એચ. એચ. વિલ્સને ૧૮૨૮ માં એસિયાટિક રિસરચીઝ વો. ૧૬ પા. ૩૦૨ માં તેનું એક ભાષાન્તર પ્રસિદ્ધ કર્યું હતું. પ્રોફેસર અબાજી વિષ્ણુ કાથવટેએ પોતાના સોમેશ્વરદેવની ' કીર્તિકૌમુદી ' પુસ્તકનો વધારો ' એ " માં ૧૮૮૩ માં તેનો પાઠ તથા ભાષાન્તર પ્રથમ પ્રસિદ્ધ કર્યાં હતાં. ભાવનગરના આર્કિઓલોજીકલ ડિપાર્ટમેન્ટે પ્રસિદ્ધ કરેલા '' કલેકશન ઓફ પ્રાકૃત એન્ડ સંસ્કૃત ઈન્સ્ક્રિપ્શન્સ " ના પા. ૧૭૪ ઉપર ભાષાન્તર સાથે તેની બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થઈ હતી.

લખાણે લગભગ ૩' ૧½ " પોહોળી ૨' ૭½ " ઉંચી જગ્યા રોકેલી છે. તે સુંદર રીતે કોતરેલું અને એકંદરે સુરક્ષિત સ્થિતિમાં છે. અક્ષરોનું કદ ½ " નું છે. લિપિ જૈન નાગરી છે. ब અને व નો તફાવત મધ્યમાં ફકત એક ઝીણા મીંડા વડે બતાવેલો હોવાથી, અને તે મીંડુ છાપમાં સહેલાઈથી અદૃશ્ય થતું હોવાથી, કેટલીક વાર કયો અક્ષર છે તે જાણવું મુશ્કેલ થાય છે. ભાષા સંસ્કૃત છે.

શરૂઆતનો ' ओं ' શબ્દ, ૧૭,૨૬ અને ૩૦ મી પંક્તિઓનાં કેટલાંક વાકયો તથા ૪૬–૪૭ પંક્તિઓ માંની છેવટની નોંધ, સિવાય આખો લેખ પદ્યમાં છે. લેખરચના ચૌલુકય રાજાઓના પ્રખ્યાત પુરોહિત, અને ' કીર્તિકૌમુદી ' ના કર્તા સોમેશ્વરદેવે કરી હતી; પરંતુ જોકે કેટલાક શ્લોકો કવિના મોટા લેખોની સાથે હરીફાઇ કરે છે, તો પણ એકંદરે કવિતા, કેટલીક કંટાળો ઉપજાવે તેવી પુનરૂક્તિ તથા શ્લોકો વચ્ચેનાં કેટલેક અંશોના અસંબદ્ધપણાને લીધે, અવ્યવસ્થિત થઈ છે, એ નિશ્ચયપણે કહેવામાં વાંધો નથી.

---

[1] એ. ઈ. વોલ્યુ. ૮ પા. ૨૦૦ પ્રો. એચ. લ્યુડર્સ.

સરસ્વતી અને ગણેશની સ્તુતિ પછી પ્રથમ તેજપાલના વંશનું વર્ણન આવે છે. તેઓનું જન્મસ્થાન ચૌલુક્ય રાજાઓનું નિવાસસ્થાન અણહિલપુર શેહેર હતું. વંશનો પૂર્વજ ચણ્ડપ હતો. તેનો પુત્ર ચણ્ડપ્રસાદ અને તેનો પુત્ર સોમ હતો. સોમનો પુત્ર અશ્વરાજ હતો, અને તેની સ્ત્રી કુમારદેવી હતી. તેઓને અગિઆર સંતાન હતાં. ચાર પુત્રો— લૂણિગ જે યુવાવસ્થામાં જ મરી ગયો હતો, મલ્લદેવ, વસ્તુપાળ અને તેજપાલ; અને સાત પુત્રીઓ– જાલ્હૂ, માઊ, સાઊ, ધનદેવી, સાહેગા, વયજુકા, અને પદ્મલદેવી. તે કુટુંબ જૈન ધર્મ પાળતું હતું અને પ્રાગ્વાટોના વંશનું હતું. ચારે ભાઇઓને મંત્રિ, ( સચિવ ) કહ્યા છે. વસ્તુપાલ ચૌલુક્યોની સેવા કરતો એવું ચોખ્ખું કહ્યું છે. વસ્તુપાલ અને તેજપાલ, જેઓની વચ્ચે શુદ્ધ બંધુભાવ હોવાનું જણાય છે, તેઓનાં ખાસ વખાણ કર્યાં છે, પરંતુ આ શ્લોકોમાં કંઇ ઐતિહાસિક સૂચન નથી.

મંત્રિઓ પછી તેઓના રાજાઓ, ચૌલુક્યોનું વર્ણન આવે છે. આમાં ફક્ત કહેવાતા વાઘેલા વંશના વંશજોજ વર્ણવ્યા છે: જેવાકે–અર્ણોરાજ, તેના પછી લવણપ્રસાદ, તેનો પુત્ર વીરધવલ. વસ્તુપાલ અને તેજપાલે કરેલી વીરધવલની સેવાનાં, તથા આ રાજાએ પૂર્ણ વિશ્વાસથી તેઓના સ્નેહનો બદલો વાળ્યો હતો તેનાં વખાણના બે શ્લોકો ( ૨૮, ૨૯ ) ઉમેરેલા છે.

તે પછી અણચિન્તવ્યું જ અર્બુદ પર્વત, એટલે હાલના આબુ પર્વતનું વર્ણન શરૂ થાય છે. અને તે પછી તેવી જ અસંબદ્ધ રીતે ચંદ્રાવતીના પરમારોની વંશાવલી શરૂ થાય છે. આ શ્લોકો આંહિ દાખલ કરવાનું કારણ એ છે કે, તેજપાલે આ મંદિર આબુ પર્વત ઉપર બંધાવ્યું હતું; અને આ પર્વત પરમારોના રાજ્યની હદમાં આવ્યો હતો. આ કારણ લેખના અંત ભાગમાંથી જ જણાય છે. પરમારોનું વર્ણન તેઓની ઉત્પત્તિ વિષેની દંતકથાથી શરૂ થાય છે. તેઓનો મૂળ પુરૂષ જેના ઉપરથી તેઓએ પોતાનું નામ ધારણ કર્યું હતું, તે વસિષ્ઠના યજ્ઞમાંથી ઉત્પન્ન થયો હતો અને પોતાના શત્રુઓનો નાશ ( पर-मारण ) કરવામાં આનંદ માનતો હોવાથી તે ઋષિએ તેને પરમાર નામ આપ્યું હતું, એમ કહેવાય છે. તે વંશમાં પ્રથમ ધૂમરાજ થયો. અને તેના પછી ધન્ધુક, ધ્રુવભટ અને રામદેવ સુધી અન્ય રાજાઓ થયા. રામદેવથી સળંગ વંશાવલી શરૂ થાય છે, જે નીચે પ્રમાણે છે:—




આ વંશાવલી ઉપરાંત લેખમાં ઐતિહાસિક દૃષ્ટિએ ઉપયોગી કેટલીક હકીકત અપાયલી છે. યશોધવલે જ્યારે જાણ્યું કે માળવાનો રાજા બલ્લાલ ચૌલુક્ય રાજા કુમારપાલનો શત્રુ થયો છે ત્યારે તેણે તેને તરત જ મારી નાંખ્યો હતો, એમ કહ્યું છે. શ્લોકના શબ્દોમાંથી આપણે એમ માની શકીએ કે વિક્રમ–સંવત ૧૨૬૫ ના આબુ પર્વતના લેખમાં યશોધવલના પુત્ર ધારાવર્ષને કુમારપાલના ભત્રિજા ભીમદેવ ૨ જાના ખંડીયા રાજા તરીકે વર્ણવ્યો છે તેવી જ રીતે યશોધવલ કુમારપાલનો ખંડીયો રાજા હતો. એટલે બીજે સ્થળે કુમારપાલે પોતે બલ્લાલનો નાશ કર્યો એમ કહ્યું છે તેમાં કંઈ નવાઈ નથી. સોમેશ્વરની “ કીર્તિકૌમુદી ” માં કહ્યું છે કે, કુમારપાલે આવેશને

લીધે લડાઈમાં બલ્લાલ અને મલ્લિકાર્જુન રાજાઓનાં મસ્તકો વિજયશ્રીનાં સ્તનોની જેમ પકડયાં હતાં. ભાવ બૃહસ્પતિના વલભી સંવત ૮૫૦ ના સોમનાથપટ્ટનના લેખમાં તેને " તે હાથી ઓનાં—ધારાના રાજા બલ્લાલ, અને જાંગલના રાજાનાં-મસ્તકો ઉપર તરાપ મારતો સિંહ " કહ્યો છે. કુમારપાલના પૂર્વાધિકારિ જયસિંહ દેવની છેલ્લામાં છેલ્લી તારીખ વિક્રમ સંવત ૧૧૯૬ છે. કુમારપાલના પોતાના રાજ્યનો વહેલામાં વહેલો લેખ વિક્રમ– સંવત ૧૨૦૨ નો છે. મેરૂતુંગના " પ્રબંધચિન્તામણિ " મુજબ જયસિંહદેવે વિક્રમ સંવત ૧૧૯૯ સુધી રાજ્ય કર્યું હતું. અને એ જ લેખકની " વિચારશ્રેણી "માં તેના મૃત્યુની તારીખ વિક્રમ સંવત ૧૧૯૯ ના કાર્તિક શુકલ પક્ષ ૩, અને તેના ઉત્તરાધિકારિના રાજ્યારોહણની તારીખ તે જ વર્ષના માર્ગ-શીર્ષ શુકલ પક્ષ ૪ આપી છે.[1] એટલે બલ્લાલનું મૃત્યુ સોમનાથ પાટણના લેખોની તારીખ-ઇ. સ. ૧૧૪૨ અને ૧૧૬૯ વચ્ચે થયું હશે. તેમ છતાં એ નામનો રાજા આ સમયના માળવા-ના પરમાર રાજાઓ અથવા બીજા કોઈ પણ સમયના રાજાઓમાં થયો નથી. અને બલ્લાલ આ પરમાર વંશનો હતો એ તદ્દન અસંભવિત છે. તે કોણ હતો અને માળવાનું રાજ્ય શી રીતે મેળવવા પામ્યો એ સવાલોનો જવાબ હાલ આપી શકાતો નથી. પરંતુ પ્રોફેસર કિલ્હૉર્ને લંબાણ-પૂર્વક જે વિવેચન કર્યું છે તે તરફ ધ્યાન ખેંચવા માગુ છું.[2] તેઓ કહે છે કે, યશોવર્મનના મૃત્યુ પછી-- જે ઇ. સ. ૧૧૩૫ અને ૧૧૪૪[3] વચ્ચે થયું હોવું જોઈએ-- માળવાના રાજ્યમાં અરાજ-કતા હોવી જોઈએ જેનો લાભ લેવાને કોઈ વિજયી અથવા પચાવી પાડનારની ઇચ્છા થઈ હોવી જોઇએ.

ધારાવર્ષ, જેને મૃગયા કરવાનો અત્યંત શોખ હોવાનું જણાય છે, કૌંકણ અથવા કોંકણના રાજા-નો શત્રુ હતો પણ તે સંબંધે કંઈ વિગત આપી નથી. ઉપર કહેલા આબુ પર્વતના વિક્રમ સંવત ૧૨૬૫ ( ઇ. સ. ૧૨૦૯ )ના લેખમાં ધારાવર્ષ " તે ચન્દ્રાવતીનો માલિક અને અસુરો( માણ્ડલિકો )નો શંભુ " ભીમદેવ ૨ જાનો ખંડિયો રાજા હોવાનું જણાવ્યું છે.

તેના અનુજ પ્રહ્લાદનને " સામંતસિંહે જ્યારે ગુર્જર રાજાની સત્તાને લડાઈમાં તોડી નાંખી ત્યારે તેનું રક્ષણ કરવામાં જેની તરવાર કુશળ હતી તે " એમ વર્ણવ્યો છે. જે ગુર્જર રાજાને સામંતસિંહનાથી પ્રહ્લાદનને બચાવ્યો હતો તે ભીમદેવ ૨ જો હતો. પરંતુ તે સામંતસિંહ કોણ હતો, એ કહેવું મુશ્કેલ છે. કંઈ વધારે વિગત આપી ન હોવાથી અને તે નામ આ સમયમાં સામાન્ય હોવાથી તેને કોઈ પણ રાજા તરીકે ચોક્કસપણે ઓળખાવી શકાતો નથી. મારા મત પ્રમાણે આ લેખના સામંતસિંહ તરીકે ઓળખાવવાનો સૌથી વધારે હક્ક આબુ પર્વત[4] અને સાદડી[5]ના લેખોમાં બતાવેલા તે નામના ગુહિલ રાજાને છે. પહેલા લેખમાં તેનું વિજયસિંહ પછી પાંચમું નામ છે, જે વિજયસિંહ આશરે ઇ. સ. ૧૧૨૫ માં થયો હશે, અને તે લેખમાં તેજસિંહની પહેલાં તેનું ( ગુહિલરાજાનું )પાંચમું સ્થાન છે. તેજસિંહનો ચિતોડગઢનો લેખ વિક્રમ સંવત ૧૩૨૪=ઇ. સ. ૧૨૬૭ નો છે. આથી ગુહિલે લગભગ ઇ. સ. ૧૨૦૦ માં રાજ્ય કર્યું હોવાનું જણાય છે, અને આ અનુમાન ઇ.સ. ૧૨૦૯ માં તેનો શત્રુ પ્રહ્લાદન યુવરાજ હતો, એ વાત સાથે બરોબર બંધ બેસતું આવે છે. અને ભૂગોલની દૃષ્ટિએ પણ ચન્દ્રાવતીના પરમાર રાજાના પ્રદેશની સરહદપર આવેલો ગુહિલોનો પ્રદેશ મેદપાટ હોવાનું મેં કહ્યું છે તેમાં કાંઇ વાંધા જેવું નથી. એટલે પોતાના સાર્વભૌમ રાજાનો બચાવ ગુહિલ રાજા-ના હુમલાથી પ્રહ્લાદન કરે, એ કુદરતી છે. ચૌલુક્યો અને ગુહિલોનો સંબંધ મૈત્રિનો નહતો, એ વીરધવલના પુત્ર વીસલદેવના એક દાનપત્ર ઉપરથી પૂરવાર થાય છે. તેમાં રાજાને " મેદપાટ-

૧ ઈ. એ. વો. ૧૦ પા. ૧૬૨ ૨ ઈ. એ. વો ૧૯ પા. ૩૪૮ ૩ યશોવર્મનનો સૌથી છેલ્લો લેખ વિક્રમ સં. ૧૧૯૨ નું ઉજ્જૈનનું પતરૂં છે, અને સૌથી વ્હેલો તેના પુત્ર લક્ષ્મીવર્મનનો વિક્રમ સંવત ૧૨૦૦ નું ઉજ્જૈનનુ પતરૂં છે. જુઓ ઈ. એ. વો. ૧૯ પા. ૩૪૯ અને પા. ૩૫૨ ૪ ઈ. એ. વો. ૧૬ પા. ૩૪૭. ૫ ભાવનગર ઈન્સ્ક્રીપ્શન્સ પા. ૧૧૮

केदश कलुष–राज्यवल्लि–कन्दोच्छेदन–कुद्दालकल्प, ”– ‘ મેદપાટક દેશના કલુશિતરાજ્યરૂપી વેલીના કંદને ઉખેડનાર કુહાડી જેવો જે છે ”––તેનો ઇલ્કાબ આપ્યો[1] છે.

પ્રહ્લાદનનાં લડાયક પરાક્રમો ઉપરાંત તેની વિદ્વત્તા પણ વારંવાર વર્ણવાયલી છે. આ પ્રશંસા ખોટી નથી. તે યુવરાજ હતા ત્યારે તેણે લેલખો “ पार्थपराक्रम ” નામનો ‘ વ્યાયોગ ’ આપણને મળ્યો છે. તથા ‘ सारङ्गधरपद्धति ’ માં તેના રચેલા કેટલાક શ્લોકો પણ છે.

સોમસિંહદેવ વિષે જણાવવા જેવું એ છે કે તેણે બ્રાહ્મણોના કર માફ કર્યાં હતા.

પરમારોની વંશાવલી પછી ફરીથી તેજપાલના વંશ વિષે વર્ણન આવે છે. શ્લોકો૪૩-૪૬ માં તેજપાલના બંધુ વસ્તુપાલ, તેની સ્ત્રી લલિતાદેવી અને ખાસ કરીને તેઓના પુત્ર જયંતસિંહ અથવા જૈત્રસિંહનું વર્ણન આવે છે. શ્લોક ૪૭-૪૯ માં તેજપાલની પોતાની પ્રશંસા આપેલી છે. ત્યાર બાદ તેજપાલની સ્રી અનુપમદેવીના પિતાના વંશનું વર્ણન આપેલું છે. ( શ્લોક ૫૦-૫૪ ) આ વર્ણન ચંદ્રાવતીના રહીશ અને પ્રાગ્વાટ કુટુંબના ગાગાથી શરૂ થાય છે. ( શ્લો.૫૦ ) તેનો પુત્ર ધરણિગ હતો. તે ત્રિભુવનદેવીને પરણ્યો હતો. તેઓની પુત્રી અનુપમદેવી હતી. ( શ્લો. ૫૩-૫૪ ) તેજપાલ અને અનુપમદેવીનો પુત્ર લાવણ્યસિંહ અથવા લુણસિંહ હતો. ( શ્લો. ૫૫-૫૭) શ્લોક ૫૮માં તેજપાલના વડિલ બંધુ મલ્લદેવના કુટુંબની ટુંકી નોંધ આપેલી છે. મલ્લદેવ અને તેની સ્ત્રી લીલુકાને એક પુત્ર, પુર્ણસિંહ હતો. તે અહ્લણા દેવીને પરણ્યો હતો અને તેને પેથડ નામનો એક પુત્ર હતો.

શ્લોક ૫૯ અને ૬૦ માં કહ્યું છે કે, તેજપાલે અર્બુદ પર્વત ઉપર આ નેમિનાથનું મંદિર પોતાની સ્ત્રી અનુપમા અને પુત્ર લાવણ્યસિંહના શ્રેય માટે બંધાવ્યું હતું. અને તે પછીના પાંચ શ્લોકો(૬૧-૬૪)માં તે મંદિરની કેટલીક વિગતો આપી છે. મંદિર ધોળા આરસપાણનું છે. તેમાં આગળ એક મોટો મણ્ડપ અને તેની બાજુઓએ જૈનો માટે બાવન મંદિરો તથા આગળ ‘ બલાનક ’–પથ્થરની બેઠક છે. તે ઉપરાંત તેમાં ચણ્ડપ, ચણ્ડપ્રસાદ, સોમ, અશ્વરાજ, લૂણિગ, મલ્લદેવ, વસ્તુપાલ, તેજપાલ, જૈત્રસિંહ, અને લાવણ્યસિંહનાં હાથણીઓ ઉપલ બેસાડેલાં દશ પૂતળાં છે. આ પુતળાં પાછળ ફરીથી આ દશેનાં પુતળાં દરેકની સ્ત્રીઓ સાથે ધોળા આરસપાણના ખટ્ટકો ઉપર મૂકયાં છે.

વસ્તુપાલ અને તેજપાલના માનમાં લખેલા અને ખાસ કરીને તેઓનાં ધર્માદાય સ્થળોની પ્રશંસા કરતા શ્લોકો વડે વર્ણન પૂરૂં થાય છે.

આના પછી તરત જ વસ્તુપાલ અને તેજપાલના પુરોહિતોના કુટુંબની વંશાવલી આવે છે. ( શ્લોકો ૬૯-૭૨ ). તેઓ નાગેન્દ્ર ગચ્છના હતા. તેઓનાં નામ અનુક્રમે મહેન્દ્રસુરિ, શાન્તિસૂરિ, આનન્દસૂરિ, અમરસુરિ, હરિભદ્રસૂરિ, વિજયસેનસૂરિ, ઉદયપ્રભસૂરિ છે. શ્લોક ૭૧ માં બતાવ્યા પ્રમાણે છેલ્લો તેનાં કાવ્યો માટે પ્રખ્યાત હતો. આ કવિતાના નમુનાઓ ગિરનારના કેટલાક લેખોમાં સાચવેલા છે.

લેખના છેલ્લા શ્લોકો( ૭૨-૭૪ )માં આશીર્વાદ છે, અને તેમાં કહ્યું છે કે, ચૌલુક્યરાજા જેના પાદનું સેવન કરે છે એ સોમેશ્વરદેવે મંદિરની આ પ્રશસ્તિ લખી છે. લેખ કોતરનાર ચંડેશ્વર, જે ધાંધલનો પુત્ર અને કેલ્હણનો પૌત્ર હતો, તેનું નામ તથા ઉપર કહેલા જૈન પુરોહિત વિજયસેનસૂરિએ મંદિર અર્પણ કર્યું તે તારીખ વગેરે ગદ્યમાં ઉમેરેલાં છે. અર્પણ કરવાનો દિવસ શ્રીવિક્રમ સંવત ૧૨૮૭ ના ફાલ્ગુન કૃષ્ણપક્ષ ૩ ને રવિવાર હતો. મહિનાના નામના પહેલા બે અક્ષરો ભૂંસાઈ ગયા છે એટલે પ્રો. કાથવટેએ કહ્યું છે તેમ તેને શ્રાવણ માસ કહી શકાય એ સાચું છે, પરંતુ લેખ નં. ૨ માં તારીખ ફરી વાર આપી હોવાથી ‘ ફાલ્ગુન ’ પાઠ શંકા રહિત છે. પ્રોફેસર કિલ્હૉર્ને[2] બતાવ્યું છે તે પ્રમાણે, આ તારીખ, રવિવાર, ૩ જી માર્ચ ઇ. સ. ૧૨૩૦ ને મળતી આવે છે.

---

૧ ઈ. એ. વો. ૬ પા. ૨૧૦ ૨ લિસ્ટ ઓફ ઈન્સ્ક્રીપ્શન્સ ઓફ નોર્ધર્ન ઈન્ડિઆ–પા. ૩૦ લે. ૮૪

## अक्षरान्तर

१ ओं ॥ वंदे सरस्वतीं देवीं याति याकों[ व ]मानसं । नी[ यमा ]ना [ निजेने ] व [ यानमा ]नस[ व ]ासिन[ । । ] ।१ यः [ क्ष ]ांतिमा[ नण्य रु[ णः प्रकोपे शांतोपि दीप्त ]ः स्मरनिग्रहाय । निमीलिताक्षो[ पि सम ]प्रदर्शी स वः शिवायास्तु शि-

२ [ वात ]नूजः ॥ २ अणहिलपुरमस्ति स्वस्तिपात्रं प्रजा[ नाम ]जरजिर[ घुतुल्यै ]ः पा[ ल्य ]मानं चु[ लुक्यैः] । [ चिरम ]तिरमणीनां य[ त्र वक्त्रें ] दु [ मंदी ] कृत इव[ सि ]तपक्षप्रक्षयेप्यंधकारः ॥ ३ तत्र प्राग्वाटान्वयमुकुटं कुटजप्रसून-

३ विशदयशाः । दानविनिर्ज्जितकल्पद्रुमषंडश्चंडपः समभूत् ॥४ चंडप्र[ सा ]दसं[ ज्ञ ]ः स्वकुल[ प्रासा ]दहेमदंडोऽस्य । प्रसर[ त्की ]र्त्तिपताकः पुण्यविपाकेन सूनुरभूत् ॥ ५ आत्मगुणैः किरणैरिव सोमो रोमोद्गमं सतां कु— ॥

४ र्व्वन् । उदगादगाधमध्याद्दुग्धोदधिबांधवात्तस्मात् ॥६ एतस्मादजनि जिनाधि[ना]-थभक्तिं बिभ्राणः स्वमनसिशश्वदश्वरा[ ज ]ः । तस्यासीद्दयिततमा कुमारदेवी देवीव त्रिपुररिपोः कुमारमाता ॥ ७ तयोः प्रथमपु— ॥

५ त्रोऽभून्मंत्री लूणिगसंज्ञया । दैवादवाप बालोऽपि सालोक्यं [व]ा सवेन[ स]ः॥८॥ पूर्व्वमेव सचिवः स कोविदैर्गण्यते स्म गुणवत्सु लूणिगः । यस्य निस्तुषमतेर्मनीषया धिक्कृतेव धिषणस्य धीरपि ॥ ९ श्रीमल्लदेवः श्रि-

६ तमल्लिदेवस्तस्यानुजो मंत्रिमतल्लिकाऽभूत् । बभूव यस्यान्यधनांगनासु लुब्धा न बुद्धिःशमलब्धबुद्धेः ॥ १० धर्म्मविधाने भुवनच्छिद्रपिधाने विभिन्नसंधाने । सृष्टि-कृता न हि सृष्टः प्रतिमल्लो मल्लदेव- ॥

७ स्य ॥ ११ नीलनीरदकदम्बकमुक्तश्वेतकेतुकिरणोद्धरणेन । मल्लदेवयशसा गल-हस्तो हस्तिमल्लदशनांशुषु दत्तः ॥ १२ तस्यानुजो विजयते विजितेंद्रियस्य सार-स्वतामृतकृताद्भुतहर्षवर्षः । श्रीवस्तु-

८ [ पा ]ल इति भालतलस्थितानि दौःस्थ्याक्षराणि सुकृती कृतिनां विलुंपन् ॥ १३ विरचयति वस्तुपालश्चुलुक्यसचिवेषु कविषु च प्रवरः । न कदाचिदर्थहरणं श्रीक-रणे काव्यकरणे व ॥ १४ तेजःपालपालितस्वा-

९ मितेजःपुंजः सोयं राजते मंत्रिराजः । दुर्वृत्तानां शंकनीयः कनीयानस्य भ्राता विश्वविश्रांतकीर्त्तिः ॥ १५ तेजःपालस्य विष्णोश्च कः स्वरूपं निरूपयेत् ! स्थितं जगत्त्रयीसूत्रं यदीयोदरकंदरे ॥ १६ जाल्हूमाऊसाऊ

१ એ. ઇ. વૉ. ૮ પા. ૨૦૮ २ ચિહ્નરૂપે દર્શાવેલ છે.

१० धनदेवीसोहगावयजुकाख्याः । पद्मलदेवी चैषां क्रमादिमाः सप्त सोदर्यः ॥ १७
एतेऽश्वराजपुत्रा दशरथपुत्रास्त एव चत्वारः । प्राप्ताः किल पुनरवनावेकोदर-
वासलोभेन ॥ १८ अनुजन्मना समेतस्तेजःपा- ।

११ लेन वस्तुपालोऽयं । मदयति कस्य न हृदयं मधुमासो माधवेनेव ॥ १९ पंथान-
मेको न कदापि गच्छेदिति स्मृतिप्रोक्तमिव स्मरंतौ । सहोदरौ दुर्द्धरमोहचौरे
संभूय धर्म्माध्वनि तौ प्रवृत्तौ ॥ २० इदं सदा सो-

१२ दरयोरुदेतु युगं युगव्यायतदोर्युगश्रि । युगे चतुर्थेप्यनघेन येन कृतं कृतस्यागमनं
युगस्य ॥ २१ मुक्तामयं शरीरं सोदरयोः सुचिरमेतयोरस्तु । मुक्तामयं किल
महीवलयमिदं भाति यत्कीर्त्या ॥ २२ ए- ।

१३ कोत्पत्तिनिमित्तौ यद्यपि पाणी तयोस्तथाप्येकः । वामोऽभूदनयोर्न तु सोदरयोः
कोपि दक्षिणयोः ॥ २३ धर्म्मस्थानांकितामुर्व्वीं सर्व्वतः कुर्व्वताऽमुना । दत्तः
पादो बलाद्बंधुयुगलेन कलेर्गले ॥ २४ इतश्चौलुक्यवीरा- ।

१४ णां वंशे शाखाविशेषकः । अर्णोराज इति ख्यातो जातस्तेजोमयः पुमान् ॥ २५
तस्मादनंतरमनंतरितप्रतापः प्रापक्षितिं क्षतरिपुर्लवणप्रसादः । स्वर्गापगाजलवल-
क्षितशंखशुभ्राबभ्राम यस्यलवणब्धिमतीत्य कीर्त्तिः

१५ ॥ २६ सुतस्तस्मादासीद्दशरथककुस्थ[1]प्रतिकृतेः प्रतिक्ष्मापालानां कबलितबलो वीर-
धवलः । यशः पुरे यस्य प्रसरति रतिक्रांतमनसामसाध्वीनां भग्नाऽभिसरणकलायां
कुशलता ॥ २७ चौलुक्यः सुकृती स वीरधवलः क- ।

१६ र्णेजपाना जपं य कर्णेपि चकार न प्रलपतामुद्दिश्य यौ मंत्रिणौ । आभ्यामभ्युद-
यातिरेकरुचिरं राज्यं स्वभर्त्तुः कृतं वाहानां निवहा घटाः करटिनां बद्धाश्च सौ-
धांगणे ॥ २८ तेन मंत्रिद्वयेनायं जाने जानुप्रवर्त्तिना । वि-

१७ भुर्भुजद्वयेनेव सुखमाश्लिष्यति श्रियं ॥ २९ इतश्च गौरीवरश्वशुरभूधरसंभवो
ऽयमस्त्यर्बुदः ककुदमद्रिकदंबकस्य । मंदाकिनीं घनजटेदधदुत्तमां [गे] यः श्याल-
कः शशिभृतोऽभिनयं करोति ॥ ३० कचिदिह विहरंतीर्व्वी- ।

१८ क्षमाणस्य रामाः प्रसरति रतिरंतर्मोक्षमाकांक्षतोऽपि । कचन मुनिभिरर्थ्यां पश्य-
तस्तीर्थवीथीं भवति भवविरक्ता धीरधीरात्मनोऽपि ॥ ३१ श्रेयः श्रेष्ठवशिष्ठहोम-
हुतभुक्कुंडान्मृतंडात्मजप्रद्योताधिकदेहदीधितिभ-

१९ रः कोप्याविरासीन्नरः । तं मत्वा परमारणैकरसिकं स व्याजहार श्रुतेराधारः पर-
मारइत्यजनि तन्नामाऽथ तस्यान्वयः ॥ ३२ श्रीधुमराजः प्रथमं बभूव भूवासवस्तत्र
नरेंद्रवंशे । भूमीभृतो यः कृतवानभिज्ञान् पक्षद्वयोच्छे-

---

१ વાંચો ककुत्स्थः

२० दनवेदनासु ॥ ३३ धंधुकध्रुवभटादयस्ततस्ते रिपुद्विपघटाजितोऽभवन् । यत्कुलेऽ-
जनि पुमान्मनोरमो रामदेव इति कामदेवजित् ॥ ३४ रोदः कंदरवर्त्तिकीर्त्तिल-
हरीलिप्तामृतांशुद्युतेरप्रद्युम्नवशो यशोधवल इ-

२१ त्यासीत्तनुजस्ततः । यश्चौलुक्यकुमारपालनृपतिप्रत्यर्थितामागतं मत्वा सत्वरमेव
मालवपतिं बल्लालमालब्धवान् ॥ ३५ शत्रुश्रेणीगलविदलनोन्निद्रनिस्तृंशधारो धा-
रावर्षः समजनि सुतस्तस्य विश्वप्रशस्यः । क्रोधाक्रांतप्र- ।

२२ घनवसुधानिश्चले यत्र जाताश्च्योतन्नेत्रोत्पलजलकणाः कौंकणाधीशपत्न्यः ॥ ३६
सोयं पुनर्दाशरथिः पृथिव्यामव्याहतौजाः स्फुटमुज्जगाम । मारीचवैरादिव योऽ-
धुनापि[ मृ ]गव्यमव्यग्रमतिः करोति ॥ ३७ सामं-

२३ तसिंहसमितिक्षितिविक्षतौजः श्रीगूर्ज्जरक्षितिपरक्षणदक्षिणासिः । प्रह्लादनस्तदनजो
दनुजोत्तमारिचारित्र पुनरुज्वलयांचकार[3] ॥३८देवी सरोजासनसंभवा किं कामप्रदा
किं सुरसौरभेयी प्रह्लादनाकारधरा

२४ धरायां मायातवत्येष न निश्चयो मे ॥३९ धारावर्षसुतोऽयं जयति श्रीसोमसिंहदे-
वो यः । पितृतः शौर्यं विद्यां पितृव्यकाद्दानमुभयतो जगृहे ॥४० मुक्त्वा विप्रकं-
रानरातिनिकरान्निर्ज्जित्य तत्किंचन प्राप्तस्संप्रति सोम-

२५ सिंहनृपतिः सोमप्रकाशं यशः । येनोर्व्वीतलमुज्वलं रचयताप्युत्ताम्यतामीर्ष्यया
सर्व्वेषामिह विद्विषां न हि मुखान्मालिन्यमुन्मूलितं ॥ ४१ वसुदेवस्येव सुतः
श्रीकृष्णः कृष्णराजदेवोऽस्य । मात्राधिकप्रतापो यशोद-

२६ यासंश्रितो जयति ॥ ४२ इतश्च अन्वयेन विनयेन विद्यया विक्रमेण सुकृतक्र-
मेण च । क्वापि कोपि न पुमानुपैति मे वस्तुपालसदृशो दृशोः पथि ॥ ४३ दयिता
ललितादेवीतनयमवीतनयमापसचिवेंद्रात् । नाम्नाजयंत- ।

२७ सिंहं जयंतमिंद्रात्पुलोमपुत्रीव ॥ ४४ यः शैशवे विनयवैरिणि बोधवंध्ये धत्ते नयं
च विनयं च गुणोदयं च । सोयं मनोभवपराभवजागरूकरूपो न कं मनसि
चुंबति जैत्रसिंहः ॥ ४५ श्रीवस्तुपालपुत्रः कल्पायुरयं जयं-

२८ तसिंहोऽस्तु । कामादधिकं रूपं निरूप्यते यस्य दानं च ॥ ४६ स श्रीतेजः
पालः सचिवश्चिरकालमस्तु तेजस्वी । येन जना निश्चिंताश्चिंतामणिनेव नंदति
॥ ४७ यच्चाणक्यामरगुरुद्वयाधिशुक्रादिकानां प्रागुत्पादं व्यधित भुवने

---

१ बल्लालम् વાંચન હોવાનો સંભવ છે. २ વાંચો निस्त्रिंश ३ पुनरुज्ज्वल ४ વાંચો लमुज्ज्वलं.

२९ मंत्रिणां बुद्धिधाम्नां । चक्रेऽभ्यासः स खलु विधिना नूनमेनं विधातुं तेजःपालः
कथमितरथाधिक्यमापैष तेषु ॥ ४८ अस्ति स्वस्तिनिकेतनं तनुभृतां श्रीवस्तुपा-
लानुजस्तेजःपाल इति स्थितिं बलिकृतामुर्व्वीतले पालयन् । आत्मीयं ब-

३० हु मन्यते न हि गुणग्रामं च कामंदाकश्चाणक्ययोपि चमत्करोति न हृदि प्रेक्षास्पदं
प्रेक्ष्य यं ॥ ४९ इतश्च ॥ महं श्रीतेजःपालस्य पत्न्याः श्रीअनुपमदेव्याः पितृ-
वंशवर्णनं ॥ प्राग्वाटान्वयमंडनैकमुकुटं श्रीसांद्रचंद्रावतीवास्तव्यः स्त-

३१ वनीयकीर्त्तिलहरिप्रक्षालितक्ष्मातलः। श्रीगागाभिधयासुधीरजनि यद्वृत्तानुरागाद्भूत्को
नासप्रमदो नदोलिताशिरा नोद्भूतरोमा पुमान् ॥ ५० अनुसृतसज्जनसरणिर्धरणि-
गनामा बभूव तत्तनयः । स्वप्रभुहृदये ।

३२ गुणिना हारेणेव स्थितं येन ॥ ५१ त्रिभुवनदेवी तस्य त्रिभुवनविख्यातशीलसं-
पन्ना । दयिताऽभूदनयोः पुनरंगं द्वेधामनस्त्वेकं ॥ ५२ अनुपमदेवी देवी साक्षा-
द्दाक्षायणीव शीलेन । तद्दुहिता सहिता श्रीतेजःपालेन

३३ पत्न्याऽभूत् ॥ ५३ इयमनुपमदेवी दिव्यवृत्तप्रसूनव्रततिरजनि तेजःपालमंत्री-
शपत्नी । नयविनयविवेकौचित्यदाक्षिण्यदानप्रमुखगुणगणेंदुद्योतिताशेषगोत्रा ॥ ५४
लावण्यसिंहस्तनयस्तयोरयं रयं जयन्नि- ।

३४ [द्र]यदुष्टवाजिनां । लब्धापि मीनध्वजमंगलं वयः प्रयाति धर्म्मैकविधायिनाऽ-
ध्वना ॥ ५५ श्रीतेजःपालतनयस्य गुणानमुष्यश्रीलूणसिंह कृतिनः कति न स्तुवं-
ति । श्रीबंधनोद्धुरतरैरपि यैः समंतादुद्दामता । त्रिजगति क्रि-

३५ यते स्मकीर्त्तेः ॥ ५६ गुणधननिधानकलशः प्रकटोऽयमवेष्टितश्च खलसर्प्पैः ।
उपचयमयते सततं सुजनैरुपजीव्यमानोऽपि ॥ ५७ मल्लदेवसचिवस्य नंदनः पूर्ण-
सिंह इति लीलुकासुतः । तस्य नंदति सुतोयमल्हणा-

३६ देविभूः सुकृतवेश्म पेथडः ॥ ५८ अभूदनुपमा पत्नी तेजःपालस्य मंत्रिणः ।
लावण्यसिंहनामायमायुष्मानेतयोः सुतः ॥ ५९ तेजःपालेन पुण्यार्थं तयोः पुत्रकल-
त्रयोः । हर्म्म्यं श्रीनेमिनाथस्य तेने तेनेदमर्बुदे ।

३७ ॥ ६० तेजः पाल इति क्षितींदुसचिवः शंखोज्वलाभिः शिलाश्रेणीभिः स्फुरदिं-
दुकुंदरुचिरं नेमिप्रभोर्मंदिरं । उच्चैर्मंडपमग्रतो जिन[ वरा ]वासद्विपंचाशतं तत्पा-
र्श्वेषु बलानैकं च पुरतो निष्पादयामासिवान् ॥ ६१ श्रीमच्चंड-

३८ [ प ]संभवः[ सम ]भवच्चंडप्रसादस्ततः सोमस्तत्प्रभवोऽश्वराज इति तत्पुत्राः
पवित्राशयाः । श्रीमल्लूणिगमल्लदेवसचिवश्रीवस्तुपालाह्वयास्तेजः पालसमन्विता
जिनमतारामोन्नमन्नीरदाः॥ ६२ श्रीमंत्रीश्वरवस्तुपालतनयः श्रीजै-

१ वांचो शंखोज्ज्वलाभिः २ वांचो बलानकं

३९ त्रसिंहाह्वयस्तेजःपालसुतश्च विश्रुतमतिर्लावण्यसिंहाभिधः । एतेषां दशमूर्त्तयः करिवधस्कंधाधिरूढाश्चिरं राजंते जिनदर्शनार्थमयतां दिग्नायकानामिव ॥६३मूर्त्ती-नामिह पृष्ठतः करिवधू पृष्ठप्रतिष्ठाजुषांतन्मूर्त्तीर्विंम-

४० लाश्मखत्तकगताः कांतासमेता दश । चौलुक्यक्षितिपालवीरधवलस्याद्वैतबंधुः सुधीस्तेजःपाल इति व्यधापयदयं श्रीवस्तुपालानुजः ॥ ६४ तेजःपालः सकलप्रजोपजीव्यस्य वस्तुपालस्य । सविधे विभाति सफलः

४१ सरोवरस्येव सहकारः ॥ ६५ तेन भ्रातृयुगेन याप्रतिपुरग्रामाध्वशैलस्थलं वापीकूपानिपानकाननसरः प्रासादसत्रादिका¹ । धर्म्मस्थानपरंपरा नवतरा चक्रेऽथ जीर्णोद्धृता तत्संख्यापि न बुध्यते यदि परं तद्वेदि- ।

४२ नी मेदिनी ॥ ६६ शंभोः श्वासगतागतानि गणयेद्यः सन्मतिर्योऽथ वा नेत्रोन्मीलनमीलनानि कलयेन्मर्कंडनाम्नो मुनेः । संख्यातुं सचिवद्वयीविरचितामेतामपेतापरव्यापारः सुकृतानुकीर्त्तनततिं सोप्युज्जिहीते यदि ।

४३ ॥ ६७ सर्व्वत्र वर्त्ततां कीर्त्तिरश्वराजस्य शाश्वती । सुकर्त्तुमुपकर्त्तुं च जानीते यस्य संततिः ॥ ६८ आसीचंडपमंडितान्वयगुरुर्न्नागेंद्रगच्छश्रियश्चूडारत्नमयत्नसिद्धमहिमा सूरिर्महेंद्राभिधः । तस्माद्विस्मयनीयचारुचरितः श्रीशांति-

४४ [ सूरिस्त ]तोप्यानंदामरसूरियुग्ममुदयचन्द्रार्कदीप्रद्युति ॥ ६९ श्रीजैनशासनवनीनवनीरवाहः श्रीमांस्ततोऽप्यघहरो हरिभद्रसूरिः । विद्यामदोन्मदगदेष्वनवद्यवैद्यः ख्यातस्ततो विजयसेनमुनीश्वरोऽयं ॥ ७० गुरो[ स्त ]-

४५ स्या [ि] [श ]षां पात्रं सूरिरस्त्युदयप्रभः । मौक्तिकानीव सूक्तानि भांति यत्प्रतिभांबुधेः ॥ ७१ एतद्धर्म्मस्थानं धर्म्मस्थानस्य चास्य यः कर्त्ता । तावद्वयमिदमदियादुदयत्ययमर्बुदो यावत् ॥ ७२ श्रीसोमेश्वरदेवश्चुलुक्यनरदेवसेवितांह्रि-

४६ युगः । रचयांचकार रुचिरां धर्म्मस्थानप्रशस्तिमिमां ॥ ७३ श्रीनेमेरम्बिकायाश्च प्रसादादर्बुदाचले । वस्तुपालान्वयस्यास्तु प्रशस्तिः स्वस्तिशालिनी ॥ ७४ सूत्रं केल्हणसुतधांधलपुत्रेण चंडेश्वरेण प्रशस्तिरियमुत्कीर्णा । [ । ]

४७ श्रीविक्रम [ संवत् १२८७ व ]र्षे[ फाल्गु ]ण वदि ३ रवौ श्री[ नागेंद्रग ]च्छे [ श्रीविजय ]सेनसूरिभिः प्रतिष्ठा कृता ॥

---

१ वांचो सत्त्रादिका.

ભાષાન્તર

(શ્લોક. ૧) ૐ. દેવી સરસ્વતી જે કવિઓનાં મનમાં પ્રવેશ કરે છે અને જેનું હંસવાહન[૨] છે તેની હું આરાધના કરૂં છું.

(શ્લો. ૨) શિવનો પુત્ર[૩] (ગણેશ) જે શાંત હોવા છતાં ક્રોધથી રક્ત છે. શાન્ત છતાં કામના નિગ્રહ માટે બળે છે અને ચક્ષુ બંધ હોવા છતાં જે સર્વ જુએ છે તે તમારૂં કલ્યાણ કરે.

(શ્લો. ૩) પ્રજાસુખનું સ્થાન, અજ, રજિ અને રઘુ[૪] સરખા ચુલુક્યથી રક્ષિત અણહિલપુર શહેર છે—જ્યાં શુકલ પક્ષને અંતે ચિરકાળ સુધી અતિ સુંદર રમણીઓનાં શશી જેવાં મુખથી અંધકાર મન્દ થાય છે.

(શ્લો. ૪) તે શહેરમાં, કુટજકુસુમ જેવા શુભ્ર યશવાળો, કલ્પતરુથી દાન દેવામાં અધિક, પ્રાગ્વાટ અન્વયનો મુગટ ચણ્ડપ હતો.

(શ્લો. ૫) તેના સત્કર્મના ફળ રૂપે, તેના મહેલ ઉપર કીર્તિધ્વજ ફરકતા સુવર્ણ દણ્ડ જેવો, ચણ્ડપ્રસાદ નામે પુત્ર જન્મ્યો હતો.

(શ્લો. ૬) તેને, કે જે વિશાળ મનનો હતો અને જે દુગ્ધોદધિ (દૂધનો સાગર) જેવો હતો તેને સોમ ઉદ્ભવ્યો,-જે સદ્ગુણોથી સજ્જનોને, મધ્યમાં ઉંડા એવા દુગ્ધોદધિમાંથી ઉદ્ભવેલા ઈન્દુનાં કિરણો માફક આનંદ રેડતો.

(શ્લો. ૭) તેને જિનાધિનાથની ભક્તિ હૃદયમાં નિત્ય ધારનાર અશ્વરાજ પુત્ર હતો. તેને ત્રિપુરરિપુની પત્ની અને કુમારની માતા દેવી પાર્વતી જેવી કુમારદેવી પત્ની હતી.

(શ્લો. ૮) તેમનો પ્રથમ પુત્ર લૂણીગ નામનો મંત્રી હતો. પણ દૈવવશાત્ તે બાલ્યાવસ્થામાં જ મૃત્યુ પામ્યો હતો.

(શ્લો. ૯) એ વિશુદ્ધ મનનો મંત્રી લૂણીગ, જેની મતિ બૃહસ્પતિના જ્ઞાનની પણ અવગણના કરતી, તે'

(શ્લો. ૧૦) તેનો નાનો ભાઈ શ્રી મલ્લદેવ હતો જે જિતેન્દ્રિય હોઈને પરસ્રીની લાલસાવાળો ન હોતો.

(શ્લો. ૧૧) ધર્મવિધાનમાં (અનુષ્ઠાનમાં), પ્રજાનાં છિદ્ર ઢાંકવામાં અને વિભિન્નનું (તૂટેલું) અનુસંધાન કરવામાં વિધાતાએ મલ્લદેવનો સ્પર્ધી સર્જ્યો નહતો

(શ્લો. ૧૨) કાળાં વાદળાંના સમૂહમાંથી મુક્ત થએલાં ચંદ્રનાં કિરણોની હરીફાઈ કરતા મલ્લદેવના યશે હસ્તિમલ્લના દાંતનાં કિરણોને ગળેથી પકડ્યાં (મતલબ કે ઈન્દ્રના હાથી ઐરાવતના દશનનાં શુભ્ર કિરણો જ્યાં પ્રસરતાં હતાં ત્યાં સુધી તેનો યશ પહોંચ્યો એટલે દિગન્ત પર્યંત કીર્તિ વ્યાપી.)

(શ્લો. ૧૩) ઇન્દ્રિયો પર વિજય મેળવનાર એ પુરૂષનો અનુજ શ્રીમાન વસ્તુપાલ હતો, જે કાવ્યના અમૃતથી અદ્ભુત હર્ષની વૃષ્ટિ કરતો અને જેણે વિદ્વાનોના લલાટ પરથી આપદ્ શબ્દ ભૂસી નાંખ્યો હતો.

(શ્લો. ૧૪) ચુલુક્યના સચિવોમાં અને કવિઓમાં અગ્ર વસ્તુપાલ પૈસા મેળવવામાં કે કાવ્યકૃતિમાં પારકાના અર્થનું હરણ કદાપિ કરતો નહીં.

(શ્લો. ૧૫) તેનો ન્હાનો ભાઈ મંત્રિરાજ તેજપાલ હતો જે સ્વામીના તેજનું પાલન કરનારો હતો અને જેનો દુષ્ટોને ડર હતો, જેની કીર્તિ ચારે દિશામાં પ્રસરી હતી.

(શ્લો. ૧૬) તેજપાલ તથા વિષ્ણુનાં સ્વરૂપનું નિરૂપણ કોણ કરી શકે ? કારણ કે પ્રથમના ઉદરકંદરમાં ત્રણે જગતનાં નીતિનાં સૂત્રો રહેલાં હતાં જ્યારે બીજાનાં (વિષ્ણુના) ઉદર કંદરમાં ત્રણે જગત્ વિંટળાઇ રહેલાં છે.

(શ્લો. ૧૭) આ ભાઇઓને અનુક્રમે જાલ્હૂ, માઊ, સાઊ, ધનદેવી, સોહગા, વયજુકા અને પદ્મલદેવી સાત બહેનો હતી.

( શ્લો. ૧૮ ) ખરેખર, અશ્વરાજના આ પુત્રો એક જ ઉદરમાં રહેવાના લોભે પૃથ્વી પર ફરી આવેલા દશરથ રાજાના ચાર પુત્રો જ હતા.

( શ્લો. ૧૯ ) અનુજ ( ન્હાના ભાઇ ) તેજપાલના સાથવાળો વસ્તુપાલ, મધુ માસ પછી આવતા માધવ માસની માફક સર્વનું હૃદય રંજતો નથી ?

( શ્લો. ૨૦ ) 'એકલા કદિ માર્ગમાં જવું નહીં એ સ્મૃતિ વચન ધ્યાનમાં રાખી તે બે ભાઈઓ મોહ રૂપી ચોરના ભયવાળા સદ્ગુણોના પંથ ઉપર સાથે ચાલે છે.

( શ્લો. ૨૧ ) યુગ જેટલા લાંબા બાહુવાળા આ બે ભાઇઓની જોડીનો ઉદય થાઓ; જે જોડીએ ચોથા યુગમાં પણ કૃતયુગનું આગમન ફરી કરાવ્યું હતું.

( શ્લો. ૨૨ ) જેઓની કીર્તિથી ભૂમિમંડલ મુક્તામય ભાસે છે તે બન્ને ભાઈઓનાં શરીર ચિરકાળ સુધી રોગથી મુક્ત રહો.

( શ્લો. ૨૩ ) એક જ દેહમાંથી બન્ને બાહુ નીકળે છે છતાં તેમાં એક વામ ( ડાબો– ખરાબ ) છે. પણ આ બે બાન્ધવોમાંથી (એક જ પિતાથી થએલા હોવા છતાં) એક પણ તેવો ( વામ ) નથી, કારણકે બન્ને પ્રામાણિક ( દક્ષિણ ) હતા.

( શ્લો. ૨૪ ) આ બન્ને ભ્રાતાઓએ ધર્મસ્થાનોથી પૃથ્વી અંકિતકરીને કલિયુગના કંઠપર બલથી પોતાનો પગ મૂકયો હતો.

( શ્લો. ૨૫ ) ચૌલુક્ય વીરોના વંશમાં તે શાખાના અલંકાર તેજસ્વી પુરુષ અર્ણોરાજ જન્મ્યો હતો.

( શ્લો. ૨૬ ) તેના પછી લવણપ્રસાદે પૃથ્વી પ્રાપ્ત કરી; જેનો પ્રતાપ ઢાંકયો ન હતો, જેણે શત્રુસંહાર કર્યો હતો અને જેનો ગંગાના જલથી ધોવાએલા શંખ જેવો શુભ્ર યશ ખારા સમુદ્રથી પહેલે પાર પહોંચ્યો.

( શ્લો. ૨૭ ) દશરથ અને કકુત્સ્થની પ્રતિમા જેવા આ નૃપને વીરધવલ નામનો શત્રુના દળને હણનારો પુત્ર થયો. જ્યારે આ પુરુષનો યશ પૂર માફક પ્રસરતો હતો ત્યારે, કામથી પીડિત મનવાળી અસાધ્વી સ્ત્રીઓની અભિસરણકલામાં કુશળતા નિષ્ફળ નીવડતી.

( શ્લો. ૨૮ ) આ પ્રજ્ઞ વીરધવલ ચૌલુકય જ્યારે નિન્દાખોર લોકો તે બે સચિવોની નિન્દા કરવા તે બિલકુલ સાંભળતો નહીં. અને આ સચિવોએ તેમના સ્વામિનું રાજ્ય અતિ ઉન્નતિથી શોભાવ્યું અને ગજસેનાઓ અને ઘોડાનાં યુથો તેના મહેલનાં આંગણાંમાં બંધાવ્યાં.

( શ્લો. ૨૯ ) આ બન્ને સચિવો સહિત તે રાજા ઘુંટણ સુધી લાંબા બે હાથથી શ્રીને સુખથી એટલે સહેલાઇથી ભેટે છે, એમ મને લાગે છે.

( શ્લો. ૩૦ ) શિવનો શ્વસુર હિમાલયનો પુત્ર ગિરિસમૂહની ટોચ અર્બુદગિરિ છે, જે મન્દાકિનીને વાદળથી ઘેરાએલા શિખરપર ધારણ કરી રહેલો હોઈ ઘટ જટાવાળા મસ્તકપર ગંગા ધારણ કરનાર શિવનું ( જેનો તે સાળો છે ) અનુકરણ કરે છે.

( શ્લો. ૩૧ ) આ પર્વત પર કોઈ સ્થળે રમ્ય લલનાઓને વિહાર કરતી જોઈને મોક્ષની આંકાક્ષાવાળાને પણ રતિ ઉત્પન્ન થાય છે, જ્યારે કોઈ સ્થાનમાં મુનિઓને માટે બાંધેલાં તીર્થ સ્થાનોની હાર જોઈ અસ્થિર મનના માણસને પણ જગતથી વિરક્તિ પ્રાપ્ત થાય છે.

( શ્લો. ૩૨ ) શ્રેયને લઈને શ્રેષ્ઠ વસિષ્ઠના હોમના અગ્નિ કુંડમાંથી મૃતંડના પુત્ર–સૂર્ય–થી અધિક જ્યોતિવાળો પુરુષ પ્રકટ થયો. તે શત્રુસંહારમાં આનન્દ પામશે એમ માનીને તે શ્રુતિ-જ્ઞાનીએ તેને પરમાર એવું નામ આપ્યું; તે સમયથી તેના કુળનું નામ તે પડયું.

( શ્લો. ૩૩ ) તે નૃપોના વંશમાં પ્રથમ શ્રીધૂમરાજ થયો. તે પૃથ્વીપર ઇન્દ્ર સરખો હતો કારણ કે ઇન્દ્રે પર્વતોને, પાંખોનું છેદન કરી, વેદનાનો અનુભવ આપ્યો હતો તેમ આ નૃપે રાજાઓને, બન્ને પક્ષ છેદી, વેદનાનું જ્ઞાન કરાવ્યું હતું.

( શ્લો. ૩૪ ) ધંધુક, ધ્રુવભટાદિ અરિની ગજસેનાનો પરાજય કરનાર ઉત્પન્ન થયા; તેમના કુલમાં કામદેવને જિતનાર મનોરમ ' રામદેવ ' જન્મ્યો હતો.

( શ્લો. ૩૫ ) પૃથ્વીથી સ્વર્ગ પર્યંત ભરેલા જેના યશ:સાગરનાં મોજાંથી ચંદ્રનાં કિરણો લેપાઈ જતાં એવા આ નૃપને યશોધવલ નામે પુત્ર જે કામદેવને વશ ન હતો તે પ્રકટ્યો અને માલવાનો સ્વામિ બલ્લાલ, ચૌલુક્ય નૃપ કુમારપાલ તરફ શત્રુભાવ રાખતો થયો છે તેમ જાણી તેણે તેનો સત્વર નાશ કર્યો.

( શ્લો. ૩૬ ) તેને વિશ્વમાં પ્રશંસા પામેલો, શત્રુગણનાં ગળાં છેદવામાં અપ્રતિહત અસિ-ધારાવાળો ધારાવર્ષ પુત્ર થયો. જ્યારે તે ક્રોધથી પ્રદીપ્ત થઈ રણક્ષેત્ર પર નિશ્ચલ રહેતો ત્યારે કૌંકણનાથની પત્નીઓનાં નેત્રકમળમાંથી આંસુ પડતાં હતાં.

( શ્લો. ૩૭ ) ખરેખર તે અવ્યાહત બલવાળો પૃથ્વી પર ફરી અવતરેલો દશરથનો પુત્ર રામજ હતો; જે મારીચ માટે વૈરથી આ સમયમાં પણ મૃગયા ખેલવામાં આસક્ત મતિવાળો હતો.

( શ્લો. ૩૮ ) તેનો અનુજ પ્રહ્લાદન હતો. તેણે સામંતસિંહ સાથે રણભૂમિમાં ક્ષીણ થયેલા બળવાળા શ્રીમાન્ ગુર્જર નૃપનું દક્ષતાભરેલી તરવારથી રક્ષણ કર્યું હતું; અને દનુવંશના સર્વથી મહાન શત્રુ વિષ્ણુનું ચારિત્ર પુનઃ ભૂમિ પર ઉજ્જવળ કર્યું.

( શ્લો. ૩૯ ) હું નિર્ણય કરી શકતો નથી કે બ્રહ્મામાંથી ઉત્પન્ન થયેલી સરસ્વતી દેવીએ અથવા અભિલાષ પૂર્ણ કરનારી દેવોની કામધેનુએ પ્રહ્લાદનનું રૂપ ધારણ કરી પુનઃ પૃથ્વી પર જન્મ લીધેલો છે.

( શ્લો. ૪૦ ) ધારાવર્ષનો આ પુત્ર શ્રી સોમસિંહદેવનો જય થાઓ ! જેણે પિતાનું શૌર્ય, કાકાની વિદ્યા અને બન્નેની દાનશક્તિ પ્રાપ્ત કરેલી હતી.

( શ્લો. ૪૧ ) બ્રાહ્મણોના કર માફ કરીને અને શત્રુગણનો વિજય કરીને સોમસિંહ નૃપે ઇન્દુના પ્રકાશ જેવો યશ પ્રાપ્ત કર્યો; જે યશે પૃથ્વીને અજવાળતો છતાં ઈર્ષાથી મોહ પામતા શત્રુઓનાં મુખ પરથી મલીનતાનું હરણ કર્યું નહી.

( શ્લો. ૪૨ ) તેના પુત્ર કૃષ્ણ રાજદેવનો જય હો !; જે કૃષ્ણરાજનો પ્રતાપ અમાપ છે, અને જે યશ અને દયાથી આભૂષિત થયો હોવાથી, યશોદાથી અનુરક્ત વસુદેવના પુત્ર અને માતાથી અધિક પ્રતાપ વાળા શ્રીકૃષ્ણના સરખો લાગતો હતો.

( શ્લો. ૪૩ ) વળી કુળમાં, વિનયમાં વિદ્યામાં, શૌર્યમાં, નિત્યદાનમાં વસ્તુપાલ જેવો બીજો કોઈ માણસ કોઈ પણ જગ્યાએ મારા દૃષ્ટિપથમાં આવતો નથી.

( શ્લો. ૪૪ ) આ શ્રેષ્ઠ સચિવથી, તેની પ્રિયતમા લલિતાદેવીને, પુલોમનની પુત્રીને ઇન્દ્રથી જયન્ત પ્રાપ્ત થયો હતો તેમ, વિનયસંપન્ન જયન્તસિંહદેવ પુત્ર થયો.

( શ્લો. ૪૫ ) આ જૈત્રસિંહ, જેનું રૂપ કામદેવને જિતવા વલસે છે, અને જે વિનય અને જ્ઞાનથી વિમુખ બાલપણમાં પણ વિનય અને સદ્ગુણોનો આવિર્ભાવ કરે છે, તે કોનું હૃદય નથી આકર્ષતો ?

( શ્લો. ૪૬ ) શ્રી વસ્તુપાલનો પુત્ર જયન્તસિંહ—જે રૂપમાં કામદેવથી અધિક છે અને જે યાચકોને પ્રાર્થના કરતાં અધિક દાન આપે છે, તે એક કલ્પાયુષી થાઓ !

( શ્લો. ૪૭ ) શ્રીમાન તેજપાલ મંત્રિ જેનાથી ચિંતામણિ માફક પ્રજા નિશ્ચિન્ત આનન્દ કરે છે તે ચિર કાળ સત્તાનો ઉપભોગ કરો.

જૈ. ૮૬

( શ્લો. ૪૮ ) ચાણુકય, બૃહસ્પતિ, મરૂદ્વયાધિ શુક્ર આદિ બુદ્ધિધામ મંત્રિઓને પહેલાં પૃથ્વી પર વિધાતાએ આ મંત્રિ( તેજપાલ )ને ઉત્પન્ન કરવાના અભ્યાસ માટે જ ખરેખર સર્જ્યાં હતા નહીં તો તેજપાલ તેમના કરતાં અધિકતર કયાંથી હોય ?

( શ્લો. ૪૯ ) સમસ્ત પ્રાણીઓનો અભ્યુદય, નિવાસ, બલિએ સ્થાપેલી સ્થિતિનું પાલન કરતો, શ્રી વસ્તુપાલનો અનુજ તેજપાલ હતો. આ જોવાલાયક તેજપાલને જોઈ કામન્દકિ પોતાના ગુણગ્રામનો અધિક ખ્યાલ રાખતો નથી અને ચાણકય પણ પોતાની મતિ માટે વિસ્મય પમાડતો નથી. વળી મહં૦ શ્રી તેજપાલની પત્ની શ્રીમતી અનુપમ દેવીના પિતૃવંશનું વર્ણનઃ—

( શ્લો. ૫૦ ) પ્રાગ્વાટ અન્વયનો મુગટ, લક્ષ્મીથી ભરપૂર ચન્દ્રાવતીનો નિવાસી, જેણે ભૂમિ તલનું પ્રશંસનીય કીર્તિથી પ્રક્ષાલન કર્યું હતું તે ધીરપુરૂષ શ્રી ગાગા જન્મ્યો હતો; જેના સદાચારના અનુરાગથી કોણ આનન્દિત થયો નથી કે કોણે મસ્તક ડોલાવ્યું નથી કે કોનાં રોમાંચ ઉદ્ભૂત થયાં નથી ?

( શ્લો. ૫૧ ) તેને સજ્જનોના પંથને અનુસરવાવાળો ધરણીગ નામનો પુત્ર જન્મ્યો; જેણે ગુણસંપન્ન હોઈ, પોતાના સ્વામિના હૃદયમાં હારની પેઠે સ્થાન પ્રાપ્ત કર્યું.

( શ્લો. ૫૨ ) તેને ત્રિભુવનમાં વિખ્યાત શિલવાળી ત્રિભુવનદેવી દયિતા હતી. આ બન્નેના દેહ જૂદા હતા પણ મન એક જ હતું.

( શ્લો. ૫૩ ) શીલમાં સાક્ષાત્ દક્ષની પુત્રી પાર્વતી જેવી તેમની પુત્રી અનુપમદેવીનું શ્રીતેજપાલ સાથે લગ્ન થયું હતું.

( શ્લો. ૫૪ ) સદાચાર રૂપી દિવ્ય કુસમ ધારતી લતા, આ અનુપમદેવી જે પોતાના કુળને નય, વિનય, વિવેક, ઔચિત્ય, દાક્ષિણ્ય, દાન આદિથી ઇન્દુ સમાન ગુણગણથી પોતાનાં સકલ કુલને પ્રકાશ આપતી હતી. તે શ્રેષ્ઠ મંત્રી તેજપાલની પત્ની થઈ.

( શ્લો. ૫૫ ) તેમનો પુત્ર લાવણ્યસિંહ, ઈન્દ્રિયોરૂપી દુષ્ટ અશ્વો પર અંકુશ રાખતો અનેશ મદનપ્રિય યૌવન પ્રાપ્ત કર્યો છતાં પણ ફક્ત સદ્ધર્મને રસ્તે ચાલે છે.

( શ્લો. ૫૬ ) શ્રીમાન્ તેજપાલના પવિત્ર પુત્ર શ્રીલૂણસિંહના ગુણોની સ્તુતિ કોણ નથી કરતું ? જે લક્ષ્મીના બંધનમાં ઉત્સુક હોવા છતાં ત્રણે જગમાં કીર્તિ પૂર્ણ પ્રસારી હતી.

( શ્લો. ૫૭ ) ગુણરુપી ધન નિધાનથી ભરેલો આ કળશ ( લૂણસિંહ ) ઢકાએલો નથી, તેમ જ ખલરૂપી સર્પોથી ઘેરાએલો નથી; અને સત્પુરૂષોથી ઉપભોગ થતો હોવા છતાં હમ્મેશાં વૃદ્ધિ જ પામે છે.

( શ્લો. ૫૮ ) મલ્લદેવ મંત્રીને લીલુકાથી થએલો પૂર્ણસિંહ નામે પુત્ર હતો. તેને અહ્લણાદેવીથી ગુણોના નિવાસ સરખો આબાદી ભોગવતો પેથડ નામે પુત્ર હતો.

( શ્લો. ૫૯ ) તેજપાલ મંત્રીની પત્ની અનુપમા હતી. લાવણ્યસિંહ તેમનો આયુષ્યમાન પુત્ર હતો.

( શ્લો. ૬૦ ) તે પુત્ર અને તે પત્નીના ધર્માર્થે આ તેજપાલે અર્બુદ ગિરિપર નેમીનાથનું પવિત્ર મંદિર બંધાવ્યું.

( શ્લો. ૬૧ ) પૃથ્વીપર ઇન્દુ જેવા તેજપાલ મંત્રિએ શંખ જેવા ઉજ્જ્વળ શિલાઓની હારથી ચંદ્ર અને કુન્દ પુષ્પોના જેવું રૂચિર, આગળ મણ્ડપવાળું, બાજુમાં ઉત્તમ જિનોના પર ( બાવન ) મંદિરોવાળું અને અગ્રે બલાનકવાળું તે નેમીનાથનું મંદિર બંધાવ્યું હતું.

( શ્લો. ૬૨ ) શ્રીમાન્ ચણ્ડપનો પુત્ર ચણ્ડપ્રસાદ હતો. તેને સોમપુત્ર હતો. તેને અશ્વરાજ નામે પુત્ર હતો તેને પવિત્ર આશયવાળા, જિનશાસનના ઉદ્યાનમાં ચઢતા મેઘ ( વાદળ ) જેવા શ્રીલૂણીગ, મંત્રિ મલ્લદેવ, શ્રીવસ્તુપાલ અને તેજપાલ નામના પુત્રો થયા.

( શ્લો. ૬૩ ) મંત્રીવર વસ્તુપાલને શ્રીજૈત્રસિંહ પુત્ર હતો અને તેજપાલને વિખ્યાત મતિવાળો લાવણ્યસિંહ પુત્ર હતો. આ દશ પુરુષોની હાથણીઓના સ્કંધ ઉપર વિરાજતી મૂર્તિઓ જિન દર્શન માટે જતા દિક્નાયકોની પ્રતિમાઓ પેઠે ચિરકાળ સુધી શોભા પામશે.

( શ્લો. ૬૪ ) હાથણીઓની પીઠપર મૂકાએલી મૂર્તિઓ પાછળ, આ ચૌલુક્ય નૃપ વીરધવલના અસ્પર્ધિત મિત્ર અને શ્રીવસ્તુપાલના અનુજ પ્રજ્ઞ તેજપાલે ઉપર જણાવેલાં માણસોની તેમની પત્નિઓ સહિત નિર્મળ પત્થરનાં ખત્તક પર ૧૦ ( દશ ) મૂર્તિઓ કરાવી.

( શ્લો. ૬૫ ) સકલ પ્રજા જેના પર ઉપજીવિકા ચલાવે છે તેવા વસ્તુપાલની બાજુપર, સરોવરની પાળે સફળ આમ્રવૃક્ષ જે સર્વ પ્રાણીઓનું જીવન ચલાવે છે તેવો જ, સફલ તેજપાલ દેખાય છે.

( શ્લો. ૬૬ ) સરોવર, કૂવા, કુઆરા, ઘટા, તડાગ, મંદિર, સત્ર આદિ ધર્મસ્થાનોની પરંપરા જે તે ભાઈ ઓએ દરેક શહેર, ગામમાં, દરેક માર્ગપર અને પર્વતના શિખરપર નવાં બાંધેલાં અથવા સમારકામ કરેલાં તેની પૃથ્વી સિવાય અન્ય કોઈ સંખ્યા જાણતું પણ નથી.

( શ્લો. ૬૭ ) જે સારી મતિવાળો પુરુષ શંભુના શ્વાસોચ્છ્વાસ ગણી શકે અથવા માર્કંડ મુનિની આંખના મટકારા ગણી શકે તે જ પુરુષ સર્વ કાર્યોનો ત્યાગ કરીને આ બે મંત્રીઓની ધર્મસ્થાનપ્રશસ્તિની સંખ્યા પણ ગણી શકે.

( શ્લો. ૬૮ ) અશ્વરાજની કીર્તિ સદૈવ સર્વ દિશામાં પ્રસરો, જે અશ્વરાજની સંતતિ દાન અને ઉપકારનાં કાર્યો કેમ કરવાં તે જાણી શકે છે.

( શ્લો. ૬૯ ) ચણ્ડપથી આભૂષિત થએલા કુળનો ગુરૂ, નાગેન્દ્ર ગચ્છની સંપદનો ચુડામણિ, જેણે વગર યત્ને મહિમા પ્રાપ્ત કર્યો હતો તે મહેન્દ્રસૂરિ હતો. તેના પછી પ્રશંસનીય સદાચારી શ્રીશાન્તિસૂરિ હતો. તેના પછી આનંદસૂરિ અને અમરસૂરિની જોડી થઈ; જેની પ્રભા ઉદય થતા ઇન્દુ અથવા સૂર્ય જેવી ઉજ્જવળ હતી.

( શ્લો. ૭૦ ) તેમના પછી પાપ વિશુદ્ધિ કરનાર અને જૈન શાસનના ઉદ્યાનમાં નવા વાદળ સરખો હરિભદ્રસૂરિ હતો. તેના પછી પ્રસિદ્ધ મુનિવર જે વિદ્યાના મદથી ઉન્મત્ત થએલાના રોગોને માટે સર્વોત્તમ વૈદ્ય હતો તે વિજયસેન થયો.

( શ્લો. ૭૧ ) તે ગુરૂની આશિષનું પાત્ર ઉદયપ્રભસૂરિ હતો. તે પ્રતિભાના સાગરનાં મૌક્તિક જેવાં સુંદર સૂક્તો શોભે છે.

( શ્લો. ૭૨ ) આ ધર્મસ્થાન અને ધર્મસ્થાન સ્થાપનાર આ બે જણ અર્બુદગિરિ જેટલી વૃદ્ધિ પામો.

( શ્લો. ૭૩ ) શ્રીસોમેશ્વરદેવ જેના ચરણનું સેવન ચુલુકય નૃપ કરે છે તેણે આ સુંદર, ધર્મસ્થાનની પ્રશસ્તિ રચેલી છે.

( શ્લો. ૭૪ ) શ્રી નેમી અને અર્બુદગિરિપરની અંબિકાના પ્રસાદથી આ પ્રશસ્તિ વસ્તુ પાલના કુળને અમાપ સુખ આપો.

( પંક્તિ ૪૬ ) આ પ્રશસ્તિ કેલ્હણના પુત્ર, ધાન્ધલના પુત્ર, ચણ્ડેશ્વરથી કોતરાઈ છે.

( પંકિત ૪૭ ) વિક્રમ સંવત ૧૨૮૭, ફાલ્ગુણ, વદિ ૩ રવિવારે; અને પ્રતિષ્ઠા શ્રીનાગેન્દ્ર ગચ્છના શ્રીવિજયસેનસૂરિથી થએલી હતી.

# આબુગિરિના જૈન લેખો લેખ[1] નં. ૨

## વિક્રમ સંવત્ ૧૨૮૭ ફાલ્ગુન વદિ ૩ રવિવાર

લેખ નં. ०૨ ની ફક્ત થોડી હકીકત એચ. એચ. વિલ્સને એશિયાટિક રિસાર્ચિઝ વો. ૧૬ પા. ૩०૯ માં પ્રસિદ્ધ કરી હતી. પ્રોફેસર અબાજી વિષ્ણુ કાથવટેએ પોતાની 'કીર્તિકૌમુદી' ની આવૃત્તિમાં એપેન્ડિકસ 'બી' માં તે સંપૂર્ણ પ્રસિદ્ધ કર્યો હતો. આશરે ૨'૧૧" પહોળીx૧'૧०' ઉંચી જગ્યામાં લખાણ છે. અક્ષરોનું કદ ⅞" છે. ૧-૨ પંક્તિઓની શરૂવાતમાં તથા અંતમાં તથા ૩-૪ પંક્તિઓને અંતે, પત્થર કાપી નાંખવાથી અથવા ભાંગી જવાથી, લેખ નાશ પામ્યો છે. લીપિ નં. ૧ ના લેખના જેવી જ છે.

લેખ સંસ્કૃત ભાષામાં છે. અને પંક્તિ ૩० માં એક શ્લોક સિવાય આખો ગદ્યમાં છે.

લેખમાં નેમિનાથનું મંદિર બંધાવવાની સત્તાવાર હકીકત આપી છે. તેના સંબંધના ઉત્સવો તથા તેના સંરક્ષણ વિગેરે માટે નિયમો પણ તેમાં છે.

૧-૫ પંક્તિઓમાં કહ્યું છે કે, આજે રવિવારે [ વિક્રમ ] સંવત ૧૨૮૭ ના સામાન્ય ફાલ્ગુનનાં કૃષ્ણ પક્ષ ૩ જને દિને જયારે સમૃદ્ધિવાળા અણહિલપાટકમાં મહારાજાધિરાજ ભી( ઈમદેવ ) ચૌલુકય વંશના કમલનો રાજહંસ, અને સમસ્ત રાજાવલીથી અલંકૃત, રાજ્ય કરે છે, ... ... ... ... જયારે મહામણ્ડલેશ્વર રાજકુલ, શ્રી સોમસિંહદેવ, શ્રી વસિષ્ઠના કુંડમાંથી જન્મેલા શ્રી ધૂમરાજદેવના કુટુંબમાં જન્મેલો, રાજ્ય કરે છે" ત્યારે તેજપાલે દેઉલવાલ ગામમાં પવિત્ર અર્બુદ પર્વત ઉપર લૂણસિંહવસહિકા નામનું, પવિત્ર નેમિનાથ મંદિર બંધાવ્યું. તેને દેવકુલિકાઓથી શણગાર્યું, અને એક મહાન્ હસ્તિશાલાથી શોભાવ્યું હતું. તે મંદિર તેણે પોતાની સ્ત્રી અનુપમદેવી અને પુત્ર લૂણસિંહના યશ અને ગુણની વૃદ્ધિ અર્થે બંધાવ્યું હતું. આ લેખમાં પણ નં. ૧ ના લેખ મુજબ તેજપાલની વંશાવલી આપી છે. તે ઉપરાંત અહિં તેનું વર્ણન આ પ્રમાણે આપ્યું છેઃ " મહામણ્ડલેશ્વર રાણક શ્રી વીરધવલદેવનો જે ... ...રાત્રા નામના મણ્ડલ( પ્રાંત )માં ચૌલુકય વંશના શ્રી લવણપ્રસાદદેવનો પુત્ર હતો, તેનો સમસ્ત મુદ્રાવ્યાપાર ઉપર કહેલા મહારાજાધિરાજ શ્રી ભીમદેવના અનુગ્રહથી તે ( તેજપાલ ) કરતો હતો. "

આ વર્ણન ખાસ ઉપયોગી હોવાનું કારણ એ છે કે, તેમાં ભીમદેવ ૨ જા અને વાઘેલા વંશનો કેવી જાતનો સંબંધ હતો તે દેખાય છે. સોમેશ્વર દેવના વર્ણનમાં આ સંબંધ બરોબર દેખાતો નથી. લેખ ઉપરથી ચોક્કસ થાય છે કે, ભીમદેવ ૨ જો મહારાજાધિરાજ ગણાતો હતો અને લવણપ્રસાદ તથા વીરધવલ મહામણ્ડલેશ્વરની પદવી અને રાણકના ઈલ્કાબથી સંતુષ્ટ હતા. દૈવયોગે વીરધવલ રાજ્ય કરતો હતો તે પ્રાંતનું નામ છેલ્લા બે અક્ષરો- 'રાત્રા'-સિવાય નાશ પામ્યું છે, અને તે હું અટકળવા અશક્ત છું.

ચન્દ્રાવતીના પરમારો વિષે લેખમાં કહ્યું છે કે, ઇ. સ. ૧૨૩० માં સોમસિંહ રાજ્ય કરતો હતો, અને નં. ૧ ના લેખ ઉપરથી અનુમાન થાય છે તે મુજબ કૃષ્ણરાજ નહીં. વળી નં. ૧ ના લેખમાં પરમારની ગાથા કહી છે તે અહિં ધૂમરાજને લાગુ પાડી છે.

---

૧ એ. ઈ. વો. ૮ પા. ૨०૪-૭ પ્રો. એચ. લ્યુડર્સ.

ઉપર કહ્યા મુજબ, તારીખ રવિવાર, ૩ જી માર્ચ ઈ. સ. ૧૨૩૦ ને મળતી આવે છે. લેખમાં બતાવેલાં દેવકુલિકા તથા હસ્તિશાલા, અને નં. ૧ ના લેખમાં શ્લોક ૬૧—૬૪ માં લખેલાં બાવન મંદિરો તથા તેજપાલનાં કુટુંબીઓનાં પૂતળાં માટેનો ઓરડો, એ એક જ છે.

મંદિરના બાંધકામના વર્ણન પછી વિજયસેનસૂરીએ સમર્પણ કર્યાંની હકીકત આવે છે. તેની વંશાવલી પ્રથમના લેખ પ્રમાણે જ છે. હરિભદ્રસૂરિને "શ્રી આણંદસૂરિ તથા શ્રીઅમરચંદ્ર સૂરીએ पट्टालंकरणप्रभु" કહ્યો છે. આથી એમ જણાય છે કે તેનો પટ્ટાભિષેક આ બે સૂરિઓના હસ્તે થયો હશે.

ત્યાર પછીના ભાગ( પં. ૬–૯ )નો આશય "અને આ મંદિર માટે નિમેલા શ્રાવક ટ્રસ્ટીઓનાં નામ નીચે પ્રમાણે છે" એ મથાળા ઉપરથી સ્પષ્ટ જણાઈ આવે છે. આંહી કહ્યું છે કે, આ મંદિરમાં સ્નાન, પૂજા, વિગેરે હંમેશને માટે મલ્લદેવ, વસ્તુપાલ, અને તેજપાલ, એ ભાઈઓએ, તથા તેઓના વંશજોએ, તથા લૂણસિંહની માતા અનુપમદેવીના સર્વ પુરૂષ વંશજો તથા તેઓના વંશજોએ કરવાં. આ સ્થળે અનુપમદેવીનું કુટુમ્બ જે ચન્દ્રાવતીમાં રહેતું હતું અને પ્રાગ્વાટ જ્ઞાતિનું હતું, તેની વંશાવલી દાખલ કરી છે.

તે પછીના ભાગ( પં. ૯—૨૫ )માં મંદિરના સમર્પણનો સાંવત્સરિક ઉત્સવ ઉજવવાના નિયમો આપ્યા છે. તે ઉત્સવ દેવોને પવિત્ર ચૈત્ર માસના કૃષ્ણ પક્ષ તૃતીયાને દિને શરૂ થઈને આઠ દિવસ સુધી ચાલવો જોઈએ. આ ઉત્સવમાં સ્નાન, પૂજા વિગેરે ક્રિયાઓ ચન્દ્રાવતી પ્રદેશના શ્રાવકોએ કરવાની હતી. દરેક દિવસ તે સ્થળની અમુક જ્ઞાતિ માટે મુકરર કરેલો હતો. લેખમાં આવા ઘણા શ્રાવકોનાં નામ તેઓના પિતા અને જ્ઞાતિનાં નામો સાથે આપેલાં છે. તેઓમાંના આશરે અર્ધા પ્રાગ્વાટો હતા; બાકીના ઊએસવાલ, અથવા ઓઈસવાલ, શ્રીમાલ અને થોડા ઘણા ધર્કટો હતા. તેઓનાં નિવાસસ્થાનો ઉમ્બરણીકી, સરઉલી અને કાસહૃદ,[1] બ્રહ્માણ, ધઉલી, મહાન તીર્થ મુણ્ડસ્થલ, ફીલિણિ, હુણ્ડાઉદ્રા, ડવાણી, ગડાહડા, સાહિલવાડા નામનાં ગામડાં હતાં.

તે પછીના ભાગમાં ( પં. ૨૫–૨૬ ) ઠરાવ્યું છે કે, નેમિનાથદેવનાં પાંચ કલ્યાણિકો,[2] દર વર્ષે મુકરર કરેલ દિવસે દેઉલવાડામાં વસતા સર્વ શ્રાવકોએ પવિત્ર અર્બુદ પર્વત ઉપર ઉજવવાં.

જેઓને મંદિરની સંભાળ રાખવાનું સોંપવામાં આવ્યું હતું તેઓનાં નામ, તે પછીના ભાગમાં ( પં. ૨૬–૩૦ ) આપ્યાં છેઃ— આ પ્રમાણે ઠરાવ્યું છેઃ ચન્દ્રાવતીનો સ્વામિ શ્રીરાજકુલ સોમેશ્વરદેવ; તેનો પુત્ર શ્રીરાજ ( કુલ ) કાહ્નડદેવ, અને બીજા રાજાઓ, ચન્દ્રાવતીના સ્થાનપતિ ભટ્ટારકો કવિલાસ[3] ગુગલી બ્રાહ્મણો, બધા વેપારી ટ્રસ્ટીઓ; સર્વ મનુષ્યો જેવા કે, સ્થાનપતિઓ, સાધુઓ ગુગલી બ્રાહ્મણો રાઠિયો અને બીજાઓ જેઓ અર્બુદ પર્વત ઉપરનાં અચલેશ્વર અને વસિષ્ઠનાં પવિત્ર મંદિરોમાં તથા પાડોશનાં ગામડાં જેવાંકે દેઉલવાડા, શ્રીમાતામહબુ, આબુય, ઓરાસા, ઊતરછ, સિહર, સાલ, હેઠાઉંજી, આખી અને કોટડી જે સાધુ ધાંધલેશ્વરદેવનું છે, તે અને બીજાં–બધાં મળી બાર ગામડાંઓમાં નિવાસ કરી રહ્યા છે તેઓ;—વળી ભાલિભાડામાં વસતા સર્વ પ્રતીહારોના વંશજ રાજપુત્રો વિગેરેએ નેમિનાથદેવનાં પવિત્ર મંદિરના ઓરડામાં એક પછી એક બેસીને દરેકે પોતાની ઇચ્છા અને આનંદ સહિત, મહં( ત ) શ્રી તેજપાલ પાસેથી, આ પવિત્ર લૂણસીહવસહિકા નામના મંદિરની સંભાળનો ભાર ઉપાડી લીધો છે, તેથી તેઓના આ વચનને અનુસરીને તે સર્વે તેમ જ તેઓના વંશજો એ યાવત્ ચંદ્ર દિવાકર આ મંદિરની સંભાળ રાખવાની છે. કારણ—

૧ ફોર્બસની રાસમાળા પા. ૬૪ પ્રમાણે કાસહૃદ હાલનું 'કાસિંદ્ર—પાલડી' અમદાવાદ પાસે આવેલું ગામ છે. જુઓ બ્યુલ્હર, એ. ઈ. વો. ૧ પા. ૨૨૯ ૨ પાંચ કલ્યાણિક—નેમિનાથ દેવનું ગર્ભમાં આવવું, જન્મ, દીક્ષા ધારણ કરવી, જ્ઞાન પ્રાપ્ત થવું અને મુક્તિ થવાની સંવત્સરીઓના દિવસો. ૩ કવિલાસ કદાચ વિશેષ નામ હોવાનો સંભવ હોય.

"(જ્યારે) ઉન્નત મનવાળાઓ આ વ્રત કરે પછી કપાલ, કમંડલ, વલ્કલ, સિત અને રકત જટા વિગેરેની શું જરૂર છે?"

૨૬ મી પંક્તિમાં કહેલો રાજા કાન્હડદેવ એ આગલા લેખમાં બતાવેલો પરમાર કૃષ્ણ-રાજદેવ જ છે.

છેલ્લી પંક્તિ(૩૧)માં કહ્યું છે કે, મહારાજ કુલશ્રી સોમસિંહદેવે આ પવિત્ર લૂણસિંહવસહિકામાં એક શાસન વડે પવિત્ર નેમિનાથદેવને વાહિરહદીમાં ડવાણી ગામ તે દેવની પૂજા તથા અંગભોગ માટે આપ્યું. છેવટે લેખમાં ભવિષ્યના પરમાર વંશના રાજાઓને આ દાન યાવચ્ચંદ્ર-દિવાકરો રાખવા માટે સોમસિંહદેવની વિનંતી છે.

લેખમાં આપેલાં સ્થળોમાંથી નીચેનાં હું ઓળખાવી શકયો છું:—

અર્બુદ પર્વત ઉપરનું દેઉલવાડાગામ ઈન્ડિયન એટલાસમાં લે. ૨૪°૩૬ ઉત્તર; લોં. ૭૨°૪૩ પૂર્વ ઉપર આવેલું દિલ્વારા છે. ઉમ્બરણીકી નકશામાં દિલ્વારાની દક્ષિણમાં—અગ્નિ-કોણમાં ૭ માઈલ ઉપર આવેલું ઉમની છે. ધઉલી ગામ દિલ્વારાની પશ્ચિમ–નૈરૃત્ય કોણમાં ૮½ માઈલ ઉપરનું ધૌલી છે. મુણ્ડસ્થલનું મહાન્ તીર્થ કદાચ નકાશામાં દિલ્વારાની અગ્નિ કોણમાં ૮½ માઈલ ઉપરનું સુર્થલ હશે. ગડાહડ ગામ નકશામાં દિલ્વારાની દક્ષિણ–નૈરુત્ય કોણમાં ૧૧ માઈલ ઉપરનું ગદર, જો ગડાર (ગડાડ)ને બદલે લખેલું માનીએ તો હોય. સાહિલવાડા એ દિલ્વારાની પશ્ચિમે વાયવ્યમાં ૮½ માઈલ ઉપર આવેલું સેલ્વારા છે. અર્બુદ પર્વતની નજીકમાં જણાવેલાં ગામોમાં, આબુય નકશામાં દિલ્વારાની અગ્નિકોણમાં ૧½ માઈલ ઉપરનું આબુ છે. ઊતરછ દિલ્વારાની ઈશાન કોણમાં ૫½ માઈલ ઉપરનું ઉત્રજ છે. હેઠઉંજી દિલ્વારાની દક્ષિણે ૨ માઈલ ઉપરનું હેતંજી છે. સિહુર દિલ્વારાની ઈશાનમાં ૮ માઈલ ઉપરનું સેર છે. કોટડી કદાચ નકશામાં દિલ્વારાની પૂર્વમાં ૭ માઈલ ઉપર બતાવેલું કોત્રા હોય. સાલ કદાચ દિલ્વા-રાની પૂર્વ–અગ્નિ કોણમાં ૧ માઈલ પરનું સલગામ હોય. ઓરાસા દિલ્વારાની ઈશાનમાં ૩ માઈલ ઉપર ઓરિઆ નામના ગામને મળતું આવે છે. પરંતુ બન્ને એક જ છે, એમ માનવા માટે નકશામાં આપેલું નામ ખોટું છે, એમ માનવું જોઈએ.

લેખની છેલ્લી બે પંક્તિઓ, જે ઉપર કહ્યું છે તેમ પાછળથી ઉમેરી છે, તેમાં પવિત્ર કૃષ્ણ રૂષિના વંશજ ન્યાયચન્દ્રસૂરિએ બે શ્લોકમાં રચેલી આબુ પર્વતની પ્રશસ્તિ, તથા કોઈ યાત્રાળુ આ મંદિરની યાત્રાએ આવ્યો હતો તેની એક ટૂંકી નોંધ આપી છે.

નં૦. ૩–૩૨ સુધીના નાના લેખો, જે બધા હાલ પહેલી વાર પ્રસિદ્ધ કર્યા છે, તે જૈન પદ્ધતિની નાગરી લિપિમાં અને સંસ્કૃત ભાષામાં લખેલા છે, જો કે, વિશેષ નામો ઘણાં ખરાં પ્રાકૃત રૂપમાં આવે છે. એક વાર, નં૦ ૪ માં 'ચંડપ'માં 'ડ'ને, બુહ્લરના "ઈન્ડીયન પેલી ઓગ્રાફી"માં પ્લેટ ૫ કોલ. ૧૬ પં. ૨૨ માં, ભીમદેવ ૧ લાના એક લેખમાંથી આપેલો ખાસ આકાર આપ્યો છે.

### अक्षरान्तर[1]

१ ओं[2] ॥ ओं नम .... ... [ संव ]व् १२८७ वर्षे लौकिकफाल्गुनवदि ३ रवौ अद्येह श्रीमदणहिलपाटके चौलुक्यकुलकमलराजहंससमस्तराजावलीसमलंकृ-[3] तमहाराजाधिराजश्रीभ- .... ...

२ विजयिराज्ये त .... .... ।श्रीवशिष्ट[4] कुंडयजनानलोद्भूतश्रीमद्धूमराजदेव-कुलोत्पन्नमहामंडलेश्वरराजकुलश्रीसोमसिंहदेवविजयिराज्ये तस्यैव महाराजाधिरा-जश्रीभीमदेवस्य प्रसा[ द ] .... ...

३ रात्रामंडले श्रीचौलुक्यकुलोत्पन्नमहामंडलेश्वरराणकश्रीलवणप्रसाददेवसुतमहामंड-लेश्वरराणकश्री वीरधवलदेवसत्कसमस्तमुद्राव्यापारिणा श्रीमदणहिलपुरवास्तव्यश्री-प्राग्वाटज्ञातीयठ° श्रीचंड[ प ][5] ... ...

४ चंडप्रसादात्मजमहं° श्रीसोमतनुजठ° श्रीआसराजभार्याठ° श्रीकुमारदेव्योः पुत्रमहं° श्रीमल्लदेवसंघपतिमहं° श्रीवस्तुपालयोरनुजसहोदरभ्रातृमहं° श्रीतेजःपालेन स्वकीय-भार्यामहं° श्रीअनुपमदेव्यास्तत्कुक्षि[ सं ][6] .... ....

५ वित्रपुत्रमहं° श्रीलूणसिंहस्य च पुण्ययशोभिवृद्धये श्रीमदर्वुदाचलोपरि[7] दउलवाडा-ग्रामे समस्तदेवकुलिकालंकृतं विशालहस्तिशालोपशोभितं श्रीलूणसिंहवसहि-काभिधानश्रीनेमिनाथदेवचैत्यमिदं कारितं ॥ छ [ ॥ ]

६ प्रतिष्टितं[8] श्रीनागेंद्रगच्छे श्रीमहेंद्रसूरिसंताने श्रीशांतिसूरिशिष्यश्रीआणंदसू-रिश्रीअमरचंद्रसूरिपट्टालंकरणप्रभुश्रीहरिभद्रसूरिशिष्यैः श्रीविजयसेनसूरिभिः ॥ छ ॥ अत्र च धर्म्मस्थाने कृतश्रावकगोष्ठिकानां नामा-

७ नि यथा ॥ महं° श्रीमल्लदेवमहं° श्रीवस्तुपालमहं° श्रीतेजःपालप्रभृतिभ्रातृत्रयसंतान-परंपरया तथा महं° श्रीलूणसिंहसत्कमातृकुलपक्षे[9] श्रीचंद्रावतीवास्तव्यप्राग्वाटज्ञाती-यठ° श्रीसावदेवसुतठ° श्रीशालिगतनुजठ°

८ श्रीसागरतनयठ° श्रीगागापुत्रठ° श्रीधरणिगभ्रातृमहं° श्रीराणिगमहं° श्रीलीलातथाठ° श्रीधरणिगभार्याठ° श्रीतिहुणदेविकुक्षिसंभूतमहं° श्रीअनुपमदेविसहोदरभ्रातृठ° श्रीखीम्वसीहठ° श्रीआम्वसीहठ° श्रीउदलॅ[10]

९ तथा महं° श्रीलीलासुतमहं° श्रीलूणसीह तथा भ्रातृठ° जगसीहठ° रत्नसिंहानां सम-स्तकुटुम्वेनें[11] एतदीयसंतानपरंपरया च एतस्मिन्धर्म्मस्थाने सकलमपि स्नपनपूजा-सारादिकं सदैव करणीयं निर्वाहणीयं च ॥ तथा ।

---

१ ઓશરીમાં ખૂણામાં ચણેલ સફેદ શિલા ઉપર છે. મી. કઝીન્સના લીસ્ટનો નં. ૧૭૪૧
२ ચિહ્નરૂપે છે ३ પૂર્તિ કરો— श्रीभीमदेव ४ વાંચો वशिष्ठ. ५ પૂર્તિ કરો— श्रीचंडपसुतठ श्री—
६ પૂર્તિ કરો— संभूतप- ७ વાંચો श्रीमदर्बुदा ८ વાંચો प्रतिष्ठितं ९ पक्षे નો प થ માંથી સુધાર્યો છે
१० વાંચો श्रीखीम्बसीहठ श्रीआम्बसीह ११ વાંચો कुटुम्बेन.

ભાષાન્તર

( ૧ ) કલિયુગમાં કલ્પતરૂ સમાન શાશ્વત્ શ્રેયરૂપી અત્યંત સુખના ઉદધિના શશિ સમાન, અમરતાનો એક જ હેતુ, જેની ઇચ્છાથી ત્રણ જગત જાગે છે અને નિદ્રા કરે છે અને જે ચંદ્રનું રક્ષણ કરનાર રસાયણ છે તે સોમેશ્વર તમારૂં શ્રેય કરો.

( ૨ ) વિશ્વની વિપત્તિઓનું ઘન તિમિર હણવા ઉદય થતા ઇન્દુશ્રેણીની પ્રભાની આસપાસ જાણે કે કૂદતાં હોય નહી તેવાં વિશ્વેશ્વરના ચરણની અતિ ઉજ્જવલ અને રમ્ય રક્ત આંગળીઓના નખનાં કિરણો તેના જગતની તમારી અખિલ ભ્રાંતિનો નાશ કરો.

( ૩ ) હે સરસ્વતી માતા ! સર્વ પાપ હણનાર વિશ્વના સ્વામિ ગંડના ચરિતનું ઉપનિષદનું જ્યાંસુધી હું વર્ણન કરૂં ત્યાં સુધી પૂર્ણ વિકસેલા કમળ સમાન રમ્ય આ મારૂં મુખ અલંકારિત કર.

( ૪–૫ ) કલિયુગમાં દુષ્ટ નૃપો નીચે ધર્મ અદૃશ્ય થતો જોઈ, પિનાકપાણિએ પોતાનાં સ્થાનનો ઉદ્ધાર કરવાના અભિલાષથી સંકેત પ્રમાણે પોતાના અંશનું અવતરણ કરવા વિચાર કર્યો, અને કાન્યકુબ્જના રમ્ય દેશમાં ત્રણ યજ્ઞના અગ્નિને આહુતિ અર્પી પોતાનાં પાપનો નાશ કરનાર. અને વેદના શ્લોકો કે વેદાન્ત મનનથી ચિંતાનો અંત આણનાર શ્રેષ્ઠ દ્વિજના ગૃહમાં જગતના કલ્યાણ અર્થે જ જન્મ લીધો.

( ૬–૭ ) શ્રી વિશ્વનાથમાંથી અવતરેલો તપનો નિધિ, પૂર્વના સંસ્કારથી ચૌદ વિદ્યામાં બાલપણમાં અધ્યયન વિના નિપુણતા પ્રાપ્ત કરનાર અને મહાકાલદેવના મઠના ભકતોનો શિષ્ય આ દ્વિજ તપ માટે અવન્તિ ગયો.

( ૮ ) વિશ્વના રૂપમાં ગુણોનું કારણ, અને શાશ્વત્ સુખ રૂપ શ્રેષ્ઠ અવિનાશી તત્ત્વ સાથે પોતાની એકતા વિષે થોડાં મીંચેલાં નેત્રોથી કઠિન ધ્યાનમાં આ બ્રાહ્મણે ઘણા દિવસો બલ્કે ઘણાં વરસો ગાળ્યાં.

( ૯ ) મન્દરાચલ ગિરિથી મન્થન થવાથી ક્ષુબ્ધ સાગર પેઠે શત્રુ નૃપ સમાન પયોદધિમાંથી ... ... ... બીજો ચંડ થયો તે અહર્નિશ પ્રકાશતો હતો ત્યારે તેની સેનામાંના નૃપતિઓની પત્નીઓનાં અસંખ્ય વદનકમળમાં કયું મુખ પૂર્ણ વિકસેલા કુમુદનું સૌંદર્ય ધારણ ન કરતું ?

( ૧૦ ) ચન્દ્રાર્ધ શિર પર ધારનાર અવન્તિનું ભૂષણ શંકરે, તેના પાખંડ મતથી થએલી ભયંકરતાનો વિચાર કરીને પોતાનાં શહેરનું રક્ષણ કરવાના અભિલાષથી કુમારપાલ નૃપને અને મઠના અધિપતિને સત્ય ઉપદેશ આપ્યો.

( ૧૧–૧૨–૧૩ ) દેવોના આ ગુરૂના ઘરમાં શશિ વિનાના સ્વર્ગ સમાન, સૂર્યવિનાના કમળ સમાન, કામદેવથી ત્યક્ત રતિ સમાન, કમલા ( લક્ષ્મી ) ... ... વાદળાંથી રક્ષિત સ્વયંવરમાં પોતાના પ્રિયતમને નિત્ય શોધતી પ્રતાપદેવી નામની પુત્રી જન્મી હતી. સર્વ રૂપ અને વિવેકના નિવાસસ્થાન ગુરૂ ગંડની પુત્રી ... ... યજ્ઞની ભૂમિમાંથી પ્રગટેલી સીતા સમાન હતી. ઉચ્ચ અન્વયની અને એક જ સ્થળે સંકીર્ણ સર્વસુખના નિવાસ સ્થાન રૂપ એવી તેણિની, સૌંદર્યના સરોવરમાં કમલિની શ્રીપતિ( વિષ્ણુ )ની પત્ની, બાળ સરસ્વતી અને સ્મરરિપુ( શંકર )ની ... ... એમ કવિવરો વિવિધ કલ્પનાઓ કરે છે.

( ૧૪ ) સુરપતિના ગુરૂના ચાર પુત્રો પૃથ્વીના અલંકાર જેવા સાગર સમાન હવા અને સમસ્ત લક્ષ્મી અને યશનું નિવાસ સ્થાન હતા. તેમાં જ્યેષ્ઠ અપરાદિત્ય હતો તેમાંથી પોતાના. શત્રુઓના મનોરથોના મહા દુર્દૈવ સમો ધર્માદિત્ય હતો.

( ૧૫ ) તેને ધર્મનો માર્ગ અનુસરનાર અને પાપથી અસ્પર્શિત સોમેશ્વરદેવ પુત્ર હતો. તેનો અનુજ કામદેવનો દર્પ ઉતારનાર રૂપવાળો ભાસ્કર કહેવાતો હતો.

( ૧૬ ) શ્રી કાશીશ્વર, શ્રીમાલવપતિ, શ્રી સિદ્ધરાજ અને અન્ય નૃપો તેને ભૂમિ પર ધર્મનો નાયક માની તેની શ્રદ્ધાથી પૂજા કરતા. વેદી સમાન ભૂમિ પર અગ્નિ જેવા પ્રકાશિત અને ઉજ્જવળ શ્રી ભાવબૃહસ્પતિ તેના વેદ સમાન ચાર પુત્રો સહિત બ્રહ્મા જેમ પૂજ્ય સ્થાન થયો.

( ૧૭ ) ભાવ બૃહસ્પતિએ સત્વ, રજસ્ અને તમસ્‌ના ત્રણ ગુણોવાળા બ્રહ્મા, વિષ્ણુ અને રૂદ્ર એ દેવોની સ્થાપના કરી અને દેહોત્સર્ગના કિરનારે પગથીઆંની સીડી કરાવી.

( ૧૮ ) તે દરમ્યાન ત્રિભુવનના ભૂષણ શ્રી સોમનાથે પ્રભાતે સ્વપ્નમાં વિશ્વેશ્વરરાશિ નામના મુનિને આજ્ઞા કરી.

( ૧૯ ) હે બાળ ! તારો પોતાનો નિવાસ રક્ષવા અહીં જન્મેલો તું પ્રતાપી અને ખ્યાતિ વાળો મારો અંશ છે. આથી તું જે સમર્થ છે તે ધર્મ વિરૂદ્ધ આચારવાળા કે વિમુખજનોને શિક્ષા કરશે.

( ૨૦ ) રાત્રે જે બન્યું તે પર મનન કરીને અને નિવાસના અધિપતિથી સવારે પ્રાર્થિત થઈને તે ઇન્દુવાળા પ્રભુના નિવાસને રક્ષવાના અભિલાષવાળો સહસ્રકિરણવાળા સૂર્ય સમાન પ્રકાશ્યો.

( ૨૧ ) શિવ સમાન પ્રભા અને કળાવાળા, સૂર્ય સમાન તેજસ્વી અને અપ્રતિમ રૂપવાળા દેહવાળા તે વિશ્વેશ્વર રાશિએ ત્રણ શક્તિ ( પ્રભાવ, મંત્ર અને ઉત્સાહ ) સમાન તેની પત્ની પ્રતાપદેવીને પત્ની તરીકે ગ્રહણ કરી.

( ૨૨ ) જ્યારે કુમારપાલ સ્વર્ગમાં ગયો અને અર્ધા ઇન્દ્રાસનનો ઉપભોગ કરતો ત્યારે જયપાલ જેનાં ભ્રમર ઉંચાં કરવાથી જ માત્ર તેના શત્રુઓ નાશ પામતા તે નૃપ થયો.

( ૨૩ ) ( આ શ્લોક તદ્દન સ્પષ્ટ નથી પણ તેનો સાર જણાય છે કે )—જ્યારે જયપાલ નૃપની પ્રૌઢ વાણીથી તે સ્થાનની પ્રજાને પ્રસન્ન કરવા માટે શ્રી સોમની સ્થિતિ ઉદ્ધારી ત્યારે તે ગંડના પદ પર ગંડતીર્થેશ્વર તરીકે નૃપથી સ્થાપિત થયો.

( ૨૪ ) શ્રીમદ્ ચતુર્જાતકના લતાના જેવા હારથી વિરાજિત અધિપતિ પદ પ્રાપ્ત કરીને વૃષના આસનવાળા, ઇન્દ્ર વગેરે દેવોથી પૂજાતા શંકર જેવોજ સુંદર તે લાગતો.

( ૨૫-૨૬ ) ( શંકર )ની કલાના ન્હાના અંશમાંથી જન્મેલા, નન્દીશ સતત પૂજાથી સર્વ વિઘ્ન હણનારે નિજપદ પ્રાપ્ત કર્યું ત્યારે તેનો પુત્ર મૂલરાજ નૃપ જે ધર્મજ્ઞાની હતો અને વિખ્યાત હતો તે તેના પછી ગાદી પર આવ્યો. તે પણ પૂજતો ... ... જે પૂજાતો ... ...

( ૨૭ ) ચૌલુક્ય અન્વયથી પૂજાતો હતો તેના પ્રભાવથી, એક નારી પણ હમીર નૃપ જે ... ... ... ... નો યુદ્ધમાં સ્હેલાઇથી પરાજય કરતી.

( ૨૮ ) તેના પિતાને મળવાની ઉત્કંઠા હોય તેમ મૂલરાજ યૌવનમાં જ સ્વર્ગમાં ગયો. પછી ભીમદેવ રાજ્યશ્રીનો સ્વયંવરથી પતિ થયો.

( ૨૯ ) નૃપોના મુગટમણિ સમાન, જેના ચરણ ... ... ... ની પ્રભાથી અલંકારિત થતા, જે શત્રુનાં જે શહેરોને પોતાના પ્રતાપની જવાળાથી દાવાગ્નિ સરખો હતો, જે અતિ ચંચલ અને અદ્દ્ભુત શક્તિ સંપન્ન હતો તેણે રાજ્યધુરી ધારણ કરી.

( ૩૦ ) ... ... ... ... જગદેવ નામથી વિખ્યાત ... ... જેણે તેના બાલમિત્રો સહિત ભીમદેવને પ્રયત્નપૂર્વક સહાય કરી.

( ૩૧ ) તેના બે દંડ સમાન હસ્ત ... ... ... ( તે ) પ્રિથિરાજની કમળ સમાન રાણીને ઈન્દુ સમાન બન્યો.

( ૩૨ ) તેનાથી પણ ... ... ... વિશ્વવિજેતા(=પૃથ્વીપર ઈન્દ્ર ) વિષ્ણુની પૂજા પ્રસરી.

( ૩૩ ) તે જે ધનિક હતો તેણે સોમનાથનું મેઘનાદ નામનું મંદિર બંધાવ્યું ... ... ...

( ૩૪ ) મંડપ બંધાવી ... ... ... ... ... ... ... ...

( ૩૫ ) રાજ્યપદવી પ્રાપ્ત કર્યા પછી તરત જ તે રાજસ્થિતિ( કાર્યો )ના વિચારમાં ગુંથાયો હતો છતાં ... ... ... મહાઆદરથી શ્રી ગંડવિશ્વેશ્વરની વારંવાર પૂજા કરતો. તે બ્રાહ્મણોનો અલંકાર હતો અને પૂજા કરવા યોગ્ય હતો ... ... ... ... ( આ પછીની ૮ પંક્તિઓ તદ્દન ઘસાઈ ગઈ છે અને તે વાંચી શકાતી નથી ).

નં૦ ૨૦૬

# ત્રિભુવનપાલનું દાનપત્ર[1]

વિક્રમ સંવત્ ૧૨૯૯ ચૈત્ર સુદ ૬ સોમવાર.

## अक्षरान्तर

### पतरूं पहेलुं

१ स्वस्ति राजावलीपूर्व्ववत्समत्सराजावलीसमलंकृतमाहाराजाधिराजपरमेश्वरपरमभट्टा-रकचौलुक्यकु-

२ लकमलविकासैनकमार्त्तंड श्रीमूलराजदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरश्री-चामुंडराज-

३ देवपादानुध्यात महाराजाधिराजपरमेश्वर श्रीवल्लभराजदेवपानुध्यातमहाराजा घिराजपर-

४ मेश्वरश्रीदुर्ल्लभराजदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वरश्रीमद्भीमदेवपादानुध्यात-महा-

५ राजाधिराजपरमेश्वरत्रैलोक्यमल्ल श्रीकर्ण्णदेवपादानुध्यातमहाराजाधिराजपरमेश्वर-परमभ-

६ ट्टारक अवन्तीनाथत्रिभुवनगंडबर्बरकजिष्णुसिद्धचक्रवर्ति श्रीजयसिंहदेवपादानुध्या-तमहाराजा-

७ धिराजपरमेश्वरपरमभट्टारकस्वभुज विक्रमरणांगणविनिर्ज्जितशाकंभरीभूपाल श्रीकुमारपाल-

८ देवपादानुध्यातमहाराजाधिराज परमेश्वरपरमभट्टारकमहामाहेश्वर प्रबलबाहुदंडद-र्प्परूप-

९ कंदर्प्पहेलाकरदीकृतसपादलक्षक्ष्मापाल श्रीअजयपालदेवपादानुध्यातमहाराजाधि-राजपर-

१० मेश्वरआहवपराभूत दुर्ज्जयगर्ज्जनकाधिराजश्रीमूलराजदेवपादानुध्यातमहाराजाधि-राजप-

११ रमेश्वरपरमभट्टारक अभिनवसिद्धराजसप्तमचक्रवर्त्तिश्रीमद्भीमदेवपादानुध्मातमहारा-जाधि-

१२ राजपरमेश्वरपरमभट्टारकसौर्योदार्यगांभीर्यादिगुणालंकृत श्रीत्रिभुवन पालदेवः स्व-भुज्यमा-

---

૧ ઈ. એ. વો. ૬ પા. ૨૦૮ જી. બુલ્હર પતરાંનું માપ ૧૧"×૧૩ ½" લિપિ–જૈન દેવનાગરી સ્થિતિ સુરક્ષિત છે. ‡ પં. ૧૨ વાંચો શૌર્यो. § પં. ૧૬ વાંચો फाल्गु; मावास्यायां. પં. ૨૦ વાંચો काष्ठ; दंडद के. ९६

१३ नविषयपथकदंडाद्दीपथकयोरन्तर्व्वार्त्तिनः समस्तराजपुरुषान् ब्राह्मणोत्तरांस्तन्नियु-
क्ताधिकारिणो

१४ जनपदांश्च बोधयत्यस्तु वः संविदितं यथा ॥ श्रीमद्विक्रमादित्योत्पादितसंवत्सर-
शतेषु द्वादशसु नव-

१५ नवत्युत्तरेषु चैत्रमासीयशुक्लषष्ठ्यां सोमवारेऽत्रांऽकतोऽपि संवत् १२९९ वर्षे चैत्र-
शुदि ६ सोमेऽ-

१६ स्यां संवत्सरमासपक्षवारपूर्व्विकायां सां० लौ० फागुणमासीयअमावाश्यायां संजा-
तसूर्यग्रहणपर्व्वणि

१७ संकल्पितात् तिथावद्येह श्रीमदणहिल्लपाटके स्नात्वा चराचरगुरुं भगवंतं भवानी-
पतिमभ्यर्च्चर्य संसा-

१८ रासारतां विचिंत्य नलिनीदलगतजललवतरलतरं प्राणितव्यमाकलय्य ऐहिकामुष्मिकं
फलमंगी-

१९ कृत्य पित्रोरात्मनश्च पुण्ययशोभिवृद्धये भांषरग्रामराजपुरिग्रामौ स्वसीमा
[ पर्यन्तौ सवृक्ष ]

२० मालाकुलकाष्टतृणोदकोपेतौ सहिरण्यभागभोगसदंडौ दशापराधौ [ सर्व्वादायस ]

पतरूं बीजुं

१ मेतौ नवनिधानसहितौ पूर्व्वप्रदत्तदेवदायब्रह्मदायवर्ज्जं राणा० श्रीलुणपसा ....
माऊल-

२ तलपदे स्वीयमातृ० राज्ञी श्रीसलखणदेविश्रेयोऽर्थकारितसत्रागारे कार्प्पटिकानां
भोजनार्थं शासनोदकपूर्व्वं.

३ मस्माभिः प्रदत्तौ ॥ भांषरग्रामस्याघाटा यथा ॥ पूर्वस्यां कुरलीग्रामदासयजग्रा-
मयोः सीमायां सीमा । दक्षिणस्यां

४ कुरलीग्रामत्रिभग्रामयोः सीमायां सीमा । पश्चिमायां अरठउरग्रामउंझाग्रामयोः
सीमायां सीमा । उत्तरस्यां

५ उंझाग्रामदासयजग्रामकाम्वलीग्रामाणां सीमायां सीमा ॥ राजपुरिग्रामस्याघाटा
यथा ॥ पूर्व्वस्यां कूलाव [ सण ]

६ ग्रामडांगरौआग्रामयोः सीमायां सीमा । आग्नेयकोणे चंडावसणग्राम इंद्रावडग्रा-
मयोः सीमायां सीमा ।

७ दक्षिणस्यां आहीराणाग्रामसीमायां सीमा । पश्चिमायां सिरसाविनंदावसणग्रामयोः
सीमायां सीमा । वायव्य-

पं. १६ वांचो फाल्गु. ; मावास्यायां. पं. २० वांचो काष्ठ; दंड्द. पं. २ वांचो देवी. श्रेयोर्थं.

८ कोणे उंटऊयासिरसाविग्रामयोः सीमायां सीमा । उत्तरस्यां नंदावसणग्रामसीमायां सीमा । ईशानको-

९ णे कुईयलग्रामसीमायां सीमा ॥ एवममीभिराघाटैरुपलक्षितौ ग्रामावेतावगम्य तन्निवासिजन-

१० पदैर्यथादीयमानदानीभोगप्रभृतिकं सदाज्ञाश्रवणविधेयैर्भूत्वाऽमुष्मै सत्रागाराय समु [प ]नेतव्यं ॥ सामा-

११ न्यं चैतत्पुण्यफलं मत्वास्मद्वंशजैरन्यैरपि भाविभोक्तृभिरस्मत्प्रदत्तधर्म्मदायोऽयमनुमंतव्यः । पालनीय-

१२ श्च । उक्तं च भगवता व्यासेन ॥ षष्टिर्वर्षसहस्राणि स्वर्गे तिष्ठति भूमिदः । आछेत्ता चानुमंता च तान्येव नरकं व-

१३ सेत् ॥ १ याता यांति महीभुजः क्षितिमिमां यास्यंति भुक्त्वाऽखिलां नो याता न च यांति यास्यति नवा केनाऽ-

१४ पि सार्द्धं धरा । यत्किंचिद्भुवि तद्विनाशि सकलं कीर्त्तिः परं स्थायिनी मत्वैवं वसुधाधिपाः परकृता लोप्यान

१५ सत्कीर्त्तयः ॥ २ बहुभिर्वसुधा भुक्ता राजभिः सगरादिभिः । यस्य यस्य यदा भूमी तस्य तस्य तदा फलम् ॥ ३ ॥

१६ लिखितमिदं शासनं कायस्थान्वयप्रसूतदंड० सातिकुमारसुत आक्षपटालिक ठ० सोमसिंहेन ॥ ६ ॥

१७ दूतकोऽत्र ठ० श्रीवयजलदेव इति शासनमिदं मांडल्यां श्रीमूलेश्वरदेवम [ भ्यर्च्च्य ]

१८ स्थानपति श्रीवेदगर्भराशेः समर्प्पितमिति ततोऽनेन तथैतदीयसंतानपरंपरयाऽपि आचंद्रार्कं अन-

१९ योर्ग्रामयोरायपदं सत्रागारेऽस्मिन् उपयुक्तं कार्यं ॥ कल्याणमस्तु साधूनां ॥ छ ॥ ॥ छ ॥ छ ॥ अनयोर्ग्रा-

२० मयोः सीमायां तांबुलिकवणिज्यारकपथिकप्रभृतीनां मध्यात् यः कोपि चौरैर्गृह्यते तस्य प्र-

२१ तिकार अनयोर्ग्रामयोः सत्कभोत्कारपार्श्वात् प्रतीति-*

२२ लभ्या ॥ ऊद्धलागभागो नहि ॥

श्रीत्रिभुवनपालदेवस्य

---

पं. १२ वांचो षष्टिंव; सहस्राणि; नरके. पं. २१ वांचो तिकारोन; भोक्तृपार्श्वात्.

સારાંશ

૧ પ્રસ્તાવના—

( अ ) વંશાવલીઃ—પહેલા ૧૧ રાજા મૂલરાજ ૧ થી ભીમદેવ ૨ સુધી. વિક્રમ સંવત્‌૧૨૯૬ ના નં. ૯ પ્રમાણે છે. વધારામાં રાજા ( ૧૨ ) મો ત્રિભુવનપાલદેવ છે.

( ब ) અણહિલપાટકનો ત્રિભુવનપાલ વિષય અને દંડાહીપથકના રાજપુરૂષો અને નિવાસીઓને વિક્રમ સંવત ૧૨૯૯ ચૈત્ર સુદી ૬ સોમવારે નીચેનું દાન જેને માટે તેણે તેજ વર્ષના ફાલ્ગુન માસની અમાસે સૂર્યગ્રહણ વેળાએ સંકલ્પ કરેલો તે જાહેર કરે છે.

૨ દાનની વસ્તુ—

( ૧ ) ભાંયહરં ગામ. તેની સીમાઃ—

( अ ) પૂર્વે કુરલી અને દાસયજ ગામો
( ब ) દક્ષિણે કુરલી ત્રિભ ગામો
( क ) પશ્ચિમે અરઠૌર અને ઉંઝા, ગામો
( ड ) ઉત્તરે ઉંઝા, દાસયજ અને કાંઅલી ગામો

( ૨ ) રાજપુરી ગામ. તેની સીમાઃ—

પૂર્વે ઉલાવ( સણ ) ને દાંગરૌઆ
દક્ષિણ પૂર્વે ચંડાવસણ અને ઈન્દ્રાવાડા ગામો
દક્ષિણે આહીરણા ગામ
પશ્ચિમે સિરસાવિ અને નન્દાવસણ ગામો
ઉત્તર પશ્ચિમે ઉણ્ટઊયા અને સિરસાવિ ગામો
ઉત્તરે નન્દાવસણ ગામ
ઉત્તર પૂર્વે કુઈલિય ગામ

૩ દાનનો આશયઃ—

રાણા લૂણપસાઊએ તેની માતા રાણી સલખદેવીના પૂણ્યાર્થે માઊલના તલપદમાં બાંધેલા સત્રાગારમાં કાર્પટિકોના ભોજનાર્થે.

૪ રાજપુરૂષો—

લેખક અને દૂતક ભીમદેવના વિક્રમ સંવત ૧૨૯૬ નં. ૯ ના પ્રમાણે.

૫ અનુલેખ—

અનુલેખમાં જણાવે છે કે આ શાસન મંડલીમાં શૈવ મઠના સ્થાનપતિ શ્રીવેદગર્ભ રાશિને અર્પણ થયું અને તે અને તેના વંશજોને ટ્રસ્ટીઓ નીમ્યા છે. એક વધારાનો અનુલેખ ઉમેરે છે કે તે બે ગામના માલીકો તેની સીમામાં થતી લૂંટફાટ માટે જવાબદાર છે.